"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; પુ૦ ૩૨ મું.

# હૃષીકેશચંદ્ર.

( એક સાંસારિક નવલકથા. )

## ( ભાગ પહેલો. )

કર્તા

રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ. બી. એ.

પેટલાદ.

લાઇફ ઑફ સ્વામી વિવેકાનંદ; ગોલ્ડસ્મીથ્સ ડીઝર્ટેડ વિલેજ

વિથ્ નોટ્સ વગેરે; અને ધર્મનાં મૂળતત્ત્વો,

વિવિધ ધર્મવિચાર, ઇત્યાદિનો કર્તા.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા.

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.



કિંમત રૂ. ૩-૦-૦.

# અર્પણપત્રિકા.

## સમાધિસ્થ સ્વામી વિવેકાનંદજી મહારાજ.

ગુરૂદેવ !

હિંદના તપસ્વી, ઋષિવંશજ,
પુરાણ પુરૂષોત્તમની લગની લગાડનાર,
બ્રહ્મજ્યોતિને ચેતાવનાર,
નરવીરમાં શ્રેષ્ઠ નરેન્દ્ર.
યોગબળને અર્પનાર યોગેશ્વર,
દીવ્ય તેજના રાશિ, દુઃખીના સહાયક,
દેવદૂત, જોગીઓના જોગી,
ત્યાગી, વૈરાગી, બ્રહ્મના અનુરાગી.

આત્મજ્યોતિ, આત્મ સ્વરૂપમાં લય થયા હશો,
કે મુક્તિ ત્યજી વ્હાલા આર્યાવર્તના વિચારમાં લીન થતા હશો,
કે ભારતની પીડા ભાગવા ઉદ્યત થતા હશો,
કે જ્યોતિ રૂપે રહી અમ પામરોને પ્રોત્સાહન દેતા હશો,
કે પ્રેમભર્યાં ચક્ષુઓથી અમૃતવૃષ્ટિ વર્ષાવતા હશો,
કે ભારતના આર્ત, રોગીને માટે પ્રગટવા સમયની રાહ જોતા હશો!

બ્રહ્મજ્ઞાનના ભોગી ! ભારતના જોગી ! આ ' હૃષીકેશચંદ્ર '
-ને ચરણકમળમાં ધરવા કૃપા કરશોજી.

હું છું આપનો

આજ્ઞાંકિત સેવક

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ.**

# પ્રસ્તાવના.

જગતરૂપી રંગભૂમિ ઉપર અનેક પાત્રો આવે છે અને જાયછે કાળના પટ ઉપર અનેક ચિત્રવિચિત્ર વેશો ચિતરાય છે. તેમાં વીર, કરુણા, શૃંગાર, ભયાનક વગેરે રસો દૃષ્ટિગોચર થાય છે. સત્ય, દ્વાપર અને ત્રેતાયુગમાં કાળના પટ ઉપર અનેક ચિત્રો ચિતરાયાં છે, પણ તે હાલ કળીયુગના જેવાં બહુ વિવિધ અને વિચિત્ર નહીં હોય. કળીયુગમાં અનેક ચિત્ર વિચિત્ર વેશો ભજવાય છે. રાજાઓમાં, મહારાજાઓમાં, પ્રજાઓમાં, અને મનુષ્યોના વિચારોમાં અનેક ઉથલપાથલો થાય છે, અને થશે. સત્ય અને દ્વાપરમાં સત્ય અને ભક્તિનું સામ્રાજ્ય હતું. હાલમાં તે સામ્રાજ્ય વાણીજ્યને-દ્રવ્યને, મારા તારાને-સ્વાર્થ બુદ્ધિને -પ્રપંચને-જડવાદને આપવામાં આવ્યું છે. એને લીધે મનુષ્યોની રહેણી-કરણી, અને રીતભાતમાં તરેહતરેહવાર ફેરફારો દ્રષ્ટિએ આવે છે. માનવપ્રકૃતિ અનેક ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓને-વિચારોને-વશ થાય છે. એ પ્રવૃત્તિઓ અને વિચારો કયાં જઇને અટકશે તે મહા સમર્થ વિદ્વાનો પણ કહેવાને અસમર્થ છે. કેટલાક પ્રાચીન વિચારોને સેવે છે, કેટલાક અર્વાચીન પાશ્ચાત્ય વિચારોને જ અત્યંત શ્રેયસ્કાર માને છે. મનુષ્યો પોતાના વિચારો પ્રમાણે જ જીવનને ઘડે છે. આમ સર્વત્ર ભિન્નતા, વિચિત્રતા, અને અનેકતા દૃષ્ટિએ આવે છે.

સવાલ સહજ ઉભો થાય છે; "જગત ઉંચું ચઢે છે કે નીચે સરતું સરતું અધોગતિને પ્રાપ્ત થાય છે?" જગતના કેટલાક યોગીઓ અને મહા સમર્થ વિદ્વાનો કહે છે; "ભાઇઓ, આપણે આમ પશુઓની માફક મારામારી કરવાને સરજાયલા નથી. પરસ્પર પ્રેમ કરો, પ્રેમ કરો!" શ્રી કૃષ્ણે પણ ગીતાજીમાં અધ્યાત્મ જ્ઞાનનેજ-મોક્ષનેજ-પરમ પુરુષાર્થ માનેલું છે. જ્ઞાનીઓનો બોધ કંઇક છે અને જગત કંઇક જુદે માર્ગે વહી રહેલું છે. એ કયાં જઇને અટકશે તે કોઇથી કળી શકાતું નથી. પણ એટલું તો નક્કી જ છે કે જયાં સત્ય, નીતિ, અહિંસા પ્રવર્તે છે ત્યાં ભાવી જય પધારે છે, જયાં અનીતિ અને સ્વાર્થ પ્રવર્તે છે ત્યાં ભાવી અધોગતિ ઉઘાડી જ છે.

જગત અનેક ભિન્ન ભિન્ન માર્ગોએ વહી રહ્યું છે. જગતમાં ભિન્નતા તો રહેવાની જ. પણ એ ભિન્નતાની નીચે એકતાના સર્વ સામાન્ય તત્ત્વો સમજાઇ જળવાઇ રહે તો જગતમાં પ્રેમ અને ભ્રાતૃભાવ

વધે, અને જગતમાં અનેક પ્રકારનાં દુઃખ નષ્ટ થઇ જાય. મનુષ્યો—પ્રજાઓ અજ્ઞાનને લીધે જ દુઃખ માથે વહોરે છે. કયે માર્ગે જવું તે તેમનાથી કોઈવાર સમજાતું નથી. એ અજ્ઞાન દૂર થાય, મનુષ્યોના વિચારો કંઇક બદલાય અને ઉંચા થાય, કયે માર્ગે જવું તે સમજાય અને શ્રેયસ્કર માર્ગે તેમનું પ્રયાણ થાય, એ ઇષ્ટ છે.

આજે આપણી આગળ સંસારના અનેક પ્રશ્નો ઉભા થાય છે. એમાંના કેટલાકને ઉકેલી મનુષ્યને એવા કોઇ શ્રેયસ્કર માર્ગનું ભાન કરાવવું કે જેથી એનું કલ્યાણ થાય એ ઇચ્છવા જેવું છે. એવા હેતુથી કેટલાક વિચારો—વિષયોનું દોહન કરી એક ઉચ્ચ આદર્શવાળી નવલકથાદ્વારા તેમના સારાસારનો વિચાર કરવાનું ઉચિત ધાર્યું છે કે જેથી મનુષ્ય કયે માર્ગે જવું તેને માટે નિરાશ ન થતાં શ્રેયસ્કર માર્ગનેજ ગ્રહણ કરે અને તે માર્ગે જીવનને વહેવરાવી જીવનનું સાફલ્ય મેળવે.

ઉપલા હેતુવાળી અને આદર્શવાળી નવલકથા ગુજરાતી વાચક વર્ગના હાથમાં મુકતાં આનંદ થાય છે. આશા છે કે તેઓ તેને વધાવી લેશે. કથામાં વીર, કરુણા, રૌદ્ર, ભયાનક, રસોને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. તેમાં શૃંગાર આછો પાતળો અને ગર્ભિત રાખેલો છે. અધમ શૃંગાર કે બીભત્સને તેમાંથી દૂર જ રાખવામાં આવ્યો છે.

તેમાં જગતની દ્રષ્ટિ આગળ જુદાં જુદાં ઉચ્ચ આદર્શો ધરવાની સાથે સાથે કથાના રસને પણ જમાવ્યો છે, અને તે રસની સાથે ઉત્તમ જ્ઞાન મેળવ્યું છે. આશા છે કે વાચક વર્ગ કોઇપણ આદર્શને આદર્શ રૂપે લેશે અને તે પ્રમાણે જીવનને ઘડશે. તેમ થશે તો કર્તાનો હેતુ સફળ થયો લેખાશે.

ઉચ્ચ આદર્શવાળી આ નવલકથા ઘણી લાંબી અને છાપવાનાં સર્વ સાધનોની મોંઘવારી છતાં "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના સંપાદક ભાઇ જીવનલાલ અમરશી મહેતાએ છપાવવાનું ઉમંગથી સ્વીકાર્યું છે. અને આશા છે કે પુસ્તકમાળાનાં ઉત્તમ પંક્તિનાં પુસ્તકોમાં આ પુસ્તક સ્થાન પામવા સાથે લોકપ્રિય થઇ પડશે.

આ નવલકથાનો બીજો ભાગ "પુસ્તકમાળા" ના ગ્રાહકોને જેમ બનશે તેમ વહેલો આપવાની અમે ઉમેદ રાખીએ છીએ.

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ.**

# અનુક્રમણિકા

# ઉત્તમ પંક્તિની નવલકથાઓ.

## ચોખેરવાલી એટલે આંખની કણી !

**ડૉ. રવિન્દ્રનાથ ટાગોરકૃત સામાજીક ઉત્તમ નવલકથા.**
**બે ખંડમાં સંપૂર્ણ. બેઉ ખંડની કિં. રુ. અઢી.**

આ નવલકથા આપણા ઘરસંસારમાં બનતા અકલ્પિત રીતે બનાવોનું સાચું ને સુંદર ચિત્ર બતાવનારી છે. યુવાન વિધવા–પ્રગલ્ભા **વિનોદિની** અને સરલ, ભોળી નવયુવતિ **આશા**, તેમજ ચંચલવૃત્તિનો, ઉતાવળીઓ ને સ્વચ્છંદી ગર્ભશ્રીમંત **મહેન્દ્ર** તથા તેનાથી ઉલટાજ સ્વભાવનો પણ તેનો સાચો બાળમિત્ર **બિહારી** આ મુખ્ય ચાર પાત્રો અને સમય પરત્વે તેમના સ્વભાવ પરિવર્તન ઉપરથી કુદરતી જનસમાજનું બહુ ઉત્તમ પ્રતિનું શિક્ષણ વાંચનારને મળે છે.

**ડુબતું વહાણ**—કિંવા **પવિત્રતાની પ્રસાદી.** ડૉ. રવીન્દ્રનાથ ટાગોર કૃત લગભગ ૫૦૦ પૃષ્ટની નવલકથા. બીજી આવૃત્તિ–સોનેરી પુંઠું. **કિંમત રૂ. ચાર.**

## અનંગભસ્મ. નીલનેની અને ઉષાનન્દિની.

પ્રો. બેઇનની વાર્તાઓનાં આ ત્રણે ભાષાન્તર છે. 'અનંગભસ્મ' તથા "નીલનેની" રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. એ કરી છે; અને "ઉષાનંદિની" સ્વ. ઉર્મિલાએ લખી છે. આ ભાષાન્તરો એવાં સુમધુર છે કે તે વાંચતાં તન્મય થઇ જવાય છે. છપાઇ બંધાઇ પણ તેવીજ સુન્દર છે. દરેકની **કિંમત આઠ આના.**

**ઇન્દુકલા** પ્રો. બેઇનની વાર્તાનું ભાષાન્તર. કર્તા સ્વ. નલીનકાન્ત નરસિંહરાવ દિવેટીઆ. કિં. **દસ આના.**

**નૂરજહાંન** સેંટ નિહાલસિંગની એક વાર્તાનું ભાષાન્તર. કર્તા સ્વ. નલીનકાન્ત ન. દિવેટીઆ. કિં **બાર આના.**

**શાંતિદા** સ્વ. બ્હેન સુમતિ લલુભાઇ કૃત સામાજીક ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા યોગ્ય નવલકથા. કિં. **બાર આના.**

**સ્નેહગીતા** લેખક કલ્યાણરાય ન. જોશી બી. એ. તદ્દન નવીન પદ્ધતિથી લખાયેલું આ ઉત્તમ ને રસિકું અર્ધ વાર્તા જેવું પુસ્તક સ્ત્રીઓ તથા પુરુષો સર્વેને વાંચી વિચારવા તેમજ સમજવાની ખાસ જરૂર છે. કિં. રૂ. **સવા.**

# કથામંજરી—ભાગ પહેલો.

## ( સોનેરી નામનું સુંદર પુંઠું કિંમત—રૂ. બે. )

પહેલા ભાગમાં કોઇ સંગ્રહમાં ન આવેલી વિદ્વાન્ લેખકોની ખાસ ચુંટી કાઢેલી સ્નેહજીવનની નીચેની સોળ વાતો છે.

૧ **વેષધારી.** ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ. ), ૨ **તારાનું અભિજ્ઞાન.** ( રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ ), ૩ **એક રાત્રી.** ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર ), ૪ **અપરિચિતા.** ( રા. રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ ), ૫ **મણી.** (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), ૬ **વીસમી સદીની શકુંતલા.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ). ૭ **દોલત.** ( સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઈ મહેતા; બી. એ. ) ૮ **સુમનનો સંતાપ** ( રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલએલ. બી. ) ૯. **લગ્ન.** ( સૌ. શારદા મહેતા; બી. એ., ) ૧૦ “ **ગરબાવાળી.**” ૧૧ **પૈસો કે પ્રેમ ?** (રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ.) ૧૨ **વિચિત્ર સ્વયંવર.** ૧૩ **રેણુકા.** ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), ૧૪ **કમળાનો કજીઓ.** ૧૫ **પ્રિય બાલા.** ( રા રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) ૧૬ **લલિત—માધુરી.** (રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી સ્નેહવાર્તા. )

મુંબઇ યુનિવર્સિટીએ ૧૯૨૩ની સાલની સ્કૂલલિવિંગ પરીક્ષામાં ટેક્સ્ટબુક તરીકે પસંદ કરી છે.

# ધર્મપાળ.

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા ). ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બાબીલોનના પ્રાચીન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચવામાં આવી છે, અને તેથી સભ્ય જગતમાં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઇ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુ સંકલના અત્યંત ઉત્તમ હોવા ઉપરાંત તદ્દન નિર્દોષ છે. પાકું પુંઠું છે. કિંમત રૂ. ૨—૮—૦

# કથામંજરી—ભાગ બીજો.

(મોટાં પૃષ્ટ ૩૦૦ સોનેરી સુંદર બંધાઇ–કિંમત રૂ. ત્રણ)

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો–કથાઓ–છે.–

૧ **નિર્મળા** (લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહ-કથા), ૨ **ગુલછરીના બાગમાં ગુલાબ.** (લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા.), **બે મૃગનાયક.** (જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરૂણ કથા.) ૪ **સુખી રાજકુમાર.** (રા. રા. સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા.), ૫ **એક સ્વપ્ન.** (રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી.), ૬ **મદનનો મનોરથ.** (રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલએલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દ્રશ્ય.) ૭ **નિર્ભયતાની મૂર્તિ.** (લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.), ૮ **માછીની છોકરી.** (રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.), ૯ **ચતુર્મુખ–ચાર મુખનું કૌતુક.** (રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્‌ભુત વાર્તા), ૧૦ **બુદ્ધાદારબંધ.** (રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધચાતુર્યની અદ્‌ભુત વાર્તા), ૧૧ **વિચિત્ર વિલ.** (રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા) ૧૨ **હીરા માણેકની મોટી ખાણ.** (રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ.), ૧૩ **દુ:ખમાંથી સુખ.** (સ્વ. રાજકવિ કલાપી.), ૧૪ **માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ.** (એક સત્ય ઘટના).

---

# હાસ્ય કથામંજરી-ભાગ પહેલો

રા. બ. રમણભાઈ મહીપતરામે લખેલો ઉપોદ્‌ઘાત, રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીને લખેલી "પટેલપોથી" ની પ્રસ્તાવના તથા રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો "હાસ્યરસ" વિશેનો નિબંધ, અને સામાજીક તથા સાહિત્યવિષયક હાસ્યરસિક કટાક્ષમય ૨૭ લેખો, વાતો વગેરેનો આ અત્યંત રમુજી સંગ્રહ છે. આ માપનાંજ પૃષ્ટ ૨૫૦ ઉપરાંત. ગ્લેજ કાગળ ને સોનેરી નામનું સુન્દર પુંઠું. કિંમત રૂ. બે.

---

# રાજસ્થાનની વીર રમણી—ચંદા.

**ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. ૧-૧૨-૦**

આમાં ચારસો વર્ષ ઉપર થઈ ગએલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો, ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે સતી થઈ હતી. ઇતિહાસમાં આવા બનાવ ક્વચિતજ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્ભુત ને અત્યંત રસિક થઈ છે.

# સુશિક્ષિત સ્ત્રી.

## (બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ.)

ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું પુંઠું. કિંમત રૂ. એક.

# વિપિન.

**સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ કિં. રૂ. બે.**

**લેખક રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ; બી. એ.**

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમનાં ખોટાં ટાયલાંનો આમાં અંશ પણ નથી; પરંતુ સ્ત્રી-પુરૂષ કે બાળક સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કોઇને કાંઈ સારો પાઠ શીખવે તેવી છે.

# માયાનો બજાર.

**ચાલુ જમાનાની સામાજીક નવલકથા બે ભાગમાં પુરી.**

કિંમત—૧ લા ભાગની રૂ ૨; બીજા ભાગની રૂ ૨-૪-૦

સર વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક હરિનારાયણ આપટેની એક નવલ કથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દરામ નિલારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે. તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદ્રશ્ય ને મનોહર દ્રશ્ય છે. સ્ત્રીઓને પણ વિના સંકોચે વાંચવા આપવા લાયક છે.

# શારદાનું સ્વાર્પણ.

ચાલુ સમયની સામાજીક અને બોધક નવલકથા. લોકસેવાના ખરા માર્ગનું આમાં સચોટ વર્ણન છે. રા. પ્રેમચંદ કૃત હિંદી "સેવાસદન" ઉપરથી લેખક રા. દલપતરામ ભાઇશંકર. કિંમત રૂ. સવા બે.

---

# ચક્રવર્તી અશોક.

**અર્ધ ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા.**

**પૃષ્ઠ ૩૫૦ પુંઠું પાકું. કિંમત રૂ. અઢી.**

બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ અશોકના જીવનમાંના અનેક ધર્મયુદ્ધોમાંનાં એક કલિંગ યુદ્ધના મુખ્ય કથા ભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો. તે જ કલિંગ યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેનું જીવનસૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદૃશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમતિ, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ આમાં દૃશ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રિયનું ઉત્તમ ચરિત્ર, મૃગેન્દ્રરાજની કન્યા શોભનાનો તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ, ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલકથા એટલી તો મોહક તથા બોધક થઇ છે કે પુરી કર્યા વગર હાથમાંથી મુકવીજ ગમે નહીં.

લખોઃ- **જીવનલાલ અમરશી મહેતા.**

ઠે. પીરમશા રેડ—**અમદાવાદ.**

# પ્રતાપસિંહ.

ઉદેપુરના વીર શ્રેષ્ઠ મહારાણાની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કિંમત રૂ. દોઢ. આમાં રાણા પ્રતાપના જીવનના ઘણા પ્રસંગોનો ઉલ્લેખ છે. સાચી સ્વદેશભક્તિ, સાચી વીરતા અને માતૃભૂમિ પ્રત્યેનો સાચો પ્રેમ આ વાર્તામાં સ્થળે સ્થળે દેખાઇ આવે છે. દેશભક્તિની અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની માત્ર વાતો કરવાથી કાંઇ વળતું નથી; પરંતુ જાતિભોગ આપવાથી અને કાર્ય કરવાથીજ ખરૂં સાર્થક થાય છે ને સાધ્ય વસ્તુ મેળવાય છે, તેનું ચિત્ર આ નવલકથામાં ઓતપ્રોત ભરેલું છે.

**લખોઃ— જીવનલાલ અમરશી મહેતા,**

**પીરમશા રોડઃ—અમદાવાદ.**

# હૃષીકેશચંદ્ર.

## ભાગ પહેલો.

### પ્રકરણ ૧ લું.

### નીલકંઠ મહાદેવમાં.

ગુજરાતના ઉત્તર ભાગમાં મનહરપુર નામનું એક ગામ આવેલું હતું. તે ગામની બહાર એક પુરાતન કાળનું શિવાલય હતું. આ શિવાલયની આજુબાજુએ તેની લગોલગ અનેક પુષ્પલતાઓ અને વૃક્ષો ઉગેલાં હતાં. પુષ્પલતાઓએ તેના ઉપર વિંટળાઈને તેને આચ્છાદિત કરી નાંખેલું હતું, અને વૃક્ષો જાણે કે તે શિવાલય ઉપર ચામર ઢાળતાં હોય તેમ પોતાની છાયા કરી રહેલાં હતાં. આ છાયા એટલી બધી ગાઢ હતી કે મધ્યાન્હ સમય વગર કોઇપણ સમયે મહાદેવજીનું બાણુ દીવાવગર સ્પષ્ટ જોઈ શકાતું નહોતું. શિવાલયની આસપાસ એક મોટી ધર્મશાળા હતી અને વચમાં મોટો ચોક હતો. ચોકની અંદર અનેક જાતનાં તરૂઓ ઉગેલાં હતાં. આ રમણીય વૃક્ષની ઘટાઓમાં અનેક જાતનાં પક્ષીઓએ વાસ કરેલો હતો, તેથી સંધ્યા સમયે તેમનો કોલાહલ ચારે બાજુએ વ્યાપી રહેતો હતો. વિવિધ પ્રકારના વેલાઓ ત્યાં નજરે આવતા. જાઇ, જુઇ, મોગરો, ચંપો, ચંએલીનાં જુથ અહીં તહીં માલમ પડતાં. તાલ, તમાલ, એલચી, લવીંગ, સોપારી, અને નાળીએરીનાં વૃક્ષોની ઘટાઓ પાન્થજનોની બેઠક રૂપે થઈ રહેલી હતી. એક જગ્યાએ કદળીવન નજરે આવતું હતું, અને એક ખુણામાં દાડમડી, જામફળી, અને બીજાં ફળવાળાં વૃક્ષ દૃષ્ટિગોચર થતાં હતાં. વિવિધ પ્રકારના છોડવાઓ ફળના ભારથી નમી ગએલા ત્યાં દેખાતા. ચોકમાં ફરવા હરવાને

માટે આરસપહાણની પગથી નાંખવામાં આવેલી હતી. તે શિવાલયનો સઘળો પ્રદેશ લીલોતરીથી આચ્છાદિત થયેલો હતો. વચમાં એક મોટો ફુવારો ઉડતો નજરે આવતો. આ ચોકમાં ફળ અને પુષ્પ સદાએ પડેલાંજ દેખાતાં. અહીં સર્વને યથેચ્છ ફળાહાર કરવાની છૂટ હતી. ચોકમાં થઈને પંદર વીસ પગથીઆં ચઢીને શિવાલયમાં જવાતું હતું. શિવાલય સઘળું આરસપહાણનું બાંધેલું હતું. અંદરની બાજુએ જતાં રૂપાથી જડિત કમાડ નજરે આવતાં અને તેમની અંદર ડોકીયું કરતાંજ સ્ફટિકનું બનાવેલું મહાદેવજીનું પંચમુખી બાણુ દૃષ્ટિગોચર થતું. આ મહાદેવને લોકો નીલકંઠ મહાદેવ કહેતા. પ્રદેશ એટલો બધો અલૌકિક હતો કે તે સહજજ આ સૃષ્ટિના કર્તાનું ભાન કરાવતો. અહીંઆં સઘળું શાંત હતું, અને પવિત્રતાની છાયા સઘળે વ્યાપી રહેલી હતી. અનેક દુઃખિત આત્માઓને અહીંઆં શાંતિ મળતી. આ સ્થળ ઘણું એકાન્તમાં હોવાથી કોઈ કોઈ વાર કોઈ સંન્યાસી કે સાધુનો મુકામ અહીંઆં કેટલાક દિવસ રહેતો, અને તે તત્વજ્ઞાનનાં વ્યાખ્યાનોથી અનેક પીડિત જનોનાં હૃદયોને શાંત કરતો.

શિવાલયની છેક નજીકમાંજ, ખેતરોના લાંબા વિસ્તારની વચમાં એક સરોવર આવેલું હતું. તેની પાળ ઉપર ચારે તરફ મોટાં મોટાં આંબાનાં ઝાડ ઉગેલાં હતાં. આ આંબાની લાંબી લાંબી ડાળીઓ અને પાંદડાંનાં જુથ જાણે કે વાંકાં વળી વળીને જળની અંદર ડોકીયાં કરવાને માટે એક બીજાની સાથે સ્પર્ધા કરતાં હોય તેમ તેના પાણી ઉપર થોડે સુધી આવી રહેલાં હતાં. સરોવરની પાળ ઘણી ઉંચી હતી. આથી કરી તેના પાણી ઉપર જરા જરા અંધારૂં છવાઈ રહેલું હોય એમ નજરે આવતું અને સૂર્યનારાયણ માથા ઉપર હોય તેટલા ટુંકા વખત શિવાય બધો વખત પોતાની ઉંચી પાળ અને તે ઉપર ઉગેલા આંબાઓની છાયાથી તેનું પાણી જાણે કે શ્યામ વર્ણનું જ હોય તેવું જ દેખાતું. પ્રદેશ ઘણો શાંત અને રળીઆમણો હતો. કુદરતની અનેક રંગ અને રસભરી વિચિત્ર લીલાઓનું જાણે કે તે સંગ્રહસ્થાન હોય એમ આ સરોવર સર્વ કોઈને ભાસતું. તેનું જળ ઘણું નિર્મળ અને પારદર્શક હતું. તેની અંદરની સપાટી ઉપર કમલદલ અને કમલપુષ્પની જાણે કે ચાદર ઓરાઢી હોય તેમ સઘળો જળપ્રદેશ ઢંકાઈ રહેલો જણાતો. અહીં તહીં ઉપર દેખાતાં સુંદર, ભવ્ય, કોમળ અને ખીલેલાં કમળપુષ્પની સુગંધથી લલચાઈને આ-

વેલા ભ્રમરો આમતેમ ફરતા અને ગુંજારવ કરતા નજરે આવતા. આંબાઓની પાછળજ બહારની બાજુએ તાડ, નાળીએરી, સોપારી, કેળો અને બીજાં પુષ્પથી સુવાસિત થયેલાં વૃક્ષો દેખાઇ આવતાં. આ સરોવરનું પાણી નીલકંઠ મહાદેવને સ્નાન કરાવવામાં વપરાતું અને તેનાં કમળપુષ્પ પુજામાં લેવાતાં. લોકો એ સરોવરને સીતાસરોવર કહેતા. મનહરપુરના કેટલાક શ્રદ્ધાળુ જનોની એવી માન્યતા હતી કે શ્રીરામચંદ્રજીએ વનવાસમાં અહીં વાસ કર્યો હતો અને સીતાજીને સ્નાન કરવા માટે બાણ વડે પાતાળમાંથી જળધારા કહાડી હતી, અને કાળે કરીને એ જગ્યા સરોવર બની રહેલી અને સીતાજીના નામ ઉપરથી જ એનું નામ સીતાસરોવર પાડવામાં આવેલું હતું. સંસારી કે ત્યાગી, રાગી કે વેરાગી, સુખી કે દુઃખી, રંક કે રાજા, ટુંકામાં ગમે તેવી સ્થિતિવાળો પુરૂષ આ રમણીય સ્થળ આગળ આવતો, તેની શોભાને નિહાળતો, અને તેના નિર્મળ જળનું પાન કરતો કે તરતજ તેના મનમાં અલૌકિક આનંદ ઉત્પન્ન થતો, અને પાસે આવેલા શિવાલય ઉપર દૃષ્ટિ નાંખતો કે તરત આ કોઇ સ્વર્ગનો ભાગ હશે ! કે આ કોઇ દેવતાઓને વસવાનું સ્થાન હશે ? એમ તેના મનમાં વિચાર ઉત્પન્ન થતો, અને તે પોતાના મનની સઘળી ચિંતાઓને ભુલી જતો. આવો અલૌકિક દેખાવ આ સરોવર અને તેની પાસે આવેલું શિવાલય ધારણ કરી રહેલાં હતાં.

એક વાર સમય સાયંકાળનો હતો. એ સમયમાં એક યુવાન આ નીલકંઠ મહાદેવનાં દર્શન કરવાને સરોવરની પાસે થઇને જતો હતો. તેણે એક વસ્ત્ર પહેર્યું હતું અને માત્ર એક ખેસથી પોતાનું શરીર આચ્છાદિત કર્યું હતું. તેનો ચહેરો ઉદાસ, વિહ્વલ અને શોકાતુર દેખાતો હતો. તેના ભવ્ય કપાળ ઉપર ચિંતાનાં ચિન્હ દેખાઈ આવતાં હતાં. તેની ઉમ્મર આશરે પચ્ચીસ, છવ્વીસ વર્ષની જણાતી હતી. તેનો બાંધો મજબુત હતો પણ કંઇ અંતર્વ્યથાથી તે શિથિલ થઇ ગયો હોય એમ ભાસતું હતું. વિચારમાં ને વિચારમાં તે પોતાનાં ડગલાં ભરતો હતો, અને વારેઘડીએ તે નિશ્વાસ નાંખતો હતો. તેણે સરોવરમાં ઉભેલી સ્ત્રીઓને જોઇ અને જાણે કે તેને કંઇ સાંભર્યું હોય તેમ તેનું મન વધારે ઉદ્વેગી બન્યું. મન ઉપર જાણે કે અંકુશ મુકતો હોય તેમ તે આગળ ચાલવા લાગ્યો અને શિવાલયનાં પગથીઆં ઉપર ચ્હડવા લાગ્યો. આજુબાજુએ બેઠેલી, “ લ્યો, ભાઇ, ફુલ, બીલી; આવો આજે તો સોમવાર છે; મહા-

દેવને ફુલ, બીલી, ચ્હડાવો;" એવા પોકાર કરતી માલણો હાથમાં ફુલ અને બીલી લઈ તેની આગળ ધરવા લાગી. બે ત્રણ પગથીઆં તે ચ્હડયો એટલે, કપાળે જાણે કે કંટીવાળો કર્યો હોય તેમ, ખુબ ચંદન, ભસ્મ લગાડીને, કોઈ હાથમાં નમણુ લઈને, કોઇ માત્ર કંકુની ડાબ્લી લઇને, "લ્યો ભાઈ, ચાંલ્લો કરાવો; મહાદેવજી જે કરે;" એમ બોલતા; કોઇ, "પુજા કરાવો, આવો, ભાઇસાહેબ, મહાદેવને રૂદ્રી કરૂં? અભિષેક કરૂં? લ્યો, આ બીલી, ચાલો ભાઇ, ભાઇ સાહેબને આગળ જવા ધો; આવો, ભાઇ; આગળ આવો; જુઓ; આ મહાદેવ; દર્શન કરો; કલ્યાણ થાવ;" એમ વગર બોલાવ્યે આવીને બોલતા, રસ્તો રોકતા, રસ્તો કરતા, જાણે કે થાલમાં ઘી ખુટયું હોય એમ ધાંધલ કરી મુકતા, પરસેવાથી નવ્હાઇ જતા, શરીરે ઉઘાડા, માત્ર અક્કેક મેલું પંચ્યું પહેરીને આવેલા, સ્યામ વર્ણના, શરીરના રંગમાં રંગ ભળી જાય એવાં જનોઇ ધારણ કરી રહેલા, લઠ્ઠ જેવા, મજબુત બાંધાના બ્રાહ્મણો તેને આમથી તેમ બોલાવવા લાગ્યા, અને કેટલાક તેની આસપાસ વીંટળાઇ રહ્યા. તે યુવાન દેવાલયમાં ગયો અને મહાદેવનાં દર્શન કરીને પાછો ફર્યો. પાસેજ એક બાજુએ ધર્મશાળાના એક ખુણામાં એક વિદ્વાન અને ભવ્ય દેખાવવાળો સંન્યાસી ભગવદ્‌ગીતાની કથા કરતો હતો. તેની આકૃતિ તેજસ્વી અને આકર્ષક હતી. તેનો અવાજ ઘણો જ મોટો હતો, અને તેની સમજાવવાની શૈલી ઠીક જણાતી હતી. બીજી બાજુએ કેટલાક પવિત્ર બ્રાહ્મણો ન્હાઇ, ધોઇ, ચોકમાં વૃક્ષની છાયા નીચે બેસી, સંધ્યાવંદનમાં તલ્લીન થઈ ગયેલા જણાતા હતા. તેઓ નિસ્પૃહી દિસતા હતા. તેમના તરફ નજર નાંખતો તે યુવાન આગળ ચાલ્યો અને પેલા સંન્યાસી પાસે જઇને કથા સાંભળવા બેઠો, અને પોતાના પીડિત હૃદયને આ દુનિયાની ચિંતાઓમાંથી મુક્ત કરી તત્વજ્ઞાનમાં પરોવવાનો તે પ્રયાસ કરવા લાગ્યો.

**અર્જુન શ્રી** કૃષ્ણપરમાત્માને પુછે છે, "હે કૃષ્ણ! મન **ઘણું** પ્રમાથિ અને બળવાન છે અને તેનો નિગ્રહ કરવો બહુ મુશ્કેલ છે." આ પ્રસંગ કથામાં ચાલતો હતો. આ સાંભળીને તે યુવાન પોતાના મનમાં પોતાની સ્થિતિ વિષે વિચાર કરવા લાગ્યો અને મનમાંજ બબડયો, "અલબત્ત, મન ઘણું પ્રમાથિ અને બળવાન છે." ઉત્તરમાં **શ્રી** કૃષ્ણપરમાત્માએ **અર્જુનને** કહ્યું, "વૈરાગ્ય અને અભ્યાસથી

તેનો નિગ્રહ શકય છે ! ” આવાં વચનો સાંભળીને આ યુવાન આનંદના આવેશમાં આવી ગયો. તેણે જાણે કે પોતાના મન ઉપર જય મેળવ્યો હોય તેમ તેને લાગ્યું. તે મનમાં વિચારવા લાગ્યો, “ અભ્યાસ અને વૈરાગ્યથી મનનો પરાજય કરીશ; શું વિદ્યાથી અવિદ્યાનો પરાજય નહીં થાય ? ” આવાં આવાં અનેક વચનોથી તે પોતાના હૃદયને શાંત કરવા લાગ્યો. કથા સમામ થઇ અને સઘળાં સ્ત્રી પુરૂષો પોતપોતાને ઘેર જવા લાગ્યાં. રસ્તામાં ચાલતાં ચાલતાં એક બ્રાહ્મણને આ યુવાનની ભવ્ય આકૃતિ જોઇને તેને કાંઇ પુછવાનું મન થયું અને તે બોલ્યો.

**બ્રાહ્મણ**—ભાઇ, તમારૂં નામ શું ?

**યુવાન**—મારૂં નામ હૃષીકેશચંદ્ર છે.

એમ કહીને હૃષીકેશે તેના સામું નિહાળીને જોયું અને તેને લાગ્યું કે મહાદેવના ચોકમાં બેઠેલા નિસ્પૃહી બ્રાહ્મણોમાંનો તે એક છે.

**બ્રા૦**—તમારૂં અહીં આવવાનું કેમ થયું છે ?

**હૃષીકેશ**—મહાદેવજીનાં દર્શન માટે જ.

**બ્રા૦**—તમારી આકૃતિ ઉપરથી એમ લાગે છે કે તમારામાં કંઇ ગુમ ચિંતાએ વાસ કરેલો છે !

**હૃષીકેશ**—ના, ભાઇ, કંઇ નહીં !

આમ કહેતે કહેતે હૃષીકેશનું મુખ લેવાઇ ગયું. તેના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. “ જીવતાને ચિંતા રૂપી ચિતામાં બાળી મુકનાર સંસારવાસના છે. વગર માંદગીએ તે માંદગી લાવે છે. મનુષ્યને તે અનેક સ્થળે રખડાવે છે, અને તેને અશાંત બનાવી મુકે છે ! હું બી. એ. માં પાસ થયો ! એમ. એ. નો અભ્યાસી છું ! અનેક મહાન વિચારોથી મારૂં મગજ ભરપુર છે ! ઉંડા તત્વજ્ઞાનથી મારૂં હૃદય અલંકૃત છે ! પણ આ મારી શી ફજેતી ! હું એક અજ્ઞાનીની માફક આમ વિહ્‌વલ કેમ બની ગયો છું ? ખરૂં છે, સંસાર મનુષ્યની કસોટિ છે. એ કસોટિમાં મનુષ્યને કંઇ જુદો જ અનુભવ થાય છે. એમાં પાર ઉતર્યો તે જ ખરો પંડિત. આવા આવા વિચાર તે મનમાં કરવા લાગ્યો.

બ્રા૦—મને કહેવાને હરકત ન હોય તો મારી આગળ તમારૂં હૃદય ખુલ્લું કરો.

હૃષીકેશચન્દ્ર મનમાં વળી બરબડવા લાગ્યો: "વડઝવર્થ જેવા-ઓએ લગન કર્યું; વસીષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, અત્રિ જેવા મહામુનિઓએ પણ ગૃહસ્થાશ્રમ માડયો છે, તો પછી મારા જેવા પામર જીવનો તો શો હિસાબ? ઇશ્વરે મનુષ્યોને ગૃહસ્થાશ્રમી થવાનું નિર્માણ કરેલું છે! કોઇ વિરલાજ અખંડ બ્રહ્મચર્ય પાળી શકે છે! મારા મનમાં પણ વિહિત માર્ગે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા છે! તે વૃત્તિ દરેકને સ્વાભાવિક છે, અને મારામાં પણ છે, તોપછી હું કાંઇ ખોટું કરતો નથી. માત્ર આ વિહ્વળતા અને અશાંતિ આ મારા જ્ઞાનયુક્ત હૃદયમાં છાજતાં નથી. તેનો ત્યાગ કરૂં અને ગૃહસ્થાશ્રમની વાસનાને એક ખુણે મારા મનમાં પડી રહેવા દઉં! તેને હું મારા કબજામાં રાખું, પણ હું તેને વશ ન થાઉં!" થોડીવાર પછી પાછો હૃષીકેશ સાવધ થઇને તે બ્રાહ્મણને કહેવા લાગ્યો;

"ભાઇ, એક આશા ફળીભૂત ન થવાથી હૃદય દુઃખાય છે."

બ્રા૦—"તૃષ્ણાથી તરસ્યો સદા અને ધનથી નહીં ધરાય" એના જેવી તમારી સ્થિતિ છે. તમે અંગ્રેજી ભણેલાઓ એક નહીં ને બીજી, બીજી નહીં ને ત્રીજી એમ અનેક તૃષ્ણાઓને વશ થઈ ગયેલા જણાવ છો. એ પણ એક પ્રકારનો ઉન્માદ જ છે. કોઇને ધનનો ઉન્માદ હોય છે, અને કોઇને કીર્તિનો, હોય છે, અને કેટલાક તો સંસારસુખને માટે ફાંફાં મારી રહેલા હોય છે. જેમ હોય તેમ નભાવી લેવું તમને ગમતું નથી. એથી તમને સુખ કે શાંતિ મળતી નથી. તમારે શું દુઃખ છે તે કહો તો ખરા?

હૃષીકેશ—તમને કહેવાથી શો ફાયદો છે? તમારાથી એમાં શું બને એવું છે?

બ્રા૦—કહ્યા વગર શું જાણીએ કે એમાંનું અમારાથી કાંઇ બનશે કે નહીં.

હૃષીકેશ—ભાઇ, મારે સુખે નથી અને દુઃખે નથી. નિરાશા-માં જ મને આશા છે. એટલે મારે મન આશા અને નિરાશા સરખાં જ છે. આ દુનિયામાં હું એકલો જ છું! મારી કાળજી કરનાર કે મારા દુઃખથી દુઃખી થનાર આ દુનિયામાં કોઈ છે જ નહીં!

બ્રા૦—ઠીક ! ત્યારે એમજ કહોની કે પરણ્યા નથી માટે આ નરાશા ભરેલા શબ્દો બોલો છો !

હૃષીકેશ—પરણ્યો તો નથી પણ મારો વિવાહ થયેલો છે

બ્રા૦—ત્યારે આમ વાંઢાની માફક વિલાપ શાને માટે કરો છો! શું સસરો પૈસાદાર ન મળ્યો ?

હૃષીકેશ—ભાઈ, મને પૈસાની દરકાર નથી.

બ્રા૦—ત્યારે શું સાસુ વઢકારી મળી છે ?

હૃષીકેશ—ના, ભાઈ, તેમ પણ નથી.

બ્રા૦—ત્યારે એમ કહોને કે વહુ રૂપાળી મળી નથી.

હૃષીકેશ—જેમ ગણવું હોય તેમ ગણો. એમાં એક નહીં પણ અનેક વાતો સમાયલી છે.

બ્રા૦—લક્ષ્મી કે સૌંદર્યને દેખીને આમ બાયલા શું બની જાવ છો ? લક્ષ્મીમાં કે સૌંદર્યમાં શું સુખ છે ? તમે કાલે અમારા મહાત્મા પાસે આવ્યા હતા ? કાલે જ એક ઉપનિષદ્‌નો પાઠ ચાલતો હતો, તેમાં એવી વાત આવી હતી કે નચિકેતા નામનો રાજકુંવર લક્ષ્મીને અને વૈભવને લાત મારીને ઉભો રહ્યો હતો. યમરાજાએ તેને ઘણોએ લોભાવ્યો પણ તેણે જ્ઞાન શિવાય કોઈપણ વસ્તુનો અંગીકાર કરવાનું કબુલ કર્યું નહીં, તમે કાંઈ ભણ્યા ગણ્યા છો કે નહીં ? ”

હૃષીકેશચંદ્ર મનમાં ઘણુંએ મુંઝાયો અને વિચાર કરવા લાગ્યો. અનેક કાવ્યો અને તત્વજ્ઞાનના ગ્રંથો વાંચ્યા પણ આ એક સામાન્ય બ્રાહ્મણ જેટલો પણ મનોનિગ્રહ ન થયો. આ પાશ્ચાત્ય કેળવણીનું પરિણામ હશે ? કે સંપૂર્ણ જ્ઞાન વગર સ્ત્રીપુરૂષોનું એકઠા થવાનું પરિણામ હશે ? યુરોપમાં સ્ત્રીપુરૂષો એકઠાં ફરે હરે છે ! ત્યારે શું તેમનો ઉચ્ચ અધિકાર અને આપણો નહીં ? હા, હા, તેમજ. તેમનાં હૃદય ચઢીયાતી કેળવણીથી અલંકૃત હોય છે, અને તેથી તેઓ મન ઉપર કાબુ રાખી શકે છે. અધુરૂં જ્ઞાન જ સર્વ ઉપદ્રવનું કારણ છે. શું આ બ્રાહ્મણે મને અભણ જાણ્યો ? હા, તેમજ. અભણ જેવું વર્તન હોય તો પછી ભણેલા અને અભણમાં શો ફેર ? માણસની પરીક્ષા તેના વર્તનથી જ થાય છે; દ્રવ્યથી કે વિદ્યાથી નહીં. વિદ્યાનું ફળ શાંતિ છે, સંયમ છે, તે ન હોય તો પછી વિદ્યા છે એમ

ગણાય જ નહીં. ભણેલા અને અભણમાં ફેર શાનો ? ચારિત્ર્યનો જ !

થોડીવાર પછી હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો; " હું મુંબઈ યુનિવર્સીટિનો ગ્રેજ્યુએટ છું ! "

**બ્રા૦**—તમારૂં નામ શું ?

**હૃષીકેશ**—હૃષીકેશચંદ્ર.

**બ્રા૦**—હૃષીકેશભાઈ, તમે હજારો પુસ્તકો વાંચ્યાં હશે, પણ તત્વજ્ઞાનના એક પણ પુસ્તકનો ઉંડો અભ્યાસ કર્યો નહીં હોય ! તેવા પુસ્તકને બરાબર વિચાર્યું નહીં હોય ! તમારી વિદ્યાએ તમારી બુદ્ધિને સ્પર્શ કર્યો હશે, પણ તે તમારા હૃદયને અડકી નથી. તમારી સરસ્વતી તમારી જીભ્ડામાં છે, પણ તમારા અંતરાત્માના પ્રદેશમાં તે પેઠી નથી. ઈંગ્રેજી પાઠશાળાઓમાં તમે અનેક બાહુની વિદ્યાગુરૂઓ કર્યા હશે, પણ બ્રહ્મનિષ્ઠ હોય એવા એક જ સદ્દગુરુની તેમાં મોટી ખામી છે. તમે ભણ્યા છો પણ ગણ્યા નથી એમ કહીએ તો ચાલે. હાલનાં હજારો પુસ્તકો વાંચવા કરતાં ગુરુ પાસે તત્વજ્ઞાનના એક જ ગ્રંથનો ઉંડો અભ્યાસ કર્યો હોય તો તે વધારે આનંદ અને વધારે સુખ શાંતિ પ્રાપ્ત કરાવે છે. કાગળની પોથીઓનાં હજારો પાનાં તમે ઉકેલ્યાં હશે, પણ હૃદયની પોથીનું એક પણ પાનું તમે ઉકેલ્યું હોય એમ જણાતું નથી. ધર્મ વગર શાંતિ નથી ! શાંતિ વગર સુખ નથી ! તમે ઓટૂ પીટ, ગોટૂ પીટ, કરો પણ ધર્મની બાબતમાં તો તમારૂં જ્ઞાન ભાગોળ સુધી જ. વિદ્વત્તા કાંઈ બી. એ. કે એમ. એ. થવામાં જ સમાઈ રહેલી નથી. તમે ભણો છો ખરા પણ તમારૂં ધ્યેય લાડી, વાડી, ને ગાડી જ હોય છે. એથી ઉંચું ધ્યેય તમારૂં હોતું નથી. શાસ્ત્રોમાં અક્રોધ, ધૈર્ય, જીતેન્દ્રિયત્વ, નિર્મોહ, નિર્લોભ, દયા, ક્ષમા વગેરે જ્ઞાનનાં ચિન્હો કહેલાં છેઃ તે તો તમારામાં જણાતાં નથી ! એટલે તમારામાં શાંતિનો વાસ શી રીતે થાય ? તમારામાં ધૃતિ ક્યાંથી હોય ?

**હૃષીકેશ**—તમે શો ધંધો કરો છો ? તમારૂં નામ શું ?

**બ્રા૦**—સવારમાં નીલકંઠ મહાદેવની પૂજા કરવી, પછી ભોજન લઈને મારા શેઠને ત્યાં પાંચ વાગતા સુધી નોકરી કરવી, અને પછી છ સાત વાગ્યે પાછી મહાદેવની પૂજા કરવી, અને ત્યાં રહેલા મહાત્માઓની સેવા કરીને તેમની પાસેથી કાંઈક ઉંડું જ્ઞાન લેવું, આ

અમારો રોજગાર. હૃષીકેશભાઈ, જ્ઞાન કાંઈ તમારી પાઠશાળાઓમાં જ મળે છે એમ ના સમજશો !

હૃષીકેશ—ત્યારે તમે પરણ્યા કર્યાં નથી ?

બ્રા૦—એ વળી આ સુખીઓ જીવ દુઃખમાં શા માટે નાંખું !

એ સાંભળીને હૃષીકેશચંદ્રના મનમાં ઘણું જ આશ્ચર્ય લાગ્યું. જેને માટે તે આવી સ્થિતિમાં આવી ગયો હતો તેને માટે આ બ્રાહ્મણ કેવળ નિસ્પૃહી છે એમ જોઈને તે ચકિત થયો. તેના સંયમથી તેને આશ્ચર્ય લાગ્યું. વિદ્યાનું ફળ સંયમ છે, એ સંયમ પોતાનામાં કેટલો છે તેનો તે વિચાર કરવા લાગ્યો. મહાત્માઓના સત્સંગનું અને મહાદેવની પૂજાનું એ પરિણામ હશે, એમ હવે તેને ભાસ્યું. મનોનિગ્રહ આવા મહાત્માઓની કૃપાથીજ થાય છે એમ તેણે હવે પ્રત્યક્ષ અનુભવ્યું. તેની કેળવણીમાં આવા સત્સંગની ખામી છે એમ તેને લાગ્યું. મનોનિગ્રહ ઉત્પન્ન નહીં કરનારી કેળવણી નકામી છે એમ તેની ખાત્રી થઈ. મનોનિગ્રહથી જ સુખ, અને તેથી જ આ બ્રાહ્મણ લાલસારહિત બની પરમાનંદને ભોગવે છે એમ તેના મનમાં નિશ્ચય થયો.

પેલો બ્રાહ્મણ જાણે કે હૃષીકેશચંદ્ર ઉપર સરસાઈ ભોગવતો હોય તેમ વળી પાછો તેને કહેવા લાગ્યો; આપણી પ્રાચીન વિદ્યા સંસાર વાસનાને હણે છે, અથવા તો તેને અમુક મર્યાદામાં બાંધીને મુકે છે. અર્વાચીન પાશ્ચાત્ય વિદ્યા ઉલટી સંસારવાસનાને વધારે છે. હૃષીકેશભાઈ, અધ્યાત્મ બળ કે બ્રહ્મચર્યબળ વગર શાંતિ હોઈ શકતી જ નથી. તમે તો પરીક્ષાઓ આપી જાણો. ભણો ત્યારે પાસ થવાને, અને ભણ્યા પછી પૈસાને માટે ફાંફાં મારો. જુઓ, આ શાંતિ અને બ્રહ્મચર્યનું બળ! જુઓ આ મારૂં શરીર ! તમે શરીરમાંએ બળેલા અને મનના એ બળેલા ! તમારામાં સંતોષ ક્યાંથી હોય ! અમુક સિદ્ધાંત - નિશ્ચય વગર તમે જીવનને ગાળી રહેલા છો ! પરમાત્મા કે જે સર્વ આનંદ, તેજ, અને બળનું પરમ સ્થાન છે, તેનામાં જ તમે શ્રદ્ધા રાખતા નથી, તેની તમે ભક્તિ કરતા નથી, તેથી તમે સત્વહીન, આનંદહીન, અને નિસ્તેજ બની રહ્યા છો. સંસારના ઘા સહન કરવાને અને ભવસાગર તરવાને તમારામાં ધૈર્ય છે? સાધુસેવા વગર એ ધૈર્ય આવવું મુશ્કેલ

છે. બ્રહ્મચર્યનો પ્રભાવ કેટલો બધો છે તે તમે જાણો છો? બ્રહ્મચર્યના નિયમ બરાબર સમજો છો? તેને બરાબર પાળો છો?

**હૃષીકેશ**—અમે અનીતિને માર્ગે જતા નથી.

**બ્રા૦**—[illegible] **भवेत् साधु.** ભણતા સુધી પાઠશાળામાં ઘલાયા, પરીક્ષાની ઘાણીમાં કચ્ચડાયા, પછીથી સંસારની જાળમાં લપટાયા, દ્રવ્યલાલસામાં ફસાયા—અને—તમને ખોટું લાગે તો ભલે—પણ નૈતિક બળનો જુસ્સો તમારા જુવાનીઆમાં તો જણાતો નથી. બ્રહ્મચર્યથી ઉત્સાહ, ઉમંગ, શાંતિ અને આનંદ હૃદયમાં સદા જાગ્રત રહે છે, અને જુસ્સો કાયમ રહે છે. બ્રહ્મચર્યવાળાં મનુષ્યોનાં મુખ ઉપર આનંદ અને શાંતિની છાયા છવાઈ રહે છે. મન, કર્મ અને વાણીથી ઇંદ્રિયનિગ્રહ કરવો, એકાંતમાં વાસ કરી, પ્રભુપરાયણ રહી, વિદ્યાનું જ વ્યસન રાખી, ઋષિઓની માફક જ્ઞાનપિપાસાથીજ, નહીં કે માત્ર પરીક્ષા પાસ કરવાને, અભ્યાસ કરવો, આ સઘળાં બ્રહ્મચર્યનાં અંગ છે. તમે તો મોજ શોખ મારો છો, ઇંદ્રિયોને બહેકાવો છો, અને તમારે વ્યસન તો અનેક પ્રકારનાં-બીડી, ચાહ, કૉફી, કોકો બધાનુંજ. તમારા મોજશોખથી તો અવધિ! અનીતિને માર્ગે ન જાવ તે તો ન છુટકે!"

બ્રાહ્મણ સાદે ભોળે ભાવે લવરી કરી ગયો. હૃષીકેશને તેનો બોધ કડવો તો લાગ્યો, પણ તેનો ઘુટડો તેને પરાણે પરાણે આંખો મીંચીને ગળે ઉતારવો પડ્યો. બ્રાહ્મણના વગર નિશાળે મેળવેલા સિદ્ધાંતોથી તે ચકિત થયો.

આમ વાતો કરતા કરતા બંને જણ પાછા સીતાસરોવરને કિનારે આવી પહોંચ્યા. ત્યાં આગળ થઇને જ ગામમાં જવાતું હતું. આ વખતે સરોવરના પ્રદેશમાં દક્ષિણ દિશા તરફથી ભારે તોફાની પવન આમ્રવૃક્ષોની ઘટાને ભેદીને આવતો હતો. આકાશમાં છુટાછવાયા તારા દેખાતા હતા. થોડે દૂર આવેલા મનહરપુરમાં જુજ જુજ દીવાઓનો પ્રકાશ નજરે આવતો હતો. સરોવરમાં કેટલીક સ્ત્રીઓ કેડ સુધી પાણીની અંદર ઉભેલી જણાતી હતી. બહાર પગથીઆં ઉપર કેટલીક નાની છોકરીઓ બેઠેલી દેખાતી હતી. તેમની પાસે પાણી ભરીને લઈ જવાનાં માટલાં પડેલાં જણાતાં હતાં. સરોવરમાં કોઈ ન્હાતું, કોઈ ધોતું, અને કોઈ પાણી ભરતું નજરે આવતું હતું.

રસ્તે જતા વટેમાર્ગુનાં પગલાંનો અવાજ સંધ્યાકાળના ઝળઝળામાં થઈને આવતો હતો. એ સરોવરની ડાબી બાજુએ થઈને એક ધોરી રસ્તો જતો હતો. તે રસ્તો ગામમાં જવાનો હતો. ઘણાખરા ખેડુતો ખેતરમાંથી એ રસ્તે થઈને જ ઘેર પાછા આવતા હતા. તેમાંના કેટલાક આ વખતે હળ લઈને ગામ તરફ જતા દેખાતા હતા અને કેટલાકનો બળદ હાંકતાં થતો હોંકારો કે ડચકારો જ માત્ર કાનમાં અથડાતો હતો.

હૃષીકેશચંદ્ર અને બ્રાહ્મણ બંને ગામની ભાગોળે આવી પહોંચ્યા. ત્યાં આગળ એક નાની સરખી સુંદર વાડીની અંદર આવેલું, આરસપહાણના ઓટલા અને પગથીઆં વાળું નાનું મંદિર તેમની દૃષ્ટિએ પડયું. સાયંકાળના સમયમાં એ મંદિરની શોભા અપૂર્વ લાગતી હતી. હૃષીકેશચંદ્ર બ્રાહ્મણને પુછવા લાગ્યો; "આ મંદિર કોનું છે ?"

**બ્રા૦—**એ મંદિર શ્રી રામચંદ્રજીનું છે : મનહરપુરમાં બિપિનચંદ્ર નામના એક ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થ રહે છે, તેમના વડીલોએ એ મંદિર બંધાવેલું છે. તમે બિપિનચંદ્રને ઓળખો છો.

**હૃષીકેશ—**હા, તેમને ઘેર મારૂં જવું આવવું કોઈ કોઈ વાર થાય છે. પણ ઘણું ખરૂં હું મુંબઈમાં રહું છું એટલે આવી તેની વાતો હું શું જાણું ? અમારે ને એમને ગાઢો સ્નેહ છે; હું જ્યારે અહીં આવું છું ત્યારે એમને મળવા જાઉં છું.

એટલામાં બધી બાજુએ રાત્રીનો ગાઢ અંધકાર વ્યાપી રહ્યો. કાળાં વાદળાં પશ્ચિમ દિશાએ ભેગાં થવા લાગ્યાં. વખતો વખત વિદ્યુત્પ્રકાશ માલમ પડવા લાગ્યો. રાતનો ઉદ્વેગી પવન ઝાડનાં પાંદડાંમાં સુસવાટ કરવા લાગ્યો. આખું ગામ શાંત થઈ રહ્યું હતું. માત્ર આઘે શિયાળનો અવાજ સંભળાતો હતો. આ ગાઢ અંધકારમાં હજી એક બે ઝાંખા તારા દેખાતા હતા. ગામના દીવાનો પ્રકાશ ઝાડનાં પાંદડાં ઉપર જરા જરા અજવાળું ફેંકતો હતો. આવા અંધારામાં હૃષીકેશ અને બ્રાહ્મણ ચાલ્યા જતા હતા. ઝાડની વાંકી ડાળીઓ નીચે થઈને તેઓ જતા હતા; આ વખતે હૃષીકેશના દુઃખી પણ શાંત ચહેરા ઉપર અંતર્વ્યથાનાં ચિન્હ વધારે વધારે સ્પષ્ટ થતાં હતાં પણ તે બ્રાહ્મણ તેને અંધારાને લીધે જોઈ શકતો નહોતો.

થોડીવાર પછી બ્રાહ્મણ છુટો પડયો અને પોતાને ઘેર ચાલ્યો ગયો. હૃષીકેશ તેના સમાગમથી થોડીક શાંતિ અનુભવતો પોતાના

ઘર ભણી ચાલ્યો. રાત્રી થઈ ગઈ હતી. વિચારમાં ને વિચારમાં તે આગળ ડગલાં ભરતો હતો. ઇશ્વિરે જ જાણે કે એ બ્રાહ્મણને તેને દિલાસો આપવાને મોકલ્યો હોય તેમ હૃષીકેશને થોડીકવાર સમજાયું. પોતાની માતાએ અર્પેલી પણ ઇંગ્રેજી વિદ્યાથી હૃદયમાં એક ખુણેજ પડી રહેલી ધાર્મિક વૃત્તિ આગળ સ્ફુરી આવી, તેણે મનમાં પ્રધાનપદ મેળવ્યું, યુવાનના મન ઉપર તેણે સત્તા ચલાવી, અને તેની અસર રહી તેટલીવાર હૃષીકેશચંદ્ર અલૌકિક શાંતિ ભોગવી રહ્યો. તેને કાંઈક દિલાસો મળ્યો, તેના અન્ય વિકારો નષ્ટ થયા, ઇશ્વિરી જ્ઞાન અને ઇશ્વિરસ્મરણની મહત્તા તેના સમજવામાં આવી, અને તેનું મન ધૈર્યવાન બન્યું હોય એમ તેને લાગ્યું.

હૃષીકેશચંદ્રનું ઘર મનહરપુરમાં હતું પણ કેટલાંક કારણોને લીધે તે મુંબઈમાં ઘણા વખતથી રહેતો હતો. તેને કેટલાંક વીઘાં જમીન પણ હતી. તે સઘળી જમીન તેણે ખેડુતોને ખેડવાને દાણે આપી દીધી હતી. ખેડુતો વર્ષ આખરે દાણના અમુક પૈસા આપતા હતા. હાલમાં હૃષીકેશચંદ્ર તે પૈસા ઉઘરાવવાને પોતાને ગામ આવ્યો હતો. રાતે તે વાળુ કરીને સુઈ ગયો. પ્રભાતનો સમય થયો એટલે તે ઉઠયો. આ વેળાએ ઉષાદેવીએ તરૂણ ગૃહિણીની પેઠે સર્વને જાગૃત કરી પોતપોતને ઉદ્યોગે લગાડયા હતા. નવોઢા સ્ત્રીએ સુંદર રક્ત વસ્ત્રો ધારણ કર્યાં હોય તેમ ઉષાદેવીનું રૂપ આ વેળાએ દેખાતું હતું. હાસ્યસુખી તરૂણીને ભેટવાને જાણે કે કોઈ પુરૂષ તત્પર થઈને આવતો હોય તેમ ભગવાન સૂર્યનારાયણ ઉષાદેવીને ભેટવાને માટે જલદીથી ઉદય પામ્યા અને પોતાનાં ઉજ્જવલ કિરણરૂપી અશ્વોને જોડીને વેગથી આકાશમાં આક્રમણ કરવા લાગ્યા.

હૃષીકેશચંદ્ર ઘરમાંથી બહાર નીકળ્યો. ઝાડ ઉપર પક્ષીઓનો કલબલાટ શરૂ થયો હતો, તે તેના કાનમાં અથડાવા લાગ્યો. કેટલીક તરૂણ સ્ત્રીઓ પ્રાતઃકાળે ઉઠી, તળાવે જઈ, સ્નાન કરી, માથે પાણીનું બેડું લઈને આવતી તેની નજરે પડવા લાગી. વિદ્યાર્થીઓ શાળાએ જતા અને ખેડુતો હળ અને બળદ લઈ ખેતરમાં જતા જણાતા હતા. ગામના રસ્તાઓમાં થઈને હૃષીકેશચંદ્ર પોતાના એક ખેડુતના ઘર આગળ આવી પહોંચ્યો. તે ખેડુતનું નામ રઘો પટેલ હતું.

રઘા પટેલનું ઘર ખેડુતોના ઘર જેવું હતું. તેને આગલી

બાજુએ એક ઓસરી હતી, અને પાછળ એક વાડો હતો. ઘરની ઓસરીમાં ગાયો, બળદ ભેંસો બાંધેલાં હતાં. વળી ત્યાં ગોતું બાફવાનો ચુલો હતો. તેની નજીકમાંજ એક બે હળ પડેલાં હતાં. વાડામાં શાક, ભાજીપાલો વગેરે થતું હતું. વાડાની પાછલી બાજુએ એક નાની તળાવડી હતી તેમાં રઘો પટેલ ન્હાતા, ધોતા, અને તેમની વહુ તેમાં વાસણ માંજતી હતી. ઘરની આગળનું આંગણું સ્વચ્છ હતું. અંદરની બાજુએ લીંપી ગુંપીને, વાળી ઝુડીને, તે સાફ રાખવામાં આવેલું હતું.

હૃષીકેશચંદ્ર બારણા આગળ આવીને રઘા પટેલને હાંક મારવા લાગ્યો. રઘો પટેલ ઘરમાં નહોતા; તે ખેતરમાં ગયા હતા. પટલાણી બહાર આવ્યાં અને તપાસ કરતાં માલમ પડયું કે તેમના શેઠ આવ્યા છે તેથી ગભરાતાં ગભરાતાં ઘરમાં પાછાં ગયાં અને પટેલ ઘરમાં નથી, એમ.અંદરથી લાજ કહાડીને કહેવા લાગ્યાં.

હૃષીકેશચંદ્ર પોતાને ઘેર પાછો ગયો. વળી પાછો સંધ્યાકાળનો સમય થવા આવ્યો એટલે પટેલ આવ્યા હશે એમ ધારીને પટેલને ઘેર તે પાછો ગયો. એમના ઘર આગળ જઈને તે ઉભો રહ્યો એટલામાં પટેલ હળ અને બળદ લઈને ખેતરમાંથી આવ્યા. આ વખતે પટલાણી બહાર ઓસરીમાં લાજ કહાડીને ઉભાં હતાં. તેમની કેડમાં એક નાનો છોકરો હતો તેને તે ઉભે ઉભે ધવરાવતાં હતાં. છોકરો ધાવતો ધાવતો આડી નજર કરીને પટેલ તરફ જોવા લાગ્યો. પટેલને તેના ઉપર ઘણો વ્હાલ આવ્યો અને તે એકદમ હાથમાંથી બળદના અછોડા મુકી દઈને છોકરાની પાસે ગયા અને હસતે હસતે કહેવા લાગ્યા " બેટા, એકલો એકલો, બૉચ્ બૉચ્ ધાવે છે, અને કહે તો નથી કે બાપા તમે એ ઘુટડો ભરો ! હેં નારીની ! " એમ કહેતા કહેતા, છોકરાના પેટમાં આંગળી ઘોચીને રમાડતા રઘો પટેલ ક્ષણવાર ઉભા રહ્યા અને પછી બળદને છોડવા લાગ્યા. એ જોઈને હૃષીકેશચંદ્ર મનમાં ખૂબ હસવા લાગ્યો અને પટેલ પરવાર્યા એટલે એમને તેણે બોલાવ્યા. પટેલ ગભરાતા ગભરાતા બોલ્યા, " તમારે ખોટી થવું પડયું હશે ! "

હૃષીકેશ બોલ્યો, " ના, કાંઇ નહીં ! " એમ કહેતાં કહેતાં પાછો ઉપલો બનાવ એને યાદ આવ્યો અને તેનાથી હસાઈ ગયું. પણ બિચારો ભોળો રઘો પટેલ તેના હસવાનું કારણ સમજ્યો

નહીં, અને તેની આગના સ્વાગતા કરવાને ભેંસનું તાજું દુધ કહાડવા લાગ્યો. હૃષીકેશને દુધ પાઈ તાજો બનાવ્યા પછી રઘો પટેલ તેની સાથે વાત કરવા લાગ્યો. હૃષીકેશચંદ્ર ખેતર જોવાને, તે સંબંધી વાત કરવાને અને દાણુના પૈસા લેવાને રઘા પટેલને ઘેર આવ્યો હતો. પણ રાત પડવા આવી હતી એટલે તે ખેતર સંબંધી ફક્ત વાત કરીને જ પાછો ફર્યો.

અત્યારસુધી હૃષીકેશચંદ્રના મનમાં શાંતિએ વાસ કર્યો હતો પણ હવે પાછો એકલો પડવાથી તેના મનની ગુપ્ત ચિંતાએ તેના અંતઃકરણમાં અનેક તર્કવિતર્ક ઉત્પન્ન કર્યા. પોતાની સ્થિતિનું તેને ભાન થયું, મસ્તક ચગડોળે ચઢ્યું, "શેઠની શિખામણ ઝાંપા સુધી" એ કહેવત પ્રમાણે પેલા બ્રાહ્મણના ઉપદેશની અસર હવે ધીમે ધીમે નષ્ટ થવા લાગી. તેનું મન પાછું વિહ્વળ બન્યું અને તેણે જેમ બને તેમ જલદીથી મુંબાઈ ઉપડી જવાનો વિચાર કર્યો. બીજે દિવસે તે બિપિનચંદ્રને મળવાને તેને ઘેર ગયો.

---

# પ્રકરણ ૨ જું.

## બિપિનચંદ્રનું સંયુક્ત કુટુંબ.

---

મનહરપુરમાં કેટલાંક નામાંકિત કુટુંબો વસતાં હતાં. તેમાં બિપિનચંદ્ર, હૃષીકેશચંદ્ર અને અરવિંદલાલનાં કુટુંબો શ્રેષ્ઠ ગણાતાં હતાં. એ કુટુંબોનાં સ્ત્રીપુરૂષો એકબીજાની જોડે પરસ્પર ગાઢ સંબંધ રાખતાં. એક કુટુંબનાં માણસો બીજા કુટુંબમાં જાય આવે અને તેની સાથે ગાઢ પ્રીતિ રાખે. આથી કરીને નાનપણથી જ તેમની વચ્ચે ગાઢ સ્નેહ બંધાઈ રહ્યો હતો, અને તે સ્નેહ જીવન પર્યંત કાયમ રહ્યો હતો. એ સ્નેહને લીધે એક કુટુંબનાં માણસો બીજા કુટુંબને સુખદુઃખમાં કામ લાગતાં, તેની વ્હારે તે વ્હડતાં અને તેને હરેક પ્રકારે મદદ કરતાં.

આપણા સંસારમાં ઘણુંખરૂં એમ જોવામાં આવે છે કે નાનપણમાં એકઠા રહેલા, રમેલા, ભણેલા યુવાનો મોટપણે જ્યારે જુદે જુદે નાને મોટે હોદ્દે ચ્હડી જાય છે ત્યારે તેઓ તેમના પાછળ પડી ગયેલા—કમનસીબ—નાનપણના દોસ્તદારો તરફ બેદરકારી દર્શાવે છે, અને તેઓ પણ એકવાર નાના હતા, ગરીબ હતા, એ વાતને ભુલી જાય છે. તેઓ પોતાની પાછલી સ્થિતિ તરફ દૃષ્ટિ નાંખતા નથી. મનહરપુરનાં આ ત્રણે કુટુંબો એ બાબતમાં જગતને ઘણો સારો દાખલો બેસાડી રહ્યાં હતાં.

બિપિનચંદ્રના વડીલો ઘણા પ્રાચીન સમયથી મનહરપુરમાં રહેતા હતા. તેના દાદાનું નામ દુર્ગાદાસ હતું. તે ઘણા પ્રતિષ્ઠિત પુરૂષ થઈ ગયેલા હોવાથી તેમનું કુટુંબ તેમના નામથી " દુર્ગાદાસનું રાજેશ્રી કુટુંબ", " દુર્ગાદાસનાં ઘર, " ને નામે ઓળખાતું હતું. મુગલ બાદશાહોના વખતમાં દુર્ગાદાસે મુગલોને રાજ્યકાજમાં ઘણી સારી મદદ કરેલી હોવાથી તેમને મુગલ બાદશાહો તરફથી મોટી જાગીર આપવામાં આવેલી હતી. પણ મુગલોના સહવાસમાં રહેલા દુર્ગાદાસ તેમના જેવા જ ખર્ચાળુ અને મોજશોખમાં દ્રવ્યનો ઉપયોગ કરનારા હતા. સખાવતમાં પણ તે પૈસો ખરચતા અને પોતાના ઘરની આબરૂ

વધારવાને કીર્તિદાન પણ ઘણું કરતા. બાદશાહોના નોકરોને તે મોટી મોટી બિજબાનીઓ આપતા અને નાચ રંગમાં પણ પૈસાનો વ્યય કરતા. પોતાના મોભા પ્રમાણે ખર્ચ રાખતા અને તેમ કરવાથી ઘરની આબરૂ તથા નામ સચવાય છે અને વધે છે એમ તે ધારતા.

દુર્ગાદાસના એ સ્વભાવથી તેમનું નામ ચારે દિશામાં પ્રસરી રહ્યું હતું. બાદશાહના અધિકારીઓમાં તથા ન્યાતજાતના મનુષ્યોમાં તેમનું માન વધ્યું હતું. વળી ગામના બ્રાહ્મણો, સંતો, અતિથિઓને પણ તે યથાશક્તિ સંતોષતા અને શ્રીમંતાઇનો ડોળ બતાવતા. ઘરમાં ગૃહસ્થાઈનો ઠાઠ રાખતા અને તે પ્રમાણે નોકર, ચાકર, ગુમાસ્તા વગેરેના ખર્ચનો બોજો ઉપાડતા. કુટુંબનાં માણસો પણ ઘરના મોભા પ્રમાણે જ ચાલતાં. એમનો ગૃહસ્થાઈનો ઠાઠ જોઈને લોકોએ એમના કુટુંબને " રાજેશ્રી " ની પદવી આપી હતી, અને તે દુર્ગાદાસના મૃત્યુ પછી પણ કાયમ રહી હતી, અને તેમનું કુટુંબ "દુર્ગાદાસનું રાજેશ્રી કુટુંબ " એ નામે જ ઓળખાતું હતું.

દુર્ગાદાસનું મકાન ઘણું મોટું અને ભવ્ય હતું. મોટાનું ઘર એટલે સ્ત્રીઓને જનાનો પાળવો પડે તેથી કરીને ઘરના બે ભાગ પાડવામાં આવ્યા હતા. વચમાં મોટો ચોક હતો. એક ભાગને દિવાનખાનું કહેવામાં આવતું અને બીજા ભાગને સૌ જનાનખાનું કહેતા. ઘરની આસપાસ ખુલ્લી જમીન હતી અને તેને લોઢાના સળીયાથી આંતરી લેવામાં આવી હતી. સૌને જવા આવવાને માટે ત્યાં એક દરવાજો મુકવામાં આવ્યો હતો. તેની આગળ દેવડીમાં એક દરવાન બેઠો રહેતો હતો. દરવાજામાં પેઠા પછી લગભગ સોએક ફુટને અંતરે ઘરનો મુખ્ય ભાગ દિવાનખાનું આવતું હતું. તેમાં પુરૂષ વર્ગ બેસતો ઉઠતો અને ત્યાં દુર્ગાદાસ પોતાની બેઠક રાખતા. તું તેના ઉપર મેડી હતી ત્યાં પુરુષ વર્ગને સુવાની સવડ કરવામાં આવેલી હતી. મુખ્ય ભાગમાં થઈને ચોકમાં જવાતું હતું અને ત્યાંથી જનાનખાનામાં જવાતું હતું. ચોકની ડાબી તથા જમણી બાજુએ મોટી મોટી ઓરડીઓ કહાડવામાં આવી હતી. તે દેવપૂજા, સ્નાન અને રસોઇ માટે વપરાતી હતી. જનાનખાનાને ત્રણ માળ હતા અને તેમાં સ્ત્રીઓનો જ વાસ હતો. પુરૂષોને ત્યાં જવાની છુટ નહોતી. ઘરની પાછળ મોટો વાડો હતો. તેમાં શાકભાજી થતાં અને ઘરનાં ઢોર બંધાતાં. મકાન ઘણું જ વિશાળ હતું. ઘર અને કુટુંબની રહેણી કરણી ગૃહસ્થાઈનું ભાન કરાવે તેવાં હતાં.

દુર્ગાદાસને ગૌરીશંકર અને અરવિંદલાલ નામના બે દિકરા હતા, અને શિવલક્ષ્મી નામની એક પુત્રી હતી. તેમને બીજા બે ભાઈઓ હતા. તેઓ પણ કુટુંબ સહિત દુર્ગાદાસને ઘેર જ રહેતા હતા. પોતાની શ્રીમંતાઇ અને નામને લીધે દુર્ગાદાસ તેમને જુદા રહેવા દેતા નહીં. વળી હિંદુઓના જુના રિવાજ પ્રમાણે સૌએ એકઠા રહેવાનું તે વધારે પસંદ કરતા અને નાનાંની સંભાળ લેવાની એમની ફરજ છે એમ તે ધારતા. એથી કરીને એમનું કુટુંબ પણ ઘણું વિશાળ બની રહ્યું હતું.

દુર્ગાદાસે ઘણા ખર્ચથી અને ભારે ઠાઠથી પોતાના પુત્રો તથા પુત્રીનાં લગ્ન કર્યાં હતાં. પછી વૃદ્ધાવસ્થા થવા આવી એટલે તે જાત્રા કરવાને નીકળ્યા હતા, અને જાત્રામાં પણ પોતાના નામ પ્રમાણે લાખો રૂપિઆ ખરચી આવ્યા હતા. એમના ખરચાળ સ્વભાવને લીધે એમની બધી આવક વપરાઇ જતી હતી અને વખતે એમને દેવું પણ કરવું પડતું હતું. પણ દુર્ગાદાસ જાતે ઘણા જવાંમરદ હતા અને દેવું કરતાં ડરતા નહીં. એમનો વખત સારો એટલે લોકો એમને પૈસા પણ ધીરતા. એમના દિવસ તો એમને એમ ગયા. પણ એનો એ વખત સદાએ કાયમ રહેતો નથી. દુર્ગાદાસના એ સ્વભાવથી એમની પાછળ એમનાં છોકરાંને ઘણું સોસવું પડયું. દુર્ગાદાસનો કાળ થયો ત્યારે એમની પાછળ ઘણું દેવું નીકળયું. કુટુંબનું ભરણપોષણ કરવું અને દેવું આપવું એ વાત તેમના મોટા દિકરા ગૌરીશંકરને ઘણી ભારે થઈ પડી. દેવાવાળાઓએ દાવો કર્યો અને ઘરની જાગીર જપ્તીમાં ગઈ. કુટુંબને વિપત્તિનું દર્શન થયું. ગૌરીશંકરના કાકાઓ જુદા રહેવાને ગયા અને ઘરમાં ગૌરીશંકર અને અરવિંદલાલ બે જણા રહ્યા. થોડાંક વર્ષ વીત્યા બાદ જાગીરનો કેટલોક ભાગ જેમ તેમ કરીને છોડાવવામાં આવ્યો અને કુટુંબનું ભરણપોષણ પરાણે પરાણે થવા લાગ્યું.

સ્વાભાવિક રીતે એમજ બને છે કે ભાગ્યશાળી અને નામાંકિત પિતાના સારા ગુણ તો છોકરામાં ઉતરતા નથી, પણ તેમનો ઠાઠ અને ડોળ તેનામાં ઉતરી આવે છે. એ પ્રમાણે ગૌરીશંકરમાં દુર્ગાદાસની બહાદુરી કે કાર્યદક્ષતા તો આવ્યાં નહોતાં, પણ તેમની મોટાઈ અને ડોળ ઉતરી આવ્યાં હતાં. પિતા જાગીરદાર હતા; પોતે જાગીરદારના પુત્ર

એટલે પારકાની નોકરી કેમ થાય એવી ખોટી ઓ ગૌરીશંકરના મગજ-માં પેશી ગઇ હતી. એ ઓને લીધે તેમણે આખો જન્મારો નોકરી નહીં જ કરવાનો નિશ્ચય કર્યો હતો અને જે થોડું ઘણું ઉત્પન્ન આવે તેમાંથી ખાઇપીને બેશી રહીને જ તે પોતાની જીંદગી ગાળી રહ્યા હતા. એથી કરીને સાપ ગયા અને લીસોટા રહ્યા એ કહેવત પ્રમાણે દુર્ગાદાસ-ના કુટુંબમાં એનું એ ઘર, એનોએ ઠાઠ, અને ડોળ તો રહ્યાં, પણ તેમની કીર્તિ અને લક્ષ્મી સમુળગાં નાશ પામ્યાં. આખરે એ ઠાઠમાં પણ વાંધો પડવા આવ્યો. પરાણે પરાણે ભરણ પોષણ કરવાના પણ જ્યાં સાંસા હોય ત્યાં ઠાઠ કે ડોળ કેટલીવાર ટકી શકે? છેવટે ગૌરીશંકરને નોકરી લેવાની ફરજ પડી. તેમને તેમનો નિશ્ચય ફેરવવો પડયો; એ નિશ્ચયને ફેરવતાં એમને કાળ જેવું લાગ્યું; એમની સ્વ-માનની લાગણીને કારી ઘા વાગ્યો; શ્રીમંતાઇની ખુમારી તેમણે પરાણે પરાણે મનમાંથી ખસેડી, અને પોતાને ગમતું નહીં હોવા છતાં પણ એક જેવી તેવી નોકરી તેમને સ્વીકારવી પડી.

જગતમાં આવાં ઉમરાવ કે જાગીરદાર વર્ગનાં કેટલાંએ બાળકો પોતાના બાપદાદાની પદવી કે મોટાઇનું મિથ્યાભિમાન ધરી નોકરી, ચાકરી, કે કોઇપણ ધંધાનો સ્વીકાર કર્યા વગર જ માત્ર આળસ અને મોજશોખમાં જ પોતાનું જીવન ગાળી રહેલાં છે! તેઓ પોતાના મિથ્યાભિમાનને દૂર કરીને નોકરીનો કે ધંધાનો સ્વીકાર કરે તો તેઓ પોતાને, પોતાના કુટુંબને અને દેશને કેટલો બધો ફાયદો કરી શકે? નોકરી કે ધંધો નહીં કરવાના ઇરાદાથી તેઓ પોતાની જાતને અશિક્ષિત રાખે છે, અને એ અશિક્ષિતપણાને લીધે તેઓ ધીમે ધીમે પોતાની જાતને અને કુટુંબને અધોગતિએ લાવતા જાય છે. એવા મનુષ્યો પોતાને દ્રવ્યની જરૂર ન હોય તો નોકરી કે ચાકરી ન કરે, પણ તેઓ ભણી, ગણી, વિદ્વાન બની, દેશના વ્યાપારમાં વધારો કરે, કે કંઇ નવું નવું શોધી કહાડવામાં પોતાની બુદ્ધિ અને સમયનો ઉપયોગ કરે અથવા સ્વદેશનાં કાર્યોમાં તેમને વાપરે તો તેમનું જીવન કેવું ઉચ્ચ બની રહે અને દેશને કેટલો બધો લાભ થાય? દ્રવ્યની સ્પૃહા વગરનાં મનુષ્યો શું શું ન કરી શકે? પણ એવાં મનુષ્યો આળસમાં જીંદગીને વ્યતીત કરીને આખરે પોતે અને પોતાના કુટુંબને દુઃખી કરી મુકે છે!

ગૌરીશંકરની બાબતમાં તેમજ બન્યું હતું. પોતાનો પ્રમાદ,

અને મોટાઈના મિથ્યાભિમાનને લીધે ગૌરીશંકર વધારે ભણ્યા નહોતા અને તેમની ડોળી વૃત્તિએ નોકરીનો સ્વીકાર નહીં કરવાનું તેમને સમજાવ્યું હતું. પણ તેથી તેમના કુટુંબની મહી વલે થઈ હતી. નોકરીનો સ્વીકાર કર્યા પછી ગૌરીશંકરને પોતાની આ ભૂલ સમજાઈ હતી અને પોતાના દિકરાની બાબતમાં તેમ નહીં થવા દેવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

ગૌરીશંકરને બિપિનચંદ્ર નામનો પુત્ર હતો. સદ્‌ભાગ્યે તેને સારી કેળવણી આપવાનો તેમનો વિચાર થયો હતો. તેને તેમણે મુંબઇ મોકલી દીધો. ગૌરીશંકરનો પગાર ટુંકો હતો અને જાગીરનું જે કંઇ થોડું ઘણું આવતું તે બધું કુટુંબપોષણમાં વપરાઈ જતું. પણ ગૌરીશંકરને પોતાના અનુભવથી ઘણો સારો બોધ મળ્યો હતો. આ જગતમાં અનુભવ જેવો બીજો એકે મહાન્ ગુરૂ નથી. અનુભવ થયે મનુષ્ય સીધો દોર થઈ જાય છે અને જે વાતને પોતે પ્રથમ હસી કહાડતો હોય તેની કિંમત તેને સમજાય છે. અનુભવ થયે મનુષ્યના મનમાંથી સઘળી વક્રતા ચાલી જાય છે અને તે પોતાના મગજમાંથી મિથ્યાભિમાન, ઠાઠ કે ડોળની ઠાલી ખુમારીને દૂર કરતો જાય છે. પોતાના અનુભવથી ગૌરીશંકર સમજ્યા હતા કે બિપિનચંદ્રને ભણાવ્યા વગર છુટકો નથી, ભણ્યા વગર એનો જન્મારો બગડશે અને આખું કુટુંબ વધારે વિપત્તિના પંઝામાં સપડાશે. એથી કરીને પોતાની આવક થોડી હતી છતાં પણ જેમ તેમ કરીને, પોતે જાતે દુઃખ વેઠીને પણ, ગૌરીશંકર બિપિનચંદ્રને મુંબઈના ખરચના પૈસા મોકલવા લાગ્યા અને તેને ત્યાં રાખીને ભણાવવા લાગ્યા. મુંબઈમાં રહીને બિપિનચંદ્ર વિદ્યાભ્યાસ કરતો હતો અને હાલમાં તેણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. સઘળા કુટુંબની આશા હવે તેના ઉપર જ હતી; ત્રીજી પેઢી તારે કે ડુબાડે, એમ સર્વે મનમાં રાહ જોઇ રહ્યાં હતાં. મેટ્રીકમાં પાસ થઈને બિપિનચંદ્ર હવે એક કૉલેજમાં દાખલ થયો હતો. પ્રિવિયસની પરીક્ષામાં પાસ થઈને તે ઇંટરમિજીએટમાં અભ્યાસ કરતો હતો. એવામાં તેના પિતા વૃદ્ધાવસ્થાને લીધે નોકરી છોડીને ઘેર આવ્યા અને જાગીરની થોડી આવક આવતી હતી તેમાંથીજ ઘર ચલાવવા લાગ્યા. પણ પોતાનો કંઇક પ્રમાદી સ્વભાવ અને કંઇક ઘડપણની અસરને લીધે જાગીર સંભાળવાનું અને ઘરનો બોજો માથે ઉપાડી

લેવાનું કાર્ય પણ તેમને અસહ્ય લાગ્યું અને તેમણે બિપિનચંદ્રને લખી દીધું કે વતન સંભાળવાને અને ઘર ચલાવવાને તેણે ઘેર આવવું. મનુષ્ય ઠોકર ખાય છે પણ તેનો સ્વભાવ પુરેપુરો બદલાતો નથી. તે પ્રમાણે ગૌરીશંકરના પ્રમાદી સ્વભાવે હવે બિપિનચંદ્રની કેળવણી કે ભવિષ્યનો બહુ લાંબો વિચાર કર્યો નહીં અને બિપિનચંદ્રને ઘેર તેડાવ્યો, અને વતન તથા ઘરનું સઘળું કામ તેને સોંપી દીધું. ડોસાએ ધાર્યું હોત તો તે બધુંએ કરી શકત, પણ પિતાના વખતથી મોજશોખમાંજ ગાળેલી જીંદગીની ટેવોને લીધે તેમને કામ કરવું ગમતું નહોતું. બિપિનચંદ્ર ઘેર આવ્યો અને પોતાનું વતન સંભાળવા લાગ્યો, તથા ઘરનો સઘળો બોજો માથે ઉપાડી રહ્યો.

કૉલેજ છોડીને બિપિનચંદ્ર ઘેર આવ્યો પણ તેની કેળવણી ત્યાંથી જ અટકી નહીં. તેનું હૃદય સંસ્કારી હતું. વિદ્યા ઉપર તેને ઘણો જ પ્રેમ હતો. કૉલેજ છોડયા પછી પણ તેણે પોતાનો અભ્યાસ જારી રાખ્યો. તે દરરોજ કંઈ ને કંઈ વાંચ્યા જ કરતો હતો. તેને ઇંગ્રેજી કવિતાઓ વાંચવાનો ઘણો જ શોખ હતો. વડઝવર્થ, મીલ્ટન, બાયરન, શૅલી, કીટસ, અને ટેનીસનનો તે અભ્યાસી હતો. આવા મહાન્ ઇંગ્રેજી કવિઓથી તેનું મન ઘણું જ કેળવાઈ રહ્યું હતું. વડઝવર્થે તેનામાં નવીન કલ્પનાશક્તિની જાગૃતિ કરી હતી. મીલ્ટને તેને આ પૃથ્વી ઉપર જ સ્વર્ગનો અનુભવ કરાવ્યો હતો. શૅલીએ સ્વર્ગીય પ્રેમની માળા તેના ગળામાં આરોપી હતી. બાયરને જરાક સ્વતંત્રતા અને સ્વદેશાભિમાનનો જુસ્સો તેનામાં ઉત્પન્ન કર્યાં હતાં, અને ટેનીસને સ્વાભિમાન, આત્મજ્ઞાન, અને મનોનિગ્રહ મનુષ્યને ઉચ્ચ પદવીએ પહોંચાડે છે એમ પ્રત્યક્ષ અનુભવાવ્યું હતું. સંસ્કૃત કાવ્યો તે વાંચતો અને સંસ્કૃત કવિઓની કૃતિઓને ઇંગ્રેજી કવિતાઓ સાથે સરખાવતો. સંસ્કૃત વિદ્યાથી તે જરા શાંત થયો હતો. સંસ્કૃત ભાષાની શ્રેષ્ઠતાને તે વખાણતો, અને તેમાં સમાઈ રહેલા આર્યતત્વજ્ઞાનના ઊંડા રહસ્યને તે ગ્રહણ કરતો અને પોતાના ચારિત્ર્યને તે પ્રમાણે ઘડતો!

બિપિનચંદ્રનું લગ્ન પ્રિયંવદા નામની એક સુશીલ કન્યા સાથે કરવામાં આવ્યું હતું. બિપિનચંદ્ર પ્રિયંવદાને તેની નાની વયમાંથી ઓળખતો હતો. પ્રિયંવદાના વિવાહ વિષે જ્યારે એણે વાત જાણી ત્યારે તેણે તેને પરણવાની ઇચ્છા દર્શાવી. કેવળ વ્યવહારીક દૃષ્ટિથી

જોનારાં અને દ્રવ્યલાલસામાં જ જીવનનો હેતુ સમાયલો છે એમ સમજનારાં તેની ફોઈ વગેરેને આ વાત પસંદ પડી નહીં, કારણકે પ્રિયંવદા ગરીબ માબાપની છોકરી હતી. પણ બિપિનચંદ્રના મનમાં દ્રવ્ય કરતાં ડહાપણ અને વિદ્યાની વધારે કિંમત હતી. પ્રિયંવદા સ્વભાવે શાંત, સાદી અને નિરભિમાની હતી. તેનામાં ઠાવકાશ હતી અને તેની બુદ્ધિ તીવ્ર દેખાતી હતી. કામકાજમાં તે ઘણી હોંશીઆર ગણાતી હતી. પૈસાદારની દિકરી મગરૂર હોય, સ્વતંત્ર વિચારની હોય, બિપિનચંદ્રના જેવી સ્થિતિવાળા મનુષ્યને તે અનુકૂળ પડે કે નહીં, તેનું મન જેમ દોરવું હોય તેમ દોરાય કે નહીં, દ્રવ્યવાન સ્ત્રી સાથે પુરુષનું મન જલદીથી મળી જાય કે નહીં, આપત્તિના દર્શનવાળી સ્ત્રીનામાં સહજ દયા, પરોપકારવૃત્તિ અને પ્રેમ હોય છે, ધનવાન નિરસ અને હૃદયશૂન્ય હોય છે, એવા એવા અનેક વિચારોથી બિપિનચંદ્રે પ્રિયંવદાની સાથે પરણવાનો નિશ્ચય કર્યો હતો. પૈસામાંજ સુખ નથી પણ ખરેખરા વિદ્યાવિલાસી પ્રેમજીવનમાં જ ખરૂં સુખ સમાયલું છે એમ તે ધારતો હતો. ગૌરીશંકરે પ્રિયંવદાનાં માબાપ સાથે બધું નક્કી કર્યું. બ્રાહ્મણોએ માંગલિક દિવસ ઠરાવ્યો અને બંનેનું લગ્ન નિર્વિઘ્ને સમાપ્ત થયું.

એક બે વર્ષ પછી પ્રિયંવદા ઉમ્મર લાયક થઈ અને પોતાને સાસરે રહેવા લાગી. આર્યસંસારમાં વારંવાર નજરે પડી આવતી લગ્નની ગાંઠથી જોડાયલાં સ્ત્રીપુરુષોની જીંદગી પ્રમાણે જ બિપિનચંદ્ર અને પ્રિયંવદાનો સંસાર ચાલતો હતો. પ્રિયંવદા સાસરે આવી ત્યારે આ યુવાન કૉલેજ છોડીને પોતાનું વતન સંભાળવાને ઘેર આવ્યો હતો. ઘરમાં તેના પિતા હતા. તેની માતા સરિતાદેવી ઘણું-ખરૂં કાશીમાં રહેતાં અને વરસમાં ચાર છ મહિના ઘેર આવી જતાં. બિપિનચંદ્રને પીયુષકાન્ત કરીને એક ભાઈ હતો અને તે મુંબઈમાં અભ્યાસ કરતો હતો. તેને અભ્યાસ માટે બિપિનચંદ્ર પૈસા મોકલતો. કૉલેજમાં રજા પડતી ત્યારે તે ઘેર આવતો. વળી બિપિનચંદ્રને એક બ્હેન હતી, તેનું નામ નલિનિ હતું. તેની ફોઈ શિવલક્ષ્મી વિધવા હતાં એટલે તે પોતાના દિકરા રંગરાયને લઈને ભાઈને ઘેર જ આવીને રહેતાં હતાં. તેના કાકા જુદા રહેતા હતા પણ તેમની સ્થિતિ બરાબર નહીં હોવાથી અને પિતાની મોટાઈને અનુસરીને ગૌરી-શંકરનો એકઠા રહેવાનો આગ્રહ હોવાથી વરસમાં છએક મહિના

તે પણ પોતાના કુટુંબ સાથે ત્યાં આવીને રહેતા. વળી અધુરામાં પુરૂં હોય તેમ એક અ.વ્રેવી પિત્રાણુ કાકી ગુમાન પીયેરમાં કે સાસરામાં કોઈ નહીં હોવાથી સૌની દયાનું પાત્ર બની રહી હતી અને તે પણ ચારેક મહિના બિપિનચંદ્રને ઘેર આવીને રહેતી.

આવા ભર્યા ઘરમાં પ્રિયંવદા આવી હતી, પણ એ નવોઢા સ્ત્રી સાસરાના ઘરમાં પોતાના પતિ શિવાય બીજા કોઈને બરાબર ઓળખતી નહોતી. તે ઘણી શરમાતી શરમાતી પોતાના પતિને નિહાળતી, અને વખતે ભાંગ્યા તુટયા બે શબ્દો બોલતી. વળી અણગમતું આવતું ત્યારે ચાર દહાડા પીયેર રહી આવતી. આમ કેટલાક દિવસ વીતી ગયા ત્યારબાદ તે ખુલ્લા હૃદયથી પોતાના પતિ સાથે વાત ચીત કરવા લાગી. બિપિનચંદ્ર સમજુ, ડાહ્યો અને વિદ્વાન હતો. પ્રેમની ગુંથણી કેવી રીતે ગુંથવી તે તે સારી પેઠે જાણતો હતો. તે પોતાની સ્ત્રીની સંભાળ લેતો, તેને સારી શિખામણ આપતો અને તેના ઉપર હેત રાખતો.

પ્રિયંવદા ઘરમાં બીજા કોઈને ઝાઝું ઓળખે નહીં એટલે ફરીફરીને તે પોતાના પતિ પાસે જાય અને કંઈ વાત કરીને પોતાનો જીવ છુટો કરે. વહુને વારે ઘડીએ આમ બિપિનચંદ્ર પાસે જતી જોઈને જુના વિચારના ડોસા ગૌરીશંકરથી ખમાય નહીં. ડોસાને ગુસ્સો ચ્હડે અને તે વારે ઘડીએ બોલી ઉઠે, " તમે જ ઘરમાં રહો, અમે ચાલ્યા જઈએ ! " પ્રિયંવદા કંઈ કામકાજને લીધે બિપિનચંદ્ર પાસે આવે અને બોલ્યા ચાલ્યા વગર જ કામ કરતી ડોસાની નજરે પડે તોપણ ડોસાને પોતાનું અપમાન થયા જેવું લાગે અને ઝટ તેમનો પિત્તો ખશી જાય! દિકરાને કોઈપણ પ્રકારની જરાકે છુટ આપવી નહીં અને એ છુટ નહીં આપવામાંજ તેમનો ભાર વક્કર રહેશે, તેમનું માન જળવાશે અને દિકરા ઉપર તેમનો કાબુ રહેશે એમ જુંના વિચારના ડોસા ગોરીશંકર મનમાં ધારતા હતા.

બિપિનચંદ્ર અને પ્રિયંવદા આ સઘળું સહન કરતાં અને કળે કળે ઘરનું કામ કરી લેતાં. તે કોઈનું મન દુભવતાં નહીં. હિંદુ સંસારના અવિભક્ત કુટુંબમાં જણાઈ આવતી લાજ, મર્યાદા તે પાળતાં, સોની આમન્યા રાખતાં અને વખત મળ્યે, વડીલવર્ગ આઘો પાછો હોય ત્યારે, પતિપત્ની એકાન્તમાં બેસતાં, અને એક બીજાના મનની વાત કરી, એકબીજાના સુખદુઃખમાં ભાગ લેતાં.

સ્વાભાવિક રીતે એવો નિયમ હોય છે કે વિદ્વાન મનુષ્ય હમેશાં દરેક જણને વિદ્વાન બનેલું જોવા ઇચ્છે છે. આપણા દેશમાં સ્ત્રીઓની વિદ્યા તરફ પુરતું લક્ષ્ય અપાતું નથી. તેનાં કારણ અનેક છે. નાનપણમાં બાળકીઓ જેવું તેવું વાંચતાં લખતાં શિખે છે. પછી પરણીને સાસરે જાય છે, ત્યાં ગૃહકાર્યમાં ગુંથાઈ જવાથી, સાસરીયાં અભણ કે એકાળજીવાળાં હોવાથી, પતિને સ્ત્રીકેળવણીની પુરી કિંમત નહીં હોવાથી અથવા તો પોતાની માત્ર પાશવ વૃત્તિઓને જ સંતોષવાની અભિલાષા હોવાથી બિચારી સ્ત્રી અભણ રહે છે અને દંપતીને વિદ્યાવિલાસનો લ્હાવો કદી મળતો નથી.

સ્ત્રીઓને અશિક્ષિત રાખવી એ તેમની ભાગ્યહીનતા જ છે. આ સંસારરૂપી ઘોર અંધારી રાત્રીમાં થરથર ધ્રુજતી અને ડગલે ડગલે ઠોકર ખાતી અબળાઓને કેળવણી એક મોટા સંરક્ષણની ગરજ સારે છે. સંસારના કારી ઘા જેને ભેદી ન શકે એવું તે એક અભેદ્ય કવચ છે. માનવજીવનના અતિ વિકટ પ્રસંગોમાં સ્ત્રીઓને તે ધૈર્ય આપે છે અને તેમને સારે માર્ગે ચ્હડાવે છે. વ્યવહારજ્ઞાનમાં તે સ્ત્રીઓને સજ્જ કરે છે. ઘરમાંજ ગોંધાઈ રહેતી સ્ત્રીઓની દૃષ્ટિ–મર્યાદા તે વધારે છે અને તેમનામાં વિશાળ ભાવનાઓનો વાસ કરાવે છે.

આર્ય ઋષિમુનિઓ સ્ત્રી કેળવણીના ખરેખરા હિમાયતી હતા. ઘણા પ્રાચીન કાળમાં આપણા દેશમાં સ્ત્રીકેળવણી ઉપર પુરતું લક્ષ્ય અપાયલું હોય એમ જણાય છે. એ વાતનાં જ્વલંત દૃષ્ટાંતો આપણા ઇતિહાસમાંથી આપણને જડી આવે છે. ઋગ્વેદની કેટલીક ઋચાઓ સ્ત્રીઓએજ રચેલી જણાય છે. સ્ત્રીઓએ યાજ્ઞવલ્કય સાથે બ્રહ્મજ્ઞાન ઉપર કરેલી ચર્ચા ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ છે અને તે એ સમયની સ્ત્રી કેળવણીનો ઘણોજ ઉંચો ખ્યાલ આપણને આપે છે. જનકરાજાની સભામાં બ્રહ્મચારિણી ગાર્ગીએ અનેક પ્રશ્નોથી મુનિ યાજ્ઞવલ્કયને હંફાવ્યા હતા; રાજપુત્રી સુલભા વેદાંતની ચર્ચામાં કુશળ લેખાતી હતી; સરસ્વતિએ શંકરાચાર્ય સાથે વાદ કર્યો હતો; ભામતિએ અનેક વેદાંતના ગ્રંથો ઉપર કરેલી ટીકા જગજાહેર છે. સતી કુંતીએ યુધિષ્ઠિરને રાજનીતિ અને યુદ્ધનીતિ સંબંધી આપેલો બોધ મહાભારતનાં પાનાંમાં ઝળકી રહેલો છે. સૌભદ્રા, દ્રૌપદી, દમયંતી, સીતા, સાવિત્રી, સુકન્યા, મદાલસા વગેરે ક્ષત્રાણીઓનાં ધૈર્ય અને પાતિવ્રત્ય તેમની ઉચ્ચ કેળવણીનાંજ

પરિણામ હતાં. સુંદરબા, કલાવતી, વિમલદેવી વગેરે વીરાંગનાઓનાં પરાક્રમો ભારતવર્ષના ઈતિહાસનાં પાનામાં અમર થઈ રહેલાં છે. પ્રાચીન સ્ત્રીઓની સ્થિતિ સાથે સરખાવતાં અર્વાચીન સ્ત્રીઓની સ્થિતિ ઘણી ખેદજનક લાગે છે.

પ્રાચીન સમયમાં સ્ત્રીઓમાં ઘણી પંડિતાઓ હતી. હાલમાં આપણે સ્ત્રીકેળવણી તરફ પુરતું લક્ષ આપતા નથી તેથી આપણામાં પંડિતાઓ પાકતી નથી. આપણાં શાસ્ત્રો આપણને કહે છે કે કન્યાવસ્થામાં પિતાએ તેનામાં કેળવણીની શરૂઆત કરવી અને પછીથી પતિએ તેને સુશિક્ષિત બનાવવી. પણ હાલમાં પિતા અને પતિ દ્રવ્યની ઉપાસનામાંજ મગ્ન થઈ ગયેલા હોવાથી અને બાળલગ્નો થતાં હોવાથી બિચારી કન્યાઓને વિદ્યામૃતનું પુરેપુરૂં પાન કરવાનો વારો આવતો નથી. અમેરિકામાં સ્ત્રીઓ ચાળીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરે છે, અને પવિત્ર જીંદગી ગાળે છે. હિંદનો પૂર્વકાળનો બ્રહ્મચર્યાશ્રમ તો હાલમાં અમેરિકામાંજ જોવામાં આવે છે. ત્યાં કન્યાઓ વિજ્ઞાનશાસ્ત્ર, તત્વજ્ઞાન અને ઔદ્યોગીક શિક્ષણમાં અરધું જીવન ગાળી નાંખે છે. હિંદમાં યુવાનોજ બ્રહ્મચર્ય બરાબર પાળતા નથી, તો પછી કન્યાઓની તો વાતજ શી?

હિંદ! તારે જાણવું જોઈએ કે તારી સરસ્વતી દેવીએ કુંવારાંજ રહેવાનું પસંદ કરેલું છે અને તે તેના ઉપાસકોને કુંવારાજ રહેલા જોવાનું પસંદ કરે છે. સરસ્વતી દેવીની ઈચ્છાનું પાલન અમેરિકામાં બરાબર થાય છે અને ત્યાં અનેક સ્ત્રીપુરૂષો જ્ઞાની, પવિત્ર, અને ભાગ્યશાળી નીવડે છે. સ્ત્રી અને પુરૂષ બંને સરસ્વતી દેવીનાં એક સરખાં છોકરાં છે. એકને તે સુખ આપે અને બીજાને ન આપે એમ બનેજ નહીં. વિદ્યામાતાની જે કોઈ ખરા પ્રેમથી પૂજા કરે તેને તે જરૂર પ્રસન્ન થાય જ. પુરૂષો તેમની ભક્તિ કરીને અખુટ સુખ મેળવે છે; તે સુખરૂપી પ્રસાદી સ્ત્રીઓને પણ કેમ ન મળી શકે? માતાજી બધાંનો અંગીકાર કરે છે, તેમને કોઈનો પક્ષપાત નથી; ત્યારે બિચારી સ્ત્રીઓને તેમની સેવા કરતાં પુરૂષોએ શા માટે રોકવી જોઈએ? રોકવી તો નજ જોઈએ પરંતુ પોતાની સાથેજ પૂજામાં સામેલ કરવી જોઈએ. જ્યારે આમ થશે ત્યારેજ સ્ત્રીપુરૂષ બંને સાથેજ સંસારમાં રહી પરસ્પર પ્રેમ દર્શાવી, સુખમય જીવન ગાળી રહેશે. આવો શુભ દિવસ પાસે આવે, આપણા ઘરસંસારમાં ધણીધણીઆણીનાં,

સાસુવહુનાં, નણંદ ભોજાઈનાં અજ્ઞાનપણાં તથા અદેખાઈથી પેદા થતા કજીઆ કંકાસ નાશ પામે, આ બધુંએ વિદ્યાથીજ પ્રાપ્ત થશે.

સ્ત્રીઓની હાલત લાચાર છે; નાનપણમાં માબાપના હાથ હેઠળ, મોટપણે પતિના હાથ હેઠળ તેઓનું જીવન છે. પુરૂષોપર તેમનો આધાર છે; તેમને પશુની સ્થિતિમાં રાખવી અથવા દેવીની સ્થિતિએ પહોંચાડવી એનો આધાર તેમના પતિઓ ઉપર જ રહેલો છે. જો તેમની બુદ્ધિ ખીલેલી નહીં હોય તો જાનવર જેમ પુરુષનું વેતરૂં કર્યા જ કરે છે તેમ તેઓ પણ વેતરૂં જ કર્યા કરશે. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએજ ગણવામાં આવે છે; વેપાર ધંધામાં અથવા ગુપ્ત વાતોમાં તેમનો ચંચુપાત થવા દેવામાં આવતો નથી. પુરુષ સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન કે દેશોદ્ધારના ઉંડા વિષયોમાં મશગુલ રહે છે ત્યારે સ્ત્રી તેના સુખદુઃખની ભાગીયણ હોવા છતાં પણ બિચારી એક ખુણામાં પડીને સડયા કરે છે; તેના અજ્ઞાનપણાને લીધે તે નિંદા, કુથલી, કર્યા કરે છે. તે અભણ હોવાને લીધે જ કુટુંબમાં કલેશ થયા કરે છે. આવી દયામણી સ્થિતિમાંથી પ્રિયંવદાને બચાવવાને તેને વિદ્યા આપવી, પ્રાચીન આર્ય લલનાઓનાં આખ્યાનો સમજાવવાં, અને સ્ત્રીઓની ફરજોનો પાકો બોધ તેના મનમાં ઠસાવવો એવો નિશ્ચય બિપિનચંદ્રના સુશિક્ષિત હૃદયમાં થયો.

બિપિનચંદ્રે ગાર્ગી, મૈત્રેયી, કાત્યાયની, સરસ્વતી વગેરે આર્યભૂષણ લલનાઓ વિષે ઘણું વાંચ્યું હતું. જેમ યાજ્ઞવલ્કયે પોતાની પત્ની મૈત્રેયીને પરબ્રહ્મનું ભાન કરાવ્યું હતું, જેમ અત્રિ મુનિએ અનસુયાને પાતિવ્રત્યનો પ્રભાવ પ્રત્યક્ષ કરાવ્યો હતો તેમ બિપિનચંદ્રે આ મુગ્ધાને વિદ્યાનાં મીઠાં ફળ ચખાડી, પોતાની સુશિક્ષિત વાતનો રસ, મર્મ સમજી રસિક બને, અને વિદ્યાના રસરૂપી શય્યામાં ભાગ લેવા શક્તિવાન થાય, તેમ કરવા ઇચ્છયું હતું. પ્રિયંવદા પોતાના પીયેરમાં થોડુંક લખતાં વાંચતાં શિખી હતી. વિદ્યાના સુસંસ્કારો તેના હૃદયમાં સ્વાભાવિક રીતે હતા. બિપિનચંદ્ર જ્યારે તેની પાસે બેસીને કાંઇક વાંચતો ત્યારે આ મુગ્ધા એક મુંગા બાળકની માફક જાણે કે કાંઇ સમજતી હોય તેમ જોઇ રહેતી. પોતે કાંઇ સમજાવી શકે નહીં પણ જાણે કે તેનો અંતરાત્મા તેમાં કાંઇ સાક્ષી પુરતો હોય તેમ બિપિનચંદ્રને ભાસતું હતું. તેને રસજ્ઞ બનાવવાને માટે બિપિનચંદ્રે તેને અભ્યાસ કરાવવા માંડયો.

આ એક સર્વમાન્ય વાત છે કે આર્યવીરોનું ચારિત્ર, તેમના

પરાક્રમના નમુનાઓ અને હિંદુઓની પ્રાચીન ધાર્મિક કથાઓ, આર્ય પ્રજાના મન ઉપર જેટલી ઊંડી અસર કરશે, તેટલી અસર ઉત્પન્ન કરવાને બીજું કોઈ પણ સાધન સમર્થ નથી. આર્ય પ્રજાના હૃદયતંતુઓને હલાવવાને, પ્રતાપી શિવાજી મહારાજ કે મહારાણા પ્રતાપનું જીવનચરિત્ર જેવું શક્તિવાન થશે તેવું ઍાલ્ફ્રેડ ધી ગ્રેટનું થશે નહીં. હિંદુ સ્ત્રીઓનું ચારિત્ર્ય ઘડવામાં સીતા અને સાવિત્રીનાં ચરિત્રો એક અમોઘ શક્તિ થઈ પડશે. ભગવદ્‌ગીતાનું સ્વર્ગીય ગાન તેમને અલૌકિક આનંદ આપશે અને તેમનું જીવન સાત્ત્વિક, ઉચ્ચ અને ઉત્સાહી બનાવશે.

નેલસન, વૉશીંગટન, વિલિયમ ટેલ, રૉબર્ટ બ્રુસ, ગૅરીબાલ્ડી, જોન ઑફ આર્ક અને એવાં બીજાં મહાન્ ઈંગ્રેજી સ્ત્રીપુરુષો તરફ હિંદુઓ માનની દૃષ્ટિથી જોશે, પણ અર્જુન, રામચંદ્ર, ભીષ્મ, કૃષ્ણ, પૃથુરાજ, પ્રતાપ, શિવાજી, ગુરુ ગોવિંદસિંગ, સીતા, દમયંતી, મદાલસા વગેરે પ્રતાપી આર્ય નરનારીઓનાં ચરિત્રો જ તેમના હૃદયમાં સ્વદેશપ્રેમનો જુસ્સો રેડશે, અને તેમના અંતઃકરણમાં એક મહાન્ હિંદુ પ્રજાના બંધારણમાં જોઈતા સઘળા સદ્‌ગુણોનો વાસ કરાવશે એમ બિપિનચંદ્રનું દૃઢપણે માનવું હતું.

આથી કરીને થોડુંક સંસ્કૃત અને થોડુંક ઈંગ્રેજી શિખવવું અને તેની સાથે ગુજરાતીમાં લખાયલાં મુખ્ય મુખ્ય પુસ્તકો તથા રામાયણ અને મહાભારતનો રસ પ્રિયંવદાના હૃદયમાં રેડવો એમ તેનો વિચાર થયો. માત્ર તેનામાં ભાષાજ્ઞાન જ ઉત્પન્ન કરવું એમ નહીં પણ તેની બુદ્ધિ અને હૃદયનો વિકાસ કરીને તેને એક શુદ્ધ આર્યા બનાવવી એમ તેણે ધાર્યું. અનાયાસે જ પતિને ઈશ્વર સમાન આલેખતી હિંદુ સ્ત્રીને મન પતિનાં વચન વેદનાં વાક્યો જેવાં લાગતાં હતાં. તે ઝટ લઈને બધું શિખી ગઈ. તેનું હૃદય વધારે સંસ્કારી બન્યું. વિદ્યાની સાથે પતિ ઉંપરનો પ્રેમ વધારે દૃઢ થવા લાગ્યો. પતિ સમજુ અને ડાહ્યો છે એમ જાણી તે વારંવાર પતિને નિહાળતી અને તેની આંખ તેના ઉપર ઠરી જતી. હવે જ્યારે બિપિનચંદ્ર તેની પાસે બેશીને કાંઈ વાંચતો ત્યારે પ્રિયંવદાની આંખો જાણે કે તે બધું સમજી હોય તેવો દેખાવ આપતી. આવી વખતે આ સુશિક્ષિત પતિ પોતાની ભાર્યાને રસજ્ઞ બનેલી જોઈ આનંદથી ઉભરાઈ જતો અને તેનો હાથ પકડીને દબાવતો, વખતે અધરપાન કરતો

અને એકાંત હોય તો આલીંગન પણ દેતો. આવી રીતે વિદ્યાવિલાસમાં મગ્ન થઈ રહેલાં આ દંપતીનો સ્નેહ અત્યંત પવિત્ર અને દૃઢ બની ઉચ્ચ સ્થિતિએ સ્થાપિત થયેલો હતો.

સંયમ વિના પ્રેમ સંભવે નહીં અને સંયમ સિદ્ધ કરવાને જ્ઞાનરૂપી તપસ્યાની અપેક્ષા છે. આથી પવિત્ર જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી પ્રિયંવદામાં સંયમ ઉત્પન્ન થયો અને એ સંયમના બળથી તેના પતિ તરફનો પૂજ્યભાવ અત્યંત ચુસ્ત અને પરિપૂર્ણ સ્નેહ–પ્રેમ કે જે માત્ર પૂર્વ તરફના દેશોમાં જ જોવામાં આવે છે તેમાં પરિણમ્યો. કન્યાએ સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું ત્યાંસુધી તેનો પતિ તેના તરફ માયાળુપણે વર્ત્યો હતો. પુખ્ત સ્ત્રી, હવે, બીજા કોઈપણ પુરુષને ઓળખતી નહોતી, ચ્હાતી નહોતી, અને પતિ સિવાય કોઇને પણ પોતાના વિચાર કહેતી નહોતી. તેનો પતિ તેને મન સમસ્ત જગત હતું. પતિની પ્રતિમા સતીના મનમાં, અંતઃકરણમાં અને આત્મામાં વાસ કરી રહી હતી. જે વિશુદ્ધ પ્રેમ–પતિભક્તિને માટે પ્રાચીન આર્ય લલનાઓ ઉજ્જવલ કીર્તિ પ્રાપ્ત કરી રહેલી છે તે તેનામાં વાસ કરી રહ્યો હતો. એ પ્રેમ પતિની સેવાયુક્ત પત્નીનો ગાઢ સ્નેહ છે. તે પતિને ઇશ્વર રૂપ ગણાવે છે, અને તેનાથી પત્ની પતિમાં રહેલા ઇશ્વરને પૂજે છે. આથી જ હીંદુ શાસ્ત્રો કહે છે કે સ્વામીભક્તિ, સ્વામીસેવા સિવાય હિંદુ નારીને બીજી કોઇ પૂજા, અપવાસ, અથવા વ્રત નિયમની આવશ્યકતા નથી. શુદ્ધ આર્યા પતિ સિવાય અન્ય દેવને ભજવાનું ઇચ્છતી પણ નથી.

આવો પ્રેમ કોઇ ભાગ્યશાળી દંપતીમાં જ હોય છે. એને દ્રવ્યની કે સત્તાની અપેક્ષા નથી. ગમે તે સ્થિતિમાં તે તેવોને તેવો જ રહે છે. આર્ય પ્રજા વગર અન્ય પ્રજા આ પ્રેમને ઓળખતી જ નથી. સીતા અને રામ, નળ અને દમયંતી, હરિશ્ચંદ્ર અને તારામતી, આવા નિઃસ્વાર્થ અને ઉચ્ચ પ્રેમનાં ઉદાહરણો છે. યૂરોપમાં જાવ કે અમેરિકામાં જાવ, જાપાનમાં કે ચીનમાં પર્યટણ કરો, આસ્ટ્રેલીઆમાં કે ફ્રાન્સમાં ફરો, પણ આવો દૈવી પ્રેમ હિંદુસ્તાન વગર બીજે કોઇપણ સ્થળે માલમ પડશે નહીં. આવા નિઃસ્વાર્થ પ્રેમમાંજ હજી હિંદની શ્રેષ્ઠતા જળવાઇ રહેલી છે. હજી અન્ય દેશોએ એ પ્રેમને હિંદ પાસેથી શિખવાનો છે!

બીજે દિવસે હૃષીકેશચંદ્ર બિપિનચંદ્રને ઘેર ગયો. તે વખતે બિપિનચંદ્ર ઘરમાં ન હોતો. તેની પત્ની પ્રિયંવદાએ તેને આવકાર આ-

પીને મેડીએ બેસાડયો અને બંને જણ બિપિનચંદ્રની આવવાની વાટ જોવા લાગ્યાં. લગભગ બપોરના બાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. ઘરમાં સૌ જમી રહ્યાં હતાં, માત્ર પ્રિયંવદા અને બિપિનચંદ્ર બાકી હતાં. આખું ગામ શાંત થઇ રહ્યું હતું. કેટલાક ગામડીયાનાં બૈરાં ભાતું લઇને ખેતરમાં આપવા જતાં નજરે આવતાં હતાં. સૂર્ય માથા ઉપર આવવાની તૈયારીમાં હતો અને તેથી સઘળાં પક્ષીઓ ઝાડોની ડાળીઓમાં લપાઇ રહેલાં દેખાતાં હતાં. માત્ર કોયલનો મીઠો અવાજ ઝાડોની ઘટાઓમાં થઇને આવતો સંભળાતો હતો. ચારે મેર સૂર્યનો તાપ પ્રસરી રહ્યો હતો.

આવા તાપમાં બિપિનચંદ્ર પોતાને ઘેર પાછો આવતો હતો. પ્રિયંવદાએ તેને આઘેથી જોયો એટલે એ પતિવ્રતા એકદમ ઉઠી અને તેના પગ ધોવાને માટે પાણી આણીને તૈયાર રાખ્યું. બિપિનચંદ્ર ઘરમાં આવ્યો. તે તાપથી અકળાઇ ગયો હતો. ઘરમાં આવીને તેણે કપડાં કહાડયાં અને પછી હાથ, પગ, મોં, વગેરે ધોઇને તે સ્વસ્થ ચિત્તે બહાર ઓસરીમાં હિંચકા ખાતો બેઠો. પ્રિયંવદાએ તેને ખબર કહી કે હૃષીકેશચંદ્ર આવીને તમારી રાહ જોતા મેડીએ બેઠા છે. બિપિનચંદ્ર મેડીએ ગયો અને જમવાનો વખત થયો હતો તેથી હૃષીકેશચંદ્રને તેડીને તે પાછો નીચે જ આવ્યો. બિપિનચંદ્રે હૃષીકેશને જમવાનું કહ્યું અને તેણે બહુ આગ્રહ નહીં કરાવતાં જમવાની હા પણ પાડી. પ્રિયંવદાએ બંનેને ન્હાવાનું પાણી આપ્યું અને બંને નાહીને પાટલા ઉપર બેઠા.

પ્રિયંવદાએ જમવાની બધી તૈયારી કરી હતી. ભોજન સાદું હતું, પણ તે ઘણું સ્વચ્છ અને મિષ્ટ હતું. ખરા આતિથ્યભાવથી પ્રિયંવદાએ થાળીઓ પીરસી. બંનેએ જમવાનું શરૂ કર્યું. જમતાં જમતાં હૃષીકેશના મનમાં વિચાર થયો કે ઘણા શ્રીમંતોને ઘેર ચાંદીના ટાટમાં પીરસાયલાં પકવાનો હું જમ્યો છું પણ આ પીત્તળની થાળીઓમાં પીરસાયલા સાદા ભોજનમાં જે મીઠાશ છે તેવી મીઠાશ મને કહીંએ પણ મળી નથી.

જમતાં જમતાં બિપિનચંદ્ર કહેવા લાગ્યો, “ તમે બી. એ. માં પાસ થયા તેથી અમે ઘણા ખુશી થયા છીએ. ”

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો, “ તમે થાવ તેમાં નવાઈ શી ? ”

“ પણ હૃષીકેશભાઈ, તમારા મુખ ઉપર કંઇક ગુપ્ત ચિંતાનાં ચિન્હ દેખાઇ આવે છે તેનું કારણ શું ? ” બિપિનચંદ્રે જરા બ્હીતે બ્હીતે સવાલ કર્યો.

" સંસારમાં મનુષ્યને અનેક જાતની ઉપાધિઓ હોય છે. " હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

" એ ઉપાધિઓ સામે બાથ બીડવી એમાં જ આપણું ખરૂં પુરુષાર્થ રહેલું છે. "

" જગતના અનુભવ વગર એવી બાથ બીડવાનું સામર્થ્ય આવતું નથી, તેને માટે હાઇસ્કૂલ કે કૉલેજનું જ્ઞાન બસ નથી એવું હવે મને સમજાય છે. "

" તમારે હજી વ્યવહારમાં પલોટાવાની જરૂર છે. પણ ભાઈ કહો તો ખરા, તમારે એવી શી ઉપાધિ આવીપડી છે? "

" આવી પડી નથી પણ માથે વ્હોરી લીધી છે. "

" એ વળી ઘણું જ અજબ કહેવાય ! "

" આ સંસારમાં મનુષ્યો અનેક ઉપાધિઓને પોતાને માથે વ્હોરી જ લે છે. "

" તે કેવી રીતે ? "

" મનુષ્ય જાણે છે કે આ સંસારમાં સુખ નથી, તોપણ તેમાં પડવાને તે ફાંફાં મારે છે. એ ઉપાધિ માથે વ્હોરી લેવી નહીં તો બીજું શું ? "

" જગતમાં દ્રષ્ટા તરીકે રહેનારનેજ સુખ છે. "

" કોઈ વિરલાજ દ્રષ્ટા તરીકે રહી શકે છે. વખત આવ્યે મનુષ્યની સઘળી પંડિતાઈ ચાલી જાય છે. "

" એ તો લક્કડશી લાડુ ખાયગા વો બી પસ્તાયગા અને નહીં ખાયગા વો બી પસ્તાયગા ! "

" મનુષ્યની સંસારવાસના ઘણી પ્રબળ છે. તેથી લક્કડશી લાડુ ખાઇ જોવો એજ ઉત્તમ. સંસાર પણ અનુભવની મોટી ખાણ છે. "

" તેવા ગૃહસ્થાશ્રમની જરૂર હવે તમે સ્વીકારો છો ? "

" વૈરાગ્ય દૃઢ થાય નહીં ત્યાંસુધી શાસ્ત્રવિહિતમાર્ગે ગૃહસ્થાશ્રમી થઈને રહેવું એજ વધારે સારૂં. "

" હવે તમે ઠેકાણે આવ્યા. કૉલેજના દિવસોમાં તમે સંસારના અનુભવ વગર " હું આમ કરીશ, ને તેમ કરીશ, " એમ સ્વતંત્રપણે અનેક કલ્પનાઓ કરો છો, પણ સંસારનો અનુભવ તમારી કલ્પનાઓને હવામાં ઉરાડી દે છે. "

"ત્યારે તમારા ગૃહસ્થાશ્રમને માટે કોઇ સારી ગૃહિણીને શોધવા તમે નીકળ્યા છો એમજ કહોને ?" પ્રિયંવદા હસીને વચમાં બોલી ઉઠી.

હૃષીકેશચંદ્ર શરમાઇ ગયો. તેણે નીચું જોયું. થોડી વાર પછી હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યો, "શોધવાનું તો ક્યાંય રહ્યું. છે માએ મને પુછ્યા વગર લાકડે માંકડું વળગાડી દીધું છે. મને તે પસંદ નથી. છોકરો ઉમ્મરલાયક થાય પછી સગાઈની બાબતમાં એની મરજી ન પુછાય એ કેવો અન્યાય! પણ હજી માત્ર સગાઇજ છે એટલું સારૂં છે. હજી પણ હું સ્વતંત્ર છું."

બિપિનચંદ્ર તેની ચિંતાનું કારણ હવે સમજી ગયો.

વાંચનાર ! અહીં એટલુંજ કહેવું બસ થશે કે હૃષીકેશચંદ્રની મા તેને ઝટ પરણાવીને કાશી જઈને રહેવાનો વિચાર કરી રહ્યાં હતાં. હૃષીકેશચંદ્રને માટે કન્યાઓ તો ઘણીએ આવતી પણ તેના સુશિક્ષિત હૃદયને છાજે તેવી કોઇ સુશિક્ષિત કન્યા મળતી નહીં. વર્ગમાં શિખવાતી ઈંગ્રેજી નવલકથાઓમાંની નાયિકાઓનાં સુંદર વર્ણનો વાંચવાથી "કન્યા આવી જોઈએ, ને તેવી જોઈએ" એમ અનેક કલ્પનાઓએ તેના મગજમાં વાસ કરેલો હતો. તે કલ્પનાઓમાં તે ઉડતો. તે નાયિકાઓનાં વર્ણનો તેના મનમાં ખડાંજ રહેતાં અને તેવીજ કન્યા મળે તોજ પરણવું એવો વિચાર તેના મનમાં થઈ આવતો. પણ તેની માને કાશી જવાની ઉતાવળ હતી તેથી તેમણે કોઇ લાકડે માંકડું વળગાડી દીધું હતું. હૃષીકેશચંદ્રને તે પસંદ ન હોતું. તેની માનો બોલ તેનાથી ઉથામાતો નહીં. શું કરવું તે એને સુઝતું નહીં. એ વાત તેના મનમાં ઘોળાયા કરતી અને તે પોતાને દુઃખી ધારતો.

તેના વિચારો હજી દૃઢ થયા નહોતા. તે હજી કાલ્પનિક સૃષ્ટિમાંજ ઉડતો; પણ જ્યારે તે સંસારના પ્રવાહમાં તણાતો અને અનુભવની કસોટીએ ચઢતો ત્યારે તેના વિચારો બદલાતા. સંસારની મોહિનીથી તે કોઇવાર ઉંચો નીચો થતો અને અસ્વસ્થ બનતો. આ વખતે હૃષીકેષચંદ્ર સંસારની શાળામાં પ્રથમ પ્રવેશ કરનાર મનુષ્યની અપરિપકવ અને અસ્વસ્થ માનસિક દશાને અનુભવતો હતો.

---

# પ્રકરણ ૩ જું.

## ગુણીયલ ગૃહિણી.

મધ્યાહ્નનો સમય વીતી ગયો. હૃષીકેશચંદ્ર જમ્યા પછી થોડી વાર બેશીને ઘેર ગયો. ગ્રીષ્મ રૂતુના તાપથી આસપાસનો સઘળો પ્રદેશ તપી રહ્યો હતો. બપોરનું ભોજન પરવારી મહેલ્લામાંનું સર્વ કોઇ જરા આરામ લેવાને સુઇ ગયું હોય તેમ દેખાતું હતું. સર્વત્ર સુનકાર લાગતો હતો. બિપિનચંદ્ર અને પ્રિયંવદા જમી પરવારીને મેડીમાં બેઠાં હતાં. એટલામાં બહારથી કોઇએ બૂમ પાડી. બહાર આવીને જુવે છે તો ટપાલવાળો કાગળ આપવાને માટે આવ્યો હતો તે નજરે પડયો. પ્રિયંવદા નીચે આવી અને તે કાગળ લઇને પાછી બિપિનચંદ્રની પાસે ગઇ. બિપિનચંદ્રે કાગળ ફોડયો અને વાંચ્યો. કાગળ તેની માનો હતો. બનારસથી તે લખેલો હતો.:તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

ચિરંજીવી માર્કંડઆયુષ્ય બિપિન.

તારો પત્ર બે ચાર દિવસ ઉપર આવ્યો તે વાંચીને આનંદ થયો. હું અહીં શ્રી વિશ્વનાથની કૃપાથી ખુશીમાં છું. મારી જીંદગીના પાછલા દિવસો શ્રીમહેશ્વરની ભક્તિમાં સતત ગાળું છું. અહીં અનેક મહાત્માઓ વસે છે. તેમની પાસેથી અમૂલ્ય બોધ લઇ મારા જીવિતને સફળ કરૂં છું. પરમાત્માની કૃપાથી મારે સઘળું સાનુકૂળ છે તેથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. તારી સંસારી સ્થિતિનું વર્ણન સાંભળી મને આનંદ થાય છે અને મારા મનમાં એમ ઇચ્છા થાય છે કે એકવાર મનહરપુર આવીને તમારો સંસાર હું નજરે જોઉં. તને પરણાવીને તરતજ હું કાશી આવી છું તેથી હવે થોડાક દિવસ મનહરપુરમાં આવીને રહેવાનો વિચાર કરૂં છું. મારે હાલમાં સો દોઢસો રૂપીઆની જરૂર છે માટે તે તું તરત મારા તરફ મોકલજે એટલે હું મનહરપુર આવવાને નીકળીશ. ચિ. સો. પ્રિયંવદાને મારો આશિર્વાદ.

લી. સરિતાદેવીના
અનેક આશિર્વાદ.

પત્ર વંચાયો. પતિ અને પત્નીના મનમાં કંઇક આનંદ અને કંઇક ઉદ્વેગ થયો. સરિતાદેવીના આગમનની વાતથી ખુશી થઇ પણ સો દોઢસો રૂપીયા મોકલવાની વાતથી બંનેનાં હૃદય ઉદ્વેગી બન્યાં. પૈસા કયાંથી લાવવા તે વિચાર સહજ મનમાં આવ્યો. એક પાસ માની આજ્ઞા અને બીજી પાસ પૈસાની તાણ આ બે વાતોની વચમાં બિપિનચંદ્રનું હૃદય અથડાવા લાગ્યું. મનહરપુરમાં ઘણાં વર્ષથી દુકાળ જેવું ચાલ્યા કરતું હતું તેથી બિપિનચંદ્રને દાણના પૈસા બરાબર મળતા ન હતા. જે કંઇ આવતું તેમાંથી ઘરનું ખરચ નીકળતું અને કંઇ બચતું ન હતું. આથી કરીને બિપિનચંદ્ર મુશ્કેલીમાં આવી પડયો. પ્રિયંવદા આ વાત સમજી ગઇ અને પોતાના પતિના સખેદ હૃદયને જાણી ગઇ. તે બોલી;

પ્રિયં૦—તમે આમ વિહ્વલ કેમ બની ગયા છો?

બિપિન૦—કંઇ નહીં. હું વિચાર કરૂં છું કે મા કોની જોડે આવશે!

પ્રિયં૦—તેમને કોઇનો સંગાથ મળશે ત્યારે આવશે. અને તેમને મોકલવાના પૈસાની પણ સવડ થઇ રહેશે. મનમાં જરાએ મુંઝાશો નહીં.

પત્નીનાં મધુર વચનોથી પણ બિપિનચંદ્રના મનમાં શાંતિ વળી નહીં. તે પૈસા ક્યાંથી લાવશે એ તે કળી શકયો નહીં. માત્ર મને રીઝવવાનેજ તે આમ બોલતી હશે એમ તેના મનમાં લાગ્યું. થોડીક વાર થયા પછી પ્રિયંવદા ત્યાંથી ચાલી ગઇ અને પૈસાની સવડ માટે શું કરવું તેનો વિચાર કરવા લાગી. પોતાના દાગીના વેચીને પતિને પૈસા આપવાથી પતિ તેનો અંગીકાર કરશે નહીં એમ તેને લાગ્યું. ત્યારે હવે પતિ જાણે નહીં અને તેમનું કાર્ય થાય એવી યુક્તિ ખોળી કહાડવાનો પ્રિયંવદાએ વિચાર કર્યો. પોતાની પાસે બે મોટાં મોતી પડયાં હતાં તે મોતી લઇને તે ઘરની એક જુની મજુસમાં મુકી આવી. એ મજુસમાં સરિતાદેવી પોતાનાં ઘરેણાં વગેરે મુકતાં હતાં. એ મોતી વેચીને સરીતાદેવીને રૂપીઆ મોકલવા એમ પ્રિયંવદાએ મનમાં નિશ્ચય કર્યો.

બિપિનચંદ્ર ખાનદાન કુટુંબનો માણસ હતો. તેની વૃત્તિ ઘણીજ પવિત્ર અને પરોપકારી હતી. કોઇના મનને દુઃખવવું કે કોઇનો રાતો પૈસો પણ લેવો એ તેની વૃત્તિની વિરુદ્ધ હતું. તેના શરમાળ સ્વભાવથી કોઇની પાસે યાચના કરવી એ તેને માથાના વાઢ જેવું લાગતું હતું, અને વખતે જો કોઇની પાસેથી એક પૈસો પણ ઉછીનો લેવા વારો

આવે તો તે પૈસો તેને પાછો આપતા સુધી તે પોતાની જાતને ઓશીઆળી ગણુતો, અને તેનો બદલો વાળવાને તે અનેક પ્રયાસ કરતો. ઉછીનું લેવા વારો જ ન આવે એવી રીતે જ પોતાનું ઘર ચલાવવાની પ્રિયંવદાને તે શિખામણુ આપતો. કરજ વગરનો માણુસ નિરાંતે સુવે છે એમ તે તેની ભાર્યાને સમજાવતો. અને કરજ કરીને કંઈ ચીજ આણુવા કરતાં તે ચીજ વગર ચલાવવું એવો તેનો દૃઢ નિશ્ચય હતો. તે કંજુસ નહોતો પણુ કરકસરવાળો હતો. પોતાના જીવનવ્યવહારમાં તે સાદો હતો પણુ ખરા ગરીબને આપવામાં તે ઉદાર હતો. મૃચ્છકટિકમાં વર્ણવેલા ચારૂદત્તની માફક તેનું હૃદય દયાર્દ્ર અને પરોપકારી હતું. તેનામાં દ્રવ્યલાલસા નહોતી પણુ અનેક અનાથજનોને પોતાને આંગણેથી નિરાશ થઇને પાછા જવું પડતું ત્યારે તેના હૃદયમાં ક્ષોભ થતો અને તે ચારૂદત્તના આ શબ્દોને સંભારતો,

सत्यं न मे विभवनाशकृतास्ति चिन्ता
भाग्यक्रमेण हि धनानि भवन्ति यान्ति ॥
पतत्तु मां दहति यद् गृहमस्मदीयं
क्षीणार्थमित्यतिथयः परिवर्जयन्ति
संशुष्कसान्द्रमदलेखमिव भ्रमन्तः
कालात्यये मधुकराः करिणः कपोलम् ॥

બિપિનચંદ્ર ઘણુા ઉંડા વિચારમાં ગરક થઇને બેઠો હતો. એટલામાં પ્રિયંવદા ત્યાં આવી અને બોલી,—

પ્રિયં૦—તમે પાછા આમ વિહ્વળ કેમ બની ગયા છો ?

બિપિન૦—શું કરવું તે મને કંઇ સુઝતું નથી. હું વિચાર કરૂં છું કે કોઇ ખેડુતને ઘેર જઈને થોડાક દાણુના રૂપિઆ અગાઉથી લઈ આવું !

પ્રિયં૦—હા, તેમ જો બને તો કરો. નહીં તો પછી આપણુા ઘરમાંથી કોઈ ચીજ વેચીએ અને તેના પૈસા લાવીએ.

બિપિન૦—આપણુા ઘરમાં હાલમાં એકે દાગીનો નથી કે તેને આપણે વેચીએ. જે દાગીના હતા તેમાંથી થોડાક બહેન નલિનિને કન્યાદાનમાં આપ્યા અને થોડાક રહ્યા હતા તે વેચીને આપણે આ દુકાળનાં વરસોમાં આપણું ઘર ચલાવ્યું.

પ્રિયં૦—તમારી પાસે નહીં હોય તો મારી પાસે તો છે જ.

બિપિન૦—તે મારે શા કામના !

પ્રિયં૦—મારા તે તમારાજ છે. તમે સુખી હશો એટલે મારે

સર્વસ્વ છે. તમારૂં ચિત્ત ઉદ્વેગમાં રહે અને હું દાગીના પહેરૂં એ મને કેમ રૂચે!

બિપિન૦—ના, પણ તેતો નહીંજ બને. કોઇની કોડી પણ નકામીછે.

પ્રિયં૦—ત્યારે શું કરશો ?

બિપિન૦—માને કાગળ લખીશ કે દાણના પૈસા આવશે ત્યારે મોકલીશ.

પ્રિયં૦—તેમને અડચણ હશે માટે મંગાવ્યા હશે. માટે વાર કરવી કામની નહીં.

બિપિન૦—ઠીક, ત્યારે હમણાં કોઇના ઉછીના લઈને મોકલીશ અને ચાર પાંચ દિવસમાં દાણના રૂપિઆ આવવા માંડશે એટલે તેને પાછા આપી દઇશ.

પ્રિયં૦—કોઇના ઓશીયાળા શા માટે થવું! વ્હાલા, તમારા સુખની હું ભાગીયણ થઇશ તો પછી તમારા દુઃખની પણ ભાગીયણ કેમ ન થઉં ! આપણું લગ્ન થયું ત્યારથી હું અને મારૂં જે કંઈ હોય તે સઘળું તમારૂંજ છે. તમારા ગુણોને લાયક થવાને મારાથી આટલું પણ થાય તો તેથી પણ હું મારી જાતને ધન્ય ગણું ! તમે આ મારો એક દાગીનો લ્યો અને તેનું જે કરવું હોય તે કરો !

બિપિન૦—ના, તેમ તો હું કરનારજ નથી. તને મારાથી પૈસા પાછા અપાય કે ન અપાય, અને આ ઉછીના પૈસા આપવાને માટે તો હંમેશાં મારા મનમાં કાળજી રહે જ એટલે તે પૈસા જલદીથી આપી દેવાય.

પ્રિયં૦—પણ તમે તમારી પેટીમાં જુઓ તો ખરા ! કંઇપણ પડયું હશે. એમ કંઇપણ રાખ્યું નથી ? તમારી પેટી જુઓ અને માની મજુસમાં પણ તપાસ કરો. વખતે કંઇપણ નીકળશે !

બિપિનચંદ્ર અને પ્રિયંવદા બંનેએ પેટીઓ તપાસવા માંડી. જે મજુસમાં પ્રિયંવદાએ મોતી મુકયાં હતાં તે મજુસ તપાસવાનું કામ તેણે બિપિનચંદ્રને સોંપ્યું અને પોતે બીજી પેટી તપાસવાનો ડોળ કરવા લાગી. બિપિનચંદ્રે મજુસમાંથી જુનો પુરાણો સામાન બહાર કાઢવા માંડયો. તેમાંથી શું નીકળે ! ફાટી ગયેલાં ધોતીયાં, કોટ, અને ચાર પાંચ મોજાંની જોડો તેમાંથી નીકળી, તે શિવાય તેની અંદર બીજા કેટલાક ડુચા પડેલા હતા તે બધા તેણે બહાર કહાડયા. બિપિનચંદ્ર એ બધું બહાર કાઢીને બોલ્યો, " આમાંથી તે શું નીકળે ? "

પ્રિયંવદાએ મજુસના એક નાના ખાનામાં એક જુના ફાટલા ચીંથરાથી બાંધીને મોતી મુકયાં હતાં તે ઝટ લઇને બિપિનચંદ્રના હાથમાં આવ્યાં નહીં. પેતે પોતાના પતિને જાણે કે સહેજ કહેતી હોય તેમ તે બોલી ઉઠી, " તમે પેલું ખાનું તપાસ્યું ? " બિપિનચંદ્રે કહ્યું, " અરે, એમાં તે શું ભરાઇ રહ્યું હશે ? " પ્રિયંવદાએ વળી ફરીથી કહ્યું, " એ તપાસી તો જુવો ! એ ખાનું ઉઘાડો અને તેમાંના સઘળા ડુચા કહાડીને તે તપાસો ! " બિપિનચંદ્રે તે પ્રમાણે કર્યું એટલે એના હાથમાં એક ફાટલા ચીંથરાની પોટલી આવી. તે છોડીને જોતાં તેમાંથી બે મોતી નીકળ્યાં. બિપિનચંદ્રે તે મોતી લઈને કહ્યું, " આ મોતી માની વાળીનાં કે શું ? એમણે શું તે રાખી મુકયાં હશે ? "

પ્રિયંવદા એકદમ બોલી ઉઠી," હા, તમે તમારા સઘળા દાગીનાની વહેંચણુ કરીને કેટલાક બહેન નલિનિને આપ્યા અને કેટલાક રાખીને પછીથી તેમને વેચ્યા. આ દાગીનામાં માની વાળી હતી અને તેમાંથી માએ આ બે મોતી છોડીને વેગળાં મુકયાં હતાં એટલું મને યાદ છે. પછી શું થયું તે મને ખબર નથી. છાનુંમાનું કંઇ કંઈ ખુણે ખોચરે મુકી છાંડવાની આપણાં ઘરડાંઓને ટેવ હોય છે ! તમને એમાંનું કશું ખબર નથી ! "

બિપિનચંદ્રના મનને જરાક શાંતિ વળી અને તેને જરાક આશ્ચર્ય લાગ્યું, અને તે બોલ્યો, " મને એમાંની કંઇજ ખબર નથી. વાળી તો બાંધેલી જ હતી અને તેમાં મોતી કેટલાં હશે અને કેટલાં નહીં તે મેં ગણ્યાં નહોતાં. માએ તેમાંથી છોડી લીધાં હશે તો પણ વાળી તો બાંધેલી જ મારા હાથમાં આવી હતી એટલે તેમાં શો ફેરફાર થયો હશે તે હું શું જાણું ? પણ માએ તે છોડીને કેમ વેગળાં મુકયાં હશે ? "

પ્રિયંવદાએ જવાબ આપ્યો," તમે જુવાન તેથી તમારા હાથમાં બધા દાગીના આપી દેવા એ એમને ઠીક લાગ્યું નહીં હોય તેથી તેમણે આ બે ભારે મોતી કહાડી લીધાં હશે અને તેને મજુસમાં મુકયાં હશે કે વખતે તમને તે કામ લાગે, અને આજે તે તમને કામ લાગ્યાં ! ઘરડાં માણસો થોડામાંથી પણ થોડુંક કેવું બચાવે છે ? સંઘર્યો સાપ પણ કામનો છે એ વાત તેઓ બરાબર સમજેલાં છે. "

મોતી લઇને બિપિનચંદ્ર બજારમાં ગયો, તે વેચ્યાં અને તેના તેને બસેં રૂપિઆ આવ્યા. તેમાંથી દોઢસો રૂપિઆ પોતાની

માના ઉપર કાશી મોકલ્યા અને પચાસ રૂપિઆ રહ્યા તે એક શાહુકારને ત્યાં જમે કરાવ્યા.

સરિતાદેવીને રૂપિઆ પહોંચ્યા એટલે તરતજ તેમણે કાશીથી મનહરપુર આવવાનો વિચાર કર્યો, અને થોડા દિવસમાં તે આવી પહોંચ્યાં. તેમના આવ્યા પછી પિયુષકાન્તને તેડાવવામાં આવ્યો અને નલિનિ તેને સાસરે હતી તેને પણ થોડાક દિવસ આવી જવાનું લખવામાં આવ્યું. તે બંને ભાઇ બહેન થોડા દિવસ પછી આવી પહોંચ્યાં. આખું કુટુંબ હવે ભેગું થયું અને સૌ એક બીજાને સ્નેહથી જોવા લાગ્યાં. સરિતાદેવી દિકરાની વહુમાં અને દિકરીમાં કંઇ પણ ભેદ રાખતાં નહીં. તેમનું મન પ્રભુપરાયણ હતું તેથી તેમને આ સંસારના કાથાકબલા કરવા ગમતા નહીં. તેમનામાં સાસુ-પણાએ વાસ કર્યો ન હતો. કાશીથી તેમણે કેટલીક સાડીઓ તથા વાસણો આણ્યાં હતાં અને તે નણંદભોજાઈ બંનેને વહેંચી આપવામાં આવ્યાં. ભાભીની લાવણ્યતા અને મધુરી વાણીથી નણંદનું મન આકર્ષાતું અને તે પ્રિયંવદાને “ મીઠાબોલાં ભાભી ” કહીને વારેવારે બોલાવતી હતી. પ્રિયંવદા સ્વભાવે શાંત, સાદી, ભોળી અને ડાહ્યી હતી. તે ઘણી ઉંડી સમજણવાળી હતી. તેથી તેને એકદમ હર્ષ કે ક્રોધ થઇ જતો નહીં. તેના મુખ ઉપર નમ્રતાની છાયા સદાએ છવાઇ રહેતી અને એ નમ્રતામાં નિરભિમાન અને મિલનસારપણું ભળી ગયેલાં સૌને જણાતાં હતાં. માબાપની ગરિબાઇમાં તે ઉછરેલી હતી એટલે તેનું પોત રાંક હતું અને સહજ દયાવૃત્તિ તેના મનમાં વાસ કરી રહી હતી. પણ બહુજ બારિકીથી તપાસનારને તેનામાં ઉત્તમ પ્રકારનાં ધૈર્ય, ઉત્સાહ અને ચકોરતા, રાંકડાપણા નીચે સંતાઇ રહેલાં દીસી આવતાં હતાં. પતિની વિદ્યાએ ધૈર્ય અને ઉત્સાહમાં કંઇક વધારો કર્યો હતો અને તેમને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડી પ્રિયંવદાને સ્વકર્તવ્યનિષ્ઠ અને આપત્તિમાં નિડર બનાવી મુકી હતી. ઉપર ઉપરથી રાંકડી જણાતી પ્રિયંવદા કામકાજ કરવામાં હુંશીઆર અને સંયુક્ત કુટુંબમાં સૌની મરજી રાખી પોતાનું કામ કહાડી લઇ, ઘરસંસાર ડેલવાની કળાથી વાકેફ હતી. તેના તરફ ઇર્ષાથી જોનારી સ્ત્રીઓ તેને “ પક્કી, ” કે “ મીંઢી ” કહેતી, અને તેના મનનો પાર પામવાને તે શક્તિવાન થતી નહીં. નાની નણંદ ભાભીની મશ્કરી કરતી અને વખતે કંઇ મહેણું મારતી પણ પ્રિયંવદા સદાએ હસમુખી જ દેખાતી

અને નલિનિને નાની બ્હેનની પેઠે ગણતી. તેને બહુ "મારૂં તારૂં" હતું નહીં ! વિદ્યાના ઉચ્ચ સંસ્કારોથી તેની સ્વાર્થવૃત્તિ કંઇક ઓછી થઈ ગઈ હતી અને તેને સ્થાને પતિસ્નેહ અને પતિના કુટુંબ પ્રત્યે પ્રેમ તેનામાં વસી રહ્યાં હતાં. પતિનું કુટુંબ પતિનું અંગ જ છે, અને તેથી તેને પણ સંતોષવાની તેની ફરજ છે અને તે રાજી તોજ પતિ રાજી એમ તે પોતાના સંસ્કારી હૃદયમાં ધારતી.

ઘણો વખત સાસરે રહ્યા પછી પીયેર આવતી નલિનિ પ્રિયંવદાને સહજ જ ચ્હાતી, અને "ભાભી, ભાભી" કરતાં તેનું મોં સુકાઇ જતું, અને આવી સમજુ ભાભી પોતાને મળી તે "સારૂં કે સાચું" એમ તેના મનમાં થઈ જતું હતું. સાંજ પડે ત્યારે નણંદ અને ભોજાઈ બંને જણ નીલકંઠ મહાદેવનાં દર્શન કરવાને જતાં અને ત્યાં ઘણીવાર હાસ્યવિનોદ થતો. એકવાર નીલકંઠ મહાદેવમાં બંને જણ ગયાં હતાં. વખત સાયંકાળનો હતો. મહાદેવનાં દર્શન કરીને પ્રિયંવદા બહાર આવી અને ચોકમાં એક જુઈના વેલા પાસે ઉભી રહી. એટલામાં નલિનિ પણ દર્શન કરીને પાછી ફરી. પ્રિયંવદાને જુઇના વેલાને હાથમાં ઝાલીને આમ તેમ ફેરવતી અને વિચાર કરતી તેણે જોઇ અને તે એકદમ બોલી ઉઠી;

**નલિનિ**—ભાભી, તમને આમાંનાં કયાં ફુલ પસંદ છે?

**પ્રિયં૦**—મને તો બધાંએ પસંદ છે.

**નલિનિ**—મને લાગે છે કે તમને જુઈનાં ફુલ વધારે પસંદ છે, કારણ કે તમે તેની પાસે જ ઉભાં છો. તમે જુઈ જેવાં નાજુક અને સુકુમાર એટલે તમને તે જ પસંદ પડે. કાંઇ ફુલની માળા બાળા કરવી ધારો છો કે શું ?

**પ્રિયં૦**—હા.

**નલિનિ**—વળી તે કોને સારૂ ?

**પ્રિયં૦**—તમે જાણીને શું પુછો છો! તમારા ભાઇને સારૂજ તો!

**નલિનિ**—મારા મોટાભાઇને બાંધવા કરવા છે કે શું ?

**પ્રિયં૦**—હા.

**નલિનિ**—આટલા તો તમે તેમને બાંધી નાંખ્યા છે! હવે આ

આળાથી વળી શું બાંધવાનું બાકી છે ! એ તો તમનેજ જોયા કરે છે !

**પ્રિયં૦— अधिकस्य अधिकं फलम्।**

**નલિનિ**— ઠીક, ત્યારે બાંધો.

**પ્રિયં૦**—બાંધવાનું તો સ્નેહથી અને આપણા કામકાજથી: અને પુષ્પથી તો પુજા કરવાની. પુષ્પ સદાએ મસ્તક ઉપરજ બિરાજે છે.

**નલિનિ**—વખતે ગળામાં પણ બિરાજે છે !

**પ્રિયં૦**—તે તો મસ્તક ઉપર થઇને પછી ગળામાં.

**નલિનિ**—પણ, ભાભી, તમે જાતે જ પુષ્પવાળા જુઇના વેલા જેવાં છો ! તમે તમારી કાયાથી અને ગુણથી મારા મોટાભાઇને અધિક દીપાવો છો, પછી વળી બીજી માળાની શી જરૂર છે !

હસતે હસતે નલિનિ બોલી. પ્રિયંવદાએ નલિનિનું મોં પકડ્યું અને તે બોલી, " તમે બહુ બોલતાં શિખ્યાં ! ચાલો હવે ઘેર જઇએ. "

**નલિનિ**—હા, ચાલો, મોટાભાઈ સુંના પડી ગયા હશે.

**પ્રિયં૦**—વળી પાછાં બોલ્યાં કે ?

આવી રીતે હાસ્યવિનોદ કરતાં કરતાં નણંદ ભોજાઇ ઘેર આવનાં હતાં. સરિતાદેવી અને બિપિનચંદ્ર બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. વાત એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર આવી અને સરિતાદેવીએ બિપિનચંદ્રને ઘરની પૈસા સંબંધી હકીકત પુછવાનું શરૂ કર્યું. બિપિનચંદ્રે તેમને કાશી રૂપિઆ કેવી રીતે મોકલ્યા હતા તે સઘળી બીના કહી. સરિતાદેવી ચકિત થયાં અને બોલ્યાં.

**સરિતા**—ભાઇ મોતી કેવાં ?

**બિપિન**—તમારી વાળીનાં !

**સરિતા**—મારી વાળીનાં મોતી તો બરાબર બાંધેલાં હતાં અને એમાંથી એકે મેં છોડ્યું ન હતું; એ બે મોતી ક્યાંથી આવ્યાં?

**બિપિન**—તમારી મજુસમાં એક કાટલા ચીંથરાથી બાંધેલાં તે પડ્યાં હતાં.

**સરિતા**—કઇ મજુસમાં ?

**બિપિન**—પેલી મજુસમાં; જેમાં જુનાં લુગડાં રહે છે તે.

**સરિતા**—એ મજુસમાં વળી મોતી શા રીતે હોય ?

**બિપિન**—મને એમ ખબર થઇ કે તમે તેમાં મુકયાં હતાં.

**સરિતા**—ભાઈ, મેં તો મારી પાસે જે કંઈ હતું તે સઘળું તને આપી દીધું હતું, અને તેં તે સઘળું તારી લોખંડની પેટીમાં મુક્યું હતું. એવી કુચા મુકવાની જુની મજુસમાં મોતી મુકું એવી શું હું મૂર્ખ છું ? એ તો કંઈ નવાઇની જ વાત લાગે છે. એનો બરાબર તપાસ કરવો જોઈએ.

**બિપિનચંદ્રે** મોતી કેવાં હતાં તે કહ્યું. તે મોટાં અને કાનની વાળીમાં ઘણે ભાગે કામ લાગે એવાં હતાં એમ તેણે દર્શાવ્યું. પ્રિયંવદાનાં તે વખતે હશે એમ **સરિતાદેવીને** લાગ્યું. આમ વાત ચાલતી હતી એટલામાં **પ્રિયંવદા** અને **નલિનિ** આવી પહોંચ્યાં. તેમને જોઈને મા દિકરો ચુપ રહ્યાં. આ વાતનો તપાસ કરવાનું કામ **નલિનિ**ને સોંપવું એમ **સરિતાદેવીએ** વિચાર કર્યો. તેને તે વાત કહેવામાં આવી અને તેણે તે કામ માથે લીધું. થોડીવાર પછી **બિપિનચંદ્ર** અને **પ્રિયંવદા** પોતાની મેડીમાં બેઠાં હતાં. **બિપિનચંદ્ર** કંઇક વાંચતો હતો અને **પ્રિયંવદાને** તેમાંથી કંઇક સમજાવતો હતો. **નલિનિ** મેડી ઉપર ગઇ અને તેણે બહારથી બુમ પાડી. **પ્રિયંવદાએ** તે સાંભળી નહીં; તેનું ચિત્ત **બિપિનચંદ્ર** જે કહેતો હતો તેમાં ઘણુંજ પરોવાઇ રહેલું હતું. **બિપિનચંદ્ર** ઉત્તરરામચરિતમાંથી **અરૂંધતી** વિષેનો નીચેનો શ્લોક વાંચતો હતો અને તેની અકેક લીંટીનો અર્થ કરી **પ્રિયંવદાના** હૃદયમાં સતી **અરૂંધતીના** ચારિત્ર્યની ઉંડી છાપ પાડતો હતો. **અરૂંધતીને** વંદન કરતાં જનકરાજા બોલે છે:—

> **यया पुतंमन्यो निधिरपि पवित्रस्य महसः**
> **पतिस्ते पूर्वेषामपि खलु गुरूणां गुरुतमः**
> **त्रिलोकी मङ्गलयामवनितललोलेन शिरसा**
> **जगद्वन्द्यां देवीमुषसमिव वन्दे भगवतीम् ॥**

**બિપિન**—ઘણા પવિત્ર અને મોટા પુણ્યના ભંડાર વશિષ્ઠ ઋષિ પણ **અરૂંધતી** વડે પોતાની જાતને વધારે પવિત્ર માને છે !

**પ્રિયં૦**—પત્ની વડે પતિ પોતાની જાતને ધન્ય ગણે એવી સ્ત્રીઓ તો વિરલ જ હશે !

**બિપિન**—સ્ત્રી પોતાના ગુણથી જ પૂજ્ય બની રહે છે, નહીં કે પોતાની જાતથી કે ઉમ્મરથી !

**પ્રિયં૦**—અરૂંધતી એવી ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યાં, એ પ્રભાવ તો વશીષ્ઠનો જ ! એટલે આખરે તો વધારે વંદનીય વશીષ્ઠ જ છે ! અરૂંધતીની શ્રેષ્ઠતાનું કારણ વશીષ્ઠ જ કહેવાય ! મને પણ મારા "ચંદ્ર" અરૂંધતી જેવી બનાવે તો હું બીજી અરૂંધતી બનું !

હસતે હસતે **પ્રિયં**વદા બોલવા લાગી.

**બિપિન**— અને હું પણ મારી જાતને તારા વડે વધારે પવિત્ર અને ધન્ય ગણું.

**બિપિન**ચંદ્ર પણ હસતે હસતે કહેવા લાગ્યો.

એટલામાં **નલિનિ**એ બીજી બૂમ પાડી અને મોટેથી કહેવા લાગી; "ભાભી, જરા બહાર તો આવો. ચાર દિવસ અમે આવ્યાં છીએ ત્યારે તો અમારા ભાઇથી જરા વેગળાં રહો."

**પ્રિયં૦**—તમે અંદર આવોને, તમારે આવવાની શી હરકત છે !

**નલિનિ** અંદર ગઇ અને **પ્રિયં**વદા તેની પાસે આવી અને બંને જણ એક બારી પાસે બેઠાં. **નલિનિ**એ વાત ઉપાડી અને તે બોલી: "ભાભી, તમે શું કરતાં હતાં ? મારા ભાઇને જરાકે તમે સુંના મુકતાં નથી !"

**પ્રિયં૦**—તમારા ભાઇના ગુણ અને વિદ્યામાંથી થોડુંક ગ્રહણ કરતી હતી. એ વાંચતા હતા અને મને સમજાવતા હતા. એ તો ગુણના ભંડાર અને વિદ્યાના સાગર છે. આપણાથી બધું તો સમજાય નહીં પણ થોડુંક શિખીને આપણી જાતને એમની પાસે રહેવા લાયક કરવી એ આપણો ધર્મ છે.

**નલિનિ**—ભાભી, તમે પણ ડાહ્યાં અને ભણેલાં જ છો ને !

**પ્રિયં૦**—હોઇએ તોયે તે બનાવ્યાં કોણે ? તમારા ભાઇએ જ ને ? એમના આગળ મારો શો હિસાબ છે ? જો કોઇ પણ ગુણ મારામાં તમે જોતાં હો તો તે તેમના જ વડે છે. એમણે જ મને વિદ્યાદાન આપ્યું છે !

**નલિનિ**—તમે ડાહ્યાં તો ખરાં જ અને તમારા ડહાપણમાં મારા મોટાભાઈએ વધારો કર્યો એમ કહો! બાકી સ્ત્રી મૂર્ખ જ હોય તો પછી પતિ શું કરે! પતિ શિખવે પણ સ્ત્રી શિખે જ નહીં તો પછી શું?

**પ્રિયં૦**—પણ પતિ જ અભણ હોય અથવા તેને વિદ્યાની બુઝ ન હોય તો તે સ્ત્રીને સુશિક્ષિત **શી રીતે** કરે?

**નલિનિ**—પણ તમારા જેવાં ઝવેરી હોય તેજ હીરાનું મૂલ્ય સમજે.

**પ્રિયં૦**—ઝવેરીનામાં પારખવાની શક્તિ લાવવી એ કામ બીજાનું છે. તમારા ભાઈએ તે શક્તિ મારામાં કંઈક આણી એટલે અમે—ઝવેરી કહો કે ગમે તે—તે બન્યાં, નહીં તો શી રીતે બનત. છતાંએ પણ ઝવેરી તે ઝવેરી અને હીરો તે હીરો. ઝવેરીને વેચાએ તો કંઈ પણ નહી ઉપજે, પણ હીરાને વેચવાથી લાખો રૂપીઆ ઉપજશે. તમારા ભાઈ તો હીરા અને અમે, ભલે તમે અમને ઝવેરી કહો કે ગમે તે કહો!

**નલિનિ**—ઝવેરી વડે હીરો અને હીરા વડે ઝવેરી! મારા ભાઈ વડે તમે અને તમારા વડે મારા ભાઈની કિંમત વધી!

**પ્રિયં૦**—એમના વડે મારો ભાવ પુછાય છે એમ કહો!

**નલિનિ**—પણ ભાભી, તમને આવા ગુણના ભંડાર અને વિદ્યાના સાગર કોણે આપ્યા તે તમે જાણો છો?

**પ્રિયં૦**—હા, તમે જ તો. પ્રથમ એ તમારા ભાઈ અને પછીથી મારી સાથે એમનો સંબંધ થયો એટલે એ તમે જ આપ્યા.

**નલિનિ**—ત્યારે એના બદલામાં કંઈ આપશો કે નહીં?

**પ્રિયં૦**—હા, તમે કહો તે!

**નલિનિ**—જો, જો, હોં; વચન આપો.

**પ્રિયં૦**—લ્યો, આ વચન.

**નલિનિ**—ભાભી, તમારી પેલી કાનની કડી હતી તે મને એકાદ દિવસ પહેરવાને ન આપો?

**પ્રિયં૦**—તે કડીનાં મોતી તો સેં છોડી નાંખ્યાં છે.

**નલિનિ**—હશે, ત્યારે મોતી આપો. હું તે કડી બંધાવીને પહેરીશ.

**પ્રિયંવદા મુંઝવાડામાં આવી પડી. શો જવાબ આપવો તે એને**

સુઝયું નહીં. આખરે ગચકાં ખાતી ખાતી તે ધીમે ધીમે કહેવા લાગી; "તે મોતીને મેં કશામાં વાપરી નાંખ્યાં છે!".

**નલિનિ**—શેમાં ?

હવે પાછો શો જવાબ દેવો તે **પ્રિયંવદા**ને સુઝયું નહીં. મનમાં તે વિચાર કરવા લાગી કે નણંદને આ વાતની શી રીતે ખબર પડી હશે. કબુલ કરવામાં કંઈ હાનિ ન હતી પણ મોતી તેનાં હતાં એ વાત જાણીને પોતાના પતિ અતિશય ઓશિયાળા થઈ જશે એમ તેને લાગ્યું. **બિપિનચંદ્ર** ઘણો જ લાગણીવાળો હતો. પત્નીના ઉપકાર નીચે તેને આવવું પડયું એમ જાણી તેને તેની ગરીબ સ્થિતિનું ભાન થશે, તેના મનમાં ઓછું આવશે, અને તેથી પતિની લાગણી દુઃખાશે, અને તે પોતાના પાતિવ્રત્ય ધર્મથી વિરુદ્ધ થશે એમ **પ્રિયંવદા** પોતાના મનમાં શોચ કરવા લાગી. તે મનમાં મુંઝાઈ! પણ હવે એકે રસ્તો રહ્યો ન હતો તેથી તેણે જેવો તેવો જવાબ આપ્યો.

**પ્રિયં૦**—શેમાં તે વળી કંઇ બંધાવવા છોડાવવામાં જ તો!

**નલિનિ**—કે દેવીને સારૂ કાશી પૈસા મોકલવામાં ?

આટલું બોલીને **નલિનિ** ખડખડ હશી પડી, અને પોતાની ભાભીને પકડી કહાડી તેના ઉપર જય મેળવ્યાથી ગર્વિષ્ઠ બની હોય તેમ દેખાવા લાગી! થોડીવાર પછી તે બોલી, "મારા ભાઇને આવી રીતે રોજ ઠગો છો કે? પણ, તમારી ઠગાઇથી અમને તો લાભ જ છે, ભાભીજી–ઇ–ઇ...!"

**બિપિનચંદ્ર** પાસેજ બેઠો હતો. તેની પાસે એકદમ **નલિનિ** આવી અને તેને આ વાત કહી. તે ચકિત થઈ ગયો અને પોતાની સ્ત્રીના સદ્ગુણથી તેની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. **પ્રિયંવદા** આ વખતે આનંદથી ઉભરાતી આંખે ટગર ટગર જોયાજ કરતી હતી. **સુમિત્રાદેવી**ને આ વાતની ખબર પડી અને સાસુના મનમાં આશ્ચર્ય ઉત્પન્નથવાની સાથે વહુને માટે ઉંચો અભિપ્રાય બંધાયો અને તેમણે દાક્ષાવિશ્વેશ્વરનો ઉપકાર માન્યો કે આવી સદ્ગુણી વહુ તેમને મળી.

રાતનો વખત થયો હતો તેથી હવે બધાં વાળુ કરીને સુવાને માટે ગયાં. **પ્રિયંવદા**એ સૌને માટે પથારીઓ પાથરી અને **નલિનિ**-

એ તેમાં મદદ કરી. પોતાની મેડીમાં પથારી પાથરી બિપિનચંદ્રને કંઈ જોઈતું કરતું આપીને પ્રિયંવદા સાસુની પથારી પાસે આવીને બેઠી. સાસુએ તેને અત્યંત વ્હાલથી બોલાવી અને તે બન્ને જણુ વાતો કરવા લાગ્યાં. સરિતાદેવીએ તેને કાશીનો સઘળો હેવાલ કહ્યો. શ્રી કાશીવિશ્વનાથ અને અન્નપૂર્ણા દેવીનું વર્ણન તેની આગળ કર્યું અને અનેક મહાત્માઓ તથા સંન્યાસીઓનાં જીવન-ચરિત્રો તેને સંભળાવ્યાં. પ્રિયંવદાએ આમાંથી કંઇક સાર ગ્રહણ કર્યો. અને સાસુની માફક કાશીમાં રહી જીવનના પાછલા દિવસો ત્યાં જ ગાળવા એવી તેની ઇચ્છા થઈ. સાસુની ધાર્મિક વૃત્તિએ વહુના હૃદયમાંની પવિત્ર વાસનાઓને દૃઢ કરી. રામાયણ અને મહાભારતનાં પવિત્ર સ્ત્રીપુરુષો વિષે તેણે વાંચ્યું હતું પણ તેવાં સ્ત્રીપુરુષો હજી પ્રત્યક્ષ જોયાં નહોતાં તેથી તેમને જોવાની તેની ઉત્કંઠા વધી. સાસુના પ્રત્યક્ષ અનુભવે તેમાં ઉમેરો કર્યો, તેના ઉચ્ચ સંસ્કારોએ તેમાં અનુમોદન આપ્યું અને એક ક્ષણવાર તે જાણે કે કાશીના મહાત્માઓના સત્સંગમાં બેઠી છે એવો તેને ભાસ થઇ ગયો, અને તે આનંદથી ઉભરાઇ ગઇ. સાસુ તેના મનના વિચારો સમજી ગયાં ને બોલ્યાં, "બેટા, તમારી પવિત્ર ભાવનાઓથી અને શુદ્ધ આચરણથી તમે મારા ઘરને દિપાવો છો! તમેજ મારા ગરીબ ઘરની લાજ રાખી, નહીં તો મારો બિપિન મને પૈસા શા રીતે મોકલત ? મેં કેટલાંક વર્ષ સુધી કાશીવિશ્વનાથની પુજા કરી અને તેથી જ તમે મને મળ્યાં, નહીં તો હું ગરીબના ઘરમાં આવું રત્ન છાજે નહીં." આમ બોલતે બોલતે દેવી ગળગળાં થઇ ગયાં અને તેમણે પ્રિયંવદાને છાતી સરસી દાબીને કહ્યું, "રાત ઘણી ગઇ છે માટે હવે, બેટા, સુઇ જાઓ."

પ્રિયંવદા ગઇ અને મેડી ઉપર જઈને સુઇ ગઇ. સવારમાં તે વહેલી ઉઠી ને એણે સાસુને માટે પુજાની સઘળી તૈયારી કરી. ત્યાર બાદ તે વાસણ માંજવા અને પાણી ભરવા તળાવ ઉપર ગઇ. તેના ગયા પછી તરત જ નલિનિ ઉઠી અને ભાભી ઉઠયાં છે કે નહીં તેનો તપાસ કરવા લાગી. તપાસ કરતાં માલમ પડયું કે તે તળાવ ઉપર ગયાં છે. નલિનિ હવે સરિતાદેવીને ઠપકો દેવા લાગી, "તમે મને કેમ ઉઠાડી નહીં. હું પાણી ભરી લાવત અને વાસણ પણ માંજી લાવત. બિચારાં ભાભીને જરાક પણ આરામ લેવા ન દેવો ? આપણે

ચાર દિવસ આવ્યાં હઈએ ત્યારે પણ તેમને સુખેથી બેસવા ન દેવાં? રાતના બાર વાગતા સુધી તો તે તમારી પાસે બેસીને વાતો કરતાં હતાં અને અત્યારમાં તો પાછાં ક્યારનાંએ ઉઠીને ગયાં છે!" દેવીએ તેમાં ઉમેરો કર્યો, "મારો પુજાનો સામાન પણ તેમણે જ તૈયાર કર્યો છે! હું ઉઠી કે તરત જ તે ઉઠયાં અને આવ્યાં." નલિનિને ભાભી માટે ઘણું લાગ્યું અને બિપિનચંદ્રને આ બાબતમાં કંઇ કહેવાનો વિચાર કરીને તરત તે તળાવ ઉપર ગઇ અને ત્યાં પ્રિયંવદાને કહેવા લાગી, "મને કહ્યું પણ નહીં અને છાનાંમાનાં સટકી આવ્યાં, ભાભી ! ચાર દિવસ તો તમે વિશ્રાંતિ લ્યો !"

**પ્રિયં૦**—હું મારૂં રોજનું કામ કરૂં છું તેમાં વિશ્રાંતિની શી જરૂર? તમે ચાર દિવસ પીએર આવ્યાં છો, એટલે તમારે વિશ્રાંતિ લેવાની છે! વિશ્રાંતિ લેવાને જ સૌ કોઈ ચાર દિવસ પીયેરમાં આવે! તમે અમારાં અતિથિ છો અને અતિથિને વિશ્રાંતિ આપવી એ અમારો ધર્મ છે!

**નલિનિ**—પણ બેઠે બેઠે શું કંઇ વધવાનાં છીએ? અમે અમારે ઘેર કામ નથી કરતાં? ત્યાં ક્યા નોકર ચાકર ભરી મુકેલા છે! કામ વગર હાડકાં ખવાઈ જાય અને મન નવરૂં બેઠું અનેક કુતર્ક કરે!

**પ્રિયં૦**—હા, એ તો ખરૂં! નવરાં બેઠાં હઈએ તો કુથલી કરવાનું મન થાય અને બીજાના દોષ શોધવાનું સુઝે!

**નલિનિ**—ત્યારે ભાભી, મને કામ નહીં બતાવો તો હું તમારા દોષ ખોળ્યા કરીશ! નલિનિ હસતે હસતે કહેવા લાગી.

**પ્રિયં૦**—ઠીક, પણ આજ તો હું બધું પાણી ભરીશ અને બધાં વાસણ માંજીશ. તમને મારા સમ છે, તમે રહેવા દો!

હા, ના, કરતે કરતે બંને જણે એકઠાં મળીને તે કામ કરવું એમ ઠરાવ કર્યો અને તે પુરૂં કરીને નણંદભોજાઈ ઘેર ગયાં. નલિનિ એકદમ નહાઈને રાંધવાને પેઠી અને હસતે હસતે કહેવા લાગી, "ભાભી, કેવાં છેતર્યાં છે?" પ્રિયંવદાએ ધીમેથી જવાબ આપ્યો, "તમે શું કરવા નહાયાં? તમને નહીં ફાવે!"

પ્રિયંવદા એક હાથમાં ચોપડી લેતી અને બીજે હાથે સાવરણી ઝાલી ઘરમાં પુંજો વાળતી, અને સઘળું ઘરકામ કરતી. એવી રીતે તે ભણી હતી. ભણ્યા પછી પણ ઘરકામનો તેને કંટાળો હતો નહીં

અને ઘરકામ કરવામાં તે ન્હાનમ ગણુતી નહીં. વિદ્યાથી તેનું મન ગર્વીષ્ટ બન્યું ન હતું અને વિદ્યાએ તેની પાસે ઘરકામ ત્યજાવ્યું ન હતું. પતિ પ્રત્યે, કુટુંબ પ્રત્યે, અને સમાજ પ્રત્યે પોતાની ફરજો બજાવવાને તત્પર અને ઉત્સાહી થવું, પતિની સ્થિતિને અનુકૂળ વર્તવું, બાળકોની સંભાળ લેવામાં, તેમને ઉછેરવામાં અને તેમને સુશિક્ષિત બનાવવામાં એક શિક્ષકની ગરજ સારવી, પતિની ઈચ્છાને અનુસરવું અને તેની ચિંતાઓને ઓછી કરવાને અને તેને શાંતિ આપવાને તેનું કહ્યું કરવું, અને ઘરકામનો બોજો પોતાને માથે ઉપાડી લેવો, ઘરની સ્થિતિ પ્રમાણે પોતાની રહેણી કરણી રાખી ઘરકામ કરવામાં જરાયે ન્હાનમ ન ગણવી. એમાંજ ભણ્યાની સાર્થકતા છે એવું પ્રિયંવદાનું માનવું હતું.

બિપિનચંદ્ર આ વખતે ઉઠીને નીચે આવ્યો. પ્રિયંવદાએ તેને દાતણપાણી આપ્યાં. દાતણ કરીને સ્વસ્થ થઈને ચાહ પીવાને તે બેઠો તે વખતે નલિનિ જાણે કે ભાભીનું ઉપરાણું લેતી હોય તેમ બોલી ઉઠી. "મોટાભાઈ, સુખડ જેમ જેમ વધારે સુગંધી આપે તેમ તેમ તેને શું વધારે ઘસવી ? કોઈ આંગળી આપે તો તેનો પહોંચો લેવાનો પ્રયાસ કરવો ? ભાભી આખો દિવસ વૈતરૂં કરે અને તેમને બેસવા વારો જ ન આવે એ ઠીક ગણાય નહીં. તેમનું નાજુક શરીર આ ઘરધંધામાં કચડાઈ જાય છે. ભાઈ, તમે સમજુ છો એટલે વધારે કહેતી નથી પણ કોમળ પુષ્પને તો માથા ઉપર ધારણ કરવું જોઈએ, તેને પગ તળે ચગદી નાંખવું ન જોઈએ !"

બિપિનચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો: "નલિનિ હજી બાળક છે. તે ભોળા દિલની છે ! તે મારા ઘરની સ્થિતિ કેવી છે તે જાણતી નથી. પણ તેનું કહેવું તો ખરૂં જ છે. તેમ હું પણ અન્યાય તો કરતો જ નથી. નોકર રાખવાની મારી સત્તા નથી [illegible] નલિનિ જાણતી નથી. કોમળ પુષ્પ કચડાઈ જાય છે, તેને [illegible] ઉપર ધરાતું નથી એ પણ સત્ય; ઘરકામમાં તે ચગદાય છે, પણ [illegible] માથા ઉપર ધરવાની મારી સત્તા નથી, એમાં પણ શું ખોટું છે ! પણ તેવી સત્તા મેળવવાને મેં પ્રયાસ કદીપણ કર્યો ? ના; ત્યારે સાત્વિક વૃત્તિની ઉપાસનામાં મેં આલસ્યની ઉપાસના કરી એમ થયું ! હિંદમાં શું મારા જેવાજ સાત્વિકો વસતા હશે ? સંતોષના દેખાવમાં અશક્તિમત્તા અને આલસ્યને શું આમ આચ્છાદિત કરી દેતા હશે, અને

પોતાના ઘરનાં માણસોને દારિદ્રયથી ઉદ્‌ભવતા કષ્ટમાં ગરકાવતા હશે ! બિચારી સ્ત્રીઓનો મરો આમ જ થતો હશે ! નલિનિ તેં આજે મને એક મહાન્ ઉપદેશ કર્યો. તારાથી હું જાગૃત બન્યો. હવે હું મારા વતનથી જ સંતોષ માની બેશી નહીં રહું અને સાત્વિક પ્રવૃત્તિ ગ્રહણ કરીશ. આ સુવાસિત પુષ્પને હૃદય ઉપર ધરીશ, એજ એનું ખરૂં સ્થાન છે. એને કચડાવા નહીં દઉં ! "

નણદે ભોજાઈનો પક્ષ કર્યો તે જોઈને બિપિનચંદ્રને લાગ્યું કે તેની પત્નીની પવિત્રતા અને સહનશીલતાનો જ આ સઘળો પ્રભાવ છે. થોડીવારે તેણે ઉંડો નિશ્વાસ નાંખ્યો ફરી પાછો વિચાર કરીને તે મનમાં બોલ્યોઃ " નલિનિ, તેં બરાબર કર્યું છે, હવેથી તેમ નહીં થાય. " પ્રિયંવદાને હવે કોઇપણ રીતે કામના બોજામાંથી મુક્ત કરવી એમ તેણે નિશ્ચય કર્યો. એ વાત ઉપર બહુ વિચાર કરતાં કરતાં બિપિનચંદ્રના મુખ ઉપર ગ્લાનિ આવી ગઈ. પ્રિયંવદા તેની પાસે બેઠી હતી તેણે તે જોયું અને તેણે તેને પુછ્યું;

**પ્રિયં૦**—તમારૂં મુખ એકદમ આમ શોકાતુર કેમ બની ગયું ! તમે મારી કાળજી જરાએ કરશો નહીં.

**બિપિન**—હું તને પરણ્યો ત્યારે હું એમ ધારતો ન હતો કે આપણે હમેશાં તંગીમાં જ રહીશું. તું ધીરજવાન, સંતોષી, ભલી અને વિશ્વાસપાત્ર છે. સત્ય અને દયાએ તારામાં વાસ કર્યો છે. તારા આ સદ્‌ગુણોને લીધેજ હું તને પરણ્યો છું. દ્રવ્યવાન સ્ત્રીઓનામાં આવા ગુણો ભાગ્યે જ માલમ પડે છે એમ મારૂં માનવું છે. મારા જેવી સ્થિતિવાળા પુરુષને આવા ગુણોવાળી સ્ત્રીની વધારે જરૂર છે એમ ધારીને જ મેં તારી સાથે પરણવાનું પસંદ કર્યું હતું. તેં કદી પણ કોઈપણ બાબત વિષે ફરિયાદ કરી નથી. પણ મારૂં મનુષ્યનું અંતઃકરણ તને આ સ્થિતિમાં જોઈને દુઃખાય છે!

પ્રિયંવદા પોતાના પતિનું આવું દુઃખી હૃદય જોઈ શકી નહીં, તે હસતે હસતે બોલી;

**પ્રિયં૦**—મારા પતિ, તમે આપણા જેવી સ્થિતિને શું ગરીબાઈ કહો છો ? આ સગવડ ભરેલું આપણું મકાન અને તેમાં રહેલી સઘળી વસ્તુઓ—એમાં જે સુખ રહેલું છે તેનું સુખ તો રાજાને પણ નહીં હોય! આપણા ઘરમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહેલી

છે. આ છેલ્લાં પાંચ વરસથી જરા જરા દુકાળ પડે છે અને તમે ખેડુતોના પાસેથી તેમના ઉપર દયા કરીને પુરેપુરા રૂપિઆ લેતા નથી તેથી જ આપણને આ દ્રવ્યનો સંકોચ વેઠવો પડે છે. બિચારા ખેડુતોને નિભાવવા એ આપણો ધર્મ છે. તમેજ કહેતા હતા કે ઈંગ્લાંડમાં ઉમરાવ લોકો પોતાના ખેડુતોને બનતી મદદ આપે છે અને તેમની સ્થિતિ સુધારે છે. તમે તે પ્રમાણે ખેડુતોની સ્થિતિ સુધારવાને એક બે સાલની દાણ માફ કરી છે, તમે તેમને માટેજ આ દ્રવ્યસંકોચ વેઠો છો, અને તેથી તમે, પાણીથી ભરેલું એક મોટું સરોવર જેમ અનેક સ્ત્રી પુરુષોની તૃષા મટાડીને સુકાઈ ગયું હોય, તેમ અધિક શોભો છો. વળી તમેજ આખા કુટુંબનો ભાર ઉપાડી રહેલા છો. આ કુટુંબીઓ તમારે આશરે અહીં આવીને વસેલાં છે. તે બિચારાંની હાજતો પુરી પાડવામાં તમે આત્મભોગ આપી રહેલા છો. તે આત્મભોગમાં હું પણ મારો ફાળો આપું તોજ તમારી સહધર્મચારિણી થવાને યોગ્ય થાઉં! મારા ચંદ્ર! મારે સઘળું છે. મારે કશાનો ખોટ નથી. મારે માટે તમે જરાએ મુંઝાશો નહીં. તમારી સજ્જનતાને લીધેજ તમારાં કુટુંબીઓ અને કોઈ કોઈ વાર ન્યાતજાતનાં દુઃખી મનુષ્યો તમારા ઘરમાં પોષાય છે. આપણે કંઈક સુખી હોઈએ તો તેથી આપણાં કુટુંબીઓ અને ન્યાતનાં મનુષ્યોને શો લાભ? આ જ. આપણા દ્રવ્યમાં તેમનો પણ ભાગ છે. કટકામાંથી કકડો પણ તેમને આપવો ઘટે છે. તેમના આતિથ્યમાં મને પણ ભાગ લેવા ધો.

દ્રવ્યમાંજ જો સુખ હોય તો સંસારનો ત્યાગ કોઈ કરે જ નહીં. હું મારી જાતને તમારા જેવા પતિથી અલંકૃત માનું છું. તમે મને ભણાવી અને રસજ્ઞ બનાવી અને તમારૂં ઉદાર ચરિત્ર સમજવાને થોડીઘણી લાયક કરી એ તમારો મોટો ઉપકાર છે, નહીં તો હું અજ્ઞાનમાં જ મારો જન્મારો પુરો કરત. તમેજ મારામાં જ્ઞાનનું દ્વાર ખોલ્યું છે અને મને અધિક જ્ઞાન મેળવવાને પાત્ર બનાવી છે. હજી પણ હું તમારા ઉદાત્ત વિચારોને પુરેપુરા સમજી શકતી નથી, એટલે તમે, મારા પતિ, કેટલા બધા અગાધ જ્ઞાન અને ગુણના ભંડાર હશો તે હું કળી શકતી નથી. તમારા જ્ઞાનનો અખૂટ ભંડાર મને ધીમે ધીમે આપશો અને તમારી સહધર્મચારિણીને આ સંસારમાં કૃતાર્થ બનાવશો એટલે ઘણું થયું. અન્નદાન કે દ્રવ્યના દાન કરતાં

જ્ઞાનનું દાન વધારે ફળદાયક લેખાય છે. **सर्वेषु दानेषु ब्रह्मदानं विशिष्यते.** મનુષ્યોને દ્રવ્યથી જ સંતોષ રહેતો નથી. તેઓને આ દુનિયાના પદાર્થો ભોગવ્યા પછી કંઈક ઉંચું સુખ મેળવવાની આકાંક્ષા થાય છે. જો તેમ ન હોત તો જનક અને બુદ્ધ જેવાઓ રાજ્યપાટમાં જ સુખ માનત. આ ઉચ્ચ સુખનો કંઈક સ્વાદ તમે મને ચખાડયો છે. આપણા ઘરમાં એક રાજાને પણ નહીં હોય એવો શાંતિએ વાસ કરેલો છે, અને ઈશ્વિર આપણને હજી વધારે દ્રવ્ય કેમ નહીં આપે? તમારા જેવા સત્યશીલ અને પવિત્ર મનુષ્યને તે નહીં આપે તો બીજા કોને આપશે? દ્રવ્ય જ આપણા જીવનનું લક્ષ્ય નથી; પણ મને ઇશ્વર ઉપર અને આપણા પ્રમાણિક જીવન ઉપર પુરેપુરો ભરોંસો છે કે પ્રભુ આપણને તંગીમાં નહીં રાખે. એક ભક્તકવિએ ખરૂં જ કહ્યું છે કે

"સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કરતાર
ધર્મ વિચારો રે ઘર થકી."

ઇશ્વિરે આપણને જમીન આપી છે તેમાંથી એ અનાથનો નાથ આપણી અભિલાષા પુરી કરશે. જ્ઞાન અને પતિસુખ, એથી વધારે સુખ સ્ત્રીજાતને કયું જોઈએ?"

બિપિનચંદ્ર પ્રિયંવદાના સ્હામું જોઈ જ રહ્યો. મનમાં તે વિચાર કરવા લાગ્યો, "ભર્યું ઘર તો સૌએ દેસે; પતિની લક્ષ્મી અને સુખમાં તો સૌએ ભાગ લે અને પતિનું મન રીઝવે, પણ પતિના દુઃખમાં પણ સુખ માની તેનું ગાયું ગાય અને ઘરસંસાર નિભાવે એવી સ્ત્રીઓ તો કોઈ વિરલ જ હશે."

બિપિનચંદ્ર સાત્વિક વૃત્તિનો અને સંતોષી યુવાન હતો. તે ભલો અને પ્રમાણિક હતો. જગતના પ્રપંચોમાંથી પોતાનો રસ્તો શી રીતે કહાડી લેવો એની એને ખબર નહોતી. ખબર હોત તો પણ **शठं प्रति शाठ्यं कुर्यात्** એ સૂત્રને કામે લગાડવું એ એના હૃદયની વિરુદ્ધ હતું. **शठं प्रति सत्यं कुर्यात्** એ સૂત્રને તે અનુસરતો હતો. એવા માણસો આવા પ્રપંચી જગતમાં ફાવી ન શકે તેમાં નવાઈ જ શી? વળી જગતમાં વધારે વિદ્યાવાળા અને વધારે લાયકાતવાળા હોય છે; તેઓ જગતમાં જામવાને માટે પ્રયાસ કરે છે.

પણ તેઓ જલદીથી ફાવી શકતા નથી. જ્યાં સ્પર્ધા વધારે હોય છે અને લાભ મળવાના સંભવ ઓછા હોય છે ત્યાં બહોળી શક્તિવાળા મનુષ્યોને પણ પોતાનો રસ્તો કરતાં મુશ્કેલ પડે છે. વળી સરકારી નોકરીમાં ડિગ્રીને જ માન હોય છે; વેપારમાં વાક્ચાતુર્ય, પ્રપંચ, હરીફાઈમાં ઉતરવાની શક્તિ, પોતાનો માલ જ ખપાવવાની યુક્તિ, હિંમત, સાહસ, ધૈર્ય, ખંત, અને મહેનત તથા મુડીની જરૂર હોય છે. ઉપરના ગુણોનો પોતાનામાં અભાવ હોવાથી અને અસત્યને માર્ગે ધન ઉપાર્જન નહીં કરવાનો નિશ્ચય હોવાથી બિપિનચંદ્ર સંતોષ ધરી પોતાના વતનમાંથી જે આવે તે ખાઈપીને આનંદમાં જીંદગી ગુજારતો હતો. પણ વતનની આવક તેના બહોળા કુટુંબને માટે બસ થતી ન હતી. ટુંકી આવક હોવાથી તેને અડચણો વેઠવી પડતી હતી અને તેને તથા પ્રિયંવદાને કેટલીક બાબતોમાં આત્મભોગ આપવો પડતો હતો. બિપિનચંદ્ર તે ખુશીથી આપતો પણ પોતાની સુશીલ પત્નીને તેમ કરતી જોઈને તેનું હૃદય ખિન્ન થતું.

પોતાના ઘરની જુદી જુદી વાતો કરતી પ્રિયંવદા પોતાના પતિ પાસે લાંબા વખત સુધી બેઠી. ઘણા લાંબા વખત સુધી પ્રેમથી ભરપુર અને ખુટે નહીં એવી વાતો ચાલી. પતિને ઈશ્વર સમાન આલેખતી આર્યા બિપિનચંદ્રને રૂચે તે પ્રમાણે મીઠી અને રસભરી વાણીથી જાણે કે ન્હવરાવતી હોય તેમ અનેક હાસ્ય અને પ્રીતિયુક્ત વચનોથી તે પોતાના પતિનું મન રીઝવવા લાગી. તેને મન આ વખત સમસ્ત જગત પતિમાં જ સમાઈ ગયેલું હતું. બંનેનું જાણે કે અદ્વૈત થયું હોય તેમ બંનેનાં હૃદયમાં એકજ વિચાર, એકજ વાત અને એકજ આનંદ વ્યાપી રહ્યો હતો. દુનિયામાં જાણે કે એમના જેવું કોઈ સુખી નથી એવો ભાસ એમનાં સંયુક્ત હૃદયોમાં થવા લાગ્યો. પરમાનંદની પરિસીમામાં તેમનાં અંતઃકરણોએ ઉછાળા મારવાનું શરૂ કર્યું. વિદ્યાવિલાસી જીવનથી ઉદ્ભવતા દાંપત્ય સ્નેહની ટોચ ઉપર તે બંને ઉડવા લાગ્યાં. પ્રિયંવદા પોતાનું ઘરકામ ભુલી ગઈ. આખરે બિપિનચંદ્ર બોલી ઉઠ્યો, "હવે તું જા, તારે રસોઈ કરવાની છે. વખત ઘણો થઈ ગયો છે, માટે જલદીથી રસોઈ કર; સૌ ભુખ્યાં થશે."

પ્રિયંવદાના કર્તવ્યપરાયણ હૃદયને આ વાત ગમી પણ તેની પ્રેમવૃત્તિને તે ન ગમી. પ્રેમપાશમાંથી છુટી પડતાં શરમાતી પ્રિયંવદા શકુંતલાની માફક સાડીના છેડાને સંકોરવાને બ્હાને હૈયાના

બાળકને નિરખી રહી અને અપૂર્વ આનંદના ઓઘમાં નિમગ્ન થઈ રસોઈ કરવાને ચાલી ગઈ.

બિપિનચંદ્રની પાસેથી પ્રિયંવદા ગઈ તે વખતે તેની પાછળ તે દૃષ્ટિ નાંખી રહ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યોઃ "એનામાં સ્નેહ, દીર્ઘદૃષ્ટિ, ઉદ્યોગ, સહનશીલતા અને આત્મભોગ વાસ કરી રહેલાં છે. સ્ત્રીઓમાં એ ઉત્તમમાં ઉત્તમ ગુણો લેખાય છે. પણ એવા રત્નને કચડી નાંખવું અથવા તેને કચડાઈ જવા દેવું એ મોટું પાપ છે. હિંદુ સંસારમાં આવાં રત્નો કેટલાંએ કચડાઈ જતાં હશે ! જુના રિવાજ, કુટુંબીજનોના સ્વાર્થ પોષવાની વૃત્તિ, વૃદ્ધોના માના-પમાનના ખોટા ખ્યાલ અને કોઈને જરાક પણ છુટ નહીં આપવાની વૃત્તિથી કેટલાએ પુત્રો અને સુશીલ પુત્રવધુઓ ઘરમાં કચડાઈ જતાં હશે ?

પ્રિયંવદા ઘરનું સઘળું કામકાજ કરતી, રાંધતી, પીરસતી અને સૌને જમાડતી. પછી પોતે જમતી અને વાસણ વગેરે માંજી નાંખતી. ત્રીજે પહોર થાય એટલે તે જરાક આરામ લેવાને બેસતી અને પછી બીજા દિવસના કામની અગાઉથી તૈયારી કરતી. સરિતાદેવીને પુજાપાઠને માટે જે જે સામાન જોઈએ એ તે આપતી અને સૌની મરજી રાખતી. પણ સંસારમાં સર્વ મનુષ્યો એકજ પ્રકૃતિ-નાં હોતાં નથી. એકજ કુટુંબનાં માણસો પણ જુદી જુદી રુચિવાળાં હોય છે. એકજ કુટુંબમાં પણ સૌ સૌના મગ જુદાજ બફાય છે! સૌના મત જુદા. સૌના ભાવ જુદા. હિંદુ કુટુંબમાં એકતા, એકભાવ, કે એકમત ભાગ્યે જ જોવામાં આવે છે ! વળી ઘરનાં માણસો તો એમજ જાણે કે ઘરની વહુ–પુત્રવધૂ–એ તો ઘરની ચાકરડી! વડીલો તો એમજ ધારે કે કામ કરવાને જ એને તો આણેલી છે! આથી કરીને બિચારી પુત્રવધૂ કામમાં ને કામમાં જ કચડાઈ જાય છે. પ્રિયંવદાની બાબતમાં એમજ બનતું પણ તેને એ મન ઉપર આણતી નહીં. પણ બિપિનચંદ્ર વિદ્વાન અને સમજુ હતો. હિંદુઓના એ ખોટા ખ્યાલ અને કઢંગા રિવાજને તે ધિક્કારતો. પ્રિયંવદાની મુશ્કેલીઓને તે સારી પેઠે સમજતો. વિદ્વાન પતિએ એ મુશ્કેલીઓને ટાળવાને પોતાની સંતોષવૃત્તિનો ત્યાગ કર્યો અને એમ તેમ કરીને પરગામ જવાનો, કોઈ સ્થળે નોકરી સ્વીકારવાનો અને વરસમાં થોડાક માસ કુટુંબથી દૂર રહેવાનો નિશ્ચય કર્યો.

# પ્રકરણ ૪ થું.

## હૃષીકેશચંદ્ર.

જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, નહીં ગુમાવીશ નૂર.

હૃષીકેશચંદ્રની માનું નામ શારદાદેવી હતું. તેના પિતાનું નામ ચારૂચંદ્ર હતું. પિતાની વૃત્તિ ઘણીજ ઉદાર હતી. ઘરના તે ઘણા પૈસાદાર હતા; પણ દ્રવ્યથી ઉત્પન્ન થતા દુર્ગુણોએ તેમનામાં વાસ કર્યો ન હતો. તે અનેક વિદ્વાનોને ઉત્તેજન આપતા, અનાથનું ભરણ પોષણ કરતા અને નિરાશ્રિતને પોતાનાથી બને એટલો આશ્રય આપતા. તેમણે ઈંગ્રેજી વિદ્યાનો કે સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ કર્યો ન હતો. પણ ગુજરાતી ભાષામાં લખાયલાં સારાં સારાં પુસ્તકો તથા કેટલાક હિંદી ગ્રંથોને તેમણે વાંચ્યા તથા વિચાર્યા હતા. ગુજરાતના કવિઓની કૃતિઓ અને હિંદી ભાષામાં લખાયલાં કાવ્યો અને નાટકોનો તેમણે પૂર્ણપણે અભ્યાસ કર્યો હતો. આવાં કાવ્યો અને ગ્રંથોથી તેમના હૃદયમાં ધર્મ અને સ્વદેશાભિમાનનો જુસ્સો વ્યાપી રહ્યો હતો. જાણે કે તે એક ખરેખરા ક્ષત્રી હોય તેમ તેમનામાં ક્ષાત્રધર્મ દેખાઈ આવતો હતો. રામાયણ, મહાભારત, પૃથુરાજ, ચિતોડનો રાણો પ્રતાપ, ઝાંસીની રાણી, જયશિખર અને રૂપસુંદરી તથા રજપુતાનાના શૂરા રજપુતોની ઐતિહાસિક કથાઓએ તેમની એ વૃત્તિને ઉત્તેજન કરી હતી અને તે તેમના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ સદાએ ગાઢ કર્યા કરતી હતી. કવિઓની કૃતિઓ ગાતી વખતે તે શબ્દે શબ્દના અર્થ કરતા અને માતૃભૂમિ જાણે કે એક પ્રતિમા હોય તેમ તે તેમના હૃદયમાં પ્રત્યક્ષ ખડી થઈ જતી. સાયંકાળના વખતે જ્યારે આ પ્રતાપી નર પોતાના ઓસરીમાં આરામ ખુરશી ઉપર બેસતા અને કોઈ વીરરસથી ભરપુર કાવ્ય વાંચતા ત્યારે શારદાદેવી તેમના પાસે બેસતી અને પોતાના પતિના મુખમાંથી જે કંઈ નીકળે તે સાંભળતી. આવી વખતે ચારૂચંદ્ર પૂર્ણ જુસ્સામાં આવી જતા અને જાણે કે

પોતે નાટક ભજવતા હોય તેમ હાથના ચાળા કરતા. એ સમયે તેમની એ ક્ષાત્રવૃત્તિ તેમની સહધર્મચારિણીના હૃદયમાં રેડાતી.

શારદાદેવીનું જીવન ઘણું જ ધાર્મિક હતું. તે સવારે ચાર વાગે ઉઠતાં અને ત્યારથી તે સવારના લગભગ આઠ વાગતા સુધી પુજાપાઠ અને ઇશ્વરભક્તિમાં પોતાનો સમય ગાળતાં. પછી તે રસોઇ કરતાં અને પતિને જમાડીને ભોજન કરતાં, અને પછી ચાર વાગતા સુધી રામાયણ કે મહાભારત વાંચતાં. ભોજન કરતી વખતે પણ ચારૂચંદ્ર કંઇ તેવીજ સ્વદેશાભિમાનની વાત કરતા અને દેવીનું પવિત્ર મન તેમાંથી કંઇ સાર ગ્રહણ કરતું. શારદાદેવી અનેક વ્રત, જપાદિ કરતાં અને ઘણાં જ પ્રભુપરાયણ રહેતાં.

આ દંપતીને લાંબા કાળ સુધી કંઇ પણ સંતાન નહોતું. પોતાને સંતાન નહિ હોવાથી તેમને કોઇ વખત જરા ઓછું તો આવતું, પણ અનેક કાવ્યોના અધ્યયનથી સંસ્કૃત થયેલું ચારૂચંદ્રનું મન ઝટ લઇને તેમાંથી નીકળી જતું અને માતૃભૂમિ ઉપરનો તેમનો પ્રેમ તેમાં ખોટ પુરી પાડતો અને સર્વ જગત તેમનું કુટુંબ જ છે એમ ભાન કરાવતો. પણ સ્વાભાવિક રીતે જ સ્ત્રીનું મન સંતાનને માટે જરા વધારે આતુર હોય છે; તેથી કરીને શારદાદેવી પુત્ર ન થાય તો નહીં, પણ પુત્રી હોય તોએ ઠીક, એમ વલોપાત કરતાં. ચારૂચંદ્ર તેમને કાવ્યોનું શ્રવણ કરાવતા અને તેમના હૃદયમાં વીરરસ રેડતા. તેથી જો પુત્ર થાય તો સ્વદેશાભિમાની થાય, નહીં તો ન થાય, એમ દેવીના મનમાં વિચાર આવતો, અને વખતે કોઇ કુબુદ્ધિવાળો પુત્ર થાય તેના કરતાં નથી એજ ઠીક છે એમ વિચાર કરીને તે મન વાળતાં, અને પ્રભુભક્તિ વધારે વધારે કરતાં. પણ પરમાત્માની ગતિ ગહન છે. તે પોતાના દાસને કદી દુઃખી કરતો જ નથી. આમ કરતે કરતે શારદાદેવીની ઉંમર લગભગ ત્રીસ વરસની થવા આવી. અનેક કષ્ટ વેઠીને પણ અત્યાર સુધી તેમણે ઉપવાસાદિ અનેક શાસ્ત્ર-વિહિત કર્મો કર્યાં હતાં. તેમની વૃત્તિ કેવળ સાત્વિક થઇ ગઇ હતી. હૃદય પૂર્ણ સંસ્કારી બની રહ્યું હતું. હવે કાશી જઇને ત્યાં વિશ્વનાથ-ની પુજામાં પોતાની જીંદગીનો બાકીનો વખત ગાળવો એમ તેમણે નિશ્ચય કર્યો હતો. એટલામાં ઇશ્વર ઇચ્છાથી તેમને દહાડા રહ્યા.

ગર્ભના સૂક્ષ્મ દેહને ઘડવામાં હવે ચારૂચંદ્રનું ચિત્ત પરોવાયું.

પુત્રની પ્રાપ્તિ થાય તો તે સુસંસ્કારી બને એવી યોજનાઓ રચવામાં અને તેમને અમલમાં મુકવામાં તે હવે ગુંથાયા. તે એક ખરેખરા હિંદુ હતા. તેમનામાં આર્યત્વ રૂવે રૂવે વ્યાપી રહ્યું હતું. આર્યોની પરાપુર્વથી ચાલી આવતી શાસ્ત્રવિહિત ક્રિયાઓ અને ભાવનાઓનું તે યથાર્થ પાલન કરતા હતા. આર્ય શાસ્ત્રોએ ગૃહસ્થાશ્રમીનું જીવન પવિત્ર અને ઉચ્ચ વાસના યુક્ત બને તેને માટે સ્ત્રી ગર્ભ ધારણ કરે તે સમયથી જ ગર્ભરૂપી બીજનું રક્ષણ કરી તેમાં અનેક ઉદાત્ત વિચારોનું સ્થાપન કરવાના અનેક માર્ગ દર્શાવ્યા છે. શાસ્ત્રો કહે છે કે સ્ત્રી સગર્ભા થાય એટલે પતિએ બ્રહ્મચર્ય પાળવું, સ્ત્રીના મનને અત્યંત પ્રફુલ્લ રાખવું કે જેથી ગર્ભના અવયવો પૂર્ણ વિકાસ પામે; તેના હૃદયમાં અનેક સુકથાદ્વારા મહા પુરુષોનાં ચારિત્ર્યનો વાસ કરાવવો અને મહાત્માઓનાં દર્શનમાં તેનો થોડોક સમય ગળાવવો કે જેથી ગર્ભનો આત્મા પવિત્ર અને સંસ્કારી થાય. સૃષ્ટિસૌંદર્યવાળા અરણ્યમાં કે ભવ્ય સપાટ પ્રદેશમાં આઘે સુધી દૃષ્ટિ નાંખવાથી ગર્ભની બુદ્ધિ વિશાળ અને દીર્ઘ દૃષ્ટિવાળી થાય છે. આ સઘળાં દોહદ પુરાં પાડવાને પતિએ જાતે પવિત્ર રહી, અનેક શુભ આચરણ કરી, પત્નીના મનમાં ઉચ્ચ વાસનાનો વાસ થાય એવાં સાધન યોજી, ગર્ભની માતાના હૃદયને સુસંસ્કારી બનાવવાને પ્રયાસ કરવો કે જેથી કરીને ગર્ભમાં રહેલા બાળકનું મન ઉચ્ચ અભિલાષ કરનારૂં થાય. શાસ્ત્રની એ આજ્ઞાઓનું હવે ચારૂચંદ્ર બરાબર પાલન કરવા લાગ્યા.

ગર્ભ ધારણ કર્યા પછી શારદાદેવીને એક નાના સરખા બગીચામાં રાખવામાં આવી; ત્યાં તે સુંદર સૃષ્ટિનું અવલોકન કરવા લાગી. ચારૂચંદ્ર તેમની હમેશની ટેવ પ્રમાણે તેની આગળ અનેક વીરરસવાળાં કાવ્યો વાંચતા અને ગર્ભના અંતરાત્મામાં ક્ષાત્રધર્મ પુર જોરથી ઢોળાતો. સાયંકાળના વખતમાં પુરાણી મહારાજ મહાભારતમાંથી કેટલોક કથાનો ભાગ વાંચી બતાવતા અને ભીષ્મપિતામહનું બ્રહ્મચર્ય, કર્ણનું ઔદાર્ય, અને અર્જુનનું શુરાતન ઘણા વિવેચનથી કહી સંભળાવતા; આવા આવા અનેક ઉપાયોથી ચારૂચંદ્ર ગર્ભના મનમાં સુસંસ્કારોનો વાસ કરાવતા અને તેના સૂક્ષ્મ દેહને ઘડતા હતા.

નવ માસ પુરા થયા પછી શારદાદેવીએ પુત્રને જન્મ આપ્યો. દંપતીના હર્ષનો પાર રહ્યો નહીં. પુત્રનું નામ હૃષીકેશચંદ્ર પાડવામાં

આવ્યું. ત્રણ વર્ષ વીત્યાબાદ વળી શારદાદેવીએ પુત્રીને જન્મ આપ્યો અને તેનું નામ બકુલ પાડવામાં આવ્યું. પુત્રી કરતાં પુત્ર વધારે દેખાવડો અને ચાલાક જણાતો, અને વળી છોકરાની જાત, એટલે સૌનું મન એના ઉપર ઠરતું; એને સૌ વધારે બોલાવતું ચલાવતું અને લાડ કરતું.

સ્વદેશપ્રેમશૌર્ય અને ઇશ્વિરભક્તિના સંલગ્નથી કેવું બાળક ઉત્પન્ન થયું હશે? માતાનું પવિત્ર હૃદય અને પિતાનું સ્વદેશાભિમાન, આ બંનેના સંયોગનું પરિણામ કેવું આવ્યું હશે? સાત્વિક વૃત્તિ અને ક્ષાત્રધર્મના એકત્ર થવાથી ફળ કેવું ઉદ્ભવ્યું હશે! હૃષીકેશચંદ્ર શરીરે ઘણો જાડો કે ઘણો પાતળો ન હતો. તેનો બાંધો કદાવર હતો. તે ઘઉંવરણો હતો. તેનો ચહેરો તેજસ્વી અને કપાળ ભવ્ય હતું. પિતાની સખાવતથી બાળક પણ પોતાને ઘેર આવતા યાચકને મુષ્ટિ અન્ન આપવાનું શિખ્યું હતું. પિતાના શુભ આચરણથી ઉદ્ભવેલો આ પરોપકાર વૃત્તિ રૂપી સંસ્કાર હૃષીકેશચંદ્રના મનમાંથી કોઇ પણ દિવસ ખસ્યો ન હતો. આ વૃત્તિ જ આગળ ઉપર **वसुधैव कुटुंबकम्** એ સિદ્ધાંતમાં પરિણમી હતી.

માતા પિતાના શુદ્ધ સંસ્કારોનું ફળ કેવું અલૌકિક આવે છે અને તેમની અસર તેમનાં છોકરાંમાં કેવો દૃઢ સંસ્કાર ઉત્પન્ન કરે છે તે હાલની પ્રજા પૂર્ણાંશે સમજતી નથી, સમજે છે તો તેની તેને બહુ કિંમત નથી. માબાપના વિચારોનું અનુકરણ બાળક ઝટ લઇને કરે છે અને તેમના ગુણ અથવા દોષ તેનામાં ઉતરે છે. માબાપના ગુણદોષ જોવાને બાળક દર્પણ રૂપે થઈ રહે છે. માબાપ ગમે તેટલાં સુશિક્ષિત હશે પણ જો નિત્ય તે સ્વાર્થની જ વાત કર્યા કરશે તો બાળક સ્વાર્થી અને લોભી બની દરેક સદ્ગુણનો નાશ કરશે અને આખરે અજ્ઞાનમાં જ પોતાનું જીવન પુરૂં કરશે. માબાપ જે વૃત્તિને દૃઢપણે ધારણ કરી રહ્યાં હશે તે જ વૃત્તિ બાળકના હૃદયમાં દૃઢપણે વાસ કરશે. બાળક કદી છેતરાશે નાહ. માબાપ તેનાથી પોતાના દોષ ગમે તેટલા છાના રાખવા જશે પણ બાળક કોઇ દિવસ પણ જાણી લેશે અને તે પ્રમાણે આચરણ કરશે. સ્વાર્થી માબાપનો સ્વાર્થ રૂપી દોષ તેમનાં છોકરાંને કે છોકરાંનાં છોકરાંને હાનિકારક થઇ પડશે. સ્વાર્થની અસર ધીમે ધીમે પ્રસરે છે અને મનુષ્યો પાયમાલ થઈ જાય છે. મુસલમાનોના વખતના હિંદુઓની સ્વાર્થવૃત્તિએ આ સમય-

ના હિંદુઓની દુર્દશા આણી છે. ઔરંગઝેબનું ધર્માંધપણું, સ્વાર્થ અને નિર્દયતાએ તેના વંશજોમાં ધીમે ધીમે વાસ કર્યો અને આખરે મુસલમાની રાજ્યની સમાપ્તિ થઈ હતી.

મનુષ્યના આચરણમાં દઢપણે સ્થાપિત થયેલો એક પણ સદ્‌વિચાર કે સદ્‌વાસના હજારો ભયથી મનુષ્યને મુક્ત કરી તેને આ લોક અને પરલોકના સુખનું પાત્ર બનાવે છે. શ્રીગીતાજી કહે છે, **स्वल्पमपि अस्य धर्मस्य त्रायते महतो भयात्।** સદ્‌વાસના મનુષ્યના નિત્ય અને શાશ્વત સુખનું સાધન થઈ રહે છે. માત્ર વ્યવહારિક સામાન્ય નીતિ ધારણ કરીને મા બાપ પોતાનાં છોકરાંને દઢ સદાચરણવાળાં અથવા સંસારમાં વિજયી થયેલાં જોવા ઇચ્છે છે પણ તેમને ખબર નથી કે માત્ર ઉપરચોટીયા જ્ઞાનથી જેમ પંડિત થવાતું નથી તેમજ વ્યવહારિક દૃષ્ટિથી બંધાયલું શુદ્ધ આચરણ લાંબો વખત ટકી શકતું નથી. ઉપરચોટીયા જ્ઞાનથી પ્રજાનો ઉદય નથી અને તેવું જ્ઞાન મનુષ્યને ડોળી જ બનાવે છે; તેવી જ રીતે સ્વાર્થને માટે જ ધારણ કરેલી નીતિનો નીતિમાં સમાવેશ થતો નથી; તે નીતિના આવરણની નીચે અનેક અધમ વિચારોને જ પોષણ અપાય છે. લોકાપવાદના ભયથી બાહ્ય અનીતિથી દૂર રહેવું, એ કંઈ નીતિ નથી, પણ ધાર્મિક સંસ્કારોથી સજ્જ થઈ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષ્યાથી હૃદયને મુક્ત કરી, તેને પવિત્રતા અને લોકકલ્યાણમાં સતત યોજેલું રાખવાને મથન કરવું એ જ ખરી નીતિ છે. આવી નીતિમાં જ પ્રજાનો જય છે. આ શિવાયની હાલની ઉપર ઉપરની નીતિ ઝેરથી મિશ્રિત કરેલા દુધ જેવી જ છે. આવી સ્વાર્થી નીતિના ડોળમાં હાલની પ્રજાઓ સ્વાર્થને જ પોષે છે અને પોતાની સંતતિને નમુનેદાર બનાવવાની ઇચ્છા કરે છે. પણ તે આશા વ્યર્થ છે.

હૃષીકેશચંદ્રનાં માબાપમાં શુભ વાસનાઓએ વાસ કરેલો હતો એટલે તેમનું બાળક સ્વાભાવિક રીતે જ સુસંસ્કારી બનતું હતું. શારદાદેવી પુજા કરતાં, ભક્તિ કરતાં અને પ્રભુપ્રાર્થનામાં કેટલોક વખત ગાળતાં. મુગ્ધ બાળક તે જોતું અને સ્વાભાવિક રીતે જ તેને પુજા, ભક્તિ, કરવાનું મન થઈ જતું. શારદાદેવી સવારમાં ચારેક વાગ્યે ઉઠતાં અને તેમના ઘરમાં શ્રીરામચંદ્રજીની મૂર્તિ હતી તેની

પુજા કરવાનું તે શરૂ કરતાં. તેમની પુજા આઠ નવ વાગ્યા સુધી ચાલતી. હૃષીકેશ નાનો હતો તેથી અનેકવાર પુજા કરતી વખતે રમતો રમતો તેમની પાસે જાય અને **શારદાદેવી** તેને પ્રસાદ આપે તે ખાય. "જો આ ઠાકોરજી પ્રસાદ આપે છે, એમની માળા ફેરવીએ તો પ્રસાદ મળે" એમ **શારદાદેવી** બાળકને કહે. "ત્યારે બા, હું પણ માળા ફેરવીશ, મને પ્રસાદ મળશે?" એવો સવાલ બાળક કરે. **શારદાદેવી** કહે "હા, ભાઈ, મળશે." આમ કેટલાક દિવસ વીત્યા પછી નાનો હૃષીકેશ ન્હાઈને **શારદાદેવી** સાથે માળા ફેરવવાને બેસવા લાગ્યો અને તેમના જેવોજ બધો ડોળ કરીને પ્રભુભક્તિ કરવા લાગ્યો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ **ચારૂચંદ્ર** ચિદાનંદરૂપઃ **શિવોહમ શિવોહમ્** એ શ્લોક તેને મોંઢે કરાવતા ગયા અને બાળકના મનમાં અત્યારથી જ "હું શિવરૂપ છું" એવો વિચાર સ્થાપિત કરવા લાગ્યા. બાળક પણ પોતાને કપાળે ભસ્મ તથા ગળામાં રૂદ્રાક્ષ ધારણ કરીને "જુવો હું મહાદેવ છું" એમ અનેક વાર કહેવા લાગ્યું. પુજાની ઓરડીમાં અનેક મહાત્માઓ અને દેશભકતોની છબીઓ રાખવામાં આવી હતી. તે બાળકની નજરે પડતી અને **ચારૂચંદ્ર** બાળકના મનનું સમાધાન થાય અને તેને રમુજ પડે તેવી રીતે તે મહાત્માઓ, સ્વદેશભકતો, રૂષિઓ વગેરેનાં ચરિત્રો તેને કહી સંભળાવતા. વળી બપોરે **શારદાદેવી** રામાયણ, મહાભારતાદિમાંથી રસભરી વાતો તેને કહેતાં અને શકુંતલાનો દિકરો હાથમાં વાઘનું બચ્ચું લઈને ઉભો છે, લવકુશ વનમાં યુદ્ધ કરે છે એવાં એવાં નાનાં નાનાં બાળકોનાં પરાક્રમોનાં ચિત્રો તેને બતાવતાં અને તેના મગજમાં તેમનો મર્મ ઉતારવાનો પ્રયાસ કરતાં. અને મહાત્માઓનાં ચિત્રો રમુજી ભરેલી રીતે દેખાડીને "તું કોના જેવો થઈશ" એમ પ્રશ્ન પુછતાં અને "હું ફલાણા જેવો થઈશ" એમ બાળકને મુખે કહેવરાવતાં. આવી રીતે હૃષીકેશચંદ્રનાં માબાપ તેના મનમાં પ્રાચીન સમયની વીરતા, દઢતા અને નિડરતાનાં ઉમદા આદર્શો ઠસાવતાં, પ્રાચીન ભાવનાઓને હૃદયપટ ઉપર મુદ્રિત કરતાં અને તે તરફ તેનું મન વાળતાં. આમ શ્રદ્ધામાં ને શ્રદ્ધામાં, અનેક કથાવાર્તાઓમાં, અનેક ધાર્મિક ચિતારોનું ચિત્ર અવલોકવામાં જીવન ગાળાતું હોવાથી હૃષીકેશના હૃદયપટ ઉપર ઉંડી ધર્મશ્રદ્ધાની છાપ પડી રહી હતી અને તે જો કે આગળ ઉપર ઇંગ્રેજી કેળવણીને લીધે

કોઈ કોઈવાર થોડોક સમય દબાઈ જતી પણ તેનાં બીજ ઊંડાં હોવાથી તે પુનઃ જાગૃત થતી, વધારે વિશાળતાને પામતી અને અંતકાળ સુધી પણ તે ભુસાઈ નહોતી. એ ધર્મશ્રદ્ધામાં ચારૂચંદ્ર અનેક પુસ્તકોના વાંચનથી સ્વદેશાભિમાનનો જુસ્સો ભેળવતા અને બંનેના મિશ્રણથી હૃષીકેશચંદ્રના સૂક્ષ્મ દેહને ઘડતા અને તેના ભાવી જીવનનો પાયો ચણતા હતા.

માતા-પિતા-બંનેના ગુણની જુદી જુદી અસર તેમનાં બાળક-ના મન ઉપર થાય છે. ઘણું ખરૂં એમજ બને છે કે બાળકને બુદ્ધિનો વારસો તેના પિતા તરફથી મળે છે, અને નીતિ, ધર્મ તથા સહૃદયતાનો હિસ્સો તેની માતા તેને પુરો પાડે છે. માતાએ અર્પેલાં આ નીતિ, ધર્મ અને સહૃદયતા બુદ્ધિને ટકાવી રાખે છે; કારણ કે નીતિ વગર, ધર્મ વગર, બુદ્ધિ રહી શકતી નથી. ધાર્મિક નીતિ એ બુદ્ધિની સહાયક છે, પોષક છે, તેનો તે પાયો છે; અને તેથી કરીને જ મહાપુરુષોની અંદર ધાર્મિક નીતિ અને બુદ્ધિ પરસ્પર અ-વલંબી રહેલાં માલમ પડે છે. મહાપુરુષોની માતાઓ પોતાનો ધાર્મિક નીતિનો હિસ્સો આપી તેમના પુત્રોમાં નીતિબળ વધારી તેમના બુદ્ધિબળને વધારે છે. પિતા બુદ્ધિ આપે છે અને તેને ખીલવે છે, પણ માતા તેમાં ધાર્મિક દૃષ્ટિનો ઉમેરો કરી, તેને પારમાર્થિક નીતિના ટેકાથી ટકાવી રાખતાં અને બળવાન કરતાં શિખવે છે. નીતિ-ધાર્મિક દૃષ્ટિ-વગરની બુદ્ધિ સુકાન વગરના વહાણ જેવી છે.

જગતનો ઇતિહાસ જોતાં માલમ પડશે કે આ જગતમાં મહા-પુરુષોમાં ગણાતા નરવીરોની મહત્વપ્રાપ્તિના મુખ્ય હેતુરૂપ ધર્મ જ હતો. તેમના જીવનનો આશય, તેમના જીવનની દોરી, તેમની અભિ-લાષાઓનું કેન્દ્રસ્થાન, ધર્મવાસના જ હતી. પાશ્ચાત્ય દેશોના ઉદ્ધારકો મેસીની, ગેરીબાલ્ડી અને ગ્લાડસ્ટન, બોઅર લોકોનો નેતા ક્રુગર, આર્યાવર્તના પ્રાચીન મહર્ષિઓ, અર્વાચીન સમયના મહાન્ દેશસુધા-રકો કે રાજ્યકારીઓ, કેશવચંદ્રસેન કે વિવેકાનંદ, ન્યાયમૂર્તિ રાનડે કે દાદાભાઈ, પોતાની માતાઓના ખોળામાંથી જ ધાર્મિક શિક્ષણ મેળવીને-ધાર્મિક નીતિ પ્રાપ્ત કરીને જ—જગતની રણભૂમિ ઉપર અનેકવાર યુદ્ધ કરી રહ્યા હતા, અને પોતાના ધાર્મિકબળ વડે જ જ્યાં ને ત્યાં જયનો વાવટો ફરકાવી રહ્યા હતા. ગ્લાડસ્ટનની

માતાએ નાનપણમાંથી જ તેમના હાથમાં તેમનું ધાર્મિક પુસ્તક બાઇબલ ધર્યું હતું, વિવેકાનંદની જનનીએ પોતાના પુત્રના બાળપણમાંથી જ તેના મગજમાં પ્રબળ ધાર્મિક સંસ્કારો નાંખ્યા હતા; પ્રાચીન મુનિઓ વિષે તો જે કહીએ તે ઓછું જ છે! ધાર્મિક સંસ્કારો વગર મહાપુરુષોનો સંભવ જ નથી !

આથી કરીને, જેમ કૈલાસવાસી સ્વામી **વિવેકાનંદની** માએ **વિવેકાનંદના** હૃદયમાં, જેમ મર્હુમ **ગ્લાડસ્ટનની** માએ તેમના અંતઃકરણમાં અને જેમ **કેશવચંદ્રસેનની** માતાએ **કેશવચંદ્રસેનના** મગજમાં ધાર્મિક સંસ્કારોનું આરોપણ કર્યું હતું તેમ **શારદાદેવીએ હૃષીકેશચંદ્ર**ના હૃદયમાં ધાર્મિક સંસ્કારોનું બીજ રોપ્યું હતું. પિતાનો જુસ્સો તેમાં સ્વદેશપ્રીતિનો ઉમેરો કરતો હતો. પણ બાળક હજી નાનું હતું તેથી એ વૃત્તિઓ હજી **બીજરૂપે—સંસ્કારરૂપે** જ હતી. પુત્ર મોટો થયો ત્યારે **શારદાદેવી**, "બેટા સ્વદેશાભિમાની થજે, **ધર્માભિમાની** થજે, તારા બાપના જેવા ઉદાર અને પરગજુ થજે, મરણ થાય તો ભલે પણ જુઠું બોલીશ નહીં," એમ વારે ઘડીએ કહ્યા કરતાં હતાં. બાળકોની લડાલડીમાં, નિશાળમાં વિદ્યાર્થીઓના પરસ્પરના પ્રસંગોમાં, વખતે વિદ્યાર્થી અને મહેતાજી વચ્ચેની તકરારના સમયમાં, "બેટા, સત્યને જ વળગી રહેજે, કદી અસત્ય બોલીશ નહીં, સત્યને માટે કષ્ટ વેઠવાથી ડરીશ નહીં," એવાં એવાં વચનો ઉચ્ચારીને તે બાળકની સત્યપ્રીતિ વધારતાં અને તેનામાં નિડરતાનો વાસ કરાવતાં.

પોતાની માતૃભાષાનો અભ્યાસ પુરો કર્યા પછી **હૃષીકેશચંદ્રે** ઇંગ્રેજી તથા સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડયો. તે **મુંબઇમાં** રહેવા લાગ્યો. મેટ્રીકમાં પાસ થયા પછી તે કૉલેજમાં દાખલ થયો હતો અને હાલમાં બી. એ. ની પરીક્ષામાં પાસ થયો હતો. પછીથી પણ **મુંબઇમાં** જ રહીને એમ. એ.નો અભ્યાસ તે કરતો હતો. ઘણા વખતથી તે એકલો જ રહેતો હતો તેથી કરીને તેનો કોઇપણ ઉચ્ચ સંસ્કાર હજી ખીલી નીકળ્યો નહોતો. ઇંગ્રેજી વિદ્યાએ તેની ધાર્મિક વૃત્તિને કંઇક દબાવી દીધી હતી અને તેને બદલે તેના ચિત્તને સત્યશોધક બનાવ્યું હતું, અને તેથી તેની અપૂર્ણ વિદ્યાએ તેમાં કંઇક અશ્રદ્ધા ઉત્પન્ન કરી હતી. આમ હોવાથી તેના પિતામાંથી ઉતરેલી ઉદારવૃત્તિ અને સ્વદેશપ્રીતિ અને તેની માતાએ અર્પેલાં સત્યનિષ્ઠા, પરોપકારવૃત્તિ અને મનોનિગ્રહ હજી માત્ર બીજરૂપે જ હતાં.

આગળ ઉપર જ્યારે તે ઇંગ્રેજી વિદ્યા પૂર્ણપણે શિખ્યો અને સંસ્કૃત વિદ્યાનું યથાર્થ જ્ઞાન મેળવીને સતપુરુષોના સહવાસમાં જેમ જેમ આવતો ગયો તેમ તેમ તેના હૃદયના સઘળા સંસ્કારો પ્રાદુર્ભાવ પામતા ગયા. તે વેળાએ તેનું મન જો કે ઇંગ્રેજી વિદ્યાએ જરાક સ્વતંત્ર બનાવ્યું હતું તોપણ તે સ્વતંત્રતાનો ઉપયોગ માત્ર વિચારમાં જ થતો પણ આચરણમાં નહીં. ઇંગ્રેજી વિદ્યાએ તેનામાં સ્વદેશાભિમાન અને ઐહિક સુખની લાલસા અને સંસ્કૃત વિદ્યાએ આત્મજ્ઞાન અને જરા વૈરાગ્ય ઉત્પન્ન કર્યાં હતાં. આ ઐહિક વિચાર અને પારમાર્થિક વિચારના વિજાતીય લગ્નથી ઉત્તેજીત થયેલો યુવાન અનેકવાર પોતાના મનમાં ભાંજગડ કરતો અને કોઇવાર ઐહિકને તો કોઇવાર પારમાર્થિકને વિજય આપતો. પણ અવિદ્યાનો પરાજય વારંવાર વિદ્યાથી થતો. હૃષીકેશચંદ્ર મનમાં વિચાર કરતો:

अधिगतपरमार्थान् पंडितान् मावमंस्था.<br>
स्तृणमिवलघु लक्ष्मीनैव तान् संरुणद्धि<br>
अभिनवमदलेखाश्यामगंडस्थलानां<br>
न तु बीसतंतु वारणं वारणानाम् ॥

અગણિત દુર્વાસનાઓ અને દુષ્ટ વિચારોને દૂર કરનાર એક પણ સદ્ વિચાર કે સદ્ ભાવના નાનપણથી બાળકના મગજમાં નાંખી હોય તો તેથી આગળ ઉપર બાળકમાં ભવ્ય વિચારો અને અનેક સત્કાર્યોનો ઉદ્ભવ થાય છે. આ વાસના કે વિચાર કેવલ પારમાર્થિક હોવાં જોઇએ. તેમાં સ્વાર્થ પોષવાની વાત બીલકુલ હોવી જોઇએ નહીં. જે દેશમાં બાળકના મગજમાં અનેક સ્વાર્થી વિચારો ભરવામાં આવે છે તે દેશની પ્રજા સ્વાર્થી, અધમ, અને દેશલાગણી કે જનલાગણી વગરની પેદા થાય છે, અને આખરે તે દેશ અધોગતિએ પહોંચે છે. જે દેશમાં માબાપ બાળકોના મગજમાં અને આચરણમાં પારમાર્થિક વિચારોને દૃઢપણે ઠસાવે છે, તેમની પાસે નાનપણથી જ પારમાર્થિક કૃત્યો કરાવે છે, અને જનસેવા, દીનસેવા, પવિત્રતા, જ્ઞાન સંપાદનતા અને એવા એવા બીજા શુભ સંસ્કારોને તેમનાં કુમળાં મગજમાં નાંખે છે, તે દેશની પ્રજા શ્રેષ્ઠ બને છે. સદ્વિચાર વિનાની પ્રજા જગતમાં ટકી શકતી નથી.

સંસ્કૃત વિદ્યાનું અધ્યયન અને માબાપના શુભ ચારિત્ર્યની છાપથી હૃષીકેશચંદ્રના સઘળા ઉચ્ચ સંસ્કારો ધીમે ધીમે દૃઢ થતા જતા હતા. હવે બ્રહ્મચર્ય, સત્ય, દયા વગેરે ઉપર તેનો આગ્રહ થવા લાગ્યો હતો. માતૃસેવા, દેશસેવા તરફ તેનો ભાવ વધવા લાગ્યો હતો. હજી ઇશ્વિરસેવા તરફ તેનું મન બરાબર ચોંટયું નહોતું. તેમાં જરા અનુભવની ખામી હતી. સર્વ સુધારાનું મૂળ આત્મકેળવણી, આત્મજ્ઞાન, અને આત્મસુધારણામાં જ છે એમ તે હવે માનવા લાગ્યો. અપવિત્ર હૃદય બીજાને પવિત્ર કેવી રીતે કરશે? માતા પ્રત્યે, પિતા પ્રત્યે, અતિથિ પ્રત્યે કે ઘેર આવેલા એક નિરાશ્રિત યાચક પ્રત્યે પ્રેમ નહીં બતાવનારો મનુષ્ય સમાજ સુધારક કે દેશનો ઉદ્ધારક કેવી રીતે થઈ શકશે? ગરીબને એક મુઠી પણ અન્ન નહીં આપનાર સભામાં જઈને દુકાળને માટે ફંડ એકઠું કરનાર શું કરી શકશે? ઇંગ્રેજી સમાજનું બંધારણ ઉત્તમ આતિથ્ય, ભ્રાતૃભાવ અને જનસેવા ઉપર બંધાયલું છે. ઇંગ્રેજો સમસ્ત જગતને ચ્હાતા નહીં હોય પણ પોતાને આંગણે આવેલા ગમે તે જાતના અતિથિને પોતાનાથી બને તેટલી મદદ કરે છે. તેઓ શૂરવીર છે, તેમની નીતિ અને ચારિત્ર્ય જગતની કોઈ પણ પ્રજાની નીતિ અને ચારિત્ર્યથી ઉતરતાં નથી. આપણા વિદ્વાનો–પંડિતોનું **आत्मवत् सर्वभूतेषु** મુખમાં જ રહેલું છે. આવા આવા અનેક વિચારોએ હૃષીકેશચંદ્રના મનમાં વાસ કર્યો હતો.

ગણીકાઓને ત્યાં દ્રવ્ય છતાં પણ તે મોટી ગણાતી નથી એવા વિચારથી તેની દ્રવ્યલાલસા ઓછી થતી ગઇ હતી. સત્તા અમુક કાળ સુધી જ રહે છે અને આખરે નાશ પામે છે, અને તેના અવસાનકાળે વિદ્યા જ માનનું પાત્ર થઈ રહે છે એમ સમજવાથી તેનામાં સત્તાનો મોહ રહ્યો ન હતો. વર્તમાનપત્રોથી કે માત્ર સમાજોથી જ મનુષ્યનું આચરણ બંધાય છે એમ તે માનતો નહીં. તે કંઇક ઉપયોગનાં છે એમ તે ધારતો. પણ અનેક સારાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોના અભ્યાસથી, તેમના મનનથી, અને નિદિધ્યાસનથી મનુષ્યનું આચરણ શુભ થાય છે એમ તેનો દૃઢ નિશ્ચય થઇ રહ્યો હતો. સંસ્કૃત વિદ્યાએ તેનામાં જ્ઞાનસુધારસ રેડયો હતો. જ્ઞાન એજ કલ્પદ્રુમ છે, એથી જ સર્વાર્થ સધાશે એમ તે ધારતો. જ્ઞાનીને વ્યવહાર સાધવો સહેલ છે. ગમે તેટલા પૈસાવાળો પણ અજ્ઞાની કંઇ જ કરી શકવાનો નથી એમ તે માનતો. Man makes money but money does not

make a man, એ વાતને તે પૂર્ણાંશે સમજતો, અને જાપાન-નો તથા ઇંગ્લાંડનો દાખલો આપતો. જ્ઞાનવડે જ જાપાનનો જય, પણ તે જાપાનનું જ્ઞાન હજી અપૂર્ણ છે, તે રાજસિક, તામસિક છે, સાત્વિક જ્ઞાનનાં મૂળ ઉંડાં છે, તેનો પાયો મજબુત છે, તેનાં ફળ મીઠાં છે અને નિત્ય છે એમ હજી જાપાન સમજ્યું નથી એવું તે ગણતો. એવા સાત્વિક જ્ઞાનના ફળ રૂપે સ્વામી વિવેકાનંદ, ન્યાયમૂર્તિ રાનડે, ગ્લાડસ્ટન વગેરે મહાપુરુષો છે એમ તે આલેખતો. જ્ઞાનમાં જ જીવનની પરિસીમા, પરાકાષ્ટા, પરાગતિ છે એવી વૃત્તિએ તેનામાંથી પરીક્ષામાં નપાસ થવાની બ્હીક કહાડી નાંખી હતી. માત્ર પરીક્ષા માટે જ ભણનારાઓ કંઇજ કરશે નહીં અને દેશને બોજા રૂપ થશે. આજકાલ ભણવાનો હેતુ એજ મનાય છે કે અમુક પરીક્ષા પસાર કરી નોકરી મેળવવા લાયક થવું ! ખરે, સરસ્વતીદેવીના ઘણાખરા ઉપાસકોનો આ હેતુ જ તેમના શરીરના નબળા બાંધાના સબળ કારણરૂપ થઇ પડે છે. વિદ્યાર્થીના મનમાં એવીજ ધુન હોય કે મારે પરીક્ષા પસાર કરવા સાથે જ કામ નથી પણ જેમ બને તેમ જ્ઞાનનો વધારો જ કર-વાનો મારો ઉદ્દેશ છે, તો તે કદાપિ પણ હદ ઉપરાંત અભ્યાસ કરીને શરીર બગાડશે નહીં, તથા પરીક્ષામાં એકવાર નિષ્ફળ થવાથી નિરાશ થઇ ન જતાં પોતાનું જ્ઞાન દિનપ્રતિદિન વધારવાને આનંદથી પ્રયત્ન કર્યો જ જશે. પરીક્ષા એ શું ? આપણું જ્ઞાન કેટલું છે એ જાણવાનું પારખું, નહીં કે આપણે ગોખવામાં કેટલી મહેનત કરી છે તે બતા-વવાનું સાધન. અમુક બાબતમાં આપણું જ્ઞાન અધુરૂં હોવાથી ભલે આપણે નપાસ થઈએ, તેથી શું આપણી કિંમત ઓછી થઇ ગઇ ? તેથી શું આપણે વધારે જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયાસ ન કરવો ? જે છોકરો પોતાની શક્તિ મુજબ નિયમિતપણે અભ્યાસ કર્યે જ જાય છે અને જેનું લક્ષ્ય જ્ઞાન છે, પરીક્ષા નથી, તે પરીક્ષાને કાળરૂપ દેખતો નથી. જેને જ્ઞાન મેળવવાની ઇચ્છા છે તે તો પોતાની આખી જીંદગી સુધી અભ્યાસ કર્યે જ જવાનો. અમુક પરીક્ષામાં પસાર થયા એટલે અવધિ આવી એમ તે નહીં જ માને, પણ એ તો માત્ર પાશેરામાં પહેલી જ પુંણી છે એમજ ધારશે. દ્રવ્યને જ માટે જ્ઞાન નથી, પણ જ્ઞાનનું ફળ જુદું જ છે અને જ્ઞાની દ્રવ્યહીન નહીં જ રહે. જ્ઞાનરૂપી તાપની પાસે બેસવાથી દારિદ્રયરૂપી ટાઢ એની મેળે જ ઉડી જશે. અમુક વિષયો ગોખીને પાસ થયેલાઓનું જ્ઞાન અધુરૂં જ હોય છે અને

પાછળથી તેઓ ભુલી જાય છે; આવા આવા અનેક વિચારોથી હૃષીકેશચંદ્રનું મન ઓતપ્રોત થઈ રહ્યું હતું.

કેટલાંક વર્ષથી હૃષીકેશચંદ્ર મુંબઈમાં અભ્યાસ કરવાને માટે રહેતો હતો. હિંદુસ્તાનના યુવાન વિદ્યાર્થીઓ પોતાનું ઘર છોડીને મુંબઈ જેવા મોટા શહેરમાં રહેવાથી ઘણુંખરૂં મનસ્વી, ખર્ચાળ અને એકમાર્ગી બની રહે છે. તેઓ ઘરનું વાતાવરણ નાનપણથી છોડી દે છે અને જનસમાજ રૂપી સ્વદેશી પાઠશાળાઓની હિતકારક અસર તેમનાં મન ઉપર પડવા દેતા નથી. તેઓને રમવાની થોડી રમતો હોય છે; તેઓ આખો દિવસ પરીક્ષાને માટે અભ્યાસ કરવામાં જ ગાળે છે. પરીક્ષાને તેઓ દરેક ધંધામાં પેસવાની ટીકીટ રૂપે આલેખે છે. શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે કોઈપણ જાતનો ભેગા બેસવા ઉઠવાનો સંબંધ હોતો નથી; અધ્યાપકો વિદ્યાર્થીઓ તરફ પ્રેમના લાગણી કે કાળજીપૂર્વક દેખરેખ રાખતા નથી. વિદ્યાથીઓને માટે ભેગા મળવાની મંડળી અથવા વધારે મળતાવડા થવાને રમવાની જગ્યાઓ પણ થોડી જ હોય છે. ઇંગ્રેજી વિદ્યાગુરૂઓ માત્ર પાઠશાળામાં જ વિદ્યાર્થીઓને મળે છે અને ત્યારપછી વિદ્યાર્થીઓ અને તેમના વચ્ચે કોઇપણ જાતનો સંબંધ કે વ્યવહાર હોતો નથી. વિદ્યાર્થીઓ એમજ ધારે છે કે તેમના ભવિષ્યનો આધાર પરીક્ષા ઉપર જ રહેલો છે અને તે પરીક્ષાને માટે તૈયાર થવામાં જ તેઓ પોતાના વિચાર અને જુસ્સાને વાપરી નાંખે છે. ઘણા આ આનંદહીન અને સખત સાઠમારીમાં પછાત પડી જાય છે, ઘણા ગમે તેમ કરીને પરીક્ષાઓ પસાર કરે છે અને પછી એક હલકી સરકારી નોકરીમાં દાખલ થવાને ફાંફાં મારે છે. આ પ્રમાણે કેટલાકનું જીવન નિસ્તેજ બની રહે છે; તેમનામાં નૈસર્ગિક શકિત (Originality) આવતી નથી, પાઠશાળાઓનો અભ્યાસક્રમ તેમનામાં તે ઉત્પન્ન કરી શકતો નથી, એટલે બિચારા વિદ્યાર્થીઓ માત્ર નોકરી ઉપર જ આધાર રાખે છે. વળી સંકટ સમયે સહાય અને ધૈર્ય અર્પનારા ઉંડા જ્ઞાન કે ભવ્ય ચારિત્ર્ય જેવું તેમનામાં કંઇ જણાતું નથી. તેમની મનોવૃત્તિઓ પાઠશાળાઓમાં ખીલવાતી નથી; માબાપની બેદરકારીથી ઘરમાં તેમને પોષણ મળતું નથી; એથી કરીને તેમનું જીવન કૃત્રિમ, નિરસ અને આનંદહીન બની રહે છે. કેટલાક વધારે અક્કલવાળા, જન્મથી જ સુસંસ્કારી અને દઢ સદાચરણવાળા હોવાથી, પાઠશાળાઓના

અભ્યાસક્રમ તેમનામાં પ્રેરણા ઉત્પન્ન કરે છે, અને તેઓ આસપાસના પ્રતિકૂળ સંયોગોમાં પણ પોતાના મનમાં એક ઉચ્ચગ્રાહને—આદર્શને પોષે છે અને પછીથી દુનિયામાં લોકોપયોગી કામો કરીને સ્વદેશી ભાઈઓની પ્રશંસાનું પાત્ર થવાનો ઇરાદો રાખે છે. પણ આવા વિદ્યાર્થીઓ વિરલા જ હોય છે. આવા વિદ્યાર્થીઓના ઉચ્ચગ્રાહનું બીજ તેમનાં માબાપે કે સ્વદેશહિતચિંતકોએ નાંખેલું હોય છે અને તેમની ગૃહકેળવણીએ તેને પોષણ આપેલું હોય છે. હૃષીકેશચંદ્ર એવા વિદ્યાર્થીઓમાંનો એક હતો.

હૃષીકેશચંદ્રની સાથે બીજા ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા; પણ તેમાંના કેટલાક તો વધારે આનંદહીન અને નિસ્તેજ જીંદગી ગાળતા હતા. તેઓની વૃત્તિ માત્ર સ્વાર્થ સાધવાની જ વાત કરવામાં મશગુલ રહેતી. સ્વદેશપ્રીતિ કે જનસેવાની વાત તેમને નિરસ લાગતી હતી. વર્ડઝવર્થ, ટેનીસન, સ્કૉટ અને શેલી જેવા મહાન્ કવિઓનું તેઓ અધ્યયન કરતા હતા; પણ તે સઘળું પોપટની માફક મુખમાં જ રહેતું અને તેમના હૃદય ઉપર જરાકે અસર કરતું નહીં. પણ હૃષીકેશચંદ્રની વૃત્તિ આથી જુદા જ પ્રકારની હતી. તેનાં માબાપે તેના મનમાં સ્વદેશપ્રેમશૌર્ય નાંખ્યું હતું. તેના એકાંતવાસમાં પણ આ તેનો જુસ્સો કાયમ રહ્યો હતો. સાયંકાળનો સમય તેના સ્વભાવને રૂચિકર હતો અને તેથી તે સાંજના વખતમાં પોતાની ઓરડીમાં આમતેમ ફરતો અને કોઈ સારા ઈંગ્રેજી કવિની જુસ્સાદાર કવિતા મોટેથી બોલતો. સાથે સાથે સંસ્કૃત કાવ્યોમાંના રસિક અને ભાવભર્યા શ્લોકોને મુખેથી ઉચ્ચારતો અને પોતાની સંસ્કારી વૃત્તિઓને સતેજ રાખતો. આ પ્રમાણે તેના એકાંતવાસમાં પણ પોતાનાં માબાપે વારસામાં આપેલા સદ્‌ગુણોને તે પોષ્યા જ કરતો, એક જુદી જ જીંદગી ગાળતો, પોતાના અભ્યાસમાં મશગુલ રહેતો અને મનના ઉચ્ચ આદર્શોને મનમાં જ દૃઢ કરતો. મુંબઈમાં મોટી મોટી લાઈબ્રેરીઓમાં વિજ્ઞાનશાસ્ત્ર, સાહિત્ય અને તત્વજ્ઞાન ઉપરના અનેક ઉપયોગી ગ્રંથો તે વાંચતો અને વર્તમાનપત્રોના વાંચનમાં પણ પોતાનો થોડોક સમય ગાળતો. પોતાના ફુરસદના વખતમાં તે જાહેર મકાનો, બંદરો, વહાણો, આગબોટો વગેરે જોવાને જતો અને તેમના અવલોકનમાંથી કંઈપણ ગ્રહણ કરતો.

મનુષ્યના જીવનમાં જે યુવાવસ્થા કહેવાય છે તે માનસિક

ઉત્સાહ અને ભવિષ્યને માટે અનેક નવીન તરંગોને બાંધવાનો સુખદાયી સમય છે. યુવાવસ્થામાં મનમાં નવી—ભાવીસૃષ્ટિની કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. એ વખતે "ભવિષ્યમાં હું આમ કરીશ અને તેમ કરીશ" એવો ઉત્સાહ જુવાનના હૃદયમાં વ્યાપી રહે છે. તે સમયે વ્યવહારનો બીન અનુભવી પણ ઉત્સાહી જુવાન આસપાસની સ્થિતિનો બહુ લાંબો વિચાર કરતો નથી. જગતની કસોટીએ નહીં ચ્હડેલા જુવાનને તેની જુવાનીમાં સઘળું શક્ય જ લાગે છે. યુવાન વિદ્યાર્થીઓ કૉલેજમાં વિદ્યાગુરુઓ પાસે સત્યાસત્યના વિવેકનું જ્ઞાન લે છે. લોકસેવા, દેશસેવા, રાજ્યસેવા, વગેરે કરનારાઓની અવિચલ કીર્તિનાં સુપ્રસિદ્ધ દૃષ્ટાંતોને તેઓ ઇતિહાસમાંથી શિખે છે. તેઓ મગજમાં અનેક વાતોને ભરે છે, અને અનેક આશાઓ બાંધે છે. તેમને કીર્તિનો લોભ થાય છે અને તેમનું પૂર્ણ ઉત્સાહી અને આશાવંત હૃદય સત્યપ્રેમી બનવાને અને સ્વદેશકાર્ય કરવાને ઉત્સુક બની રહે છે. જુવાનો માનસિક સૃષ્ટિમાં વિચરે છે એ વખતે તેમના હૃદયમાં અનેક વિચારોનું મિશ્રણ થઈ રહેલું હોય છે, અને તે વિચારોને દર્શાવવાને તેઓ તત્પર બની રહે છે. એ વિચારોને જો યોગ્ય માર્ગે વાળવામાં આવે તો યુવાનોનું ભાવી સુધરે છે, નહીં તો તેમાંથી ભયંકર પરિણામો નીપજે છે.

પોતાના વિચારોને સારે માર્ગે વાળવાને હૃષીકેશચંદ્રને એક અનુભવી નેતાની જરૂર હતી. મનહરપુરમાં એ કાર્યને માટે લાયક બિપિનચંદ્ર શિવાય બીજું કોઈ ન હતું. સ્વાભાવિક રીતે એમજ બન્યું હતું કે હૃષીકેશચંદ્ર અને બિપિનચંદ્રનાં ઘર નજીક જ હતાં, અને તે બંને એક બીજાને સારી પેઠે ઓળખતા હતા. બંને એક બીજાને ઘેર આવતા જતા હતા. મનહરપુરમાં બિપિનચંદ્ર શિવાય બીજા કોઈની જોડે હૃષીકેશચંદ્રને બેસવું ઉઠવું ગમતું ન હતું. બંને વિદ્યામાં લગભગ સરખા હતા; પણ હૃષીકેશચંદ્ર હજી કાલ્પનિક સૃષ્ટિમાં જ ઉડયા કરતો હતો અને બિપિનચંદ્ર સંસારમાં ઘડાઈને પોતાના વિચારોને દૃઢ કરી રહેલો હતો. હૃષીકેશચંદ્રને પોતાની જન્મભૂમિનું સ્થાન પ્રિય લાગતું હતું, પણ ઘણા વખત મુંબઈમાં ગાળ્યા પછી તેને મનહરપુરમાં રહેવાનું જરા ઓછું ગમતું હતું. કોઈ સારા સોબતી શિવાય વખત કેમ જશે એમ તેના મનમાં વારે ઘડીએ આવ્યા કરતું હતું. આથી કરીને તે ઘણું ખરૂં બિપિનચંદ્રને ઘેર જતો અને ત્યાં જ પોતાનો

વખત ગાળતો. ઇંગ્રેજી કાલેજનો વિદ્યાર્થી કે જેણે હજી હિંદુ સંસાર-ની ખરી ખુબી જોઇ ન હતી તે પ્રિયંવદા અને બિપિનચંદ્રનો સંસાર, તેમનો પરસ્પર પ્રેમ અને તેમનું ઉત્તમ આતિથ્ય જોતો અને પોતાના નિરસ હૃદયમાં પ્રેમરસ રેડતો: તેમની આગતાસ્વાગતા સ્વીકારતો, તેમની લાગણીઓ અને આદર્શોનો અભ્યાસ કરતો અને પોતાના ઉચ્ચ આશયો કે જે હજી માનસિક સ્થિતિમાં જ હતા તેમાંના કેટલાકને કૃતિમાં મુકાયલા જોઇ તેમનો પ્રત્યક્ષ અનુભવ લેતો અને તેમને મનમાં વધારે ને વધારે દૃઢ કરતો. હૃષીકેશચંદ્રના મન ઉપર આ દંપતીની રેહેણી કરણી ઘણી જ ઉંડી અસર કરતી. તે તેમની આગળ પોતાના હૃદયને ખાલી કરતો અને ઘણા જુસ્સાથી તેના વિચાર દર્શાવતો. બિપિનચંદ્ર તેની ઉમદા વૃત્તિઓને સમજી જતો અને તેનાં વખાણ કરતો. ભવિષ્યમાં તે એક નામાંકિત પુરુષ નીવડે એમ તે ઇચ્છતો અને તેને માટે તેની વૃત્તિઓને યોગ્ય માર્ગે વાળતો. આ પ્રમાણે બિપિનચંદ્ર એક સારા નેતાની ગરજ સારતો અને હૃષીકેશચંદ્રમાં અનુભવની ખોટ પુરી પાડતો.

જ્યારે જ્યારે હૃષીકેશચંદ્ર મનહરપુર આવતો ત્યારે ત્યારે તે બિપિનચંદ્રને ઘેર જતો. તેઓ એકઠા મળતા ત્યારે બંનેની વાતોનો પાર રહેતો નહીં. એકવાર બંને જણા બેઠા હતા અને હૃષીકેશચંદ્ર પોતાના વિચાર દર્શાવતો હતો. એવામાં બિપિનચંદ્ર બોલી ઉઠયો;

**બિપિન**---એમ. એ. માં પાસ થયા પછી તમે શું કરશો તેનો કાંઈ વિચાર કર્યો છે ?

**હૃષીકેશ**—મેં હજી તે વિષે બરાબર વિચાર કર્યો નથી, પણ મારી મા ફરીથી કાશી જવાનો વિચાર કરે છે. તેમની ઇચ્છા એમ છે કે એમ. એ. ની ડીગ્રી લીધા પછી મારે ઘેર રહીને મારૂં વતન સંભાળવું. પણ તે ઘણું થોડું છે. મારી મા કાશીમાં તેમના જીંદગીના પાછલા દિવસો ઇશ્વરભક્તિમાં ગાળવા ધારે છે. કાશીમાં એમને માટે સઘળી સવડ કરી આપવી એ મારી ફરજ છે. તેમાં થોડાક વધારે પૈસાની જરૂર પડશે અને તેને માટે થોડાક વખત નોકરીમાં પડવું એવો મારો વિચાર છે. પછીથી મા કાશીમાં ભલે સુખેથી રહે. એમ. એ. ની ડીગ્રી લીધા પછી નોકરી ખોળીશ, પણ નોકરી જ મારો ઉદ્દેશ નથી. Subordination of private ends to public life is my motto. સ્વતંત્ર ધંધો કે

રોજગાર હું કરીશ, જીંદગીનો ઘણો સમય જાહેરજીવનમાં ગાળીશ, અને મારૂં દ્રવ્ય દેશને માટે ખરચીશ. સ્વાર્થથી જ આ આપણી અધોગતિ થઈ છે. સ્વાર્થત્યાગ! સ્વાર્થત્યાગ! એમાંજ જય! એમાંજ ઉન્નતિ! આપણી આગળ જાપાનનો દાખલો પ્રત્યક્ષ છે! પચાસ વર્ષ ઉપર એ જાપાન દુનિયાની દૃષ્ટિમાં કંઈ પણ માલ વગરનું લેખાતું હતું, દુનિયાની પ્રજાઓ તેને જંગલી દેશ-જંગલી પ્રજા સમજતી હતી, તેનો ધર્મ જંગલી મનાતો હતો, તેની ભાષા સુધરેલી પ્રજાઓમાં હાસ્ય ઉપજાવતી હતી. ત્યાંના લોક પોતાના આત્મસુખમાં જ સર્વે સુખ માનનારા હતા. હિંદુસ્તાનમાં જેમ સૌ સ્વાર્થને જ પોતાનારૂં છે તેમ જાપાનમાં પણ હતું. પ્રજા જેવું તેનામાં કંઈપણ ન હતું. વહેમ અને બંધનો તેના દરેક સુધારામાં આડે આવનારાં હતાં. પરદેશીઓના સ્પર્શથી-વ્યવહારથી-ગંધથી-અભડાઈ જનારી હિંદુપ્રજાના જેવીજ એ પ્રજા હતી. પોતાના બાપદાદાના કુવામાં જ ડુબી મરનારી -તદ્દન જુના વિચારની-આર્ય પ્રજાના જેવાજ તેના વિચારો સંકુચિત થઈ રહેલા હતા. જર, જોરૂ અને જમીનને માટે મારામારી અને કાપાકાપી ત્યાં ચાલતી હતી. પ્રજામાં એક ધર્મ, એક સંપ, કે એક જીવન જેવું કશું જ ન હતું! આજે તે જાપાન બદલાઈ ગયું છે! તેનાં વહાણો મહાસાગર ખેડે છે; તેનાં લસ્કરો ગમે ત્યાં પ્રયાણ કરવાને માટે શક્તિમાન થયાં છે. તેની પ્રજા દ્વીપાંતરોમાં માલ મોકલી હજારો કોસના વ્યાપારીઓ સાથે સ્પર્ધા કરે છે! તેના ઐશ્વર્યથી, તેના બળથી, તેના વૈભવથી પાશ્ચાત્ય પ્રજાઓ વિચારવમળમાં ગોથાં ખાય છે. જાપાનની પ્રજાનો ધમધમાટ પાશ્ચાત્ય પ્રજાઓના કાનને ફફડાવી મુકે છે! જંગલી અને નિસ્તેજ પ્રજાએ પચાસ વર્ષમાં કેટલો બધો ફેરફાર કર્યો છે? જાપાનને આ સ્થિતિ પ્રાપ્ત કરાવવામાં તેના સુપુત્રો જ કારણભૂત છે. તેમણે જાપાનની ચઢતીને સારૂ પોતાના સ્વાર્થનો ભોગ આપ્યો છે: તેમણે પ્રેમશૌર્ય બતાવ્યું છે! આ મહાન્ પુરૂષોએ આત્મસુખ તજ્યું છે; સ્વદેશપ્રીતિ દેખાડી છે, તેમણે દ્રવ્યનો, તનનો, મનનો, ભોગ આપ્યો છે. લાડી, વાડી કે ગાડીમાં તેમણે આનંદ માનેલો નથી. દ્રવ્યોપાર્જનમાં કે ચાહ, કૉફીની લેહેજતમાં કે હુક્કાના સપાટામાં કે મંડળીમાંના ગપાટામાં તેમણે સુખ માન્યું નથી. કોઈની ખબર લેવામાંજ તેમણે પરમાનંદ જોયો નથી. તેઓએ માનની અભિલાષા રાખી નથી. માન કે ચાંદ મેળવીને તેઓ પોતાને કૃતકૃત્ય

માની બેઠા નથી. જાતિનો, કુળનો—દેહનો—ભોગ આપી તેઓ દેશને માટે પરદેશમાં રખડયા છે અને સ્વદેશની ચઢતી કરવાનાં સાધનો શોધી લાવ્યા છે. એમના સ્વાત્માર્પણથી જાપાન સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરી રહેલું છે.

**બિપિન**—ભાઈ, આપણામાં હજી ઘણી ખામીઓ છે. અનેક ધર્મો, અનેક જાતિઓ, અનેક ભાષાઓ દેશમાં વ્યાપી રહેલાં છે. પ્રાંત પ્રાંતના અગ્રગણ્ય પુરુષોના મગ જુદાજ બફાય છે. અનેક વિચાર, અનેક મત. બંગાળી બંગાળીનું તાણે, મદ્રાસી મદ્રાસીનું. દક્ષણીઓ હજી પેશવાઈને જ સંભારે છે. મીયાંભાઇ મુગલાઇની જ વાતો કરે છે. જુના વિચારના લોકો હજી જુના વિચારને જ વળગી રહેલા છે, તેઓ હજી તેમાં જ સુખ માને છે. સુધારકો સુધારામાં જ મોક્ષને જુવે છે. જે દેશ એકવાર વૈરાગ્ય અને ત્યાગને માટે પ્રસિદ્ધ હતો, જ્યાં સાદું જીવન ગાળવામાં જ ગર્વ ધરાતો હતો, ત્યાં આજે મોજ શોખ વધારવામાં જ પ્રજા તલ્લીન થઈ રહેલી છે. પ્રખ્યાત ઇંગ્રેજ લેખક એકન લખે છે કે, " જ્યારે સદ્‌ગુણનો નાશ થવા માંડે છે, ત્યારે મોજશોખનાં સાધનો વધે છે. " આપણા મનુ મહારાજ પણ કહે છે કે, " સઘળું સુખ સ્વાશ્રયમાં રહેલું છે. " એ સ્વાશ્રય ત્યજાયો છે. બજારની પોટલી પણ ઉંચકી જતાં આપણને શરમ આવે છે. ભક્તકવિ તુલસીદાસ કહે છે,

> કંચન કો ત્યજવો ભલો,
> ભલો સ્ત્રીઓ કો નેહ,
> માન, બડાઇ, ઓર ઇર્ષ્યા
> ત્યજવો દુર્લભ એહ.

માન, બડાઈ અને ઇર્ષ્યા મનુષ્યોને ખરાબ કરનારાં છે. એજ દુર્ગુણો આપણામાં ઘર ઘાલીને બેઠા છે. તેમનો ત્યાગ કરવાને ઉત્તમ ધાર્મિક બળની જરૂર છે. જે પ્રજામાં મોજશોખ વધતો જાય છે, જેમાં સ્વાર્થત્યાગ અને સાદા નિર્મળ જીવનની ખામી છે, જેમાં સ્વાશ્રયનો અભાવ છે, તે પ્રજાનો ઉદય કદાપિ થતો નથી.

**હૃષીકેશ**—બિપિનભાઈ, મારે કોઈના કારકુન થવું નથી. મારૂં હૃદય, મારો આત્મા, એકજ બાબતમાં પરોવાઈ રહેલાં છે. તે બાબત સ્વદેશકાર્ય છે. દેશની સામાજીક, આર્થિક, ઔદ્યોગિક સ્થિતિ સુધારવાને

હું મારો બનતો પ્રયાસ કરીશ. લોકસેવા આગળ હું સ્વાર્થને-ધનને તુચ્છ ગણું છું. મને મારા સાદા અને નિર્મળ જીવન જેટલું મળે તો હું મારો બાકીનો સમય સ્વદેશના કાર્યમાં ગાળું.

**બિપિન**—તમારા વિચારો સ્તુત્ય છે. કેળવાયલાઓનું કર્ત્તવ્ય તમે સમજો છો, એ જોઇને મને ઘણો આનંદ થાય છે. આપણા શિક્ષિત વર્ગમાંના ઘણા તો એક ક્ષણવાર પણ દેશસેવા કે જનસેવાનો વિચાર પણ કરતા નહીં હોય. તેમના આખા જીવનનો હેતુ "હું ને મારી વહુ અને તેમાં આવ્યું સહુ" એજ જાણે હોય એમ જણાય છે. એવું પાશવ જીવન મહા અનર્થકર છે.

વાત એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર ચાલી અને ઘણા વખત સુધી વાતોનો પાર આવ્યો નહીં. આખરે હૃષીકેશચંદ્રે ઉહીને ઘેર જવાની ઇચ્છા જણાવી. જતે જતે તે કહેવા લાગ્યો;

**હૃષીકેશ**—**બિપિન**ભાઇ, તમે મુંબઈ આવો અને મારી જોડે થોડોક સમય રહો તો કેવું સારૂં ?

**બિપિન**—ત્યાં આવીને હું શું કરૂં ?

**હૃષીકેશ**—તમે પણ જો ધારો તો દુનિયામાં તમારો ઉદય કરી ન શકો ? સંતોષ રાખવો એ ઠીક છે, પણ જ્યાં કુટુંબ બહોળું હોય અને વધારે દ્રવ્યની જરૂર હોય ત્યાં સંતોષ રાખવો એ પાપ નથી ? તમારૂં વાંચન વિશાળ છે અને તમારા જેવું જ્ઞાન પદવીધરોમાંના પણ થોડાકજ ધરાવતા હશે ! દ્રઢતાએ તમારામાં વાસ કરેલો છે અને તમે જાતે મહેનતુ છો. વિદ્યા, દ્રઢતા અને મહેનત મનુષ્યને શું મોટી પદવી પ્રાપ્ત નહીં કરાવે ?

**બિપિન**—મારી શક્તિ થોડી જ છે !

**હૃષીકેશ**—એમ બોલવું એ તમારી લાયકી જણાવે છે.

**બિપિન**—મુંબઇ જેવા મોટા શહેરમાં મારા કરતાં વધારે વિદ્યાવાળા અને વધારે લાયકાતવાળા હજારો મનુષ્યો છે. તેઓ ત્યાં જામવાને પ્રયાસ કરે છે. જ્યાં સ્પર્ધા વધારે હોય છે ત્યાં બહોળી શક્તિવાળાઓ પણ ઘણી મુશ્કેલીથી પોતાનો માર્ગ કરી શકે છે, તો ત્યાં મારા જેવાનો હિસાબ શો ?

**હૃષીકેશ**—વખતે તમે વ્યવહારમાં ફતેહમંદ નહીં થાવ તો તેથી શું ? પરમાર્થમાં તમે ઘણું કરી શકશો. તમારૂં જ્ઞાન તમે

અનેક સમાજોમાં દર્શાવશો અને દેશનાં અનેક કાર્યોમાં ભાગ લેશો તો તમે તમારા દેશ તરફ અને સ્વદેશબંધુઓ તરફ તમારી ફરજ બજાવો છો એમ ગણાશે, અને હું ધારૂં છું કે તમારૂં જ્ઞાન અને શક્તિ સર્વને ઘણાં કિંમતી થઇ પડશે. આથી તમારા મનમાં અપૂર્વ આનંદ થશે. તમારો અનુભવ, તમારી વિદ્યા, અને તમારૂં દૃઢ સદાચરણ દરેકને દાખલારૂપ થઇ પડશે, અને તમને આખરે દરેક બાબતમાં ફતેહમંદ કરી મુકશે. ઇંગ્રેજ કવિ ટેનીસન કહે છે;

> "Self-reverence, self-knowledge, self-control,
> These three alone lead a man to sovereign
> power."

અનેક શુભ કર્મો કરી તમે તમારા જીવનનું સાર્થક કરશો અને તમારા સત્સંગથી મારા અંતઃકરણને સારે માર્ગે દોરશો. એક ખરેખરો સદ્ગુણી અને પવિત્ર મનુષ્ય ડોળી માનવીઓ ઉપર સરસાઇ ભોગવે છે, અને સૌને સત્યશીલ બનાવે છે. આ કંઇ નાનો સુનો લાભ નથી. એજ તમારી ખરી કમાઇ અને એજ તમારૂં ખરૂં દ્રવ્ય. આવી કમાઇ કરવાનું બધાં મનુષ્યોનું ભાગ્ય હોતું નથી, અને તેથીજ એ વસ્તુ અલભ્ય ગણાય છે. બિપિનભાઇ, Be not like dumb, driven cattle. Be a hero in the strife."

થોડીકવાર બંને જણા એક બીજાના સામું જોઇને ઉભા રહ્યા.

બિપિનચંદ્ર પોતાના યુવાન મિત્રની ઉચ્ચ ભાવનાઓ અને સ્વદેશપ્રીતિ ઉપર વિચાર કરવા લાગ્યો. તે જરાક સ્તબ્ધ બન્યો. તેના મનમાં અનેક તરંગોએ વાસ કર્યો. "હૃષીકેશચંદ્ર કેટલો બધો સ્વદેશાભિમાની છે! આ પાશ્ચાત્ય કેળવણીનું પરિણામ હશે કે શારદાદેવી અને ચારૂચંદ્રની ધાર્મિક વૃત્તિ અને સ્વદેશપ્રેમશૌર્યનું ફળ હશે? કે પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓના મનનપૂર્વક અધ્યયનનું પરિણામ હશે! કે સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યના મિશ્રણનો આ પ્રભાવ હશે! ગમે તેમ હો, પણ હૃષીકેશચંદ્રનું સુસંસ્કારી હૃદય જ આ સઘળાનું કારણ છે. વિદ્યા છતાં પણ હૃદયશૂન્યતા ઘણા માનવીઓમાં દૃષ્ટિગોચર થાય છે. વિદ્યા હોય ત્યાં ચારિત્ર્ય હોય જ એમ સદાકાળ સંભવતું નથી. ચારિત્ર્ય કંઇક જુદી જ વસ્તુ છે. શુભ સંસ્કારોથી જ એનો જન્મ છે."

આ વખતે બિપિનચંદ્રના ભવ્ય અને વિશાળ લલાટ ઉપર શાંત અને ગંભીર તેજ વ્યાપી રહ્યું. તેનો ચહેરો વિચારવંત જણાવા લાગ્યો. તેની આંખોમાં તીવ્ર બુદ્ધિ અને ઉંડા વિચારનાં ચિન્હ દેખાવા લાગ્યાં. તેને જોતાં, સાક્ષાત્ ધર્મની તે જાણે મૂર્તિ હોય એવો ભાસ હૃષીકેશચંદ્રને થવા લાગ્યો. આવા એક સાધુ પુરુષના સમાગમથી તે પોતાની જાતને ધન્ય ગણવા લાગ્યો ! "બિપિનચંદ્ર મુંબઈ આવે તો કેવું સારૂં થાય" એમ તે મનમાં વિચારવા લાગ્યો. એની એજ વાત ફરીથી ઉપાડીને તે કહેવા લાગ્યો.

હૃષીકેશ—તમે મુંબઈ આવો તો તેથી મારી આબરૂ વધે. સત્યશીલ મનુષ્ય તરફ સર્વે આકર્ષાય છે. તમારા તરફ સર્વે આકર્ષાશે અને તમારા સદ્વિચારોનો સર્વેને લાભ મળશે ! જનસમાજ તરફ તમે તમારી ફરજ બજાવો છો એમ તમારા મનમાં સંતોષ થશે અને તમારી સાથે રહેવાથી મારા જેવા પામર જીવનાં પણ માન આબરૂ વધશે. હું જાણું છું કે તમને પૈસાની એટલી બધી દરકાર નથી. તમને ઈશ્વરે તમારા ખપ જેટલું આપેલું છે. વળી તમે તમારા અંતઃકરણને અનેક ઉચ્ચ સંસ્કારોથી દૃઢ કરેલું છે. જ્ઞાનને જ તમે તમારા જીવનનો હેતુ માનો છો. તમારૂં વર્તન આત્મ-કર્ત્તવ્યપરાયણ છે, અને એ વર્તનને મુંબઈ જેવા અમુક પ્રદેશની જરૂર નથી. તે ગમે ત્યાં હશે પણ તે પોતાની સત્તા ઝાકળની માફક અદૃશ્ય પ્રસારશે અને અનેક પ્રતાપી પુરુષો રૂપી ધાન્ય ઉત્પન્ન કરશે. કીર્તિની તમને તમા નથી. તમે તમારૂં જીવન નૈતિક અને ધાર્મિક ઉન્નતિના શિખર ઉપર ચઢાવવા માગો છો, અને હિંદુ પ્રજાની સાત્વિક પ્રવૃત્તિ જેમ નિત્ય સુખને પ્રાપ્ત કરવા મથે છે તેમ તમે મથો છો. અલબત, તમારા જેવા પુરુષો દુનિયાને નમુનારૂપ છે, પણ કંઇ સત્પ્રવૃત્તિ કરો તો તેમાં તમને શી હાનિ છે ? તમને પ્રમાણિકપણે વધારે દ્રવ્ય મળશે, તે સ્વદેશકાર્યમાં વપરાશે અને તમારી વૃત્તિઓ અનેક સત્પુરુષોના સહવાસથી વધારે દૃઢ થશે !

બિપિન—હૃષીકેશચંદ્ર, તમારૂં કહેવું ખરૂં છે. મને દ્રવ્યની ઘણી લાલસા નથી. પરમેશ્વરે મને મારે જોઈએ તેટલું આપેલું છે. માત્ર હમણાં આ દુકાળનાં વરસ આવી ગયાં તેથી મારે જરા દ્રવ્યનો સંકોચ વેઠવો પડે છે. તેને માટે હું નોકરી લેવા—અનેક શ્રમ વેઠવા તૈયાર છું. સાત્વિક વૃત્તિનો ડોળ ઘાલી બેશી રહેવાનું હું પસંદ કરતો

નથી. ઘરમાં પૈસાની ભીંડ હોય અને સંતોષ રાખવો એ મારે મન પાપ છે. પણ દ્રવ્યલાલસામાં જ જીવનને વ્યતીત કરવું, એને હું વધારે મોટું પાપ ગણું છું. મુંબઇ આવીને મોટાં મોટાં ભાષણો આપવાં એ મને ગમતું નથી. મને લોકો તરફથી ધન્યવાદ મેળવવાની ઇચ્છા નથી. હું જ્યાં હઇશ ત્યાં શું હું મારૂં કર્તવ્ય નહીં બજાવી શકું ? પ્રથમ હું મારી જાતને બરાબર સુધારીશ. તેમાં અનેક શુભ સંસ્કારોનો વાસ કરાવીશ, અને મારી વૃત્તિઓને સુમાર્ગે દૃઢ કરીશ. પછીથી મારા આખા કુટુંબમાં સાદાઇ, પવિત્રતા, નીતિ, ધર્મ, અને સ્વદેશપ્રીતિ રેડીશ. આ પ્રમાણે પ્રથમ પોતાનામાં, પછી કુટુંબમાં, પછી આખા ગામમાં, એમ સર્વ સ્થળે અનેક સુવિચારોનો વાસ કરાવીશ. સૌને કર્ત્તવ્યપરાયણ કરીશ. મનુષ્યે પ્રથમ પોતે જાતે સુધરવું જોઇએ. આ પ્રમાણે દરેક સુધરે અને બીજાને સુધારે તો પછી ભાષણોની શી જરૂર છે ? દૃઢ વૃત્તિ વગરનાં માણસોમાં સ્વદેશાભિમાનનો જુસ્સો શોભતો નથી. બ્રહ્મચર્ય પાળીને ગુરૂ પાસે રહી, સંયમને સિદ્ધ કર્યા વગરના હાલના વેદાંતીઓમાં જેમ આત્મજ્ઞાન શોભતું નથી તેમ વિચારો પક્વ થયા વગરના જુવાનોમાં સ્વદેશાભિમાન છાજતું નથી. આવું શુષ્ક અને સ્મશાન વૈરાગ્યની માફક ઉત્પન્ન થયેલું અથવા કીર્તિલોભથી ઉદ્ભવેલું સ્વદેશાભિમાન મનુષ્યને ઘણીવાર આડે માર્ગે દોરે છે. સ્વદેશાભિમાન વાચામાં નહીં પણ વર્તનમાં છે. નિર્મળ, સાદું જીવન, દૃઢ ચારિત્ર્ય, અને નૈતિક બળની મનુષ્યને પ્રથમ જરૂર છે. નૈતિક—આત્મિક બળના, દૃઢ ચારિત્ર્યના પાયા ઉપર રચાયલું સ્વદેશાભિમાન નિત્ય અને હિતાવહ છે. એવા બળમાં જ—ચારિત્ર્યમાં જ પ્રજાની ઉન્નતિ છે, કલ્યાણ છે, શ્રેય છે.

વખત ઘણો થઇ ગયો હતો તેથી હવે હૃષીકેશચંદ્ર ઘેર જવાને રજા માગવા લાગ્યો અને બિપિનચંદ્રના ઘરની બહાર નીકળ્યો. રસ્તામાં જતાં જતાં તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. બિપિનચંદ્રના સમાગમના ભણકારા તેને વાગ્યા જ કર્યા. તેના શુભ વિચારો, સત્યશીલ સ્વભાવ, દયાવૃત્તિ અને ઉત્તમ ચારિત્ર્યની ઉંડી છાપ તેના હૃદયમાં પડી રહી હતી. હૃષીકેશચંદ્ર પોતાના મનમાં બોલવા લાગ્યો; "મુંબઇમાં મેં ઘણાએ શ્રીમંતોનાં કુટુંબો જોયાં પણ આ સામાન્ય સ્થિતિના મનુષ્યમાં જે સત્ય અને વિશ્વાસુ પ્રેમ છે તે એક પણ સ્થળે જોવામાં આવતો નથી. બિપિનચંદ્ર કેટલો બધો

હિંમતવાન છે, તેનું હૃદય કેટલું નિષ્પાપ છે; ભ્રાતૃભાવે તેનામાં કેવો વાસ કરેલો છે; તેનામાં દયાભાવ અને સત્ય છે; કેવું મધુરૂં, સાદું અને વિદ્યાવિલાસી જીવન તે ગાળી રહેલો છે; તેની પાસેથી થોડોક માનુષી સ્નેહ લઇને મારા પ્રેમરહિત અંતઃકરણમાં રેડવાને હું ત્યાં રહું તો કેવું સારૂં થાય! માનુષી જીંદગી અને પ્રેમની સ્ફુરણાઓથી ઉછળતા આ માયાળુ પુરુષની પ્રેમાળ સંનિધિમાં આવીને વાસ કરૂં તો કેવું સારૂં! શુદ્ધ વર્તનવાળાં મનુષ્યો સર્વ સ્થિતિમાં તેમની પ્રમાણિકતાથી, ઉચ્ચ અભિલાષાઓથી, અને શુદ્ધ વાસનાઓથી સર્વ કોઇના ઉપર એક પ્રકારની જાદુઈ અસર ઉત્પન્ન કરે છે. આવાં મનુષ્યો ઉપર જનસમૂહ વિશ્વાસ રાખે છે, તેમને માન આપે છે, અને પૂજે છે. બુદ્ધિના વૈભવવાળાં મનુષ્યોને જોઇને લોકો આશ્ચર્ય પામશે, પણ ચારિત્ર્યવાળાં મનુષ્યોને તેઓ નમશે અને તેમને અધીન રહેશે. તેમની સર્વનું કલ્યાણ કરવાની વૃત્તિ આગંતુક જનને સર્વદા સુખનો માર્ગ દેખાડશે, તેના હૃદયમાં પ્રબળ સંસ્કાર નાંખશે અને તેના જીવનને સંસ્કારી કરી મુકશે. પુષ્પની વાસ જેમ એની મેળે જ પ્રસરે છે તેમ શુદ્ધ વિચાર અને આચારની સત્તા સર્વત્ર પ્રસરશે અને ઝાકળની માફક શાંતપણે સર્વનાં મન ઉપર પડીને તેને ઉચ્ચતર બનાવવામાં પોષણની ગરજ સારશે. આપણા દુઃખનું કારણ અહંતા—મમત્વ—છે. બિપિનચંદ્ર મુંબઇ આવીને તેના મમત્વને ધારણ ન કરે અને સાહસિક કામો કરી કીર્તિ મેળવવાને પ્રયાસ ન કરે તો તેથી શું? ઇશ્વરે તેને તેના ખપ જેટલું દ્રવ્ય આપેલું છે અને વળી અધીક આપશે. આથી એ સંતોષ માને છે અને જીવનની ઉચ્ચ અભિલાષાઓને અહીંઆં રહે રહે પોષ્યા જ કરે છે, તેમની સુવાસ આસપાસ પ્રસારે છે અને મારા જેવા બીનઅનુભવીને પોતે દાખલારૂપ થાય છે; આથી એ પોતાનું કર્તવ્ય કરે છે એમ કેમ ન ગણાય? સભામાં સ્વદેશાભિમાન દર્શાવે તો જ મનુષ્ય સ્વદેશાભિમાની ગણાય એ કયાંનો ન્યાય? ખરો પ્રેમભાવ, એકભાવ, અભેદ, ધર્મનિષ્ઠા અને સ્વદેશાભિમાનની સર્વોપરિ સત્તાને કોઇ બાહ્ય સાધનની જરૂર નથી, તેને ઠામ ઠામ રખડવું પડતું નથી. તેના પ્રબળ વિચાર પર્વતની ગુફામાંથી કે અનેક અંતરાયોમાં થઇને અનેક સ્થળે ફેલાય છે અને પામર જીવોને ઉત્તેજીત કરે છે. આપણા ઋષિમુનિઓ પણ આવીજ રીતે પોતાની સત્તા ચલાવતા અને તેમની સત્તાની અસર

હજી પણ આપણને હિંદુ પ્રજાના આચાર વિચારમાંથી મળી આવે છે. અહંમમત્વ અને કીર્તિલોભના આધારે બંધાયલું સ્વદેશાભિમાન કે સદ્વર્તન, સંકુચિત, નીચ અને અનિત્ય છે. શુદ્ધ વર્તન અને દૃઢ પ્રેમવૃત્તિ ગમે તે સ્થળે, ગમે તે કાળે, અને ગમે તે સ્થિતિમાં તેના તે જ રૂપે પ્રકાશે છે અને પોતાની સત્તા સર્વત્ર પ્રસરાવવાને શક્તિવાન થાય છે. ભાષણો આપી ધન્યવાદ મેળવવો એ તો માત્ર પાશ્ચાત્ય કેળવણીની અસર છે. આવા ધન્યવાદથી જ આજકાલ સ્વદેશાભિમાનની કિંમત અંકાય છે. પણ તેમાં હિંદુ પ્રજાની એક મોટી ચુક છે. તેમાં ખરી સ્વદેશપ્રીતિ અપૂજ્ય રહે છે અને માત્ર વાક્ચાતુર્ય વખણાય છે.

"હિંદમાં વાણીવીરોની ખોટ નથી. માત્ર લેખનમાં—વાણીમાં ઘણાએ સ્વાર્થત્યાગ દર્શાવાય છે; ઘણુંએ સત્યશીલપણું દેખાડાય છે; પણ બારીક તપાસ કરતાં માલમ પડે છે કે આપણી કેટલીક શુભ પ્રાચીન ભાવનાઓનો વગર સમજ્યે ત્યાગ થતો જાય છે; કોઈપણ જાતના દંભ વગર, શાંતપણે, ચુપચુપ, અને એકનિષ્ઠાથી કરેલું સંગીન કાર્ય વખોડાય છે. દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, વિવેક, સંયમ, ઇત્યાદિ ગુણો નકામા લેખાય છે. મોટાં મોટાં ભાષણો આપો, સ્વાર્થત્યાગ અને સ્વદેશાભિમાનની વાતો કરો,—પછી તે પ્રમાણે ચાલો કે નહીં—પણ તમારો બેડો પાર! તમારી વાહ વાહ થવાની જ! હિંદમાં આવો ઝેરી પવન આજે વાઈ રહેલો છે! પ્રભુનો ઉપકાર માનું છું કે મારા બિપિનચંદ્રને તે વાયુની અસર લાગી નથી."

# પ્રકરણ ૫ મું.

## કૉલેજના દિવસો.

ઉપર આપણે જોયું છે કે હુલ્લીકિશચંદ્ર બી. એ. થયો ત્યારપછી પણ મુંબઈમાં રહીને એમ. એ. નો અભ્યાસ કરતો હતો. એક કૉલેજની બોર્ડિંગમાં તે રહેતો હતો. તેના સહાધ્યાયિઓ પણ તે જ બોર્ડિંગમાં હતા. વિદ્યાર્થીઓ રાતે વાળુ કરી પોતાનું લેસન પરવારી ગપાટા મારવામાં થોડોક સમય ગાળતા હતા. તહેવારનો દિવસ હોય તો બપોરે જમ્યા પછી ઘણા એકઠા મળીને બેસતા અને અનેક વિષયો ઉપર ચર્ચા ચલાવતા.

મનુષ્યના જીવનમાં વિદ્યાર્થી અવસ્થાનો સમય વધારેમાં વધારે સુખમય છે. એ સમયમાં વિદ્યાર્થીઓને માથે કોઈપણ જાતની–દ્રવ્યના, ઘરની, શરીરની, ચિંતા હોતી નથી. એ સમયમાં જીવન સ્વતંત્ર અને નિરંકુશ હોય છે. માબાપ પૈસા મોકલે છે અને વિદ્યાર્થીઓ ભવિષ્યની મોટી આશામાં ને આશામાં તેનો યથેચ્છ ઉપયોગ કરે છે. ભવિષ્યની તેમને કાળજી હોતી નથી. ઘરનો, સમાજનો, કે રાજ્યનો ડર તેઓ રાખતા નથી. પોતાને ફાવે તેવા વિચારો તેઓ બાંધે છે અને છૂટથી તેમને દર્શાવે છે. મનમાં તેઓ ઉત્સાહ ધરાવે છે, ભાવી જીવનના અનેક તરંગોમાં તરે છે, નવી નવી કલ્પનાઓમાં ફરે છે, અનેક ઘટનાઓ ઘડે છે, અને અનેક રચનાઓ રચે છે. એ અવસ્થામાં વ્યવહાર તેમણે થોડો જોયેલો હોવાથી, પરિસ્થિતિનો લાંબો વિચાર તેઓ કરતા નથી અને ભવિષ્યની મુશ્કેલીઓ તેમનાં સુખદાયી સ્વપ્નામાં ખડી થતી નથી. અમુક, અમુક, કરવાના નિશ્ચયો તેઓ કરે છે, અનેક હવાઈ કિલ્લાઓ બાંધે છે, અને સદાએ ઉત્સાહી બની આશાનાં શુભ સ્વપ્નોમાં જીવનને વ્યતીત કરે છે. જગતની મુશ્કેલીઓ જાણ્યા વગર જગતમાં મોટા થવાના, કીર્તિ મેળવવાના, અને દ્રવ્ય પ્રાપ્ત કરવાના વિચારો તેઓ કરે છે અને તે વિચારોના પ્રવાહમાં તણાતા તેઓ જીવનને મનસ્વી, એશઆરામી અને ખર્ચાળ બનાવી મૂકે છે. વિદ્યાર્થીઓની માનસિક વૃત્તિઓ સ્વચ્છ અને નિર્મળ આકાશ જેવી હોય છે; તે

મના હૃદયપટ ઉપર અનેક ચિત્રો ચિતરાય છે; તેમના જીવનમાં અનેક વેશો ભજવાય છે અને અનેક રંગથી તે રંગાય છે.

વિદ્યાર્થીઓ એકઠા બેસતા ત્યારે દરેક પોતપોતાનું ભાવી જીવન કેવું કરશે, દરેકના આદર્શ શા છે, કયા લક્ષ્યબિંદુ તરફ પોતે જીવનને વહેવરાવે છે, વગેરેની અરસપરસ વાતો કરતા. આમ એક બીજાની ભાવનાઓ, આશયો, મહત્ત્વાકાઙ્‌ક્ષાઓ સૌના સમજવામાં આવતી અને નિર્બળ હૃદયના વિદ્યાર્થીઓને તેમાંથી પ્રોત્સાહન અને બળ મળતાં. આ યુવાનોની આસપાસનું વાતાવરણ, ઉચ્ચ અને પવિત્ર વિચારોની સુગંધથી છવાઈ રહેતું, અને તેમની આસપાસ સ્વદેશપ્રીતિનો જુસ્સો અને પ્રેમની લાગણીઓ પથરાઈ રહેતાં. કૉલેજની બોર્ડિંગોમાં જેણે દિવસ ગાળ્યા છે તેને જ ખ્યાલ આવી શકશે કે એ ભૂમિમાં કેવી પવિત્રતા, કેવી નિર્દોષતા, અને કેવી ઉચ્ચ વૃત્તિઓએ વાસ કરેલો હોય છે.

હૃષીકેશચંદ્ર અને તેના સહાધ્યાયિઓએ જુદા જુદા વિષયોને પોતાના ઐચ્છિક વિષય તરીકે પસંદ કરેલા હતા. કોઈ તત્ત્વજ્ઞાનનો અભ્યાસી હતો, તો કોઈ સાહિત્ય કે વિજ્ઞાનશાસ્ત્રનો સેવક બની રહેલો હતો. કોઇ ગણિતશાસ્ત્ર લઈ તેમાંજ કુશળ થવાને પ્રયાસ કરતો હતો અને કોઈ ઇતિહાસનો શોખીન હતો. તેથી તેઓ ભેગા થતા ત્યારે પોતપોતાના વિષયની વાત કરતા અને તેની મહત્તા દર્શાવતા; પોતાના પ્રોફેસરનાં વખાણ કરતા અને જાણે તેનું અનુકરણ કરતા હોય તેમ તેની ઢબથી બોલતા. કોઈ તત્ત્વજ્ઞાનને શ્રેષ્ઠ પદ આપતું તો કોઈ સાહિત્યની દેશને પ્રથમ જરૂર છે એમ દર્શાવતું. કોઇ ઇતિહાસને વ્યવહારિક ઉપયોગિતાની દૃષ્ટિથી અવલોકીને સર્વોપરિ ગણાવતું તો કોઈ ગણિતશાસ્ત્રની મહત્તા પ્રતિપાદન કરતું. તત્ત્વજ્ઞાન અને સાહિત્યના શોખીનો ગણિતને "ગાંધીયાટું" કહેતા અને ઇતિહાસના ઉપાસકો બંનેને કાલ્પનિક ગણી ઇતિહાસની સત્યતા અને ઉપયોગિતાનો મોટો દાવો કરતા. આમ અનેક વિષયો ત્યાં ચર્ચાતા, અને હિંદના—જગતના—મહાપુરુષોનાં જીવનચરિત્રોની પોથીઓનાં પાનાં પણ ત્યાં ઉકેલાતાં. હિંદના હિતચિંતકો—દાદાભાઈ, ગોખલે, કે ઇંગ્લાંડના વડા પ્રધાન ગ્લાડસ્ટનનાં નામો પ્રેમની લાગણીથી લેવાતાં અને તેમનાં કામો જુસ્સાથી વર્ણવાતાં. સમાજસુધારક રાજા રામમોહનરાય, કેશવચંદ્ર સેન, કે વિદ્યાસાગર, કે મહાન ધર્મોપદેશક સ્વામી વિવેકાનંદ કે

દયાનંદ સરસ્વતીના ગુણ ગવાતા; અને આમ વાતો કરતે કરતે વિદ્યાર્થીઓનાં મન ઉચ્ચ સ્થિતિએ સ્થાપિત થતાં, અને તેમના હૃદયમાં વાર્તાના વિષયના સદ્‌ગુણોની રેલ ભરપૂર રેલાતી, તેમાં તેમને તરબોળતી, નવરાવતી અને તદ્રુપ કરી મુકતી. આમ ચારિત્ર્ય ઘડાતું અને હૃદયપટ ઉપર ઉચ્ચ ભાવનાઓની ઉંડી છાપ છપાતી. ત્યાં કોઇ વિદ્યાર્થી સારા કવિની પ્રતિભાવાળી પંક્તિઓ વાંચતો અને સૌને તેનું રસપાન કરાવતો. કોઇ મહાન લેખકોના ફકરાઓ મોંઢે બોલી જતો અને તેની તરફ સૌનું મન ખેંચતો. છાત્રાલયમાં આમ વાર્તાવિનોદ થતો અને તેમાંથી સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાને ગમતું ગ્રહી લેતું, અને જીવન-પ્રવાહને અધિક ઉચ્ચ દશામાં લઇ જતું.

આપણાં છાત્રાલયો એક બાજુએ ઉપર પ્રમાણે કંઇક ભવ્ય અને આશાપ્રદ જીવનની ઝાંખી કરાવે છે, પણ બીજી બાજુએ દૃષ્ટિ નાંખતાં, તેમનું બારીકીથી અવલોકન કરતાં, તે કંઇક જુદો જ ખેદભર્યો ચિતાર આપણી નજરે લાવે છે. દિવસ ગ્રીષ્મ ૠતુનો હતો. સમય શનિવારની સવારનો હતો. પવન મંદ મંદ વાતો હતો. પક્ષીઓ કોલાહલ કરી પ્રભાત થયો એમ સૂચવતાં હતાં. કેટલાક વિદ્યાર્થીઓ ઉઠયા હતા. કેટલાક જાગતા પડી રહ્યા હતા. કોઈ દાતણનો ગોદો મોંમાં ઘાલી આમતેમ ફરતું હતું. કોઈ 'બ્રશ' અને 'ટુથ પાઉડર' થી દાંત સાફ કરતું હતું. કેટલાક, ચાહના શોખીનો, 'સ્ટવ' (સંચો) સળગાવતા હતા, અને કેટલાક ચાહ વગર ઉંઘ ઉડે નહીં એવા, "ચાહ થયો, ચાહ થયો,' એમ પુછતા પથારીમાં આળોટતા હતા. કોઈ તો સવારમાં ઉઠતાં વાંતજ બીડી સળગાવતું હતું; કોઈ ઉદ્યમી વિદ્યાર્થીઓ પોતાના પાઠ તૈયાર કરવા મંડી ગયા હતા, અને કેટલાક બોર્ડિંગની મઝા ભોગવવાને, દુધ પુરી ને ભજીયાં ખાવાને, અને માબાપના પૈસા બગાડવાનેજ આવેલા એવા પથારીમાં હજી સવારની ગુલાબી ઉંઘ લેતા ઘસઘસાટ નિરાંતે ઉંઘતા હતા.

એટલામાં કૉલેજનો ઘંટ વાગ્યો અને સૌ કપડાંલત્તાં પહેરીને સજ્જ થવા લાગ્યા. કેટલાક સાબુથી મોં ધોઇને પટીયાં પાડવા મંડી પડયા, કેટલાક કોટ, પાટલુન, કૉલર, નેકટાઈ, ચસ્માં અને બુટથી સજ્જ થઇ "ટાઇટ" થતા દેખાવા લાગ્યા. કેટલાક તાતીયા, માથે ચોટલી ટોપીની બહાર લબડતી રાખી, પગમાં દક્ષણી જોડા પહેરી, ટપટપ કરતા ચાલતા

જણાયા. કેટલાક બની ઠણી, એક હાથમાં રૂમાલ લઈ, હાથનાં કાંડાં, મોં, ગરદન, વગેરેને લુછતા લુછતા, વાંકાચુકા હિંડતા કૉલેજ તરફ વળતા માલમ પડતા હતા.

સૌ કૉલેજમાં ગયા. તે દિવસે ઈંગ્લાંડથી એક સાહેબ નવા ઈંગ્રેજીના પ્રોફેસર તરીકે નીમાઈને આવ્યા હતા. વર્ગમાં આ નવા પ્રોફેસરને જોવાને અને તેમનું ભાષણ સાંભળવાને સૌ આતુર હતા. પ્રોફેસર નવા હોવાથી જરા સંકોચ પામતા હતા અને તેમના બોલવા ચાલવામાં નવોઢા સ્ત્રી જેવી શરમ જણાઈ આવતી હતી. તે ઘણા શરમાળ હતા અને નીચેથી ઉંચું ક્વચિત જ જોતા. દિવસ પહેલો જ હોવાથી તેમને જરા સભાક્ષોભ પણ થયો હતો.

કૉલેજમાં બધા વિદ્યાર્થીઓ કંઈ ખંતથી અભ્યાસ કરવાને આવતા નથી. છાત્રાલયોમાં પણ બધાએ પોતાના વખતનો સદુપયોગ કરતા નથી. તેથી સ્વાભાવિક રીતે એમ બને છે કે કેટલાક વિદ્યાર્થીઓ વર્ગમાં માત્ર ચિકિત્સા જોવાને જ આવે છે અને બીજા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોની રીતભાતનું બારીકીથી અવલોકન કરી, કૉલેજ છુટે છે ત્યારે તેમની હાંસી કરતા કરતા તેઓ ઘેર જાય છે. કૉલેજ છુટી અને સૌ પોતપોતાને મુકામે જવા લાગ્યા.

"અરે, મી. ચાંપવાળા! આપણા નવા પ્રોફેસર સાહેબને જોયા કે? "એન્ડ યુ શુડ બેર ઇન્ માઇન્ડ..." એમ બોલતો અને ચોપડીમાં મોં ઘાલી નીચું જ જોઈ રહેલો એક ચિકિત્સાખોર વિદ્યાર્થી કૉલેજમાંથી બોર્ડિંગ તરફ જતાં જતાં રસ્તામાં નવા પ્રોફેસરના ચાળા પાડતો સૌના વચમાં હિંડવા લાગ્યો. બધા હસી પડયા.

" પણ પેલા તમારા પ્રોફેસર તો અડીયલ ટટ્ટુ જેવા જ છે ! એ તો જ્યાં અટકયા ત્યાં અટકયા ! પછી માથું ખંજોળે, આંખ મિંચકારા કરે, હાથ પગ હલાવે, અને અનેક ચાળા કરે ! આ નવા તો ચોપડીમાં મોં રાખી, ઉંધું માથું ઘાલી, ગબડાવ્યા કરે છે, ખરા હોં !" એક બીજો વિદ્યાર્થી બોલી ઉઠયો.

"પણ અમારા પ્રોફેસરને તો કોઈ ના પહોંચે. ઇતિહાસ તો એમના બાપનો જ ! કેવી ઝડપથી બોલે છે ?" એક ઇતિહાસનો અભ્યાસી બોલી ઉઠયો.

" હા; પેલા બોલતાં ખૂબ હાથ હલાવે છે, તે કની! એ તો નામ જેવાજ દોડે છે; નામ તેવા ગુણ. ખાવામાં પણ તેમની દોડ તેવીજ હશે, એમ એમના શરીર ઉપરથી તો જણાય છે. શું મોટું પેટ ! કહે છે કે બશેર બટાકા તો જોતજોતામાં ઉડાવી જાય છે ! એમનું શરીર તો છે અલમસ્ત જેવું અને બોલે છે તો એટલું ધીમું કે એમનું બોલ્યું એજ સાંભળે ! " એક ગણિતનો અભ્યાસી જરા ધીમે રહીને મશ્કરી કરવા લાગ્યો.

" પણ પેલા પ્રોફેસર છાપવાળાથી તો અવધિ જ ! એ તો–છાપો–ડીગ્રીઓ લેવાનું જ સમજ્યા છે. એમની ફોઈએ નામ તો ઠીક પાડયું છે. શરીરે કેડથી પગ સુધી લાંબા અને ઉપરથી ટુંકા ! જાણે ઉરાંગ ઉટાંગ ! અને ચાલે છે તે, આડા જાય અને અવળા જાય ! જાણે ભીંતમાં સંતાતા હોયની ! " એક સેહેલાણી વિદ્યાર્થી હાથ પગ અને શરીરના ચાળા કરતો અને એ પ્રોફેસરની માફક ચાલતો બોલવા લાગ્યો.

" પ્રોફેસર તો આપણા સ્કૉટ સાહેબ ! કેવા જ્ઞાની, ગંભીર, મળતાવડા અને શિખવવામાં પણ એકકો ! કવિતા તો એમને મોંઢે જ ! તેમનું વર્તન એક કવિ જેવું જ છે ! " એક સાહિત્યનો અભ્યાસી પોતાના પ્રોફેસરનાં વખાણ કરવા લાગ્યો.

કેટલાક સારા વિદ્યાર્થીઓને આ મશ્કરી ઠીક ન લાગી, અને તે સાંભળ્યું ન સાંભળ્યું કરીને વાતને બદલી નાંખવા લાગ્યા. એટલામાં ટપાલવાળો કાગળ લઇને આવ્યો.

ટપાલવાળાની પાછળ વીંટળાઈ વળી કાગળ છે કે નહીં તેનો તપાસ કરવો એ આજકાલ વિદ્યાર્થીઓમાં મોટા મુદ્દાનું કામ ગણાય છે. આધુનિક કૉલેજોની બોર્ડિંગોમાં જ્યારે ટપાલવાળો કાગળો વહેંચવાને આવે છે ત્યારે એક જોવા જેવો વિચિત્ર દેખાવ થઈ રહે છે. ટપાલ-વાળા પાસે કાગળની પુછપરછ કરવી, કાગળ હોય તો તે લેવો, વાં-ચવો, તેના ઉપર વિચાર કરવો એ દિવસનું એક મહત્ત્વનું કાર્ય આલેખવામાં આવે છે. ટપાલવાળો આવ્યો ન હોય ત્યાંસુધી તેની રાહ જોવાય છે. " ટપાલવાળો આવી ગયો કે ? " એમ અનેકવાર પુછાય છે. " ટપાલવાળો આવે એટલે જરા કાગળ જોઇને જઉં " એમ કરી કપડાં પહેરીને કંઈ કાર્યાર્થે બહાર જવાને તૈયાર થયેલાએ

પણ ઘડી બે ઘડી ટપાલવાળાની રાહ જોતા રોકાય છે; થોડીકવાર કામ પણ અધુરૂં મૂકાય છે; ટપાલવાળો આવ્યો એટલે પોતપોતાની ઓરડીમાંથી "મારો કાગળ છે કે ?" "મારો કાગળ છે કે ?" એમ બોલતો દરેક વિદ્યાર્થી બહાર નીકળે છે અને ટપાલવાળાની આસપાસ, જાણે કે ટપાલવાળાને ઘેરવો હોય તેમ સૌએ વીંટળાઈ વળે છે. કાગળો અપાતાં જરા વાર થઈ અને પોતાનો ધારેલો કાગળ આવ્યો નથી હોય એમ જાણી એક મી. મોતીવાળા નામનો વિદ્યાર્થી બોલી ઉઠ્યો;

"મી. મહેતાનો કાગળ આજે હું "એક્સ્પેક્ટ" કરૂં છું ! પણ એ વળી લાલા લોક છે તો ! ભાઈ હજી ઉંઘતા જ હશે !"

"આવ, તમે તો ઘેલા છો ! જીવની મહેતાએ તો અવનાં નવું "મેરેજ" કીધું છ ! તેવણુ "ફેમીલી" સાથે કેથે બી ઘુંમતા હોસે ! ટમારા "લેટર" ને કોણ સંભારેચ ! એ તો "વેસ્ટ પેપર બાસ્કેટ"માં ક્યાંય પર્યો હોસે !" એક પારસી વિદ્યાર્થી કહેવા લાગ્યો.

એટલામાં ટપાલવાળાએ એક કાગળ મિ. નીલકંઠરાયના નામનો કહાડ્યો. મિ. નીલકંઠરાય જરા આઘે ઉભા હતા. બીજા હરિલાલ નામના વિદ્યાર્થીએ તે કાગળ એકદમ ટપાલવાળાના હાથમાંથી લઈ લીધો. અક્ષર સ્ત્રીના જેવા દેખાતા હતા. મિ. નીલકંઠરાયનો મિજાજ હાથ રહ્યો નહીં ! "લાવ, યાર, લાવ !" એમ બોલતા નીલકંઠરાય હરિલાલ તરફ જવા લાગ્યા. હરિલાલે દોડવા માંડ્યું. નીલકંઠરાય તેની પાછળ "અરે, યાર, મશ્કરીયે રીતની હોય ! આ શું !" એમ ગરબડતા, લાલચોળ થઈ જતા, તેની પાછળ દોડ્યા. હરિલાલ પોતાની ઓરડીમાં જઈને બેઠો અને કાગળ સંતાડીને હસવા લાગ્યો. નીલકંઠરાય મનમાં ઘણુંએ અકળાયા, પણ બરોબરીઆ એટલે કરે શું ! ગુસ્સાથી કામ નહીં બને એમ જાણી તે હવે નરમાશથી બોલવા લાગ્યા, "લાવ, યાર. આમ શું કરે છે !–'વાઈફ'નો કાગળ હશે !" કાગળને બતાવતો. આગળ ધરતો, વળી પાછો ખેંચી લેતો, પોતાની પાછળ દબાવી દેતો, હરિલાલ ખડખડ હસવા લાગ્યો. નીલકંઠરાય ઝંખવાણો પડી ગયા, અને તેનો હાથ પકડી કાગળ ઝુંટાવવાનો પ્રયાસ કરવા લાગ્યા.

ટપાલવાળાની આસપાસ વીંટળાઈ વળેલા સર્વ વિદ્યાર્થીઓ

આ તમાશો જોઇને હસવા લાગ્યા. કેટલાક પોતાના કાગળો લઈ ચાલતા થયા. "અરે, મી. પંડયા, આ સુતરીયા તે કેવો માણુસ હશે! મેં એને દસ કાગળ લખ્યા પણ એકકેનો જવાબ નહીં." એમ બોલતો બોલતો ધીરજલાલ નામનો વિદ્યાર્થી જવા લાગ્યો. એટલામાં ટપાલવાળાએ ધનશંકરના નામનો કાગળ કહાડયો. ધનશંકર કંઈ અગત્યના કામને લીધે બહાર ગયો હતો. બીજા છોકરાઓએ તે કાગળ લઇ લીધો. એકે હાથમાં લીધો, બીજાએ તેને ખેંચ્યો, ત્રીજાએ તેને ઝુંટાવ્યો, ચોથાએ તેની પાસેથી પડાવ્યો, એમ ટીખળ કરતે કરતે ચાર પાંચ વિદ્યાર્થીઓનું ટોળું એક ઓરડીમાં પેઠું. કાગળ કોનો હશે તે વિચારાયું. અક્ષર જોવાયા. સ્ત્રીના છે એમ નક્કી થયું. "આજે તો કાગળ ફોડો, જોઈએ તો ખરા કે એમનાં પત્નીના વ્હાલ શા વરશી જાય છે," એમ એકે સૂચના કરી. બીજાએ, "હા, અલ્યા, હા," એમ કહીને સ્વીકારી. "ઠીક લાગ મળ્યો છે" એમ કહીને ત્રીજાએ તેને ટેકો આપ્યો. "બિચારો ભલો છે, વેદીયો ઢોર છે, છ મહીનેય પણ ઘરનું મોં જોતો નહીં હોય" એમ બોલતે બોલતે કાગળ ફોડાયો, હસતે હસતે વંચાયો, અનેક ટીકાઓ થઇ, પાછો જેવો ને તેવો બીડાયો; એટલામાં ધનશંકર આવ્યો તેથી તેને, ડાવકું મોં રાખીને તે સોંપાયો, અને પોતાનું હસવું ખાળી રાખીને મનમાં ને મનમાં ખુશી થતા, બીજા સર્વે વિદ્યાર્થીઓ ઓરડીમાંથી નીકળ્યા, અને ઉતાવળા ઉતાવળા પોતપોતાની ઓરડીઓમાં જઇને ખડખડ હશી પડયા.

હૃષીકેશચંદ્ર આ સઘળું નિહાળતો; તેની કુંવારાવસ્થા, ઉત્કટ બ્રહ્મચર્ય અને ધાર્મિકતાને એ વાત જરાયે ગમતી નહીં. વિદ્યાર્થીઓનું વર્તન તે જોતો; સૂક્ષ્મ દૃષ્ટિથી તેના ઉપર વિચાર કરતો. હિંદની પ્રાચીન તથા અર્વાચીન શિક્ષણપદ્ધતિઓ અને તેનાં ફળની તુલના કરતો, અને હિંદની ભાવી પ્રજા વિષે અનેક વિચાર બાંધતો. કૉલેજના વિદ્યાર્થીઓ ભેગો તે કોઇવાર ભળતો, કોઇવાર તેમના સાથે વાર્તાલાપ કે વાદવિવાદ કરતો, તેમનાં આચરણને બારીકીથી તપાસતો, અને કોઇવાર તેમને ઉત્તમ માર્ગે દોરતો. પણ તેના જેવા સંયમી અને ગંભીર વિચારવાળા વિદ્યાર્થીઓ થોડાજ હતા. વિદ્યાર્થીઓના આચારવિચાર અને તેના આચારવિચાર તથા જીવનમાં મોટો તફાવત, મોટો ભેદ; એથી કરીને હૃષીકેશચંદ્રને બધાની સાથે ઝાઝું ભળવું ગમતું નહીં. કેટ-

લોકનું વર્તન તેને પસંદ પડતું નહીં. કોઇવાર તે જાણ્યું ન જાણ્યું કરતો અને પોતાના જીવનના ઉદ્દેશોને મનમાં ને મનમાંજ પોષ્યા કરતો, અને કેટલાક વિદ્યાર્થીઓનું મનસ્વીપણું, નિરંકુશ જીવન અને ખર્ચાળ સ્વભાવ જોઇને તે અતિખેદથી મનમાં બબડતો: "નિર્મળ, સાદું જીવન અને ઉચ્ચ વિચાર તથા ગુરૂભક્તિને માટે એકવાર સમસ્ત ભારતવર્ષ પંકાઇ રહેલું હતું. જે આજ્ઞાંકિતપણાને માટે, શિક્ષક, અધ્યાપક, ગુરૂ કે વડીલો પ્રત્યે પૂજ્યભાવને માટે, પ્રાચીન હિંદ, પ્રખ્યાત થઇ રહેલું હતું, તે આજ્ઞાંકિતપણું, તે ગુરૂભક્તિ, ને સાદું જીવન, આ વિદ્યાર્થીઓમાં જોવામાં આવતાં નથી. તેઓમાં બ્રહ્મચર્યની ખામી છે. ધાર્મિક શ્રદ્ધા તેઓમાં જોવામાં આવતી નથી. જે પ્રજા ધર્મહીન બની પોતાનું વર્તન મનસ્વીપણે ચલાવે છે તે પોતાને તેમજ અન્યને અત્યંત નુકસાન કરે છે !"

સૌ વિદ્યાર્થીઓએ પોતપોતાના કાગળ લીધા અને પોતપોતાની ઓરડીમાં ચાલ્યા ગયા. કાગળો વંચાયા, વાંચીને કેટલાક હસ્યા, કેટલાકે માત્ર મોં મલકાવ્યું. કેટલાક બબડ્યા, કેટલાકે મોં મરડ્યું, અને કેટલાક કાગળ લઇને એક ઓરડીમાંથી બીજી ઓરડીમાં જવા લાગ્યા. કેટલાકને "પૈસા બહુ ખરચો છો, પહોંચાતું નથી" એમ માબાપ તરફથી ઠપકો આવ્યો હતો. કેટલાક પરીક્ષામાં નપાસ થયેલા તેમને ઠપકારૂપે દિલાસો દેવામાં આવ્યો હતો. કેટલાક ચાર ચાર વરસથી પરીક્ષામાં પાસ થતા ન હતા અને "માંદો મરતો નથી, અને માંચો મુકતો નથી," એમ બોર્ડિંગ છોડીને ઘેર આવતા ન હતા તેમને માબાપે ધમકી આપી હતી. કેટલાકને માત્ર કુશળ સમાચાર પુછાવામાં આવ્યા હતા અને કેટલાકને તેમના મિત્રોએ બીજી કૉલેજોમાંથી અભ્યાસ વિષે પુછપરછ કરી હતી. કેટલાકને "નોટ્સ" મોકલવાનું બીજા વિદ્યાર્થીઓએ લખ્યું હતું. કેટલાકને તેમનાં માબાપે પાસ થવાથી શાબાશી આપી હતી અને મળી જવા લખ્યું હતું; અને કેટલાકને—પરણેલા બ્રહ્મચારીઓને—પ્રેમમય, કટાક્ષમય, અને મૃદુ ઠપકાથી ભરેલા કાગળો આવ્યા હતા.

એક જણના કાગળમાં તેની માએ લખાવ્યું હતું; "ભાઈ ! હવે ઘેર આવો ! બહુ ભણ્યા; આ બોર્ડિંગનાં ખરચ વેઠાતાં નથી. પહોંચાતું નથી ! શી રીતે પહોંચાય ? મહિને પચીસ ત્રીસ રૂપિઆ

તમારે જોઇએ ! કોણ જાણે શેમાંએ ખરચો છો ! તમારે ત્રણ ત્રણ જોડા બુટની જોઇએ ! મોજાં જોઇએ ! કોલર જોઇએ ! ખમીસ જોઇએ ! ચાંદીનાં બટન જોઇએ ! પાટલુન વગર તો ચાલે જ નહી. કોટના કપડામાં પણ તેટલા પૈસા ! અને તેની શિલાઇમાં તો તેથી બમણું ! ટકાની ડોશી ને ઢબુ મુંડામણુ ! અમે તો ઘેર પેટે પાટા બાંધીએ ! છાશ રોટલો ખાઇએ ! થીંગડ થાગડ કરીને લુગડાં પહેરીએ ! વખતે ફાટલાં પણ પહેરીએ : દઇણાં દળીએ ! અને તમને પૈસા મોકલીએ ! અમારે ખાવા જેટલું તો છે પણ તમારી ફેશન પુરી ન પડે ! તમારા કાકા, ભણ્યા, ગણ્યા, કેટલુંએ કમાયા પણ તેમણે કોઈ દહાડો પગે મોજાંએ અડકાડયું નથી. ચાહનો ઘુંટડોએ પીધો નથી, અને તમારે તો દહાડામાં ત્રણ વાર ચાહના રગડા પેટમાં રેડવાને જોઇએ છે : તમે કેવું કમાશો તે જોઇશું : દિવસ તો આવા કઠણ આવે છે ! ”

હિંદમાં વિદ્યાર્થીગૃહો જ હિંદુઓના રીતરિવાજ, પ્રાચીન ભાવનાઓ, અને સંસ્કારોનું કેટલે અંશે પાલન કરે છે તે જોવા જેવું છે ! ત્યાં જ્ઞાતિભેદ ભાગ્યે જ પળાય છે ! ગૃહજીવનના સંસ્કારોને ત્યાં ભાગ્યે જ ઉત્તેજન મળે છે ! વિદ્યાર્થીની ધાર્મિક લાગણીઓ ત્યાં દબાઈ જાય છે ! વિદ્યાર્થીઓના અંતઃકરણના ભાવો, સ્વાભાવિક ઉર્મિઓ, અવલોકનશક્તિ, મહત્ત્વાકાંક્ષાઓ, ત્યાં પોષાતાં નથી. વિદ્યાર્થીગૃહોના પાલકો અને ચાલકો આ બાબતો ઉપર પુરતું લક્ષ આપતા નથી. શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે ગાઢ પરિચય હોતો નથી. આથી કરીને પરિણામ એ આવે છે કે વિદ્યાર્થીગૃહો, જેનું મુખ્ય લક્ષ્ય ચારિત્ર્યને ઘડવું એજ છે, તેમાં વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડાતું નથી; વિદ્યાર્થીગૃહો સારા પુખ્ત વિચારના, દૃઢ ચારિત્ર્યવાળા, વિચારકો ઉત્પન્ન કરી શકતાં નથી. તેમાં રહેલા વિદ્યાર્થીઓ, યથેચ્છ વર્તનવાળા, દૃઢ સિદ્ધાંત વગરના, કંઈ પણ લક્ષ્યબિંદુ વગર જીવન ગાળનારા નજરે આવે છે ! તેમાંના કોઈ વિરલા જ જગતમાં નામના કરે છે; પણ તેવા તો વિરલા જ અને ગણ્યાગાંઠયા જ હોય છે.

બોર્ડિંગ હાઉસમાં દરેક ઓરડીમાં બબ્બે વિદ્યાર્થીઓ રહેતા હતા. પણ નવરાશના વખતમાં ગપ્પાં મારવાને એકાદ ઓરડીમાં સૌ ભેગા થતા. દરેક ઓરડીમાં પીવાના પાણીની એક ગોળી મુકવામાં

આવતી. ધનશંકરની ઓરડીમાં આજે સૌ ભેગા થયા હતા. ધનશંકર પોતે બ્રાહ્મણ હતો તેથી પાણીની ગોળીએ કોઇ અડકે નહીં તેની ખાસ તપાસ રાખતો. વખતે કોઇને પાણી જોઇએ તો બીજા પવાલામાં આપતો. આ તેનો નિયમ ઘણા દિવસ ટક્યો નહીં. આજે એક પારસી વિદ્યાર્થી એકદમ તેની ગોળી આગળ ગયો, પાણી પીધું, અને તે જ પવાલું ગોળી ઉપર ઉંધું પાડ્યું! માટલું અભડાયું, બીજું બદલાવવું શી રીતે ? બીજું આવતા સુધી તરસે મરવું પડે !

ધનશંકર જરા જુના વિચારનો વિદ્યાર્થી હતો, પણ ભણવામાં તે એક્કો હતો. ઈંગ્રેજી તો એના જ બાપનું ! પરીક્ષામાં તે ફર્સ્ટ ક્લાસમાં જ આવતો ! પણ સારા વિદ્યાર્થીઓની કદર સામાન્ય વિદ્યાર્થીઓમાં ભાગ્યે જ થાય છે ! તેઓ તેને હલકો પાડતા, ભણ્યા પણ ગણ્યા નહીં, એમ કહેતા, તેની લાગણીઓને દુઃખવતા અને તેને પજવતા. ધનશંકરના ઘરમાં **आचारःप्रथमो धर्मः** એ સિદ્ધાંત અક્ષરશઃ પળાતો. તેનાં માબાપ જુના વિચારનાં હતાં, અને ધનશંકર જરા શાંત સ્વભાવનો હોવાથી માબાપ કહે તેમ ઝટ લઇને કરવા મંડી જતો. ઘરમાં સૌ બે વખત ન્હાય, ટીલાંટપકાં કરે, અંગોળ પાળે, ન્હાયા પછી જરાક સુતરને તાંતણે પણ અડકાય તો ફરીથી ન્હાય ! “ આપણે બ્રાહ્મણ છીએ, મનુષ્ય દેહ અને તેમાં એ વળી ઉત્તમ બ્રાહ્મણનો અવતાર ફરી ફરીને આવવાનો નથી. આપણાથી કોઇનું ખવાય નહીં, પીવાય નહીં, છાંટો પણ લેવાય નહીં ! આપણે ઉંચા ! બ્રાહ્મણનો ધર્મ તે કેમ છોડાય ! ” આવા વિચારો તેના કુટુંબમાં પ્રવર્તી રહ્યા હતા. આવા વાતાવરણમાં ઉછરેલો ધનશંકર નાનપણમાં તો ધર્મચુસ્ત રહ્યો ! રોજ ન્હાય, ટીલાંટપકાં કરે, મંદિરે જાય, અગીઆરસના અપવાસ કરે; કોઇનો જરાક છાંટો ઉડે કે ઘેર આવીને ન્હાય; ધનશંકરને નાનપણમાં ગામઠી નિશાળમાં મુકવામાં આવ્યો હતો. ત્યાં એનું ભણવાનું પુરૂં થયું કે પછી તેને ઈંગ્રેજીમાં મુકવામાં આવ્યો. હાલમાં તે મુંબઈમાં એક કૉલેજમાં ભણતો હતો અને બોર્ડિંગમાં રહેતો હતો.

થોડાક દિવસ તો તેનું ન્હાવા ધોવાનું ચાલ્યું ! રોજ બે વખત ન્હાય, કોઈને અડકે નહીં, વેગળો ઉભો રહે, આઘો બેસીને જમે, જ્ઞાતિધર્મ બરાબર પાળે ! બીજા વિદ્યાર્થીઓ ફાવે ત્યારે ન્હાય,

ન્હાય અને ગમે ત્યાં ફરે, અધે અડકે, અને પાછા વગર ન્હાયે આવીને જમવા બેસે! ધનશંકરે એકલો પડવા લાગ્યો. તેના આચાર વિચારને કોઈ મળતું થયું નહીં. ઉલટા સૌ ચેષ્ટા કરે! અતડા રહે! જમતી વખતે ન્હાવાને એ એકલો જ હોય! નોકર એને એકલાને માટે ઉનું પાણી મુકવાને ફરીયાદ કરે! સ્વચ્છંદી રસોઈઓ ગમે તેને અડકે અને એને પીરસે તે એને પાલવે નહીં. બહુ કચકચ કરે તો રસોઈઓ ખીજવાય! અધુરામાં પુરૂં જમતી વખતે પાસે બેઠેલા વિદ્યાર્થીએ વધારેતું શાક એક વખત એની થાળીમાં નાંખ્યું! વિદ્યાર્થી પર જ્ઞાતિનો હતો. આજથી જ ગણેશ બેઠા! ધનશંકરે વિચાર કર્યો, "કાલે જનોઈ બદલી નાંખીશ," અને મન વાળ્યું.

હિંદના વિદ્યાર્થીઓમાં અને શિક્ષિત વર્ગમાં ધાર્મિક આચાર વિચારનો અભાવ જોવામાં આવે છે તેનાં કારણ અનેક છે. શાળાઓમાં ધાર્મિક શિક્ષણ અપાતું નથી. ભણેલાઓ શાસ્ત્રોના અભ્યાસ કરતા નથી. વેદાદિ પુસ્તકોથી તેઓ અજ્ઞાત રહે છે, અને પછી તેમને કપોલકલ્પિત માને છે. ઘરમાં માબાપ સાકાર કે નિરાકાર ઈશ્વર સંબંધી જ્ઞાન ધરાવતાં નથી. ઈશ્વરને કેમ ઓળખવો તે જ્ઞાન મેળવવાની માથાકુટમાં તેઓ પડતાં નથી. ઘાંચીનો બળદીઓ જેમ આંખો મીંચીને ઘાણીમાં ફર્યા જ કરે છે, તેમ દર્શને જવાની, અગીઆરસ કરવાની, કે ટીલાંટપકાં કરવાની, કે એ માળા ફેરવવાની જે રૂઢી ચાલતી હોય તેમાં સૌ ચાલ્યા જ કરે છે. એ રૂઢિનો પણ હવે તો નાશ થતો જોવામાં આવે છે; આથી કરીને હિંદુ કુટુંબોમાં ધર્મનું ઉંડું રહસ્ય સમજનારા વિરલા જ નીકળે છે. હિંદુ બાળકોને ધર્મનું જ્ઞાન ઘરમાં મળતું નથી. એથી કરીને તેમનામાં ધર્મનો અભાવ જોવામાં આવે છે અને **आचारः प्रथमो धर्मः** એ સિદ્ધાંતને તો તિલાંજલિ જ આપવામાં આવે છે. કેટલાકમાં ધર્મિષ્ઠપણાના કંઈક સંસ્કાર જોવામાં આવે છે, પણ તે માત્ર પરાપૂર્વથી ચાલતી આવતી હિંદુ સંસારની જુની પુરાણી, ઘસાઈ જતાં જતાં પણ થોડીક ઘણી રહેલી ધાર્મિકતાને લીધે જ છે!

ધનશંકરના ઘરમાં દેવદર્શને જવાની રૂઢિ હતી. સૌ અગીઆરસ, જન્માષ્ટમી, શિવરાત્રિ વગેરે અપવાસ કરતાં. ઘરના દેવની થાળ થયા વગર છોકરાંને ખાવાનું મળતું નહીં. ધનશંકરને સવાર સાંઝ

દર્શન કરવાને જવું પડતું, નહીં તો તેને ભોજન મળે નહીં. ન્હાઇને તે સ્તોત્ર બોલતો. હજી કૉલેજમાં વિદ્યાર્થી આમ નાનપણમાં રૂઢિનો દાસ વગર સમજ્યે બનતો. કૉલેજની બોર્ડિંગમાં રહેવાનો વખત આવ્યો. સવારસાંઝ મહાદેવનાં દર્શન કરવા જવાનું કોરાણે મુકાયું. ચાર દોસ્તદારોની સાથે બેશીને ગપ્પાં હાંકતા હોય, ચ્હા પીતા હોય, આજે તો કોઈ જતા નથી, કાલથી બરાબર–'રેગ્યુલર'–જઈશું. એક દહાડો પડશે તેમાં શું ખાટું મોળું થઈ જવાનું છે! એવા વિચારથી એક દિવસ દેવદર્શન બંધ રહ્યું. બીજે દિવસે મંડળીમાંથી ઉઠીને જવા માંડ્યું; કોઈ બોલી ઉઠ્યું; "આ ભગતડું વળી ક્યાંથી આવ્યું છે? હજી એના વિચાર જુના ને જુના જ રહ્યા; શરીર ધોયા કરો, પોતીયાં પલાળ્યા કરો, પથ્થરને પુજ્યા કરો–'હમ્બગ'–'નૉન્સન્સ' —હજી એનું એ જ રહ્યું; આ તો ભાઈ 'વીસમી સદી' છે, ન હોય પેલા જંગલમાં વસનારા તમારા ઋષિ મુનિઓનો વખત!" ધનશંકરનું મન પાછું હઠ્યું; સૌને જવાબ દે,–રોકડો પરખાવે એવી તેનામાં હિંમત હતી નહીં. તે ઠંડોગાર થઈ ગયો; સાક્ષાત્ મહાદેવજી આવીને એને ખેંચે તોપણ એક ડગલું ભરવાની હામ તેનામાં રહી નહીં. તે શરમાયો; તેનું મોં ફીક્કું પડી ગયું. બપોરે જમવાનો ઘંટ વાગ્યો. સૌ સૌને પાટલે જઈને બેશી ગયા. ધનશંકર ન્હાઇને છાનોમાનો ચંડીપાઠનાં એક બે કવચ ઉતાવળો ઉતાવળો, પોતાની ઓરડીમાં ભણી જવા લાગ્યો. રખેને કોઇ સાંભળશે, મશ્કરી કરશે, એમ ધાસ્તી ધરવા લાગ્યો. રસોડામાં "પેલા ભગતડાને આજે તો નેવે મુકો; ભાઈ ભણ્યા પણ હજી જમવામાં 'રેગ્યુલર' થતાં શિખ્યા નહીં, કેવો 'બુબી' છે;" એવા પોકાર થઈ રહ્યા. સૌએ જમવા માંડ્યું. ધનશંકર ઉતાવળો ઉતાવળો આવ્યો અને એક પાટલે બેશી ગયો. સૌ એના સ્હામું જોઈ રહ્યા. જાણે કે કાંઇ ગુન્હો કર્યો હોય તેમ નીચું જોઇને તે જમવા મંડી ગયો.

ધનશંકર અગીઆરસનો ઉપવાસ કરવાને "આજે તો ખાવું નથી, જરા પેટમાં દુઃખે છે" એમ બ્હાનું કહાડતો. આવા નિર્બળ મનના, ધર્મના સિદ્ધાંતોથી ઘડાયલા ચારિત્ર્યબળ વગરના ધનશંકરો હિંદુ સંસારમાં કેટલાએ દષ્ટિએ પડતા હશે! પાશ્ચાત્ય કેળવણી અને તેના સિદ્ધાંતો ઉપર રચાયલું બોર્ડિંગનું જીવન ધાર્મિક સંસ્કારોને નષ્ટ કરે છે. વિદ્યાર્થીઓ નાટક ચેટક જોતાં, અને તેનાં

ગાયનો ગાતાં, કે ટોળ તમાશા કરતાં; કે નાટક ભજવતાં શરમાતા નથી; શૃંગાર અને પ્રેમરસનાં ગીત ગાતાં શરમાતા નથી. તેમાં એમને "હમ્બગ" લાગતું નથી; તેમના વખતનો ખોટો વ્યય થતો નથી; પણ ઇશ્વિરસ્તવનમાં "ટાઇમ નથી," "હમ્બગ છે" એવી એવી દલીલો તેઓ આણીને આગળ ધરે છે, અને ઘસાતાં ઘસાતાં પણ કંઇક અંશે હૃદયમાં ચોંટી રહેલી હિંદુઓની પ્રાચીન ભાવનાઓને ધારણ કરી રહેલા કેટલાક વિદ્યાર્થીઓના ધાર્મિક સંસ્કારોને પરાણે પરાણે ભુશી નાંખવાનો પ્રયત્ન તેઓ આદરે છે.

કૉલેજના વિદ્યાર્થીઓએ જ્યારે એનો બહુ જીવ ખાવા માંડયો ત્યારે ધનશંકરે ચંડીપાઠ કરવાનો છોડી દીધો. તેને બદલે રાતે સુતી વખતે મોંહે માથે ગોદડું ઓઢીને માળા ફેરવવાની રાખી, કે કોઈ જાણે નહીં. ઘરમાં નાનપણથી જ પડેલા સંસ્કારોને લીધે જ તેનામાં આટલી શ્રદ્ધા ટકી રહી હતી. પણ ભર ઉનાળાના દિવસમાં શું કરવું! ગોદડું ઓઢાય નહીં; બફારો થાય; ખોટું દેખાય; ધોતીયું ઓઢે તો તેનો હાથ ફરતો માલમ પડે. ઉનાળામાં માળા વેગળી ખસેડાઇ! "મહાદેવનાં દર્શન સાંઝે કરી આવીશ એટલે થયું," એમ કરીને ધનશંકરે મન વાળ્યું.

આપણા બ્રાહ્મણોની નિરક્ષરતા, અસ્વચ્છતા અને લોભ, આ ત્રણે પણ આધુનિક સમયના શિક્ષિત વર્ગની અશ્રદ્ધા વધારવામાં ઘણાં સહાયભૂત થઇ રહેલાં છે. એ વર્ગની અશ્રદ્ધાનો માર્ગ તેમણે ઘણો જ મોકળો કરી આપ્યો છે. બ્રાહ્મણો શાસ્ત્રાભ્યાસ ભુલ્યા છે. માત્ર ભોજનને માટેજ તેમનું જીવન હોય તેવી તેમના જીવનની પ્રવૃત્તિઓ થઇ રહેલી છે. ભોજનથી જ તેમને તૃપ્તિ છે. યાચના કરવી એજ તેમનો ધર્મ છે એમ તેઓ માની બેઠા છે. સ્વાશ્રય, વિદ્યા, તપ, વેગળાં ખસેડાયાં છે. આધુનિક સમયમાં પ્રવર્તી રહેલી અધાર્મિકતાનાં કારણોમાં બ્રાહ્મણોની નિરક્ષરતા એ એક સબળ કારણ છે.

ધનશંકર દેવમંદિરે જતો હતો; પણ દેવાલયોમાં બ્રાહ્મણોની નિરક્ષરતા, મલિનતા, લોભીયાપણું, તેની દૃષ્ટિએ પડયાં. બ્રાહ્મણો પાઇ પૈસા માટે તેનો માર્ગ રોકતા, યાચના કરતા, ધર્મનો ખોટો ડોળ ઘાલતા, ગંદા, મેલા, તેની નજરે પડતા. પાશ્ચાત્ય વિદ્યાથી

અલંકૃત થયેલું તેનું મન, શિવાલયમાં પાણી, ચોખા, કોહી ગયેલાં બીલીનાં પાંદડાંથી થયેલી અસ્વચ્છતા, ઘણા માણસોની ભીડ વગેરે જોઇને આવાં સ્થાનોમાં ઇશ્વરનો વાસ કેમ હોઇ શકે એમ શંકા કરવા લાગ્યું. અંધશ્રદ્ધાળુઓ મહાદેવની જળાધારીમાંથી વહીને આવતું, બહાર એક છોયેલી કુંડીમાં બીલીનાં કોહેલાં પાંદડાં ભેગું પડતું નમણ હાથમાં લઇને જીભ ઉપર મુકતા; તે જોઇને "ખરેખર, આ તો કોલેરાનો જ ઉપાય!" એમ તેનું હૃદય કહેવા લાગ્યું. અંદરની બાજુએ ઘીનો દીવો બળતો. તેની આસપાસ ઘીના છાંટા પડેલા, પછવાડે ઘી આણેલાં પાંદડાંનો ઢગલો થયા જ કરતો હતો; તે સર્વ જોતાં તેની શ્રદ્ધા શિથિલ થવા લાગી. દેવાલયની બહાર હનુમાનની દેવડી હતી. ત્યાં કોઇ કોઇ મનુષ્ય દેહેરામાં જતા પહેલાં દર્શન કરતું અને પછી દેહેરામાં જતું. ત્યાં એક બાઇ બેઠી હતી. તેની પાસે લોટામાં થોડુંક તેલ હતું. કોઇ કોઈ માણસ હનુમાનનાં દર્શન કરવાને આવતાં અને પાઇ, પૈસો નાંખીને હનુમાનને તેલ ચ્હડાવવાનું કહેતાં. પેલી બાઇ તેના દેખતાં બે ત્રણ પળી તેલ ચ્હડાવતી અને તે માણુસ જ્યાં પાછો ફર્યો કે આડું અવળું તે જોતી જાય અને ચ્હડાવેલું તેલ એક નાના ખાડામાં પડતું તેમાંથી પાછું પેલા લોટામાં નાંખતી જાય, અને વળી બીજું કોઇ આવે અને ચ્હડાવવાને પાઇ પૈસો નાંખે એટલે લોટામાંથી તેનું તે જ ચ્હડાવે, અને પાછું છાનેમાને લઇ લે. ધનશંકરે આ દંભ જોયો અને તેની સત્યવૃત્તિને તે પાલવ્યું નહીં.

સાંજે સૌ વિદ્યાર્થીઓ ફરવાને જાય! રસ્તામાં હોટલો આવે, તેમાં ટોળું ને ટોળું ચ્હા પીવાને પેસે! ધનશંકરને દોરી છોડવી પડે, બુટ કહાડવાં પડે! બ્રાહ્મણ એટલે એમ ને એમ ચ્હા પીવાય નહીં. એક દિવસ બુટ કહાડયાં; બીજે દિવસે જરા આનાકાની કરી પણ કહાડયાં. ત્રીજે દિવસે તો કંટાળો ખાઈ ને બોલી ઉઠયો, "નૉન્સન્સ! આ કેમ વેઠાય! બ્રાહ્મણ થયા એટલે કંઈ જવાય નહીં, અવાય નહીં, ચાર ફ્રેન્ડઝ (દોસ્તો)માં બેસાય નહીં! કંઈ ખવાય નહીં! પીવાય નહીં! જ્યાં જઈએ ત્યાં બંધન!" એમ કહીને બુટ કહાડવાનાં માંડી વળાયાં. તેની ઓરડીમાંની પાણીની ગોળી પરબનું માટલું થઈ રહી; જે આવે તે પાણી પીએ! ધનશંકરે આજથી ન્હાવાનું, ધોવાનું,

કોરણે મુકયું ! તે યથેચ્છપણે વર્તવા લાગ્યો ! હાઇસ્કુલમાં તો તે કંઇક હદમાં રહ્યો હતો, પણ કોલેજમાં તો તે પાર ગયો.

વળી આ બાબતમાં વિદ્યાર્થીઓની નબળી શારીરિક સ્થિતિ ઉમેરો કરતી હતી. આપણું શાસ્ત્ર કહે છે "શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્" શરીર સુદૃઢ હોય તો આચારવિચાર પણ શુદ્ધ જ રહે. આપણા વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ ઘણી નબળી જોવામાં આવે છે અને તે બગડવાનાં કારણ અનેક છે. બાળલગ્ન, કેળવણીનો અસહ્ય બોજો, કસરતનો અણગમો, આહારવિહારના નિયમોનું ઉલ્લંઘન, સંયમનો અભાવ, વગેરે વિદ્યાર્થીઓનાં શરીરની આડે આવે છે. હોટલોમાં વપરાતો હલકા પ્રકારનો ચ્હા, હલકું અનાજ, અસ્વચ્છ વાસણો, તેમનાં શરીરને બગાડે છે. મિતાહારની ખામી, બ્રહ્મચર્યના નિયમોનો અભાવ, નાટકોનો શોખ, યથેચ્છ વર્તન, એ તેમાં મોટો ઉમેરો કરે છે. કેળવણી સંસ્કારી નહીં હોવાથી, અને માત્ર દ્રવ્ય જ જીવનનું ધ્યેય હોવાથી તેમના મનમાં સર્વદા અશાંતિ ફેલાયલી રહે છે. બીડીની લહેજત તેમના શરીરને હણે છે. ઇંગ્રેજી નવલકથાઓ તેમની વૃત્તિઓમાં વિકાર ઉત્પન્ન કરે છે. હિંદુશાસ્ત્રોમાં વર્ણવેલા બ્રહ્મચર્યાશ્રમનું યથાર્થ પાલન કોઈ પણ સ્થળે જોવામાં આવતું નથી. વિદ્યાર્થીઓની વાતો ઘણી વાર ઉંચી, સંસ્કારવાળી હોતી નથી. તેમના ભાવો અને અભિલાષાઓને રસ્તો બતાવનાર નેતાની ખામી હોય છે. દૃઢ ચારિત્ર્યવાળા, ઉચ્ચ આશયોને ધરાવનાર, ઉંડો વિચાર કરનારા, વિશાળ હૃદયવાળા શિક્ષક કે પ્રોફેસરના સમાગમ કે દેખરેખની તેમને ઘણી જરૂર હોય છે. અધ્યાત્મિક બળ જેવું એકે બળ નથી. અધ્યાત્મિક ધ્યેય વગર એ બળ આવી શકતું નથી. આપણા વિદ્યાર્થીઓનું ધ્યેય ઇંદ્રિયસુખ છે. એ ધ્યેયથી પ્રજા નિર્માલ્ય અને નિઃસત્ત્વ બનતી જાય છે.

અમુકનું ખાવું, અમુકનું ન ખાવું, એ આર્ય જ્ઞાતિઓનો વિચાર મનન કરવા જેવો છે. ચંડાળ, જારકર્મ કરનાર, અને તેવા જ દુષિત પુરુષોનું અડકેલું અન્ન અપવિત્ર થાય છે એમ આર્યશાસ્ત્રોનું કથન છે. આપણી હૉટલોમાં કોની સાથે આપણે બેશીએ છીએ ? પ્યાલા, રકાબીઓ, ગમે તે રોગીષ્ટ પુરુષનાં પીધેલાં હોય, બરાબર ધોવાયાં ન હોય; રસ્તામાંથી જરાક રજ ઉડે તો ગજવામાંથી રૂમાલ કહાડી આપણે મોં, આંખો, કપાળ વગેરે લ્હો લ્હો કરીએ પણ પ્યાલા,

રકાબી સાથે અનેક ચેપો શરીરમાં જાય, તેનો વિચાર જરાક પણ ન કરીએ! આવાં આવાં કારણોથી આપણો વિદ્યાર્થીવર્ગ–રે! સમસ્ત પ્રજા સુધારાને નામે ક્ષીણ થતી જાય છે! અજાણ્યો, પારકો, કેવો હોય કેવો નહીં, તે અપવિત્ર હોય, અસ્વચ્છ હોય, તેના આચાર-વિચાર કેવા હોય; માટે જ પારકાનું, અજાણ્યાનું ખાવું નહીં, એવો સિદ્ધાંત આપણી જ્ઞાતિઓ હાથ ધરીને બેઠી છે. બાહ્યશુદ્ધિ અને આંતરશુદ્ધિ–સ્વચ્છતા અને પવિત્રતાને સાચવવાં એજ એમનું મુખ્ય લક્ષ્ય છે!

વિદ્યાર્થીઓનું જીવન, ચર્ચાઓ, અને ચેષ્ટાઓને હૃષીકેશચંદ્ર બારીકીથી નિહાળતો અને તેનું યુવાન અને સુશિક્ષિત હૃદય કેટલાક વિદ્યાર્થીઓના સારા આશયો અને વિવાદો સાંભળીને ઉછળતું અને તેમાં તેના પડઘા પડતા અને કેટલાકનું પ્રમાદી અને યથેચ્છ વર્તન જોઈને તેને ખેદ થતો. પોતાના પ્રોફેસરો પાસેથી સત્યાસત્યની તુલનાનું મળેલું જ્ઞાન, લોકસેવા, દેશસેવા, રાજસેવા, અને ઈશ્વરસેવા કરનારાઓની કીર્તિ જગતમાં અવિચલ રહે છે એમ ઇતિહાસના અભ્યાસથી મળેલું જ્ઞાન, અને તે પ્રમાણે કીર્તિ મેળવવાનો પોતાને પણ થયેલો લોભ, સત્યાચરણમાં જ–સત્યાગ્રહમાં જ–શ્રેય અને વિજય છે એવો મળેલો ઉપદેશ, અને ભવિષ્યની આશા, એવી એવી અનેક બાબતોનું એક સામટું મિશ્રણ તેના યુવાન હૃદયમાં થઈ રહ્યું હતું. આ મિશ્રણમાં આર્યોનું પ્રાચીન ગૌરવ અને ઋષિમુનિઓની મહત્તાના ભણકારા તેને વાગતા. આર્યોની પ્રાચીન ભાવનાઓથી સંસ્કારી થયેલું તેનું હૃદય અર્જુન કે ભીષ્મનાં પરાક્રમો સંભારીને ઉછાળા મારતું, અને ઉત્સાહી, આશાવંત, સત્યપ્રેમી અને કીર્તિનું લોભી તે બની રહેતું. ક્વચિત્ તે વિચાર કરતું “ બીજા ભલે પાંચસેં મહીને કમાય, મને ખાવા પહેરવા જેટલું મળશે એટલે બસ! બીજાઓ ભલે ઘોડા-ગાડીઓમાં બેશીને ફરે, હું પગે ચાલીને જઈશ! કામ કરવાને બીજાઓ ભલે નોકર ચાકર રાખે, હું કામ મારે હાથે કરીશ; પણ સ્વાર્થને ત્યાગી, લોકસેવા, દેશસેવા અને ઈશ્વરસેવા કરીશ; સાદું જીવન અને ઉચ્ચ વિચાર, એ મારા આર્ય ઋષિમુનિઓના જીવનનો મુખ્ય સિદ્ધાંત હતો; એવા જીવનથી જ એમનો ઉદય હતો; ભારતવર્ષ ફરીથી એવું જીવન ગાળતાં શિખે તો એનું શ્રેય થયા વગર રહે નહીં! પણ કાળ

બદલાયો છે; સારાને કે ખોટાને માટે સૌનાં જીવન બદલાયાં છે; પ્રજા મોજશોખમાં પડી ગયેલી છે; જ્ઞાન આપણા ઋષિમુનિઓનું લક્ષ્યબિંદુ હતું; આજે દ્રવ્ય–ભોગવિલાસ સૌનું લક્ષ્ય બની રહેલું છે; પણ હું તે ઋષિમુનિઓનો બાળક તેમના સિદ્ધાંતને જ અનુસરીશ!"

કૉલેજના વિદ્યાર્થી તરીકે હૃષીકેશચંદ્રનું જીવન ઘણું જ સાદું હતું. કપડાંલત્તાંની ટાપટીપ એને બીલકુલ ગમતી ન હતી. એવી ટાપટીપ કરવી એ સ્ત્રીઓનું કામ છે એમ તે કહેતો; મરદને શણગાર શો? તેની વિદ્યા, સદ્‌ગુણ, એ જ એનો શણગાર! સાદાઈમાં જ તે વધારે શોભે છે; સ્ત્રીઓને શણગાર હોય એમ તે દર્શાવતો. કૉલેજમાં જતા પહેલાં કપડાંલત્તાંથી સજ્જ થવામાં કેટલાક વિદ્યાર્થીઓ લગભગ અડધો કલાક ગાળતા; આવા વિદ્યાર્થીઓને હૃષીકેશચંદ્ર ધિક્કારતો અને તેમને મોંઢે ચઢીને "કેમ ભાઈ શણગાર સજી રહ્યા?" એમ મશ્કરી કરતો અને તેમની એ સ્ત્રીઓના જેવી ટેવને તેમના મોં ઉપર વખોડતો! કૉલેજનો અભ્યાસ તે નિયમિતપણે કરતો; વિદ્યા વિદ્યાને માટે જ ગ્રહણ કરવી, પરીક્ષાને માટે નહીં, એમ માનતો અને અનેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાને તે મથતો. પરીક્ષા વખતે બીજા વિદ્યાર્થીઓ જે સખત અભ્યાસ કરે છે, અને પરીક્ષાને માટે જે ઉજાગરા અને માનસિક પરિશ્રમ ઉઠાવે છે તે તેમની કેળવણીને જ બાધકર્તા છે, તે તેમના વિદ્યાર્થીજીવનને ઘણું જ નુકશાનકારક છે. પરીક્ષાના દિવસો પહેલાં માનસિક શક્તિઓને હદપાર પરિશ્રમ આપવો તેના કરતાં બીજી વધારે ભૂલ કઈ કહેવાય? આનું માઠું પરિણામ વિદ્યાર્થીઓનાં શરીર ઉપર જણાઈ આવે છે એટલું જ નહીં, પણ જે પરીક્ષાને માટે આવી સખત મજુરી કરવામાં આવે છે, તેમાં પણ ઉત્તીર્ણ થવાતું નથી, કારણ કે ટુંકા સમયમાં જે અસાધારણ બોજો મગજ ઉપર નાંખવામાં આવે છે તે એ ઉપાડી શકતું નથી, અને મગજને અનેક વિચારોના ખીચડાથી ગુમ કરી નાંખે છે, અને વખતે વિદ્યાર્થી પાસ થાય, પણ તે જ્ઞાન લાંબા વખત સુધી તેના મગજમાં ટકતું નથી એમ હૃષીકેશચંદ્રનું ધારવું હતું. આથી કરીને પરીક્ષાની તે બહુ દરકાર રાખતો નહીં, અને પરીક્ષાના સમયમાં જ્યારે બીજા સખત અભ્યાસમાં રોકાતા ત્યારે તે નિશ્ચિંતપણે આનંદ ભોગવતો જણાતો હતો.

કૉલેજના અભ્યાસ શિવાય તે અનેક વર્તમાનપત્રો, માસિકો, અને સારાં સારાં પુસ્તકો વાંચતો અને બહુશ્રુત થવાને પ્રયાસ કરતો. કૉલેજની ડીબેટિંગ સોસાયટીમાં રસભર્યો ભાગ તે લેતો, અનેક વિષયો ઉપર ચર્ચા કરતો અને વિવાદશક્તિ તથા વક્તૃત્વને વધારતો. જ્ઞાનને માટે તે જે અસાધારણ તૃષ્ણા દાખવતો અને તેને માટે જે પરિશ્રમ વેઠતો, તેવી જ્ઞાનતૃષ્ણા અને પરિશ્રમ કૉલેજના વિદ્યાર્થીઓ-માં હાલ ભાગ્યે જ માલમ પડી આવતાં હશે. કૉલેજનો અભ્યાસ તેની જ્ઞાનપિપાસાને સંતોષવાને પૂર્ણ નહોતો! વિદ્યાર્થીના મનમાં જ્ઞાનને માટે રસ ઉત્પન્ન કરે એવો તે નથી એવો તેને ભાસ થતો! તે નિરસ છે, અને તેથી જ વિદ્યાર્થીઓ પરીક્ષામાં માત્ર ગોખી જ મારે છે એમ તે ધારતો. તેમાં ધાર્મિક શિક્ષણની મોટી ખોટ તે જોતો! માતા પિતાએ અર્પેલી ધાર્મિક વૃત્તિ તેના હૃદયમાં ખડી થતી અને કૉલેજમાં સર્વત્ર પ્રસરેલી અધાર્મિકતા તેને અપ્રિય થઈ પડતી. ધર્મ વગરનું શિક્ષણ નકામું; ચારિત્ર્ય ઘડવામાં ધર્મ મુખ્ય સાધન છે; ધર્મ વગર ચારિત્ર્ય નથી; વખતે કોઈ વ્યક્તિમાં હોય તો તે લાંબો વખત ટકતું નથી; અને અધાર્મિકતામાં ઉછરેલી પ્રજા વ્હેલી મોડી પણ પોતે જાતે જ પોતાનો નાશ કરે છે એવા વિચાર હૃષીકેશચંદ્રના મનમાં ખડા થઈ જતા અને ધર્મને છોડી મોજશોખમાં પડી ગયેલી રોમન પ્રજા અને ધર્મના સત્ય સ્વરૂપને નહીં સમજનારી ફ્રેન્ચ પ્રજાના થયેલા હાલ બેહાલ તેની માનસિક સૃષ્ટિમાં અને ઐતિહાસિક દૃષ્ટિમાં તરી આવતા!

જે શિક્ષણથી આર્યોની પ્રાચીન ભાવનાઓનો હ્રાસ થતો જાય છે, જેનાથી હિંદુઓની જુની દંતકથાઓ, પ્રાચીન આદર્શો અને સદ્ગુણો વિસરાય છે, જે માત્ર બુદ્ધિને જ ખિલવે છે, અને હૃદયને સ્પર્શ કરતું નથી, જેનાથી ધાર્મિક વૃત્તિ સતેજ થતી નથી, અને જેમ નીતિબોધ ધુમાડામાં બાચકા ભરવા જેવો છે, તે શિક્ષણથી હિંદુ પ્રજાને લાભ બહુ થોડોજ છે, એમ હૃષીકેશચંદ્ર માનતો, અને આ ખામીઓને લીધે જ્ઞાનના અન્ય માર્ગોને તે શોધતો. જાહેર સભાઓમાં ભાષણો તે સાંભળતો; અને વિદ્વાનો, પંડિતો, શાસ્ત્રીઓ અને સાધુ, સંન્યાસીઓ પાસે જઈ તેમનો સમાગમ કરતો અને આધુનિક શિક્ષણ-માં પ્રાચીન ભાવનાઓની ખોટ પુરી પાડતો!

કૉલેજના અભ્યાસમાંથી સમય કહાડીને તે સ્નાન, સંધ્યાદિ કરતો. "સમય નથી" એમ કહેનારને તે વખોડતો અને પોતાના ધાર્મિક વિચારો પ્રમાણે આચરણ રાખતો. કેટલાક નાસ્તિક અને સુધરેલા વિચારના વિદ્યાર્થીઓ તેને હસતા; પણ હૃષીકેશચંદ્ર નિર્બળ મનનો ન હતો. તે તેમને પોતાની વિદ્યા, ચારિત્ર્યનો પ્રભાવ, કંઈક તર્ક અને અડગ નિશ્ચયથી સર્વેને મ્હાત કરતો; તેનો દૃઢ સંકલ્પ સૌની જીભ બંધ કરી દેતો; તેમના એવા વિચારો તરફ એ બેપરવાઈ દર્શાવતો, પોતાના આચારવિચારમાં ચુસ્ત રહેતો અને વિરોધીઓની સામે થતો; શાસ્ત્રના ઉંડા સંસ્કારોથી તેનું હૃદય સર્જ્યું થયેલું હતું; તેના ચારિત્ર્યનું અને સ્વતંત્ર વિચારનું બળ જોઈને સઘળા વિદ્યાર્થીઓના મનમાં તેના વિષે કંઈક જુદી જ છાપ પડતી અને તેના આચાર વિચારમાં આડે આવવાની કોઈ ઝાઝી હિંમત કરતું નહીં. ખાવામાં, પીવામાં, ફરવા હરવામાં, કપડાંલતાં પહેરવામાં, રહેણીમાં, કરણીમાં, શાસ્ત્રવિહિત સંયમ તેનામાં જણાઈ આવતો અને તે સંયમથી હૃષીકેશચંદ્ર સર્વે વિદ્યાર્થીઓમાં ભાત પાડતો હતો. તે સૌની સાથે ભળતો, પણ તેનું ચિત્ત કંઈક જુદી જ માનસિક સૃષ્ટિમાં વિચરતું. એ સૃષ્ટિમાં પ્રાચીન અને અર્વાચીન વિચારોનું સંમેલન થતું, હિંદુ ભાવનાઓનું અર્વાચીન સમયને અનુકૂળ સ્વરૂપ ઘડાતું, અને તેમના જુના પાયા ઉપર બાંધવાની ભાવી પ્રજાજીવનની ઈમારતની રૂપરેખા અંકાતી. એ સૃષ્ટિની ઝાંખી કોઈક સંસ્કારી વિદ્યાર્થીઓને થતી અને તેમાં તેની સ્વદેશપ્રીતિ તરવરતી જણાતી. અન્ય વિદ્યાર્થીઓને તો તે વિચિત્ર જ ભાસતો અને એ વિચિત્રતામાં હૃષીકેશચંદ્ર અનેક વેશ ભજવતો સૌને જણાતો હતો.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## કૉલેજના દિવસો ( ચાલુ ).

હિંદુસ્તાનના વિદ્યાર્થીઓમાં ઘણાખરા પરણેલા જ હોય છે. તેઓમાં કુંવારા તો થોડા જ હોય છે. વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય પાળવાનો પ્રાચીન રિવાજ હાલ જોવામાં આવતો નથી. વિદ્યાર્થીઓ ભણે છે, પણ મેટ્રીક સુધી તો પહોંચ્યા ન હોય એટલામાં તો લગ્નની જુસરી પોતાની કોટ ઉપર વળગાડી લે છે. એક બાજુએ વિદ્યોપાર્જનની સખત મહેનત તેમને કરવી પડે છે અને બીજી બાજુએ, સાસુવહુના વઢવાડ, માનાં મેહેણાં, વહુની ફરિયાદો, સાંભળવી પડે છે. આથી કરીને હિંદુ વિદ્યાર્થીનું ચિત્ત વિદ્યામાં પુરેપુરૂં લાગેલું રહેતું નથી. તેનું શરીર ઘોવાય છે, ક્ષીણ થાય છે, વારંવાર તે માંદો પડે છે, તેનાં ડાચાં બેશી જાય છે, અને સુક-લકડી જેવો, સંસારની અનેક ઉપાધિઓથી ખિન્ન થયેલો, કંઈ પણ અમુક ધ્યેય વગર વિદ્યાભ્યાસ કરતો તે દેખાય છે. વિદ્યાભ્યાસ પછી પણ આની આ જ સ્થિતિ કાયમ રહે છે, અને જેમ તેમ કરી "મારૂં પેટીયું" કહાડી લઉં એ જ વિચાર તેના મનમાં રમી રહે છે. તેની સ્વતંત્રતા નષ્ટ થયેલી હોય છે.

બ્રહ્મચર્ય વગર જુવાન વિદ્યાર્થીઓ સત્ત્વહીન, ઢીલા, અને ચિંતાગ્રસ્ત દેખાય છે. બ્રહ્મચર્યનો પ્રભાવ એટલો બધો છે કે તે મનુષ્યને ઉત્સાહી, સત્ત્વશીલ, અને હિંમતવાન બનાવે છે. તે મનુષ્યનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરે છે. પોતાનામાં વિશ્વાસ અને ઈશ્વરમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાનો તેનામાં મહાન્ ગુણ છે. બ્રહ્મચર્યથી " હું દરેક કામ કરવાને શક્તિવાન છું " એવી શ્રદ્ધા મનુષ્યમાં ઉત્પન્ન થાય છે; છતાં તે ઉદ્ધત બનતો નથી. બ્રહ્મચર્ય વગરના ઢીલા, ચિંતાગ્રસ્ત અને વિચારહીન બને છે. બ્રહ્મચર્ય વગર આત્મશ્રદ્ધા, ઈશ્વરશ્રદ્ધા અને ઉચ્ચ વિચાર નથી. બ્રહ્મચર્યના પ્રતાપથી અનેક સંકટ સહન કરવાનું ધૈર્ય આવશે ! સંસારના ઘા ખમવાને દૃઢતા પ્રાપ્ત થશે! બ્રહ્મચર્યના પ્રભાવથી મનુષ્ય પોતાનું ધાર્યું કરવા શક્તિવાન થશે;

ઉચ્ચગ્રાહવાળો બની ઉચ્ચગ્રાહને પરિપૂર્ણ કરવાને તે આગળ ધસ્યો જ જશે. બ્રહ્મચર્ય વગર ઉમદા વિચાર નથી, ઉમદા જીવન નથી, કોઇ પણ પુરુષાર્થ કરવાનો જુસ્સો આવતો નથી.

વિદ્યાર્થીઓનો મોટો ભાગ પરણેલાઓનો હતો. એટલે એમની નજર સ્વાભાવિક રીતે ઘર તરફ જ રહેતી. બે દિવસની રજા પડી કે ઘેર નાઠા તો પછી લાંબી રજા પડે તો તો પુછવું જ શું !

ઉનાળાની રજા પડવાનો અને કૉલેજ બંધ થવાનો સમય પાસે આવ્યો. કેટલાક માવડીયા, ઘણાક વહુઘેલા, ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. બે ચાર દિવસ પછી રજા પડી, કૉલેજ બંધ થઇ અને સઘળા વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર જવાને નીકળ્યા. સ્ટેશન ઉપર ગયા. ટીકીટો લીધી અને ગાડીમાં બેઠા. ગાડી ઉપડી અને રસ્તામાં સ્ટેશનોએ ઉભી રહેતી રહેતી એક ન્હાના સ્ટેશને આવીને ઉભી રહી. ત્યાં એક માસ્તર ગાડીમાં આવીને બેઠા. ગામડી નિશાળના તે મહેતાજી હતા. મહેતાજીએ જાડું મેલું ધોતીયું પહેર્યું હતું. કોટને એક બે થીંગડાં મારેલાં હતાં. મોં ઉપર મહિનાની હજામત વધેલી દેખાતી હતી. જાણે કે શાહુડીએ પોતાનાં સીસોળીયાં ઉભાં કર્યાં હોય તેમ જણાતું હતું. હાથમાં છીંકણીની એક ડાબલી હતી, તેમાંથી વારે વારે તે ચપટી ભરતા અને સુંઘતા; અડધી છીંકણી એમના નાકમાં જતી, અને અડધી એમનાં કપડાં ઉપર પડતી અને આસપાસ ઉડતી. મહેતાજીને ઘડીઆળ રાખવાનો શોખ હતો પણ કોટને ગજવું નહીં હોવાથી તે ઓટીએ ખોશી રાખ્યું હતું. વારે ઘડીએ તે ઘડીઆળ કહાડતા, અને તેનો કોથળા શિવવાની સુતળીનો કરેલો અછોડો સૌની નજરે પડતો. ટીકીટ કલેકટર ટીકીટો તપાસવાને આવ્યો. માસ્તર પાસે જોઇએ તે કરતાં સામાન વધારે હતો. ટીકીટ લઇને ગફલત કરીને તે 'પ્લૅટફૉર્મ' ઉપર આવતા રહ્યા હતા. ટીકીટ કલેકટરે આ તમાશો જોયો હતો અને તેમને નજરમાં રાખ્યા હતા. તેમનો દેખાવ નજરમાં રહે તેવોજ હતો. તે ગાડી આગળ આવ્યો એટલે માસ્તર ગભરાયા. ટીકીટ કલેકટરને બારણા આગળથી વિદાય કરી દઉં એમ ધારી, ઉઠીને તે સામા ટીકીટ બતાવવાને ગયા. ટીકીટ કલેકટરે તેમનો સામાન જોખાવવાનું કહ્યું, અને તેમને ગાડીમાંથી ઉતાર્યા. પોતાને ગામ જનાર વિદ્યાર્થીઓમાં હરિલાલ, ધનશંકર,

નવરોજજી વગેરે હતા. માસ્તરનું આ તોફાન જોઈને નવરોજજી બોલી ઉઠ્યો, "આય જોવની, આય મેતાજી સું કરેચ ! ધનશંકર, તમોને પેલા આપણા ન્હાનપણના મેતાજી યાડ આવેચ કે? આપન તેવણને ઘેર જતા, તેવણ એક નાંનલી મેલી ઘેલી પોટડી પહેરીને રોજ સવારમાં ચુલો જ સલગાવતા હોય ! નાંનલી તે કેવી, અડધા નાગા બી દેખાય !"

**ધનશંકર** — બિચારાઓ શું કરે ! થોડા પગારમાં પુરું કરવાનું !

**નવરોજજી** — "આય, પણ એવણને બૈરી નહીં હોસે કે એવણને ચુલો બી સલગાવવો પરે ?"

આમ વાત ચાલતી હતી એટલામાં એક સ્ટેશન આવ્યું, અને ત્યાં નવરોજજી ઉતરી પડયો, અને બાકીના આગળ જવાને ગાડીમાં બેસી રહ્યા. હરિલાલ, ધનશંકરને મી. મોતીવાળા એકજ ગામના હતા. તેમનું ગામ આવ્યું એટલે સૌ ઉતરી પડયા. પોત પોતાને ઘેર ગયા. સૌ નવા જુના થયા. ધનશંકર જરાક માવડીઓ હતો. કશુંક થાય કે એને એનું ઘર, મા, બાપ સાંભરે ! પોતાને ઘેર આવે અને એની માની પાસે બેસે, મા એને માથે હાથ ફેરવે એટલે ધનશંકરને જાણે સ્વર્ગનું સુખ મળ્યું. આજે તે આવ્યો અને તેની મા પાસે જઈને બેઠો. મા દીકરાની વાતો ચાલવા માંડી. જુંની પુરાણી વાતો ઉકેલાઈ; ભાઈઓ ભાઈની વરવાઢો, સાસુ વહુની તકરારો, ન્યાતની પંચાતો, વગેરે વાતો મા દીકરાએ પેટ ભરીને કરી. દિકરીને પીયેર આવવા દેનાર જમાઈઓનાં ધનશંકરની મા વખાણ કરવા લાગી, અને વહુઓને પીયેર જવા દેનાર દિકરાઓને તે વખોડવા લાગી. માવડીઓ ધનશંકર તેમાં હાજી હા જ કરવા લાગ્યો.

રાતે વાળુ કર્યા પછી ધનશંકર મેડીએ સુવાને ગયો. આખા દિવસમાં એક ક્ષણવાર પણ તેણે પોતાની વહુની સામું જોયું ન હતું તેથી અકળાઈ રહેલી વિજયા તેને આવતો જોઇને બોલી ઉઠી, "હવે પેટ ભરાયું ? વાતો કરીને થાકયા ? ત્યારે નીચે જ સુઈ રહેવું હતું ને ! કોઈ દહાડો કાગળ નહીં કે પત્ર નહીં !"

કૉલેજમાં કોઈ પણ દિવસ ઠપકાને પાત્ર નહીં થયેલા ધનશંકરને આ મૃદુ ઠપકો સાંભળવો પડયો. બિચારો શું કરે ! હિંદના વિદ્યાર્થીઓ સુડી વચ્ચે સોપારીની અવસ્થા ભોગવે છે !

હરિલાલનું વર્તન આથી જુદું જ હતું! ધનશંકર જેટલો તે ભણવામાં હોંશીઆર ન હતો. ભણવા કરતાં ઘર તરફ તેનો જીવ વધારે હતો. સંસાર તરફ તેનું લક્ષ વિશેષ હતું. અઠવાડીઆમાં એકાદ કાગળ તો વહુને ખરો જ! વખતે બે ત્રણ પણ લખાય! કાગળમાં કવિતાઓ, ગંઝલો લખાય, અને હરિલાલ રસજ્ઞ છું એમ બતાવવાનો ડોળ કરે! બીજા વેદીયા ઢોર છે, દુનિયાનું તેમને ભાન નથી, એમ કહેતો ને મનમાં તે ગર્વ ધરતો. વહુઘેલાનું મન વહુ તરફ જ હતું. રજાની વાટ તે જોતો હતો. ગાડીમાં શી શી વાતો કરવી તે ગોઠવતો હતો. આગળથી તેણે પોતાની સ્ત્રી ઉપર કાગળ લખી દીધો હતો. ઘરમાં તે ગયો. પોતાની માને મળ્યો. માએ પુછ્યું, “ આવ્યો બા. કંઇ ઓચીંતો જ; કાગળ તો લખવો તો. ”

માનું કહેવું સાંભળ્યું ન સાંભળ્યું કરીને હરિલાલ ઘરમાં આમ તેમ જોવા લાગ્યો. ભોગ જોગે એની વહુ ધનલક્ષ્મી દાદરેથી પડી ગઈ હતી અને એને પીયેર જ રહેતી હતી. હરિલાલને આ વાત કોણ કહે! તે ઘણોએ ઉંચો નીચો થાય! કંઈક ખખડે કે ડોકીયું કરે! એટલામાં મેડી ઉપર કંઇક ખખડયું! હરિલાલે એમ ધાર્યું કે ધનલક્ષ્મી મેડી ઉપર કંઈ ઉંચું નીચું મુકતી હશે. તે મેડી ઉપર ગયો અને જુવે છે તો રાંડ બિલાડી મીંઆંઉં, મીંઆઉં કરતી સામી આવી. મેડીમાં જઇને તે ખુરશી ઉપર પડયો અને વિચાર કરવા લાગ્યો.

બે ત્રણ દિવસ પછી ધનલક્ષ્મી ઘેર આવી. હરિલાલની વાતોનો પાર હવે રહ્યો નહીં. રાતના એક બે વાગતા સુધી વાતો ચાલે. સવારમાં આઠ નવ વાગ્યે તે ઉઠે. નવેક વાગ્યે આંખો ચોળતો અને દાતણ ચાવતો તે દેખાય! તેની આંખોમાં ચીપડા હોય! મુખ ઉપર ઉજાગરાનાં ચિન્હ હોય: અભ્યાસને નામે તો મીંડુ જ! ચોપડીઓ ઉપર ધૂળના થર થવા લાગ્યા. ઉનાળાનો દિવસ એટલે બપોરે જમીને પણ સુવે! એ વખત ચ્હાના રગડા પેટમાં રેડે! બીડીનાં ખોખાં તો મેડીમાં આમ તેમ પડેલાં જ હોય! હોઠ ઉપર કાળાશ દેખાય! દાંત જાણે સડી ગયા હોય તેમ પીળા અને ગંદા જણાય! વારે ઘડીએ ખું, ખું, થાય! તોપણ બીડીનું ખોખું તો મોંમાં હોય જ!

આ પ્રમાણે દિવસ પસાર થતા હતા. દંપતી અનેક વાતો

કરતાં. નાટક, ચેટક જોવાય, અને તેની ઉપર ટીકાઓ થાય! હરિ-લાલ સાક્ષર હોવાનો ડોળ ઘાલે! પોતાને સુધારક મનાવે! જુનાને ધિક્કારવામાં જ શાબાશી માને; નવા નવા વિચારોને ધનલક્ષ્મીના મનમાં ઉતારવાનો પ્રયાસ કરે; ધનલક્ષ્મી જરાક જુના વિચારની હતી. તે ધાર્મિક, ભાવિક અને પવિત્ર હતી. તેનામાં હિંદુ સ્ત્રીઓની લજ્જા હતી. તે સવારે વહેલી ઉઠતી, ન્હાતી, અને દેવપુજા કરતી. હરિલાલની સાથે લગ્ન થયા પછી થોડાક દિવસ તો તેની દેવપુજા ચાલુ રહી; પણ હરિલાલને તે ગમે નહીં. "આ પથ્થરને શું પુજવા," એમ તે ઉપદેશ કરવા લાગ્યો. પતિનો ઉપદેશ અને ચોવીસે કલાકનો સહવાસ, ધનલક્ષ્મીના ધાર્મિક વિચારોને શિથિલ કરવા લાગ્યા. ઘેર આવ્યે બેએક વર્ષ તો થયાં નહીં હોય એટલામાં ધનલક્ષ્મીએ વહેલા ઉઠવાનું, ન્હાવાનું, ધોવાનું નેવે મુક્યું! જે એક વેળા ભાવિક અને સંસ્કારી હતી તે હરિલાલની સોબતથી નાસ્તિક, સંસ્કારરહિત અને આળસુ બની ગઈ. તેની સ્વાભાવિક લજ્જા નાશ પામી. આગળ ઉપર હરિલાલને જ એ નડ્યું!

હિંદુઓના પ્રાચીન આચાર વિચાર ઉપર આજકાલ સખત ટીકાઓ થતી જોવામાં આવે છે. ઇંગ્રેજી ભણેલાઓ ક્ષણે ક્ષણે તેમનો ત્યાગ કરવામાં શાબાશી માને છે અને તેમનાથી વિરુદ્ધ વર્તન કરતા નજરે આવે છે. પણ તેઓ સમજતા નથી કે તેમ કરવામાં તેઓ ઘણા અમૂલ્ય અને અમોઘ સદ્ગુણોનો પણ નાશ કરતા જાય છે. વહેલા ઉઠવું, ન્હાવું, ધોવું, સ્વચ્છ થવું, સવારમાં પ્રભુભક્તિ કરી ચિત્તને નિર્મળ અને પ્રસન્ન કરવું, સાદું જીવન ગાળવું, વગેરે અમૂલ્ય સદ્ગુણો એ આચાર વિચારની સાથે જોડાઈ રહેલા છે. એ આચાર વિચારનો ત્યાગ કરો એટલે એની સાથે જોડાયલા એ અમોઘ સદ્ગુણો પણ તમારામાંથી ચાલ્યા જ જશે! એ આચાર વિચારના અભાવને લીધે જ આજ આર્ય પ્રજા આળસુ, અસ્વચ્છ, મલીન, અને નાસ્તિક થઇ જતી જોવામાં આવે છે. જુવાનોમાં વહેલા ઉઠવાની ટેવ નહીં હોવાથી તેઓ સ્ફુર્તિ વગરના અને કામ કરવાને અણગમો દર્શાવનારા દીસે છે. આચારને બાજુએ મુકવાથી કેટલીક અસ્વચ્છ અને મલિન ટેવોને આધીન થઇ રહેલા તે દેખાય છે. આપણો આચાર કહે છે કે જાજરૂમાં જઇ આવ્યા પછી ન્હાવું. એ આચારસે

"હમ્બગ" કહેનારા એનાં એજ અસ્વચ્છ અને મલિન કપડાં પહેરીને ભોજન લેવાને પણ બેશી જાય છે! આ શું ગંદી ટેવ નથી? આચારને ખોઇને આપણે મલિનતાને વ્હોરતા જઇએ છીએ! સવારમાં પ્રભુભક્તિ વગર આપણે પ્રપંચી અને નાસ્તિક બનતા જઈએ છીએ. શાસ્ત્રાભ્યાસ વગર નિરંકુશ અને એશઆરામી જીવન ગાળીએ છીએ. જીવન વ્યવહાર સાદો નહીં રાખ્યાથી અને આપણી હાજતો વધારવાથી પરવશતાને પ્રાપ્ત કરતા જઇએ છીએ. સ્ત્રીઓ પાશ્ચાત્યોનું અનુકરણ કરીને અત્યંત સ્વતંત્રતા ભોગવવાને ઇચ્છે છે અને આર્ય લલનાનું ભૂષણ જે સ્વાભાવિક લજ્જા છે તેનો ત્યાગ કરે છે, અને એ ત્યાગથી અનેક અનિષ્ટ પરિણામો આવે છે.

ધનલક્ષ્મી પણ નવ વાગ્યે જ ઉઠવા લાગી. ઘરમાં કામકાજની ભુમો પડે. તેનાં સાસુ વહેલાં ઉઠે. જુના જમાનાનાં તે માણસ એટલે ચાર વાગે એટલે એમનાથી પથારીમાં પડી રહેવાય નહીં. મળસ્કામાં ઉઠીને તે સઘળું કામકાજ પરવારી લે. ઘરમાં વાળે ઝુંડે અને સઘળું સ્વચ્છ રાખે. હાથેજ સઘળું કરવાની તેમને ટેવ પડેલી હતી. કામ વગર નકામાં બેશી રહેવાનું તેમને પસંદ પડતું નહીં. નોકર કે ચાકર રાખીને કામ કરાવવું અને પોતે બેશી રહેવું, એ તેમને ગમતું નહીં. તેમની ઉમ્મર લગભગ સાઠેક વરસની થવા આવી હતી, પણ હજી પણ તે પ્રૌઢ અને તાડ જેવાં ટટાર જણાતાં હતાં. જુવાન સ્ત્રીની માફક ઘરના સઘળા કામકાજ ઉપર તે દેખરેખ રાખતાં. તેમની મરજી પ્રમાણે સૌને ચાલવું પડતું હતું. તેમની મરજી એજ ઘરમાં કાયદો હતો. તેમને લીધે ઘરમાં બધું ઘડીઆળની માફક નિયમિત રીતે ચાલતું હતું. ડોશી સ્વભાવે જરાક કડક હતાં પણ અંદરથી તે હેતાળ, માળુ અને મોટા મનનાં હતાં, તેથી જુવાનીયાઓની રીતભાત તરફ "જોયું ન જોયું" કે "હશે" કરતાં અને સઘળું જાતે કરી લેતાં. શિયાળો હોય કે ઉનાળો હોય પણ વહેલાં પરોઢીયામાં એ વૃદ્ધ સ્ત્રી ઉઠતાં, સ્નાન કરતાં અને પુજાને માટે સઘળી તૈયારી કરી દેવપુજા તથા માળા કરતાં. તેમને હરિલાલ શિવાય બીજા બે દીકરા હતા અને એક દિકરી હતી. તે દિકરાઓની વહુઓ પણ ઘેર આવતી જતી હતી. તે ઘરનાં તમામ માણુસોને—સ્ત્રીઓ અને પુરુષોને—પોત પોતાનું કામ વહેંચી આપતાં અને સૂર્યોદય થતા પહેલાં દરેક જણ

રસોડામાં, કોઠારમાં, કુવા ઉપર કે ચોકમાં, કે બહારની વસ્તુઓ લાવવામાં કામે લાગી ગયેલું માલુમ પડતું હતું. ડોશી પુજામાં એકાદ કલાક ગાળતાં અને પછી રસોઈ કરવાની તજવીજમાં પડતાં. છેવટે મધ્યાન્હ થતા ત્યારે તે સૌને જમાડીને જમતાં અને પછી થોડીવાર વિશ્રાંતિ લઈને 'રામાયણ'નો પાઠ કરતાં. લગભગ ત્રીજો પહોર થઈ ગયા પછી તે પાછાં ઘરકામમાં ગુંથાતાં અને કંઈ ભરડવા ભચડવાનું કામ કરતાં. આમ તેમનું જીવન કામ કરવામાં ગળાતું. કામને તે ચ્હાતાં અને તેથી તેમનું શરીર અને મન ઘણાં સુદૃઢ અને બળવાન રહેતાં. દરેક સાંસારિક અને ધાર્મિક બાબતને તે વ્યવસ્થિતપણે કરતાં.

પણ ડોશીની વ્યવસ્થા લાંબો વખત ટકી નહીં. હરિલાલ મોટો થયો અને કૉલેજમાં ઇંગ્રેજી ભણવા લાગ્યો એટલે તે ઘરના નિયમોનું ઉલ્લંઘન કરવા લાગ્યો. તેના બીજા બે ભાઇઓ હજી ન્હાના હતા એટલે તેઓ અને તેમની વહુઓ તો ડોશીના કહ્યા પ્રમાણે ચાલતાં, પણ હરિલાલ તેમાં અનેક શંકાઓ કરી તેની વિરુદ્ધ વર્તન ચલાવતો હતો. ડોશી મોટા મનનાં હતાં, અને હવે છોકરો મોટો થયો એટલે એને શું કહીએ એમ કરીને "હશે" કરતાં અને એને કે એની વહુને કશુંએ કહેતાં નહીં. વખતે કહે તો તે ગણકારે નહીં એટલે ડોશી પોતાના માનમાં જ રહેવાનું વધારે પસંદ કરતાં હતાં.

હરિલાલને લીધે ધનલક્ષ્મી પણ એટલી બધી આળસુ બની ગઈ કે તેની મેડીમાં પણ પથારી એમની એમ પડેલી રહે! પુંજો પણ કોણ વાળે! જાળાં, બાવાં, બાઝેલાં ચારેમેર દેખાય! ક્ષુલ્લક વાતો, હસાહસ અને ટીખળમાંજ દિવસ ગળાય! આમ હરિલાલ પોતે બગડતો હતો અને ધનલક્ષ્મીને બગાડતો હતો. એક દિવસ વાતો કરતે કરતે ધનલક્ષ્મી બોલી ઉઠી; "તમારા કાગળમાં લખ્યું હતું તે મી. મહેતા પરણ્યા કે નહીં? તમે તેમની જાનમાં ગયા હતા?

**હરિલાલ**—હા, એ પરણ્યા; હું એમની જાનમાં ગયો હતો.

**ધનલક્ષ્મી**—પણ મેં એમ સાંભળ્યું છે કે એમને ને એમની વહુને બનતું નથી.

**હરિલાલ**—મી. મહેતા તો એમની વહુનાં વખાણ કરે છે.

**ધનલક્ષ્મી**—એ બધુંએ જુઠું. એમના પડોશમાં જ રહેનારી

એક બાઈ અહીં આવી હતી તે બધુંએ કહેતી હતી. એ તો ચાવવાના જુદા અને દેખાડવાના જુદા.

હરિલાલ—અણબનાવનું કારણ શું?

ધનલક્ષ્મી—મહેતા જુના વિચારના અને એમનાં વહુને તો 'ફેશન' જોઈએ. ન્હાવાને સાબુ જોઈએ, પહેરવાને બુટ જોઈએ, હારમોનિયમ વગાડવાનું જોઈએ! બિચારા મહેતા તે લાવે ક્યાંથી? હજી એ તો ભણે છે.

ઘણાખરા હિંદુઓ ઇંગ્રેજોનું અનુકરણ કરવાનું વધારે પસંદ કરે છે. તેમનું અનુકરણ એજ સુધારો એવી તેમની માન્યતા છે. હરિલાલ પણ તેમાંનો એક હતો. ગામના કેટલાક આગેવાનોએ મળીને ઇંગ્રેજી ભણવાનો, ભરવાનો, શિવવાનો અને હારમોનિયમ વગાડતાં શિખવાનો એક ક્લાસ સ્ત્રીઓને માટે કહાડયો હતો. એ વર્ગમાં ધનલક્ષ્મી જાય તો એ સુધરે એમ ધારી હરિલાલ બોલી ઉઠયો; "તું ઘેર કુથલીમાં વખત ગાળું છું, ત્યારે આપણે ત્યાં ઉઘાડેલા ભરવા શિવવાના વર્ગમાં કેમ જતી નથી?"

ધનલક્ષ્મી જવાને તૈયારજ હતી. એનાં સાસુ એને ના કહેતાં હતાં. એક બે વખત એણે હરિલાલને એ વિષે કહેલું પણ હરિલાલે 'બાની મરજી નથી' એવો જવાબ આપેલો. ધનલક્ષ્મીએ ઉત્તરમાં "એમાં બાને શું પુછવું તું! તમારો એટલો પણ અધિકાર નહીં કે?" એમ કહેલું. એ મ્હેણું ધ્યાનમાં રાખી આજે હરિલાલે તેને પુછવા વારો આવવા જ ન દીધો અને ઉપર પ્રમાણે તે બોલી ઉઠયો હતો. ધનલક્ષ્મીને પતિની આજ્ઞા મળી એટલે એતો રોજ પેલા વર્ગમાં જવા લાગી. ધનલક્ષ્મી કામકાજની કાયર બની ગઈ હતી. તેમાં વળી રોજ એ પેલા વર્ગમાં જવા લાગી. નવરાશ તો ક્યાંથી હોય પણ ઘરનું કામકાજ જેમ તેમ કરી પરાણે પરાણે તે નવરાશ કહાડતી.

હરિલાલનું ધોતીયું કે પંચ્યું જરા ફાટયું હોય અને તેને ટાંકો દેવાનું હરિલાલ કહે તો જવાબમાં "મોકલો દરજીને ત્યાં" એમ કહે, અને પેલા વર્ગમાં ભરવાને, હારમોનિયમ વગાડવને અને ઇંગ્રેજી શિખવાને તે ચાલી જાય. મેડીમાં કચરાના થર બાઝે હરિલાલે એક વાર જરા ધમકાવીને કહ્યું ત્યારે ઉત્તર મળ્યો કે, "રાખો એક નોકર, મારે તો ભરવાના વર્ગમાં જવું છે."

ગામમાં કેટલાક નાના અમલદારો રહેતા હતા. તેઓની સ્ત્રીઓ પણ તે વર્ગમાં કોઇ કોઇ વખત આવતી, અને ધનલક્ષ્મી ખાસ કરીને તેમની જોડેજ બેસતી ઉઠતી. અમલદારોની વહુઓ સાથે એને ઘરોઓ છે એમ તે સૌને જણાવતી, તેમની ખુશામત કરતી, અને કોઇ કોઈ વખત તેમને ઘેર પણ જતી. ખાસ કરીને બિહારીલાલ નામના મામલતદારની વહુ ચંપાકુંવરની સાથે તે વધારે બેસતી ઉઠતી. બિહારીલાલ મુંબઇ યુનિવર્સીટિનો ગ્રેજ્યુએટ હતો. હિંદુઓના પ્રાચીન રિવાજોને તે ધિક્કારતો અને તેને બદલે ઈંગ્રેજી રિવાજોને ઘરમાં દાખલ કરતો. સુધારાનો તે હિમાયતી હતો. કપડે લત્તે ઠાઠબંધ તે રહેતો. ઘરમાં સઘળું વ્યવસ્થાસર રાખવાને આગ્રહ કરતો, અને ઇંગ્રેજોની રહેણીનું અનુકરણ ઘરમાં કરતો. નોકરોની સાથે ખપ જેટલી જ વાત. તેમને દાબમાં રાખવા, અમુક અંતરે જ ઉભા રાખવા, અમુક જવાબ જ તેમણે આપવા, અમુક સ્થળેજ તેમણે બેસવું, ઉભા રહેવું, વગેરે નિયમોનું તે સખત પાલન કરાવતો. ઘરમાં બધો ઇંગ્રેજી ઠાઠ રાખતો અને સ્ત્રીને અત્યંત છુટ આપતો. પણ ચંપાકુંવરના પિતા જુના વિચારના હતા. તેથી તે જુના વિચારમાં જ ઉછરી હતી. બિહારીલાલના નિયમોની તે બહુ દરકાર કરતી નહીં. ભરવા, શિવવાના વર્ગમાં તે કોઈ કોઈ વાર જતી અને ધનલક્ષ્મી ઉપર માયા રાખતી.

એક દિવસ ચંપાકુંવરની તબીયત સહેજ બગડી હતી. એનાથી ભરવાના વર્ગમાં જવાયું નહીં, તેથી તેણે ધનલક્ષ્મીને બોલાવવાને પોતાના એક નોકરને મોકલ્યો. તે નોકરનું નામ નાથો હતું. નાથો ઘણાં વર્ષથી બિહારીલાલને ઘેર રહેતો હતો અને તેથી સૌ નોકરની માફક તેણે બધાંને ઘોળી પીધાં હતાં. બિહારીલાલની આગળ સભ્યતા દેખાડવાનો તે ડોળ કરે પણ ચંપાકુંવરને તો હાથ હાથ જીભ કહડાવે.

નાથો ધનલક્ષ્મીને ઘેર ગયો તે વખતે હરિલાલ બહારના ઓટલા ઉપર બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચતો હતો. સમય સાયંકાળનો હતો. ઠંડા પહોરના ગપાટા મારવાનો તે વખત હતો. નાથાને જોઇને હરિલાલ બોલી ઉઠ્યો, "કેમ, નાથા, આજ અહીંઆ ક્યાંથી ભુલો પડ્યો?"

નાથો—ભાઈ, બાસાહેબની તબીયત જરા ઠીક છે. મણુ ખાય ને માંદા. સકર્માંની જીભ અને અકર્માંના ટાંટીયા. જરા ધનલક્ષ્મી-

બહેનને બોલાવવા આવ્યો હતો. ખેર જઇશ કે દાકતરને બોલાવવાનું તો ઉભું જ હશે!

**હરિલાલ**—તારા સાહેબ તો ઘણા નિયમવાળા છે. નિયમસર ખાવું, નિયમસર પીવું, બધુંએ નિયમસર, ત્યારે તેમનાં વહુને એ કાંઈ કહેતા નથી?

**નાથો**—કહે છે ઘણુંએ, પણ શું કરે? કુંભારના ઘરનું હાંલ્લું હોય તો બદલીએ લાવે. આ તો શું કરે; ઘણુંએ ચીડાય છે. પોતાને સુધારો જોઇએ, અને અમારાં બાસાહેબ રામાવતારની વાતો કરે!

**હરિલાલ**—નાથા, તું તો બડો હોંશીઆર જણાય છે. બધાંના ઘરનો તું ભોમીયો હોઉં એમ લાગે છે. ઠીક, પણ, પછી?

**નાથો**—અમારા સાહેબ જે વસ્તુ જ્યાં હોય ત્યાંની ત્યાં જ પાછી મુકવાનું કહે અને અમારાં બાસાહેબ જ્યાં બેસે ત્યાં જ તે વસ્તુ મુકીને ઉઠે. સાહેબ અમારી જોડે કે રસોઇઆ જોડે બહુ જ મોભો જાળવીને બોલે અને બાને તેમ કરવાનું કહે, પણ સાહેબ કચેરી-માં જાય એટલે અમે ખાઇ પીને બહાર ઓટલે બેશીએ, અને બાને એકલાં ઘરમાં ગમે નહીં એટલે બહાર આવીને અમારી જોડે વાતો કરવાને બેસે. એક વખત તો સાહેબ ઓચિંતા આવ્યા અને આવું જોઇને ઠપકો દેવા લાગ્યા. પણ બા એકનાં બે થયાં નહીં. બીજે દિવસે પાછું એનું એજ.

**હરિલાલ**—નાથા, તું તો ઠીક બધું ધ્યાનમાં રાખે છે. તને બધું યાદ ભલું રહે છે. હં-હં-હં-પણ બિહારીલાલ એને શિખામણ દે તો ઠીક!

**નાથો**—ઘણુંએ સમજાવ્યાં; સાહેબ ઘરમાં હોય ત્યાં સુધી વળી ઠીક રહે. બહુ કહે તો "અમે ના ગમતાં હઇએ તો આણો એક મડમડી; બધું ઠીકઠાક રાખશે!" એવો જવાબ મળે.

**હરિલાલ**—પણ વારેઘડીએ એ માંદાં કેમ પડે છે? એમની બરાબર દવા એ કેમ કરતા નથી?

**નાથો**—એક બાજુએ દવા પીવાય અને બીજી બાજુએ રોગને વધારવાના ઉપાય થાય; ચેવડો ફકાય, પહુંઆ ચવાય! એનો પાર ક્યારે આવે. સાહેબની ગેરહાજરીમાં રોજ ચેવડો, ભજીઆં મંગાવે

અને ખાય; પેટમાં ચુંક આવે એટલે દવા મંગાવે, દવાથી પેટમાં જરા સારૂં થાય અને મોં ભરબડે એટલે ચેવડો મંગાવીને ખાય. પાછી જરા ચુંક આવે એટલે દવા પીયે; ન સમજે ભુખમાં કે વગર ભુખમાં; દવા ઉપર ચેવડો અને ચેવડા ઉપર દવા એમ રોજ ચાલ્યા જ કરે!

**હરિલાલ**—ત્યારે બિહારીલાલ એમને કશુંએ કહે નહીં?

**નાથો**—ભાઈ સાહેબ, હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે; ચંપાકુંવર બિચારી ભલી બાઈ છે! અક્કલ તો પરમેશ્વરે જે આપી હોય તે ખરી! એ બિચારી જુના વિચારની. તે સાહેબને ત્યાં આવ્યાં ત્યારે તો તે રોજ સવારમાં વહેલાં ઉઠે, ન્હાય, ધુવે, પુજાપાઠ કરે અને ઘરમાં પોતાના જુના વિચાર પ્રમાણે સાફસુફ રાખે અને દાળ ચોખા વીણી કરીને દસ વાગ્યામાં રસોઈ કરીને મુકે. વળી પાછું ત્રીજા પહોરે ઘરકામ હોય તે લઇને બેસે. પણ અમારા સાહેબના ઘરમાં તો ખરેખરો સુધારો! સાહેબને પુજાપાઠ ગમે નહીં. જેમ જેમ સાહેબનો પગાર વધતો ગયો તેમ તેમ તેમનો સુધારો પણ આગળ વધતો ગયો. બૈરાંથી રંધાય કેમ, ઘરનું કામ થાય કેમ! બૈરાં ઘરમાં દેખરેખ રાખે અને સાંજ પડે એટલે ધણી જોડે ફરવાને જાય, સભામાં ભાગ લે, વગેરે વિચારો અમારા સાહેબના. ઘરમાં રસોઇઓ દાખલ થયો અને અમારાં પગલાં પણ થયાં. બીજા નોકરો પણ રખાયા. બાસાહેબને હવે કશુંએ કરવાનું રહ્યું નહીં. એમણે વહેલા ઉઠવાનું નેવે મુકયું. તેની સાથે બધુંએ ગયું. બેઠે બેઠે એમનો દહાડોએ કેમ જાય! ખાય ને બેસી રહે એટલે માંદાં ન પડે તો બીજું શું થાય? અને વળી નવરૂં બેઠું નખોદ વાળે! સાહેબ સુધારો કરવા ગયા પણ બાસાહેબ ન રહ્યાં નવામાં કે ન રહ્યાં જુનામાં! પહેલેથી ઘણી છુટ આપેલી એટલે હવે સાહેબથી કશું એ કહેવાતું નથી. ઇંગ્રેજનો સુધારો આપણે તે હોય? આપણે તો આપણું જુનું સારૂં સાહેબ! બહુ વાર થઇ સાહેબ, હવે તો ધનલક્ષ્મી બહેનને તેડીને જાઉં!

ધનલક્ષ્મીને તેડીને નાથો ઘેર ગયો. ઘરમાં ધનલક્ષ્મી થોડીક વાર ચંપાલક્ષ્મીની પાસે બેઠી અને પછી બિહારીલાલની જોડે ગપાટા મારવા મંડી ગઈ. બંને સુધારાવાળાં એટલે તેમની વાતોનો પાર રહ્યો નહીં. થોડીકવાર બિહારીલાલ જોડે વાતો કર્યા પછી

ધનલક્ષ્મી પોતાને ઘેર ગઇ. પણ તે દિવસથી તે ઘણું ખરૂં કંઈ કંઈ બ્હાનું કહાડીને બિહારીલાલને ઘેર જવા આવવા લાગી. હરિલાલ મુંબઈ જાય એટલે એને કહેનાર કોઇ રહેતું નહીં, અને એ પોતાને ફાવે તેમ સ્વતંત્રપણે વર્તતી હતી.

એ કથા તો એટલેથી રહી. હવે આપણે જોઇએ કે હૃષીકેશચંદ્ર શું કરી રહ્યો હતો. સૌ વિદ્યાર્થીઓ ઉનાળાની રજામાં પોત પોતાને ગામે જવાને નીકળ્યા તેમની સાથે એ પણ મનહરપુર આવવાને નીકળ્યો હતો. બે ચાર દિવસથી તે મનહરપુર આવ્યો હતો. કૉલેજના વિદ્યાર્થીઓની સાંસારિક રીતભાત જોઇને તે મનમાં ખેદ કરતો હતો. તે બ્રહ્મચર્ય બરાબર પાળીને વિદ્યાભ્યાસ કરતો હતો. માતાએ અર્પેલી ધાર્મિકતા, પ્રાચીન સંસ્થાઓનું ગૌરવ, અને બ્રહ્મચર્યનો પ્રભાવ, તેના મનમાં અને શરીરમાં રગે રગે વ્યાપી રહેલાં હતાં. જ્યારે બીજા વિદ્યાર્થીઓ સંસારના ભોગી બની, શરીરે નિસ્તેજ અને નબળા દેખાતા હતા, ત્યારે હૃષીકેશચંદ્ર તે સૌની અંદર બ્રહ્મચર્યના તેજવાળો, બળવાળો, કદાવર, અને શરીરે લઠ્ઠ બની સૌમાં સિંહ સમાન ફરતો જણાતો હતો. હિંદના વિદ્યાર્થીઓની શારીરિક દશા જોઈને તે મનમાં વિચાર કરતોઃ—

" ભારતવર્ષ ! પુણ્યભૂમિ ! બ્રહ્મચર્ય અને સંયમનું વિશાળ ક્ષેત્ર ! ભીષ્મપિતામહ જેવા અખંડ બ્રહ્મચારીની જનની ! રામ, અર્જુન જેવા બલીષ્ઠોની જન્મભૂમિ ! તારાં તનુજો, ઋષિમુનીઓનાં બાળકોમાં બ્રહ્મચર્યનો અભાવ ! મનોનિગ્રહની ખામી ! શ્વાનવૃત્તિ ! તારી પુણ્યભૂમિને છાજે તેવું શું આ વર્તન છે ? જ્યાં શ્રીમહાદેવે સાક્ષાત્ કામદેવને બાળી મુકયો, સંયમ આગળ લક્ષ્મી તૃણવત્ લેખાઈ, જ્યાં વિદ્યા માટે ભોગવિલાસને લાત મરાઈ, જ્યાં સંયમ પરાકાષ્ટાએ પહોંચ્યો, તે ભારતવર્ષ આજે ભોગવિલાસમાં ફાંફાં મારે છે; તેમાં ઢીંગલા ઢીંગલીનાં જોડાં નજરે પડે છે ! કેટલી બધી દુર્દશા ! "

હૃષીકેશચંદ્રના શારીરિક બળની વૃદ્ધિ સાથે તેનું માનસિક બળ પણ વૃદ્ધિને પામ્યું હતું. માતાપિતાએ અર્પેલા સંસ્કારોથી તેનું હૃદય માનસિક બળ અને અધ્યાત્મિક બળના શિખરે ચઢવાને ઉછાળા મારી રહ્યું હતું. તેના બ્રહ્મચર્ય અને સંયમથી તેનું ચિત્ત સ્થિર અને શાંત બની રહ્યું હતું. અધ્યાત્મિક જીવનમાં જીવનાર બ્રહ્મચારીનાં શરીર, મન, બુદ્ધિ, અને વાણીની છાપ તેની આસપાસ વસતા

વિદ્યાર્થીઓમાં પડી રહી હતી. સમાનદષ્ટિએ જોનાર, ભગવદ્‌ગીતામાં કહેલા સમદર્શીપણાને પ્રત્યક્ષ કરવાને મથનાર, પવિત્ર શારદાદેવીનો પવિત્ર પુત્ર હૃષીકેશ, સહાધ્યાયીઓમાં જ્યારે સિંહ સમાન ગર્જના કરતો, ત્યારે તેનો બોલ ઉથામવવાને કોઈ હિંમત ધરતું નહીં. સૌ તેના મતમાં દોરાતું; તેનું કહેવું સૌને રુચિકર થઈ પડતું; સૌ તેમાં બુદ્ધિનો પ્રભાવ જોતું; અને પરણેલા કે વહુએલા વિદ્યાર્થીઓ તેને જોઈને ચકિત થઈ જતા અને ક્ષણવાર પોતાના જીવન ઉપર દૃષ્ટિ નાંખીને શરમાતા.

હૃષીકેશ સૌની સાથે પોતાને ગામ આવ્યો હતો: સૌ પોતપોતાને ઘેર જઈને, કોઈ માને મળીને, તો કોઈ બહેનને, ભાઈને મળીને, તો કોઈ વહુને જોઈને, સંતોષ પામ્યા. ઉનાળાની રજામાં જીવનનો ક્રમ બદલાઈ, વિદ્યાને સ્થાને આલસ્ય, નિદ્રા, મોજશોખ, અને ભોગવિલાસનાં ચિત્રો દોરાયાં, તેના માર્ગો લેવાયા, સાધનો શોધાયાં અને વિદ્યાર્થીઓ યથેચ્છપણે કાળ વ્યતીત કરવા લાગ્યા. કેટલાકે તો બે વખત ખાવું અને ઉંઘવું, રાતે મધરાત સુધી ગપાટા મારી, મોડા સુઈ, સવારે આઠ નવ વાગ્યે ઉઠી, પાછા બપોરે જમીને બે ચાર કલાક સુવું, એજ ક્રમ નક્કી કર્યો. કેટલાક કંઈ વાંચવાનો ડોળ ઘાલતા સાંજે ફરવાનો કે ક્રીકેટ રમવાનો ક્રમ પકડી રહ્યા હતા.

હૃષીકેશચંદ્ર શારદાદેવીને અને પિતાને મળ્યો; એક બે દિવસ તેણે સૌને મળવા હળવામાં ગાળ્યા, પણ તેટલાથી જ તેના જીવનને સંતોષ વળ્યો નહીં. જીવનને અમુક માર્ગે જ વહેવરાવવું એવો તેનો દૃઢ નિશ્ચય હતો. તેનું સત્પ્રવૃત્તિમય મન, આલસ્ય, નિદ્રા કે ગપાટામાં સુખ માનતું નહોતું. સવારે તે વહેલો ઉઠતો, સ્નાન સંધ્યાદિ કરતો, પછી બહાર ફરવા જતો, કુદરતના અવનવા દેખાવોને નિહાળતો, ઋગ્વેદમાં વાંચેલાં વર્ણનો તેની સાથે સરખાવતો, ઘેર આવીને મહાન્ પુરુષો અને યોદ્ધાઓનાં જીવન ચરિત્રો વાંચતો, અને વળી પાછો બપોરે એક કલાક ઈશ્વરસ્તવનમાં ગાળતો અને હૃદયને નિર્મળ કરતો. રજાના દિવસોમાં તે પોતાની માતૃભાષા ખીલવવાને સારા સારા ગુજરાતી ગ્રંથો વાંચતો, બીજાઓને કંઈ ને કંઈ શિખવતો અને સાયંકાળે કસરત કરતો. શ્રેષ્ઠ ગણાતા પુરુષોની સાથે તે ભળતો, વર્તમાનપત્રો વાંચતો, અને દેશના વિચારકોના લેખોનો સાર મનમાં ઉતારતો.

નવરાશના વખતમાં શારદાદેવી રામાયણ, મહાભારતાદિ ગ્રંથો

મોટેથી વાંચતાં અને અનેક ભાવોને દર્શાવતાં. સંસ્કારી માતાનો સંસ્કારી પુત્ર, પ્રખ્યાત ઇંગ્રેજ કવિ કાર્લાઇલની માફક, પોતાની માતા તરફ ભાવથી જોઇ રહેતો અને મહાભારતના વીર પુરુષોના સંસ્કારો હૃદયમાં ઉતારતો. પુત્રના હાથમાં ક્યાં ક્યાં પુસ્તકો જાય છે તેની કાળજી શારદાદેવી રાખતાં. પણ પવિત્ર માતાના પવિત્ર પુત્રના હાથમાં કોઈ દિવસ હલકી નવલકથા કે વાર્તાનું પુસ્તક તેમણે કદી દીઠું નહીં. મનને મન સાથે સંબંધ હોય છે. મન મનને શિખવે છે, વચ્ચે જીભને સાધનભૂત થવાની જરૂર રહેતી નથી. બોધવચન કરતાં ઉદાહરણની અસર હજાર ગણી વધારે અને સચોટ હોય છે. ચારિત્ર્યવાન્ માતા, પોતાના ચારિત્ર્યના પ્રભાવથી, પુત્રનું ચારિત્ર્ય ઘડતી હતી, અને શું વાંચવું અને શું ન વાંચવું તે બોલ્યા વગર, વખતે બોલીને, પોતાના દૃષ્ટાંતથી જ શિખવતી હતી. હૃષીકેશ મોટો થયો ત્યારે તેને એ બાબતમાં છુટ આપવામાં આવી હતી.

ભીષ્મપિતામહ! રણવીર! બાલ બ્રહ્મચારી! બાણશય્યા ઉપર સુખેથી સુનાર! સંયમસ્તંભ! આત્મનિગ્રહનો જયધ્વનિ! આર્યોની શક્તિનો નમુનો! ભીષ્મપિતામહની કથાથી કોઇ પણ આર્ય પુત્ર સમુળગો અજ્ઞાત તો નહીં જ હોય! પિતાના સુખને કાજે તે યોદ્ધાએ જે આત્માર્પણ કર્યું છે, તેમજ તેના બ્રહ્મચર્યે જે અદ્ભૂત પરાક્રમ કુરુક્ષેત્રની ભૂમિ ઉપર કરી દેખાડયું છે, તે વાત સહસ્ર વર્ષ વ્યતીત થવા છતાં, આર્યદેશાભિમાનીઓનાં અંતઃકરણમાં હજી પણ તાજી ને તાજી જ છે! ભીષ્મપિતામહે જે સ્વાર્થત્યાગ કરીને પોતાની પિતૃભક્તિ સિદ્ધ કરી આપી છે તેની સાથે સરખાવી શકાય એવાં થોડાંજ ઉદાહરણો હાલના સમયમાં હિંદુસ્તાન કે બીજા દેશોમાં મળી આવશે. પિતાની ઇચ્છા પૂર્ણ કરવાને ગાદીએ નહીં બેસવાની અને મરણ પર્યંત અસ્ખલિત બ્રહ્મચર્ય પાળવાની દૃઢ પ્રતિજ્ઞા તેમણે લીધી હતી.

કેવો સ્વાર્થત્યાગ! કેવી વિષયવિમુખતા! આવું ઉગ્ર પણ, આવી ભયંકર પ્રતિજ્ઞા લેવાને માટે તે ભીષ્મ (ભયંકર) કહેવાયા! ક્યાં આવા મહાભારતના બ્રહ્મચારી વીર પુરુષો! અને ક્યાં હાલના વિષયમાં ચકચુર થયેલા આર્યજનો! બ્રહ્મચર્યને નામે તો મીંડું જ! વધારે આશ્ચર્યની વાત તો એ છે કે પુત્ર સોળ કે સત્તર વર્ષની ઉમ્મરનો થયો કે લગ્ન વગર તેની નીતિનો ભંગ થશે એમ માનવામાં આવે છે. આવા મિથ્યા ભ્રમમાં આર્ય પ્રજા ગોથાં ખાઈ રહી છે.

પ્રજા એટલી તો પામર બની રહી છે કે લગ્ન નહીં કરનાર તરફ માન-ની દૃષ્ટિએ જોવાને બદલે તિરસ્કારની દૃષ્ટિએ જોવામાં આવે છે અને તેને માથે અનેક આળ ચ્હડાવવામાં આવે છે. માબાપ છોકરાંની આગળ એવી વાતો કરે છે કે છોકરાંના સંસ્કારો અપવિત્ર જ થાય અને તેમને એવા સામાજીક વાતાવરણમાં ઉછેરવામાં આવે છે કે છોકરાંનું મન નિર્દોષ રહેવાને બદલે ઉલટું વિકારી જ બની રહે! પછી તેમને જલદી પરણાવી દેવામાં આવે છે. આ બાબતમાં હિંદુ માબાપો જ જવાબદાર છે.

મહાભારતમાં બ્રહ્મચારીઓનાં માન, પ્રતિષ્ઠા અને શક્તિઓને વિસ્તારથી વર્ણવેલાં છે. બ્રહ્મચર્ય પાળવાનો ઉદ્દેશ, શરીર સુદૃઢ બને, મન અને સઘળી ઇંદ્રિયો આપણા કાબુમાં રહે, બુદ્ધિ સતેજ થાય અને એક ચિત્તે વ્યવહારિક કે પારમાર્થિક જ્ઞાન મેળવાય, એ છે. બ્રહ્મચર્યથી વૃત્તિઓ દૃઢ થાય છે. બ્રહ્મચારીને જગતમાં કશુંએ અસાધ્ય નથી. બ્રહ્મચર્ય વગરનું જીવન સુકાન વગરના વહાણ જેવું છે. ભીષ્મે એ બ્રહ્મચર્ય યથાર્થ પાળ્યું હતું. તે પિતામહ કહેવાય છે; તેમને સંતતિ જ નહોતી પછી તે પિતામહ શી રીતે કહેવાયા! તેનું કારણ એ છે કે તેમણે સત્ય બ્રહ્મચર્ય પાળ્યું હતું અને સખત બ્રહ્મચર્ય પાળી એક ચિત્તે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેથી તે બધાના ગુરૂ થઈ પડયા હતા. કૌરવોના પિતા ધૃતરાષ્ટ્ર, વિદુર, અને પાંડુનો અભ્યાસ ભીષ્મે જ કરાવ્યો હતો, અને દ્રોણને પાંડવો તથા કૌરવોનું ગુરુપદ સોંપનાર પણ તે જ હતા. તેમની ન્યાયબુદ્ધિ પણ અપૂર્વ હતી. આ વિદ્યા, ન્યાય અને બીજા અનેક સદ્‌ગુણોથી તે પિતામહ કહેવાયા.

આવા પરાક્રમી ભીષ્મપિતામહની કથા એકવાર શારદાદેવી વાંચતાં હતાં. હૃષીકેશચંદ્ર તે સાંભળી રહ્યો હતો. ભીષ્મની કથા તેના મનમાં અને મગજમાં રગેરગે વ્યાપી રહી. તેનું બ્રહ્મચર્યયુક્ત હૃદય ભીષ્મના ઉદાહરણથી ઉછાળા મારવા લાગ્યું. શરીરમાં રૂંવે રૂંવે બ્રહ્મચર્યનું તેજ પ્રગટ થવા માંડયું. મગજ ચકડોળે ચ્હડયું, અને બ્રહ્મચર્યની લ્હેરોમાં અથડાવા લાગ્યું.

શારદાદેવીએ આગળ વાંચવા માંડયું : " મહાભારતના દસમે દિવસે અર્જુને તેમને મરણતોલ ઘાયલ કર્યા હતા. તેમનું શરીર બાણોથી એટલું વિંધાઈ ગયું હતું કે માત્ર તલ જેટલી પણ ચામડી

ધા વિનાની રહી નહોતી, છતાં પણ બ્રહ્મચર્યને લીધે એમનું શરીર એટલું તો વજ્ર જેવું દૃઢ હતું કે તે જરાએ કંપ્યું નહીં. આખરે જ્યારે તે મૂર્છા ખાઇને પડયા ત્યારે તેમના શરીર ઉપર એટલાં તો તીર હતાં કે એમનું શરીર જમીન ઉપર અડકયું નહીં, પરંતુ તીરરૂપી થાંભલાઓ ઉપર જાણે કે અદ્ધર સૂઈ ગયું હોય તેમ તે દેખાયું. તેમ છતાં પણ આ નૈષ્ઠિક બ્રહ્મચારી જરાએ ડગમગ્યા નહીં; તેમના બ્રહ્મ-ચર્યના બળ વડે તેમણે શારીરિક વેદનાને નિર્બળ કરી નાંખી. આખી રાત તેમણે આસપાસ બેઠેલા કૌરવો અને પાંડવોને ઉપદેશ આપવા-માં જ ગાળી. શરીર તથા મનના જીવનપર્યંતના નિગ્રહને લીધે પ્રાણ પણ તેમને વશ થઇ રહ્યો હતો. પ્રાતઃકાળ થતાં સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી તેમણે ઉત્તમ શુભ મુહૂર્તમાં આનંદપૂર્ણ ચિત્તે ઇશ્વરસ્મરણ કરતાં દેહ છોડયો! માઘમાસની શુક્લ અષ્ટમીએ પ્રાતઃકાળે બાણોની બનેલી મરણ શય્યા ઉપર સુતે સુતે તે મહાત્માએ પોતાનો પ્રાણ તજ્યો હતો.”

ઉપરનાં વચનો સાંભળીને હ્રષીકેશચંદ્ર ગળગળો થઇ ગયો. જાણે કે ભીષ્મપિતામહનું તે વેળાએ જ અવસાન થઈ રહ્યું હોય તેમ તેનું હૃદય આક્રંદ કરવા લાગ્યું. આર્યોનું પ્રાચીન ગૌરવ તેની માનસિક દૃષ્ટિ આગળ ખડું થવા લાગ્યું, અને તેમાં ભીષ્મપિતામહ જેવા અનેક બ્રહ્મચારીઓ અને પરાક્રમી પુરુષોનાં ચિત્રો તરવરવા લાગ્યાં. તરત જ વિચાર આધુનિક દશા તરફ વળ્યો અને અફસોસની સાથે તેનું હૃદય તેને કહી રહ્યું: “બાળલગ્ન, બ્રહ્મચર્યની ખામી, સાંસારિક ચિંતાઓ અને હાલની કેળવણીથી આપણી સમાજ નિર્બળ, અશાંત, અસંતોષી અને શ્રદ્ધા વગરની બની રહેલી છે. હિંદુ પ્રજાનું આશ્રય-સ્થાન બ્રહ્મવિદ્યા છે. આર્યોનો ઇતિહાસ તેનો પુરાવો આપે છે. આ બ્રહ્મવિદ્યારૂપી લોહી જેની નસોમાં વહે છે, તે આર્યપ્રજા જડવાદમાં શાંતિ શી રીતે અનુભવે! એ બ્રહ્મવિદ્યાને નહીં પોષનાર કેળવણી આર્યોને નકામી છે! બ્રહ્મવિદ્યા વગર આર્યોમાં બળ નથી, તેજ નથી, બ્રહ્મચર્ય નથી. શાંતિ, સંતોષ અને અધ્યાત્મવૃત્તિ આર્યજીવનનાં તત્ત્વો છે. આ તત્ત્વોની બરાબર ખીલવણી થાય તો જ આર્યજીવન ઉચ્ચ થાય.”

ઉપર પ્રમાણે હ્રષીકેશચંદ્ર રજામાં પોતાના દિવસ ગાળી રહ્યો હતો.



## પ્રકરણ ૭ મું.

### વિપત્તિનું દર્શન અને તે દ્વારા મળેલી સંપત્તિ.

પોતાની આવક વધારવી, કુટુંબના ભરણપોષણનું સાધન મોટું કરવું; પ્રિયંવદા વગેરેને માથે પડેલો ઘરકામનો બોજો ઓછો કરવો; સ્ત્રીઓ કાંઈ ઘરકામમાં ગોંધાઈ રહેવાને સરજાયલી નથી, તેઓ પણ મનુષ્ય છે, તેમને પણ આરામ જોઈએ, અવકાશ જોઈએ, મર્યાદામાં કંઈક સ્વતંત્રતા પણ જોઈએ, તેઓએ પણ હરવું, ફરવું, જોવું, જાણવું, દેશપરદેશનું અવલોકન કરવું અને માનસિક વિકાસ વધારવો; અને તેને માટે તેમને ઘરકામથી કંઈક નવરાશ મળવી જોઈએ; એવા એવા અનેક વિચારોમાં બિપિનચંદ્રનું મન હવે અથડાઈ રહ્યું હતું, નોકરી વગર તેમાંનું કંઈ બને તેમ ન હતું. પણ નોકરી મેળવવાને અનેક પ્રયાસ કરવા પડે, મોટાઓની ખુશામત કરવી પડે, અને તેમને ઘેર જોડા ફાડવા પડે. વળી બધા અમલદારો કંઈ દેવો જેવા સદ્‌ગુણી હોતા નથી; તેમની પ્રીતિ સંપાદન કરવાને માટે અનેક પ્રપંચો રચવા પડે; કોઈને મળવું પડે, કોઈના પડતા બોલ ઝીલવા પડે; કોઈના ફેરાફાંટા ખાવા પડે, અને કોઈનાં છેયાં-છોકરાંને પણ ઉંચકવાં પડે; વખતે અન્યાયનો રસ્તો પણ લેવો પડે; એવા એવા વિચારો વડે બિપિનચંદ્રનું મન અનેક ગુંચવાડાઓમાં આવી પડયું હતું. હાલના ભણેલા, શાણા અને સદ્‌ગુણી મનુષ્યો પણ આજીવિકાને સારૂ કેવા પામર અને પરવશ બની જાય છે તેનો દાખલો બિપિનચંદ્રનું જીવન આપી રહ્યું હતું.

નોકરી વગર બીજો ઉપાય જ ન હતો. હાલમાં આપણી આજીવિકાનો પ્રશ્ન વિકટમાં વિકટ થઈ રહેલો છે, અને એ પ્રશ્નનો નિવેડો કેવી રીતે લાવવો તે હાલનું આપણું જ્ઞાન આપણને નથી બતાવતું. આપણી કેળવણી તેનાં સાધનો શિખવતી નથી. એથી કરીને મોટા મોટા પદવીધરો પણ ઘણી મુંઝવણમાં આવી પડે છે. નોકરી વગર બીજો રસ્તો તેમને સુઝતો નથી. આથી કરીને બિચારો બિપિનચંદ્ર તે માર્ગને જ ગ્રહણ કરે તેમાં નવાઈજ શી !

પ્રિયંવદાને ઘરના કામનો અસહ્ય ભાર વહન કરતી જોઈને બિપિનચંદ્રનું મન વ્યથિત થયું હતું એમ આપણે જોઇ ગયા. આ વેદનાથી પોતાનું વતન નહીં છોડવાનો તેનો સંકલ્પ શિથિલ થયો. પોતાના વતનની આવક ઘરખરચ માટે પુરતી નથી એમ તેને ભાસ્યું. હવે કોઇપણ ઉદ્યોગે લાગવું એમ બિપિનચંદ્રના મનમાં થયું. નોકરી શોધવાને માટે તેણે પ્રયાસ કરવો જોઈએ એમ તેણે નક્કી કર્યું. મુંબઈમાં અનેક મનુષ્યોની સ્પર્ધામાં તે નહીં ફાવી શકે એવા વિચારવાળો તે મુંબઈ ગયો. પણ ત્યાં જઈને કેટલાક સત્તાધીશો પાસેથી નજીકમાં જ આવેલા કનકપુર નામના રાજ્યના કારભારી ઉપરના ભલામણપત્રો તેણે લીધા અને મુંબઈમાં રહેવાનો વિચાર માંડી વાળ્યો. ભલામણપત્રોમાં માત્ર તેની વિદ્વત્તા અને પ્રમાણિકપણાનું જ નિવેદન કરેલું હતું. કેટલાકે આવા પુરુષની નોકરીથી રાજ્યને લાભ થશે એમ લખી આપ્યું હતું. ભલામણપત્રો લઈને બિપિનચંદ્ર કનકપુર ગયો. તે સિધા રસ્તાનો માણસ હતો અને ઘણો જ પ્રમાણિક હતો. કનકપુરનો કારભારી હીરેન્દ્રનાથ હતો. તે બાહોશ અને રાજ્યદ્વારી બાબતોથી મહિતગાર હતો. સ્વદેશના કાર્યમાં તે ભાગ લેતો; લાંબાં લાંબાં ભાષણો આપતો અને સ્વદેશાભિમાની કહેવડાવવાનો ડોળ ઘાલતો. હીરેન્દ્રનાથ બહુ ભણ્યો ગણ્યો ન હતો, પણ કેટલીક આવડને લીધે તે કારભારી થયો હતો અને જુનો વખત એટલે એનું ગાડું ચાલ્યું જતું હતું.

કારભારીને મળવાને માટે જે કંઈ ગોઠવણ કરવી જોઈએ તે સઘળી કર્યા પછી બિપિનચંદ્ર તેને મળવાને માટે ગયો. કારભારી બહાર જવાની તૈયારીમાં હતા. તેમણે તેને બીજે દિવસે આવવાનું કહ્યું. તે પ્રમાણે તે ફરીથી ગયો. કારભારીએ બધા પત્રો વાંચ્યા અને તેને નોકરી આપવાનું કબુલ કર્યું. થોડાક દિવસ પછી તેમણે તેને પચીસ રૂપીઆની કારકુનની જગ્યા ન્યાયખાતામાં આપી. બિપિનચંદ્રની કાર્યદક્ષતા, પ્રમાણિકપણું અને ચપળતાથી તેનો ઉપરી ખુશ થઇ ગયો. આમ કરતે કરતે ત્રણ ચાર વર્ષ થવા આવ્યાં. પણ પચીસના સવાપચીસ થયા નહીં. બિપિનચંદ્રનાં સૌ વખાણ કરે પણ તેના પગારમાં વધારો કોઈ કરે નહીં. બધા બોલે કંઈ અને ચાલે કંઈ. બિપિનચંદ્રની સાથેના માણસોને રાજ્યમાં વગવસીલાઓ હતા, પણ

બિચારા બિપિનચંદ્રને તો કોઇજ મળે નહીં. એક ઉપલી જગ્યા ખાલી પડી તેનો હકદાર બિપિનચંદ્ર હતો. પણ ઘણા માણસોએ તેને માટે અરજીઓ કરી. બિપિનચંદ્ર જાતે જ વડા ન્યાયાધીશને મળ્યો. તેણે એક અરજી આપી અને તેના હકને નુકશાન ન પહોંચે એવી વિનંતી કરી. ન્યાયાધીશે પુછ્યું, "શું છે?"

"સાહેબ, અરજી છે. ત્રીસ રૂપીઆની એક જગ્યા ખાલી પડી છે અને તેને માટે હું હકદાર છું."

"શા ઉપરથી કહો છો કે તમે જ હકદાર છો?"

"સાહેબ, હું નોકરીમાં પ્રથમ દાખલ થયેલો છું અને મારો અભ્યાસ 'ઈંટરમીજીએટ' સુધીનો છે. જે બીજો ઉમેદવાર છે તેણે માત્ર 'મેટ્રીક'ની જ પરીક્ષા પાસ કરેલી છે, અને તે મારી પછી દાખલ થયેલો છે."

"ઠીક; પણ તમારા ઉપરીએ આ બીજા ઉમેદવારને માટે જ ભલામણ કરેલી છે."

બિપિનચંદ્ર સ્તબ્ધ બની ગયો. તેણે વિચાર કર્યો: "મારા સાહેબ મારાં વખાણ કરતા હતા તે શું અને આ બીજાને માટે ભલામણ કરે છે તે શું! વળી આ બીજો માણસ નોકરીમાં હમણાંજ દાખલ થયેલો છે, અને તે માત્ર 'મેટ્રીક'માં જ પાસ થયેલો છે."

બિપિનચંદ્ર વળી ફરીથી નરમાશથી ન્યાયાધીશ સાહેબને કહેવા લાગ્યો: "મારા ઉપરી સાહેબ ભલે બીજાને માટે ભલામણ કરતા હોય! હું મારૂં કામ બાહોશીથી કરૂં છું અને વળી આ જગ્યાને માટે પ્રથમ હકદાર છું."

"પણ તમારા ઉપરી તેમને જોઇએ તેવાંજ માણસો રાખવાને ઇચ્છે છે."

"પણ સાહેબ! મારામાં શી ખામી છે? પ્રથમ હકદાર હું છું ને?"

"તમારા ઉપરી સાહેબનો અભિપ્રાય જ મારે જોવાનો છે!"

સત્તા આગળ શાણપણ શું ચાલે. ન્યાયાધીશે બીજા ઉમેદવારને માટે ભલામણ કરીને આગળ લખી મોકલ્યું. બીજો ઉમેદવાર જેનું નામ વીરસિંહ હતું તે ન્યાયાધીશ સામંતસિંહના ઘેર જતો આવતો હતો. સવારના પહોરમાં ઉઠી થોડોક કાંઇ નાસ્તોપાણી કરીને તે રોજ

તેને ઘેર જતો, સલામ કરીને થોડીવાર ઉભો રહેતો. સાહેબનું કંઇ કામ હોય તો તેમાં ટેહેલ ટપોરો કરતો અને વળી પાછી સલામ કરીને વડા ન્યાયાધીશને ઘેર જતો. ત્યાં પણ તે જ પ્રમાણે કરતો; અને એવી રીતે એ બંનેની નજર તળે આવતો. કચેરીમાં એ પોતાનું કામ કરે કે નહીં તેની કોઇને દરકાર ન હતી અને તે બધું એ સલામમાં ઢંકાઇ જતું. એ પ્રમાણે તે તેના ઉપરીનો અને થોડો ઘણો વડા ન્યાયાધીશનો પણ માનીતો થઈ ગયો હતો. લખાણ કારભારીના ભણી ગયું તેમાં બિપિનચંદ્ર હકદાર છે એ વાત જ પડતી મુકી હતી અને વીરસિંહનું નામ જ આગળ કરવામાં આવ્યું હતું. હવે માત્ર કારભારીની કચેરામાં વગસગ લગાડી પોતાનું ધાર્યું થાય એવું કરવાનો વિચાર વીરસિંહે કર્યો.

કારભારીની કચેરીમાં ભૂપસિંહ નામનો તેનો માનીતો માણસ હતો. તે રમતગમતનો ઘણો શોખીન હતો. દર રવિવારે અને રજાના દિવસોમાં તેને ત્યાં રજવાડાના કેટલાક ન્હાના અમલદારો ભરાતા અને ચહા પાણી ને ચેવડાના સપાટા ચાલતા. સાથે ગંજીફો અને સોગઠાં પણ ટીચાતાં. ભૂપસિંહને ત્યાં બીજા કારકુનો પણ આવતા અને તેઓ માત્ર તેને ખુશ કરવાને તેને પાનપટ્ટી કરી આપતા, અને તેના મોંમાંથી જે કાંઈ નીકળતું તેને વેદવાકયની માફક ગ્રહણ કરતા. રાજયખટપટની અનેક ચર્ચાઓ ત્યાં થતી અને અમલદારો રાજયની નવા જુંનીઓ કહેતા. તે કહેવામાં તેઓ ગર્વ ધરતા અને જાણે કે તેથી તેઓ ઘણું મહત્વનું જ્ઞાન ધરાવે છે એવો ડોળ ઘાલતા. કારકુનો એ નવાજુંનીને એક ચિત્તે સાંભળતા અને પોતે ઘણા મહત્વની બાબતો સાંભળી એમ માનતા અને ભૂપસિંહને ત્યાં જવાથી એ અલભ્ય લાભ છે એમ ગણતા. અમલદારો અને તેમના કારકુનોના જ્ઞાનની અવધિ એ નવા જુંનીમાં જ આવી રહેતી અને એ નવાજુંની સાંભળીને સૌ પોતાને પતિત પાવન થતા માનતા. આ કારકુનોમાં વીરસિંહનો એક મિત્ર હતો તેને તેણે તેની નોકરી સંબંધી વાત કરી અને તે કામ પાર પાડી આપવાનું તેણે માથે લીધું. તેણે ભૂપસિંહને વિનંતિ કરી અને તેમણે કારભારીને આડું અવળું સમજાવીને વીરસિંહને માટે ત્રીસની જગ્યાના હુકમ ઉપર સહી કરાવી.

આ રાજ્યખટપટમાં બિપિનચંદ્રનો ભાવ કોણ પુછે? તે

સારો, પ્રમાણિક, મહેનતુ, અને બુદ્ધિશાળી હતો, પણ તેનામાં આ ખટપટ કરવાની આવડ નહીં હોવાથી તે પાછો પડતો હતો. રાજ્યમાં આવડ કે વિદ્યાનો ભાવ પુછનારા કંઈ બધાએ હોતા નથી. કનકપુરમાં કેટલાક સારા સુશિક્ષિત અમલદારો હતા અને તેઓ વિદ્યાને ચ્હાતા અને તેને માન આપતા. પણ બિપિનચંદ્ર હજી તેવા અમલદારની નજર તળે આવ્યો ન હતો, તેથી તેની વિદ્યા અને આવડ હજી અંધારામાં જ રહ્યાં હતાં. રાજ્યમાં તેને આગળ પડવાનો વારો આવતો ન હતો, કારણ કે તેમાં જરા હિંમત અને ખટપટનું કામ પડે છે. **શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્** એ વાત તે હજી સમજ્યો ન હતો. મિથ્યા સ્તુતિ કરની એને આવડતી ન હતી. તે તેના હૃદયની, વિચારની, વિદ્યાની અને સત્યશીલ સ્વભાવની સામે થવા જેવું ન હતું. મિથ્યા સ્તુતિ એ પણ એક પ્રકારની જુઠ છે એમ તે ગણતો; મનુષ્યને તે સત્ત્વહીન કરે છે એમ તે માનતો અને તેને સ્વીકારનારને તે અવળે માર્ગે ચઢાવે છે એમ આલેખતો. રજવાડી કારકુન વર્ગમાં આ સઘળા સુસંસ્કારો બાયલાપણાનાં લક્ષણો ગણાતાં. પણ બિપિનચંદ્ર જરાયે હિંમત હારતો નહીં. અધમતાથી અને ખુશામતથી મેળવેલી સાહ્યબી તમને જ મુબારક હજો એમ તે વારે વારે કહેતો.

હારથી બિપિનચંદ્રનું સત્યશીલ હૃદય નાસીપાસ થતું નહીં. એવી વખતે તે ઈશ્વર ઉપર વધારે ને વધારે શ્રદ્ધા રાખતો અને વધારે પુરુષાર્થ કરતો. કર્તવ્યનિષ્ઠ પુરુષને પ્રભુ કદીએ ભુખ્યો સુવાડતો નથી, અને તેના યોગક્ષેમનું વહન સદાએ કર્યા જ કરે છે એવો અડગ નિશ્ચય તે ધરતો અને સત્યનો ત્યાગ તે કદીએ કરતો નહીં.

આખરે તેણે ન્યાયખાતું બદલીને બીજા ખાતામાં જવાનો વિચાર કર્યો. ફરીથી તે કારભારીને મળ્યો; " તમારી વાત હું ધ્યાનમાં લઈશ " એવો જવાબ કારભારી સાહેબે તેને આપ્યો. કારભારી સ્વદેશાભિમાની છે, સુધરેલા છે, અને તેથી તે ન્યાયને રસ્તે કામ કરશે એમ જાણીને પોતાને વીતેલી સઘળી હકીકત તેની આગળ તેણે કહી બતાવી અને તેની સાથે વિનંતિ કરી કે આપ મને આપના ખાતામાં એક જગ્યા ખાલી છે ત્યાં દાખલ કરો. બિપિનચંદ્ર અહીં આ પણ ભુલ્યો હતો, છેતરાયો હતો. સ્વદેશાભિમાનનો ડોળ ઘાલનાર હીરેન્દ્રનાથનું સ્વદેશાભિમાન માત્ર વાચામાં જ હતું. ભાષણોમાં તે

દર્શાવાતું પણ રૈયત ઉપર કર નાંખવામાં તે જરાકે આડું આવતું નહીં. તે વિદ્વાન્ અને સુધરેલામાં ખપવાનો ડોળ ઘાલતો. પ્રજાને સુધારાની ટોચ ઉપર ચઢાવવાનું મંથન તે કરતો, પણ રૈયત તે બોજો ઉપાડી શકશે કે નહીં તેનો વિચાર કરતો નહીં. બાપડી રૈયત આમ રીબાતી અને કારભારી સુધારાનો ડોળ કર્યે જતો. પોતાને ફાવે તેમ રાજ્યમાં અનેક ફેરફારો તે કરતો, યૂરોપનું અનુકરણ કરી ત્યાંની સંસ્થાઓ જેવી સંસ્થાઓ અહીંઆં સ્થાપતો, તેમના નિભાવ માટે પરદેશથી અનેક વસ્તુઓ મંગાવતો, અને તેમ કરવામાં રાજ્યનું દ્રવ્ય ઘસડાતું અને પ્રજા રૂપી ગાયનું દુધ દોવાઈ જતું. પણ સુધારાને નામે ખરચનો હિસાબ ગણાતો નહીં, અને પ્રજાની લક્ષ્મી સારે માર્ગે વપરાય છે એમ મનાતું; કારભારીના સુધરેલા વિચારોને લીધે રાજ્યમાં પાશ્ચાત્ય સુધારાને અગ્ર સ્થાન અપાતું અને ભારતીય સંસ્કૃતિની નિંદા થતી. સાદું, નિર્મળ અને પ્રમાણિક જીવન વખોડાતું અને તેને સ્થાને પરદેશીઓના રીતરિવાજ, પોશાક અને ટાપટીપની ભારે પુજા થતી. એ પુજામાં કારભારી મુખ્ય ભાગ લેતો અને પોતાને પગલે ચાલનારાઓ પ્રત્યે પક્ષપાત બતાવતો. એવા કારભારી પાસે બિપિનચંદ્ર જેવા સાદા મનુષ્યનું ધાર્યું શી રીતે થાય?

કનકપુરમાં બ્રજેન્દ્રનાથ કરીને એક અમલદાર હતો. તેની સ્ત્રી સુશિલાએ થોડોક ઈંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો અને તે સઘળી ઈંગ્રેજી રીતભાત ધારણ કરી રહી હતી. હીરેન્દ્રનાથ પણ સુધારાનો હિમાયતી હતો તેથી તે અને સુશિલા રોજ સાંજે એકઠાં હવા ખાવા માટે જતાં હતાં. ફરતે ફરતે સુશિલાએ કારભારીને તેના એક દૂરના સગાને તેના ખાતામાં જગ્યા આપવાનું કહ્યું. ઈંગ્રેજી રીતભાતમાંજ જીવન ગાળનારા હીરેન્દ્રનાથથી સ્ત્રીનો બોલ પાછો ઉથામાયો નહીં, અને તેણે તેને ખાત્રીથી કહ્યું કે "હા, હું જરૂર આપીશ." સુશિલાનો સગો ચાર પાંચ ઈંગ્રેજી ચોપડીઓ ભણેલો હતો. તેને કારભારીની કચેરીમાં જગ્યા મળી અને બિપિનચંદ્રની વાત મારી ગઈ. આ પ્રમાણે કેટલીક વાર અરજદારોને અન્યાય જ થતો હતો અને તે બિચારા નિઃશ્વાસ નાંખતા નાંખતા ઘેર ચાલ્યા જતા હતા. બિપિનચંદ્ર મનમાં સમજ્યો કે આ રાજ્યમાં આપણો કોઈ બેલી નથી. તેના જેવા બીજા કેટલાક મનુષ્યો વધારે લાયકીવાળા હોવા છતાં પણ

પાછળ ને પાછળ રહેતા અને ખટપટીયા મનુષ્યો ફાવતા અને ચાળીસ પચાસની જગ્યાઓ ઉપર ગોઠવાઈ જતા. આખરે પરિણામ એ આવ્યું કે રાજ્યમાં ફાટફુટ થવા લાગી અને ફલાણો ફલાણાનો માનીતો છે એમ પક્ષ પડવા માંડયા. આમ રાજ્યમાં કંઈક સડો પેશી રહ્યો હતો.

કનકપુરનો મહારાણો પ્રતાપસિંહ એક નમુનેદાર રાજા હતો. તે શુદ્ધ ક્ષત્રીય હતો. ભારતવર્ષના સાંપ્રત રાજાઓ જે પ્રમાણે આયુષ્ય નિર્ગમન કરે છે તેનાથી જુદાજ પ્રકારે આ ભૂપ પોતાનું જીવન ગાળતો હતો. હિંદી પ્રજાની રાષ્ટ્રીય, સામાજીક અને ધાર્મિક ઉન્નતિ કેમ થાય એ બાબતમાં એ નામદાર ઘણા મનનશીલ રહેતા, અને કોઈપણ કાર્યમાં બેધડકપણે વર્તી પ્રજાની ઉન્નતિ એજ રાજ્યની ઉન્નતિ છે એવો ભાવ તિક્ષ્ણતાથી તે હમેશાં દર્શાવતા. ઔદ્યોગિક બાબતમાં તેમનું વર્તન માર્મિક હતું. સ્વદેશી કારીગિરિને મદદ કરવી એ આર્યપ્રજાનું પવિત્ર કર્ત્તવ્ય છે એમ તે સ્પષ્ટપણે જણાવતા અને જેઓ તેમ નથી કરતા તે દેશદ્રોહી છે, એટલુંજ નહીં પણ આત્મદ્રોહી છે એમ ખુલ્લું દર્શાવતા. પ્રાચીન હિંદુ પ્રજા ઉદ્યોગમાં કેવી સાહસિક હતી; તે ઈસ્તંબુલ, કેરો, જાવા, વેનીસ ઇત્યાદિ નગરો સાથે અને આફ્રિકાના દક્ષિણ પ્રદેશની સાથે કેવી સરસ રીતે વેપાર ચલાવતી હતી; તેનું સિંહાવલોકન કરીને સાંપ્રત કાળમાં ઉદ્યોગ ધંધાની કેવી દુર્દશા થઇ ગઇ છે તે માટે તે અત્યંત ખેદ દર્શાવતા હતા. આથી કરીને રાજા અને પ્રજા બંનેની એકતા કરી દેશની સ્થિતિ આબાદ કરવાનો પ્રયત્ન કરવાને માટે તે મથતા હતા. પ્રજાને આબાદ કરવામાં જે જે બાબતોને લક્ષ્યમાં લેવાની આવશ્યકતા છે તેમાં પ્રાથમિક કેળવણી મફત આપવી જોઇએ એમ તે આલેખતા; તેમજ ધંધાનાં પ્રદર્શનો અને પરિષદો ભરવાની આવશ્યકતા અને ઉદ્યોગ શિખવનારી શાળાઓની ખાસ જરૂર છે એમ તે દૃઢપણે માનતા. પ્રજાનો આત્મા નિસ્તેજ અને અધમ ન બની જાય તે માટે તેને ધર્મના જ્ઞાનની જરૂર છે એમ જાણી તે નૃપતિએ શાળાઓમાં ધાર્મિક કેળવણી દાખલ કરી હતી અને સાધુ સંન્યાસીઓના મઠ સ્થાપી વૈરાગ્ય અને આત્મજ્ઞાનને ઉત્તેજન આપ્યું હતું. મઠમાં ઉત્તમ, વિદ્વાન્ અને પવિત્ર સંન્યાસીઓ આવતા અને રાજા પોતે તેમની સેવા કરી ધાર્મિક જ્ઞાન લેતા અને પ્રજાને પોતાનો દાખલો બેસાડતા. ધર્મ એ શિક્ષણનો આત્મા

છે; અને પ્રજાને ધર્મ અને ઔદ્યોગિક શિક્ષણની પ્રથમ જરૂર છે એમ તે આલેખતા; અને એવા શિક્ષણથી જ પ્રજાની આબાદી છે એમ તે સમજતા. યુરોપના રાજ્યકર્તાઓ પોતાની પ્રજાની અને દેશની આબાદી માટે અનેક પ્રકારના ઔદ્યોગિક શિક્ષણ માટે પાઠશાળાઓ કહાડે છે, તેમજ તે કહાડતા; રાજા પ્રજાનો પિતા છે; અને પ્રજાનું રક્ષણ અને પાલન કરવાથી અને તેની આબાદીના માર્ગો યોજવાથી જ રાજાનું રાજાપણું છે એમ તે ધારતા. પ્રજાના રંજનમાં જ પોતાની સત્તા રહેલી છે; અને પ્રજાના સુખમાં જ રાજાનું સુખ રહેલું છે એમ તે સમજતા, અને તેની ઔદ્યોગિક સ્થિતિ સુધારવી એ રાજાની પોતાની ફરજ છે એમ તે સ્વીકારતા. રાજ્યનું ધન પ્રજાના હિત માટે જ ખરચાય એવી યોજના તે કરતા અને પરમેશ્વર તરફથી સોંપાયેલા એ પવિત્ર ખજાનાને મોજશોખ કે પરદેશમાં ઉડાવી દેવામાં તે મહા પાપ ગણતા. આ બાબતમાં સાંપ્રત કાળના દેશી રાજાઓના વર્તનથી કંઈક જુદા જ પ્રકારનું વર્તન આ મહારાણો પ્રતાપસિંહ ચલાવી રહ્યો હતો.

પોતાના રાજ્યમાં પ્રજામત દર્શાવનારી લોકસભા જેવું સ્થાપ્યા પછી તેને લગતા નિયમો ઘડી કહાડવામાં આવ્યા હતા. તે નામદાર સર્વોપરિ સત્તા ધરાવતા હતા પણ કેટલીક બાબતોમાં તો પ્રજામતને જ માન આપીને તે વર્તતા હતા. તેમના કામની અંદર કોઇપણ અમલદાર માથું મારી શકતો નહીં. તે પોતે જાતેજ સઘળું કામ જોતા. ગાદીએ આવ્યા પછી તેમણે દરેક ગામે ગ્રામ્યશાળા કહડાવી હતી અને તેમાં લખતાં, વાંચતાં અને ગણીત શિખવવામાં આવતાં હતાં. પાંચ દસ ગામોની મધ્યમાં અકેકી ઉદ્યોગશાળા સ્થાપવામાં આવી હતી. તેમાં ખેતીવાડી, વણાટ, સુતારકામ કે લુહારકામ જેવાં કામો શિખવાતાં. ગ્રામ્યશાળાઓમાં લખતાં વાંચતાં શિખીને વિદ્યાર્થીઓ ઉદ્યોગશાળાઓમાં પ્રવેશ કરતા અને પોતાના બાપદાદાઓના ધંધાને ખીલવવાનું જ્ઞાન મેળવતા.

તેમણે જકાતખાતું પોતાના કબજામાં રાખ્યું હતું, અને રૈયતને ઉદ્યોગવ્યાપારમાં નુકશાન ન પહોંચે તેવી યોજના તેમણે કરી હતી. રાજ્યમાં દારૂ, ભાંગ, ગાંજો, કે અફીણ જેવા માદક પદાર્થો ઉત્પન્ન કરાવી તેના વેચાણમાંથી રાજ્યની ઉપજ વધારવી એ વિચાર એ નામદારને અસહ્ય લાગતો હતો. એવી રીતે ઉપજ લેનાર રાજા

પોતાના તેમજ પ્રજાના આત્માને પતિત કરે છે એમ તે નામદારનું માનવું હતું. એમના રાજ્યમાં કર માત્ર જમીન ઉપર જ નાંખવામાં આવતો હતો. તે નામદારનું માનવું એવું હતું કે કર નાંખીને રૈયત પાસેથી પૈસા કઢાવવા એ રાજ્યની મુડીને નુકસાનકર્તા છે. કર નાંખીને મેળવેલા પૈસાનો ઉપયોગ નકામી ખાસીયતોમાં જવાનો સંભવ રહે છે અને તે રાજાને ખરચાળ બનાવે છે. તે પૈસો ચોરાઇ જવાનો કે ઘસડાઇ જવાનો ભય રહે છે અને પ્રજા આખરે નિર્ધન બની વ્યાપારહીન બને છે. રૈયતની પાસે રહેલો પૈસો રાજ્યની પેઢીમાંજ છે એમ લેખાય છે, અને રાજાને જ્યારે ખપ પડે ત્યારે તેમાંથી લેવાને તે શક્તિવાન છે.

તે નામદારે પશ્ચિમનાં સુધારાવધારાને યોગ્ય પ્રમાણમાં ઉત્તેજન આપ્યું હતું. વર્તમાનપત્રોને સ્વતંત્રતા આપી હતી. રાજ્યમાં રસ્તાઓ અને રેલ્વેઓ વધારવામાં તે યોગ્ય રીતે દ્રવ્ય વાપરતા. રાજ્યના કેટલાક સમજુ અને પ્રતિષ્ઠિત પુરુષોની એક ધારાસભા સ્થાપી તે મારફતે પ્રજાને તેમણે રાજ્યકીય હક્કો પણ આપ્યા હતા. તેમના અમલમાં તેમનું રાજ્ય આર્યોની પ્રાચીન પદ્ધતિ ઉપર ચાલતું હતું, પણ તેમાં અર્વાચીન સમયના સુધારાવધારાને ઘટતું સ્થાન આપવામાં આવ્યું હતું. પ્રજાનાં આત્મા, શરીર અને આર્થિક સ્થિતિ બગડે નહીં એ સિદ્ધાંતને અનુસરીને જ રાજ્યનો સઘળો કારભાર ચલાવવામાં આવતો હતો.

તે નામદાર જાતે સાદા, સાદી જીંદગીને પસંદ કરનારા, દયાળુ અને ઉદાર સ્વભાવના હતા. તેમણે એક પત્નીવ્રત લીધેલું હતું. યૂરોપિયન વિદ્યા કળાને તે ચ્હાતા હતા પણ આચારવિચારમાં તો તે ચુસ્ત હિંદુ જ હતા. દરરોજ દુનિયામાંનાં મુખ્ય વર્તમાનપત્રો તેમને ત્યાં આવતાં અને તેમાંની ખબરો જાણવાને તેમણે એક ખાતુ રાખ્યું હતું, અને તે સઘળાં અગત્યનાં લખાણોનું ભાષાંતર કરી તેમની આગળ તથા પ્રજા આગળ રજુ કરતું હતું. પુસ્તકો વાંચવાનો અને શાસ્ત્રીય બાબતો જાણવાનો તેમને ઘણો શોખ હતો. વિદ્યા ધર્મેણ શોભતે એવો એમનો સિદ્ધાંત હતો. રાજા ધાર્મિક હોય અને બુદ્ધિશાળી હોય તો પ્રજા રાજ્યભક્ત બની રાજ્યને ટેકારૂપ થઈ પડે એમ તે માનતા. આથી પોતે ધાર્મિક બની પુરાણીઓ અને શાસ્ત્રીઓ પાસેથી

કથા સાંભળતા અને સંન્યાસીઓને ઘણું માન આપી તેમની પાસેથી બોધ લેતા, તેમની વિદ્યા અને તપસ્યાનું અનુકરણ કરતાં અને તેમની પાસે પ્રજાને બોધ અપાવતા. રાજ્યમાં ધાર્મિક કેળવણી તેમણે દાખલ કરી હતી. દુનિયામાં બનતા બનાવો અને શોધખોળોથી માહિતગાર રહેવાને તે હમેશ મહેનત કરતા. તે સવારમાં વ્હેલા ઉઠતા, ક્ષત્રીયના ધર્મને અનુસરીને સ્નાન સંધ્યાદિ કરતા, પછી કાંઈ સાહિત્યને લગતું વાંચતા અને પછી પ્રધાન સાથે એકાંતમાં બેસતા અને અગત્યનાં કામકાજ માટે વિચાર કરતા. પછી તે જમતા, પછી રાજ્યનાં કામો જોતા અને સાંજના શિકારી ઉપવનમાં ઘોડેસ્વાર થઈને ફરતા. રાતનો થોડો સમય પાછો પ્રભુભક્તિમાં ગાળયા પછી તે સુઈ જતા. યૂરોપની મુસાફરી તેમણે એકવાર કરી હતી અને તે ઉપરથી મળેલા અનુભવનો સ્વાદ તેમણે પ્રજાને ચખાડયો હતો.

મહારાણા પ્રતાપસિંહના ખાનગી કારભારીનું નામ રાજેન્દ્રલાલ હતું. રાજેન્દ્રલાલ નીતિવાન, ભક્તિવાન અને શ્રદ્ધાળુ હતો. તે પ્રમાણિક અને ન્યાયી હતો. કનકપુરમાં એમ કહેવાતું કે રાજેન્દ્રલાલ રજવાડાનું નાક છે. તેની નીતિ રીતિ રજવાડાની આબરૂ વધારે તેવી હતી, અને એના ઉપરથી તપાસ કરનારને તો એમજ લાગતું કે કનકપુરમાં અધિકારીઓ ઘણા ન્યાયી, પ્રમાણિક અને નીતિવાન છે. હતું પણ તેવું જ. જુના રાજાના વખતમાં કેટલોક સડો પેસી ગયો હતો અને તેમના વખતના કેટલાક જુના અધિકારીઓ હજી રાજ્યમાં હતા અને તે વખતે અંધાધુંધી ચલાવતા. પણ જેમ જેમ નવા સુશિક્ષિત માણસો રાજ્યમાં નીમાતા જતા હતા તેમ તેમ રાજ્યની નીતિ અને પ્રમાણિકતા વધતાં જતાં હતાં, અને રૈયતને પુરો ઈનસાફ મળતો હતો.

રાજેન્દ્રલાલ આવા અમલદારોમાંનો એક હતો. તે દયાળુ અને જીવનો ઉદાર હતો. તે સત્યશીલ હતો અને કદી અસત્ય બોલતો નહીં કે ખોટું કરતો નહીં. રૈયતનું ભલું ઇચ્છવામાં તે અભિમાન ધરતો, તેમ રાજ્યનું હિત બગડે નહીં તે પણ જોતો. એની પાસેથી સૌને બરાબર ઈનસાફ મળતો. પોતાના નોકરો ઉપર તે હેત રાખતો અને રાજ્યમાં કોઈનો હક્ક ડુબે નહીં તેની કાળજી રાખતો. એની પાસે કામ કરનારા નોકરો બધાએ રાજી રહેતા અને કામ કરવાને

ઉત્સાહ ધરતા. રાજેન્દ્રલાલ સાદો અને નિરભિમાની હતો અને સૌ સાથે તે મળતો હળતો.

એક દિવસ બિપિનચંદ્રને અનાયાસે જ રાજેન્દ્રલાલનો ભેટો થઈ ગયો. બિપિનચંદ્ર રોજ સાયંકાળે ફરવા જતો અને રાજેન્દ્રલાલ પણ તેમજ કરતો. ગામની બહાર તે એક જગ્યાએ એકઠા થઈ ગયા. રાજેન્દ્રલાલ સ્વભાવે નમ્ર અને માયાળુ હતો. તેણે બિપિનચંદ્રને આઘેથી આવતો જોયો. તેના મુખ ઉપરથી તેણે જાણ્યું કે આ કોઈ સજ્જન પુરુષ છે. બિપિનચંદ્ર રાજેન્દ્રલાલને ઓળખતો હતો પણ રાજેન્દ્રલાલ બિપિનચંદ્રને ઓળખતો નહોતો. બિપિનચંદ્ર છેક પાસે આવ્યો એટલે તેણે રાજેન્દ્રલાલને સલામ કરી. બિપિનચંદ્રની સૌમ્ય મુખાકૃતિ જોઈને રાજેન્દ્રલાલને તેની સાથે વાત કરવાનું મન થયું. મનો મન સાક્ષી છે. બંને નીતિમાન અને પ્રમાણિક. બંનેનો આત્મા એકબીજાને ઓળખી રહ્યો. બંનેનાં હૃદય એકબીજાને માટે ઉછળી રહ્યાં. જાણે ગત જન્મનો પ્રેમ હોય તેમ વ્હાલથી બંને એક બીજાને નિરખી રહ્યા. પ્રભુની લીલા અજબ છે. તે તેના દાસનું કાર્ય ગમે તે રસ્તે સાધી આપે છે.

એકદમ રાજેન્દ્રલાલ પુછવા લાગ્યો, " તમે અહીંઆં શું કરો છો ? "

બિપિનચંદ્રે જવાબ આપ્યો, " હું અહીંઆં ન્યાયખાતામાં કારકુન છું. "

" તમારી આકૃતિ ઉપરથી તમે કુળવાન અને સજ્જન હો એમ લાગે છે. તમે આ રાજ્યમાં નોકરી કરવાને આવ્યા તે ઠીક થયું. તમને અહીંઆં લાભ થશે. કનકપુરના મહારાણા પ્રતાપસિંહ ઘણા ન્યાયી, ઉદાર અને ધાર્મિક રાજા છે. અહીંનો અમલદાર વર્ગ પણ સારો છે. " રાજેન્દ્રલાલ ખરા અંતઃકરણથી કહેવા લાગ્યો.

બિપિનચંદ્ર સાંભળી રહ્યો. રાજ્યમાં તેને કંઇક કડવો અનુભવ થયો હતો તેથી તે થોડીવાર પછી બોલી ઉઠયો, " મને તો અહીં-આં કંઈ ઠીક લાગતું નથી. મને તો અહીં કડવો અનુભવ મળ્યો છે. "

રાજેન્દ્રલાલે જવાબ આપ્યો, " શરૂઆતમાં તો તેમજ હોય. ધીરજ રાખો. તમે હજી સારા અમલદારોની નજર તળે આવ્યા નથી.

વળી મહારાણા પ્રતાપસિંહનાં તમને દર્શન થયાં નથી. એક બે અમલદારોને તમે મળ્યા કર્યા હશો. તે ઉપરથી આખા રાજ્ય વિષે તમે ખોટો અભિપ્રાય બાંધી ન શકો. તમને શી મુસ્કેલી નડી છે તે મને કહો. ”

બિપિનચંદ્ર શરમાળ હતો. કોઈનું જરાક પણ ઘસાતું બોલવું એને ગમતું નહોતું. તે ચુપ જ રહ્યો. રાજેન્દ્રલાલે આગળ ચલાવ્યું; “ તમારે કંઇ કામકાજ હોય તો મને કહેજો. મારાથી બનતી મદદ હું કરીશ. કહેશો તો રાણાજીનો તમને મેળાપ કરાવી આપીશ; પણ જેવી તેવી બાબતમાં એમને તસ્દી આપવી ઠીક નહીં. કોઈ તેવી ખાસ બાબત હોય તો મને કહેજો. હું જરૂર મદદ કરીશ. ”

સાયંકાળ વીતી જવા આવી હતી. ચારે બાજુએ જરા જરા અંધારૂં થઈ ગયું હતું. તેથી બિપિનચંદ્ર સલામ કરીને વિદાય થયો. જતે જતે તેણે વિચાર કર્યો : “ પ્રભુએ આ મહાપુરુષનો અનાયાસે જ મેળાપ કરાવ્યો. કોઈ તેવી ખાસ બાબત હશે તો એમને તસ્દી આપીશ. મારી નોકરી જેવી હલકી બાબતમાં તેમને શું કહેવું. રાજ્યમાં ઉમદા અધિકારીઓ છે તો ખરા. ”

બિપિનચંદ્ર કોઈ પણ રસ્તે નહીં ફાવવાથી તે પોતાની મૂળ જગ્યાએજ કામ કર્યા કરતો હતો. તે નિરાશ થયો હતો પણ સંતોષી હોવાથી તેને બહુ લાગતું નહોતું. તેના જેવા બીજા કેટલાક પુરુષોને પણ ઇનસાફ મળ્યો નહોતો. આ ખેદજનક બનાવો ઉપર તે દયાની દૃષ્ટિથી જોતો અને રાજ્યના અપ્રમાણિક મનુષ્યો ઉપર તેને ઘણોજ તિરસ્કાર આવતો. તે પોતાના મનમાં વિચાર કરતો: “ હાલમાં આ બધું ધુંધવાઈ રહ્યું છે, તેમાંથી દેવતા એની મેળે જ પ્રગટ થશે. અપ્રમાણિક મનુષ્યોને તેમનાં કૃત્યોનું ફળ અહીંઆં જ મળશે. માણસનું અજ્ઞાન કેવું છે ? બળ, ધન, પ્રતાપ, સત્તા અને માનમાં ગરક થઈ ગયેલા આ મનુષ્યો જાણતા નથી કે તમે જેમ બિલાડીની માફક ઉંદરોને મારી નાંખવાને ફરો છો તેમ અનેક શ્વાનો તમારો નાશ કરવાને અહીં તહીં હાજર જ છે. પારકાને અન્યાય કરનાર એમ નથી જાણતા કે એક ક્ષણમાં ઉંધું વાળી દેનાર કાળચક્ર તેમને માથે ભમ્યા જ કરે છે. પાપીઓ પોતાનાં કૃત્યોમાં બે ઘડી ચાંદની ભલે દેખે, પણ ઝાકળની માળા આખરે ઝાકળ જ છે. ડુંગળી વાવીને તમે કસ્તુરી કદી પામવાના નથી. ગરીબનો એવી

ઇશ્વિર થશે! તેમને ખબર નથી કે "તુલસી હાય ગરીબકી કંઇ ન ખાલી જાય!" અધમ કરનારા એમ સમજતા નથી કે હૃદયને અસ્ત સર્વ કોઇને મારે છે જ!"

ઈશ્વરની માયાનો પ્રભાવ વિચિત્ર છે. કાળ પોતાની ઇચ્છા પ્રમાણે અનેક ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને આ દુનિયારૂપી રંગભૂમિ ઉપર પાત્રજનો તરીકે ઉભી કરી દે છે. અમુક કાળમાં અમુક ખેલ ભજવાય છે. કોઇમાં વીરરસ તો કોઇમાં કરુણરસ; કોઇમાં પરમાર્થ તો કોઇમાં સ્વાર્થ; કોઇમાં ક્ષાત્રધર્મ તો કોઇમાં દ્રવ્યપુજા; એમ અનેક રસો ભિન્ન ભિન્ન કાળે જગતની રંગભૂમિ ઉપર પ્રધાનપદ ભોગવતા જાય છે. સત્યયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગમાં સત્ય, પરમાર્થ, અને નિસ્વાર્થ પ્રેમના અનેક ખેલો ભજવાઇ ગયા છે, અને તેનો આબેહુબ ચિતાર હજી મહાભારતાદિમાંથી પ્રત્યક્ષ થાય છે. હાલમાં એ પ્રધાનપદ સ્વાર્થ અને અહંકારને મળી ચુકયું છે. દરેક મનુષ્ય, સમાજ, પ્રજા, દેશ,—આ કાળની ઇચ્છાને વશ થઇ રહેલાં છે. યૂરોપની પ્રજાઓમાં આ ઇચ્છાનો પ્રભાવ સર્વાંશે જોવામાં આવે છે. ત્યાં દરેક રાજ્ય પોતાની જ મહત્તા દર્શાવે છે; પોતાનેજ મહત્ પદે સ્થાપવાને પ્રયાસ કરી રહે છે. રાષ્ટ્ર ઇશ્વિર બાંધી શકતો નથી, રાજા બાંધી શકતો નથી, તેની સ્થાપના પ્રજા જ કરી શકે છે. જે પ્રજા એમ માને છે કે રાષ્ટ્રની સ્થાપના ઇશ્વરની કૃપા વિના થઇ શકતી નથી તે પ્રજા હાલતું ચાલતું માટીનું પુતળું છે, જડ છે! યુરોપીય પ્રજાઓ આવી નાસ્તિકતા અને નિરંકુશ સ્વાતંત્ર્યના વિચારોમાં મશગુલ થઇ રહેલી છે. તેમના વિચારોમાં, સમાજમાં, વર્તનમાં, ધર્મને જરાક પણ અવકાશ અપાયલો નથી. તેથી કરીને એ સ્વાતંત્ર્યના વિચારો સાથે તામસિક વૃત્તિ અને સ્વાર્થ સ્વાભાવિક રીતે પોષાય છે તે આ મદમસ્ત પ્રજાઓ જાણતી નથી. આવી ઉન્મત્ત દશાઓનું પરિણામ જાદવાસ્થળીજ હોય એ એકવાર જાણ્યા છતાં પણ તે પ્રજાઓ હજી બરાબર સમજતી નથી. આ પાશ્ચાત્ય પવનની લહરી હાલમાં હિંદમાં વ્યાપી રહી છે. કોઇ પણ રસ્તે ધન ઉપાર્જિત કરવું એ આ લહરીનો મુખ્ય હેતુ છે. એમાં ધર્મ, નીતિ, સત્ય, દયા, બાજુએ મુકાય છે અને મનુષ્યો પોતાના આત્માને અધમ બનાવી મુકે છે. એ લહરી મનુષ્યમાં કાંઇક ઉદ્ધતપણું લાવે છે, અને તેને અસંતુષ્ટ બનાવી મુકે છે. અસંતુષ્ટવૃત્તિ આખી

પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે. તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, તેને વધારે છે
નિરંકુશ બનાવે છે. આથી માણસ ફળ મેળવવા ઉતાવળું થાય
અધીરૂં બને છે. તેનાથી એકજ ફળ શોધીને બેશી રહેવાતું નથી.
ઉપર ફળ શોધ્યાંજ કરવાં એ આ પ્રવૃતિનો સ્વભાવ છે. સહનશી
તે દાસત્વ ગણે છે. વિચારની નહીં પણ આચરણની સ્વતંત્ર
તે સ્વતંત્રતા ગણે છે. પોતે કહે તે ખરૂં એમ માનવામાં તે
માને છે. ભૂતકાળના અનુભવોને તે હસે છે. નિવૃત્તિને તે
પણું કહે છે અને સાઠે વર્ષે પણ ધનના લોભમાં અહીં તઈ
પડે છે. મનોનિગ્રહ અશક્તિમત્તા છે એમ તે આલેખે છે.
હેતુ ઇંદ્રિયસુખમાંજ તે લાવીને મુકે છે. આથી અનેક જાતન
રીત પરિણામો થાય છે.

આવી પાશ્ચાત્ય લહરીની ઝપટમાં ઝપટાયલો કારભારી
નાથ હતો. વિદેશી ભાષા, વિદેશી જ્ઞાન, વિદેશી આચાર
અને વિદેશી શિક્ષણક્રમ એમ બધી વાતે વિદેશી હવામાંજ તે
ગાળતો હતો. તે વિદેશી વસ્તુવિચારનેજ મહત્તા આપતો હતે
મનુંજ અનુકરણ કરતો હતો. વસ્તુઓના યથાર્થ જ્ઞાનનો
અભાવ હતો. તેનામાં અધિકારનો મદ હતો. સર્વ વસ્તુઓન
ચોટીયા જ્ઞાનથી અને પોતાના વાક્ચાતુર્યથી તે પોતાને વિદ્વાન ગણ
કોઈપણ પ્રકારની મર્યાદા કે અંકુશ વગરની કેવળ ઉચ્છૃંખલ
તાથી તે પોતાનું ગૌરવ અને સુધરેલાપણું જણાવતો. અહં
સ્વાર્થમય ભાવનાઓને તે પોષતો અને બહારની સુંદરતા કે
ટીમાકમાંજ જીવનનું સાફલ્ય સમજતો. આપણી પવિત્ર જુની
ભારતભૂમિનું અસલનું જે જે કંઈ હોય તે તે સર્વ ત્યજાવ
સ્થાને નવીન–વિદેશી–આચારવિચારની સ્થાપના કરવાને તે
પણ તેના તેમ કરવામાં પ્રજાનું સત્ત્વ હણાતું, તે ખાલી
બનતી, અને માત્ર તેની બહારની ટાપટીપ અને સૌન્દર્યમાંજ
થતો ! પણ હીરેન્દ્રનાથ હાથનો ચોખ્ખો હતો અને તે કદી
ચાલતો નહોતો. આવા ડોળી મનુષ્યની આસપાસ બેસનારા
ખુશામતીયાજ હોય. ખુશામતજ એમનો રોજગાર હોય. ખુશા
એ પોતાનો સઘળો સ્વાર્થ સાધતા હોય. એવા મનુષ્યની પાસે
આવડ, પ્રમાણિકપણું કે સત્યનું કંઇ ચાલેજ નહીં. હાજી, હ

તેનોજ બેડો પાર ! આવા ખુશામતીઆઓ રોજ કારભારીને ઘેર આવે ને જાય, પેશ નીકળ કરે. સાહેબને બંગલે જરા હા. હો. કરે, સાહેબનાં વખાણ કરે, અને જરા હાસ્યવિનોદ કરી સાહેબને હસાવે. કારભારી સાહેબ સુધરેલા વિચારના હતા એટલે એમનાં પત્ની—બાસાહેબ પણ તેવાજ વિચાર ધરાવતાં અને પડદો બડદો રાખતાં નહીં. એમની પાસે સૌને જવા આવવાની છુટ હતી. કારભારીની પાસે આવનારાઓ થોડીકવાર બાસાહેબ પાસે પણ જાય અને ત્યાં બેશીને સાહેબની સ્તુતિ કરે અને વખતે બાસાહેબને પણ સમજાવી તેમનાં વખાણ કરીને પોતાનું ધાર્યું કારભારી પાસે કરાવી લેવાની તદબીર રચે. અહીંઆં સત્ય કે લાયકીનો ભાવ પુછાતો નહીં પણ ખુશામતમાં સઘળી લાયકીનો સમાવેશ થઈ જતો.

વાંચકોને યાદજ હશે કે સીધે માર્ગેજ જીવનવ્યવહાર ચલાવનાર બિપિનચંદ્ર અન્યાયનું પાત્ર થઈ રહ્યો હતો. આવા કારભારી પાસેથી ન્યાય મળવાની તેને આશાજ ક્યાંથી હોય ! આજ ભલાની દુનિયા નથી. જ્યાં ત્યાંથી તેને નિષ્ફળતાજ પ્રાપ્ત થતી હતી. આજકાલ સર્વત્ર મનુષ્ય ભલામણપત્ર શિવાય કોઈપણ કાર્ય કરવાને શક્તિવાન થતો નથી; તો પછી બિપિનચંદ્ર જેવા વગવસીલા વગરના મનુષ્યનો ભાવ કેવી રીતે પુછાય? અનેક રીતે તેને ત્રાસ સોસવા પડે; અધિકારીની મરજી ઉઠાવવી પડે, તેના છણકા લપકા ખાવા પડે અને આટલું સહ્યા છતાં પણ વખત આવ્યે પગારનો વધારો તેને મળે કે ન મળે. આથી બિપિનચંદ્ર મનમાં ઘણું મુંઝાવા લાગ્યો. શું કરવું તે તેને સુઝે નહીં. ઘણા તેને કહેવા લાગ્યા “ભાઈ, જમાનો બદલાયો છે, જમાનાને અનુસરીને ચાલતાં શિખો.” સત્યને માટે અડગ નિશ્ચયવાળો અને ભોળા દિલનો બિપિનચંદ્ર કાંઈ સમજે નહીં. આ કહેનારાઓમાં વીરસિંહ પણ હતો. તે એક દિવસ બિપિનચંદ્રની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો “નવા યુગને અનુસરતા નવા સૂત્રને તમે જાણો છો ? એ સૂત્રનું બરાબર પાલન કરો, પછી જુઓ તમારો બેડો પાર ! અહીં આવો એ સૂત્ર તમને કહી બતાવું” આમ કહી તે બોલવા લાગ્યો.

“કોઈપણ ધંધાની અંદર ખોટ આવે. અગર તે ધંધો મંદ પડે, પણ અમારો ખુશામતરૂપી રોજગાર તાજો ને તાજોજ રહે છે;

જ્યાં કશાની ખુજ ન થાય ત્યાં ખુશામતની ખુજ ઝટ થાય, માટેજ આ અમારૂં સૂત્ર 'ખુશામત તાજો રોજગાર છે,' એ તો ભાઇ **अर्क सेव्यं, वर्क सेव्यं, न सेव्यो केवलो हरिः** ! આ જગતમાં બધુંએ જોઈએ."

બિપિનચંદ્ર—ભાઇ વીરસિંહ, બધા માણસો કંઇ તેવા હોતા નથી. બધાને કંઇ ખુશામત પસંદ હોતી નથી. તમારી દૃષ્ટિમાં જ કળીયુગ છે એટલે તમે બધાને એવા જુવો છો. ધર્મરાજાની દૃષ્ટિએ જગત સારૂં જ લાગતું હતું. તેમને કોઈ ખોટું લાગતું જ નહોતું અને દુર્યોધનને બધા ખોટા જ ભાસતા હતા. મને કેટલીક બાબતમાં અન્યાય થયો હશે પણ રાજ્યમાં બધા માણસો અન્યાયી છે એમ હું માનતો જ નથી. રાજ્યમાં ઘણા સારા અમલદારો પડયા છે, પણ તેમને હું ઓળખતો નથી. તેઓ ન્યાયી છે પણ તમારા જેવાજ વચમાં ફાંસ મારે છે. નસીબ પાંશરૂં ન હોય ત્યાં સુધી સારા અમલદારની નજરે આવીએ નહીં.

વીરસિંહ—પણ ભાઇ આ તો ન્હાનું રાજ્ય અને તેમાંએ રાજ્યના ઘણા માણસો જુના જમાનાના. એ, બી, સી, ડી, એ પણ તેમને આવડતી નથી. એમની પાસેથી તમે ન્યાય કે નીતિની આશા શી રીતે રાખો. વિદ્યા વગર નીતિ શી રીતે હોય? એ બિચારાઓ કયાં મોટી મોટી પરીક્ષાઓમાં પાસ થઈને આવેલા છે?—અને જ્યાં એવા પાસ થઈને આવેલા હશે ત્યાં પણ બધું ઠીક જ છે. એ તો ઉપર ઉપરની જ ટાપટીપ, ઉપર ઉપરનું જ "પાલીશ!"

બિપિનચંદ્ર થોડીક્વાર સાંભળી રહ્યો. વાત એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર ચાલી. આખરે વીરસિંહ પાછો બોલી ઉઠયો;

"તમે કોઈ દિવસ કારભારી સાહેબને ઘેર અમથા જતા નથી? એ તો જરા જવું કરવું, મળવું, હળવું, કંઇ ટેહેલ ટકોરો પણ કરવો! તમે પરણ્યા તો હશો જ! કારભારી સાહેબનાં વહુ ઘણાં માયાળુ છે. તમારી વહુને તેમની પાસે મોકલો, તે પણ જરા હળે મળે, અને કારભારી સાહેબ જાતે સુધારાના હિમાયતી છે, એટલે એમનાં વહુ હોય તેમાં નવાઇ જ શી! સાંજે એ બંને બહાર ફરવાને જાય છે, તેમની સાથે તમારી વહુ પણ જાય! બાઇસાહેબને રસોઈનો કંટાળો છે અને એમને ઘેર કોઈ રસોઈઓ ટકતો નથી, તો તમારી વહુ કોઇ દિવસ જાઇને રસોઇ પણ કરી આપે તો શું બગડી જાય! એ તો ભાઇ ગરજ વખતે ગધેડાને પણ બાપ કહેવો પડે!"

બિપિનચંદ્ર વીરસિંહની નીચ વૃત્તિ સમજી ગયો. આ નાના રજવાડામાં તેના જેવા નોકરો કેવી અધમ કૃતિઓ કરતા હશે તે એ જાણી ગયો. પવિત્ર પતિપરાયણા પ્રિયંવદા તેને સાંભરી, તેની પવિત્રતા તેની દૃષ્ટિ આગળ તરી આવી. મનમાં તે વીરસિંહને ધિક્કારવા લાગ્યો, અને તે ધિક્કાર તેની દૃષ્ટિમાં પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. તે મનમાં બોલ્યોઃ "આર્યલલનાઓએ પવિત્રતાને માટે લાખો અને કરોડો રૂપિઆને લાત મારી છે. દ્રવ્ય કરતાં પવિત્રતાને તેમણે વધારે કિંમતી ગણી છે. તેમની દૃષ્ટિમાં એ પવિત્રતા આગળ દ્રવ્ય તુચ્છ છે, આખી પૃથ્વીનું રાજ્ય પણ તેનાથી ઉતરતું છે. એ પવિત્રતા આગળ સત્તાનું પણ જોર નરમ પડી જાય છે. એની એક કટાક્ષમાત્ર દુષ્ટને કંપાવી નાંખે છે. દુષ્ટ તેની આગળ ઉભો રહી શકતો જ નથી. પ્રિયંવદા તું એવી જ સાધ્વી છુ. અધમ અને કંગાલ રજવાડામાં ઉછરેલા વીરસિંહે તારા જેવી પવિત્ર નારી ભાગ્યે જ જોઇ હશે ! એ તો એમજ જાણે છે કે દુનિયામાં સૌ સરખાં જ છે !"

વીરસિંહને બિપિનચંદ્ર કહેવા લાગ્યો; "ભાઇ નોકરી ગઇ ઝાનમમાં ! મારે એવી નોકરી જોઇતી નથી. તમે મને જે ઉપાય બતાવ્યો તે મારાથી નહીં બને. તમને વિનંતી કરીને કહું છું કે આજે તો મારે મોંએ એવું બોલ્યા તે બોલ્યા, પણ હવે ફરીથી એવું કદી બોલશો નહીં. મારે તમારી સલાહ જોઇતી નથી. અમે તો માણસ જુદા."

આમ બોલતે બોલતે બિપિનચંદ્રના મુખ ઉપર કંઇક ક્રોધ અને કંઇક પ્રૌઢતાની છાયા છવાઇ રહી. તેના ચહેરા ઉપર એક પ્રકારનું અલૌકિક તેજપુંજ આવી રહ્યું. તેની પ્રભાવશાળી મુખમુદ્રા ઉપર ઉચ્ચ ચારિત્ર્યનાં ચિન્હ જણાવા લાગ્યાં, અને તે જાણે કે કોઇ ઉચ્ચ કોટિનો મનુષ્ય કે દેવ હોય તેમ વીરસિંહને ભાસ થવા લાગ્યો. તેની કટાક્ષ આગળ જાણે કે તે દબાતો હોય તેમ તે રાંક અને નિસ્તેજ થઇ જવા લાગ્યો. તેનો કંઠ ગળગળો થઇ ગયો અને પોતે જાણે કે ગુન્હો કર્યો હોય એમ એનું મન એને ઠપકો દેવા લાગ્યું. બિપિનચંદ્રની પાસે વધારે વાર બેસવું એને અસહ્ય થઇ પડ્યું. રજવાડામાં આવો અનુભવ એને આ પહેલીજ વાર થયો હતો અને તેથી તે સ્તબ્ધ બની ગયો હતો. જ્યાં માણસો પોતાનું કામ કાઢી

લેવાને અનેક અધમ માર્ગો યોજે, ત્યાં આવા દૃઢ નિશ્ચયવાળા, સત્યશીલ, અને પ્રમાણિક માણસને ધર્માચરણને વળગી રહેતો જોઈને વીરસિંહ આશ્ચર્ય પામ્યો. એના રાજ્યમાં આવું આચરણ બાયલાપણાની નિશાની લેખાતું અને તે આવડની ખામી ગણાતું. થોડીવાર પછી વીરસિંહ ઉઠયો અને નિસ્તેજ મુખે પોતાને ઘેર જવા લાગ્યો.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા, પણ બિપિનચંદ્રની વૃત્તિને આ રાજ્યમાં કંઇ ગોઠે નહીં. ઘરસંસાર પોલે પાને ઠેલવો એ ક્યાંસુધી નભે. ઘણાં વરસ નોકરી કરી પણ પગારમાં કંઈ વધારો થવા પામે નહીં. તેની વિદ્યાની, ગુણની કે આવડની અહીં બુજ થાય નહીં. પૈસાની તેને ઘણીજ તાણ પડવા લાગી. સ્થિતિ વિપર્યયથી મનોરથને સફળ કરવાનો સંભવ ન્યૂન થતો સમજાયો. મિત્રો સાથે અનેક અભિલાષાઓ અને અનેક મનોરાજ્યો કલ્પ્યાં હતાં તે પાર પાડવાના નિશ્ચયો શિથિલ થવા લાગ્યા. ધનસંપત્તિની તાણ, તેથી ઉદ્ભવતી વહાલાંઓની કરુણાજનક સ્થિતિ, વ્હાલાંઓને સંતોષવાની અશક્તિમત્તા, આ સર્વ કયા કલ્પનાશીલ, રસજ્ઞ, ઉચ્ચગ્રાહી, અને ઉત્સાહી તરૂણને વ્યથિત કર્યા વિના રહે? જ્યારે દૈવ પાંશરો હોય ત્યારે ઉલટું કરો પણ તે સુલટુંજ લેખાય છે; પણ જ્યારે તે વાંકો હોય ત્યારે સુલટું પણ ઉલટુંજ બને છે. એ નિયમ પ્રમાણે બિપિનચંદ્રનું પ્રમાણિકપણું અને મહેનતનું ફળ પણ સંતોષજનક નીવડયું નહીં. દુનિયાનો જીવતો જાગતો વ્યવહાર જડ પુસ્તકોમાં ભરેલા નીતિના સિદ્ધાંતો જેવો સીધો કે સાદો નથી. વિકટ વ્યવહારજાળ તો અનેક પ્રકારની કુટિલતા અને કઠિનતામાં વીંટળાયલી છે. એ વ્યવહારમાં પુરાણ કે ધર્મ નીતિના ગ્રંથોની પેઠે સાદી ભાષામાં રચેલી સરલ ઉપદેશમાલાઓ ભરેલી નથી. નિષ્ઠુર, કઠોર, કલહપ્રિય, સેતાન, વ્યવહારના ક્ષેત્રમાં વારંવાર નીતિસૂત્રોનો ઘાણ વળી જાય છે શુદ્ધ ભાવે કરેલાં કર્મો પણ કવચિત્ નઠારાં જ લેખાય છે!

વિદ્યાવિલાસી, સંતોષી, બિપિનચંદ્ર પોતાની જાતને તદ્દન રંક ગણવા લાગ્યો. તેની અંતર્વ્યથા તેની જાતને "બિચારો" "બાપડો" તેને મુખે જ કહેવરાવવા યત્ન કરવા લાગી. પણ ચંદન જેમ જેમ ઘસાય છે તેમ તેમ અધિક અધિક સુવાસ પ્રસારતું જાય છે, તેની માફક બિપિનચંદ્રનું હૃદય આપત્તિ સામે વધારે

. દઢ થઇ વધારે વધારે ધૈર્ય દર્શાવવા લાગ્યું; અને આ સમય-
ેની અંતર્વ્યથા નીચે પ્રમાણે બહાર નીકળી. તે મનમાં
વા લાગ્યો:—

ખ દુ:ખ કંઈ ગણીએ નહીં, દેહ સાથે બંધાયાંજી
ઇનાં ટાળ્યાં એ નવ ટળે, કોઇથી કદી ન ટળાયાંજી—સુખ.
ુઓ હરિશ્ચંદ્ર રાજાઓ, નીચ ઘર પાણીડાં ભરે
ારામતી વેશ વાસમાં, દાસી કૃત્ય તો કરે—સુખ.
લ રામ ધર્મ સમર્થ પણ, વને ફરતા રે ફરે
લાટે લખાણને કારણે, લખ્યું કોણ મિથ્યા રે કરે—સુખ.
ાપથ્ય સેવન ચોર કર્મ ને, પર સ્ત્રી પ્યાર જે કરે
ાણી અનર્થને આચરે, પંચદશી ઉચરે—સુખ.

( એક કવિતા ઉપરથી સૂચિત. )

Man's hour on earth is weakness, error,
strife,..............Even in his darkest hours;
Still doth he war, with Darkness and the
powers
Of Darkness;—for the light he cannot see
Still round him he feels:—and he be not free
Struggles against this strange captivity.

Gaity.

સમજુ મનુષ્યો એમ સમજે છે કે આ સંસાર એક રણક્ષેત્ર
રેક મનુષ્યને આ રણક્ષેત્રમાં વ્હેલા મોડા ઉતરવાનો વારો આવેજ.
ખા ભવરૂપી રણભૂમિ ઉપર વિપત્તિ એ એક મહાન્ બળવાન
છે. શૂરવીર પુરૂષો જે પ્રમાણમાં વિપત્તિ ઉપર જય મેળવી
ળ ધસે છે તે પ્રમાણમાં તેમનું યશોગાન થઇ રહે છે. રણમાં
ેાની સામે યુદ્ધ કર્યા વગર શૂરાઓનું શૌર્ય દેખાઇ આવતું
યુદ્ધ કરવાનો સમય પ્રાપ્ત થાય નહીં તો વીર પુરુષોનું વીરત્વ
ચેત થયા વગર કટાઈ જાય છે. માટેજ પરાક્રમી પુરુષોનું પરાક્રમ
કરવાને સંગ્રામ રૂપી સબળ સાધનની અપેક્ષા છે: તેમજ પુરુષોને

સદ્‌ગુણી બનાવવામાં, તેમનું ચારિત્ર્ય દૃઢ કરવામાં, અને તેમના માનસિક અને આત્મિક બળને ખીલવવામાં વિપત્તિની ઘણી જરૂર છે. માટેજ કેટલાક ડાહ્યા પુરુષોએ તેને મહાન્ શિક્ષકની ઉપમા આપી છે અને તેની આવસ્યકતા સ્વીકારેલી છે. વિપત્તિ ન હોય તો મનુષ્યોમાં શુભ ગુણો આવેજ નહીં, તેમનામાંથી મહાત્માઓ પાકે જ નહીં, અને જગતને મહાન્ પુરુષોના અલૌકિક માનસિક બળનું કદી પણ ભાન થાય જ નહીં.

દુઃખ પ્રાપ્તિ વિના કોને ગુણની પ્રાપ્તિ હોયેજી ?
છિદ્ર તથા બંધનને પામી સુમન સગુણ થઇ સોહેજી.
( રામરૂચિરા. )

દુઃખાનુભવ વગર મનુષ્ય મનુષ્યત્વને પ્રાપ્ત કરી શકતો નથી. સંકટ વગર તેનામાં એક પણ સદ્‌વાસના ઉત્પન્ન થતી નથી, અને એક પણ સદ્‌વાસના વગરનો મનુષ્ય મનુષ્ય નથી. માટેજ ‘સેનીકા’ નામે રોમન વિદ્વાન્ લખે છે કેઃ—

“ જે મનુષ્યે વિપત્તિ દીઠી નથી તેના જેવો દુઃખી બીજો કોઇ નથી.” વિપત્તિના કસોટિએ ચડે છે ત્યારેજ મનુષ્ય મનુષ્ય તરીકે ખીલે છે. વિપત્તિમાં દૈવી સંપત્તિ મળે છે. વિપત્તિ ચારિત્ર્ય ઘડવાની શાળા છે, તે એક મહાન્ તપ છે, તેમાં ઘડાયલા મનુષ્યનું મન શાંત અને નિર્મળ બને છે. તેમાં તેના આત્માની શુદ્ધિ થાય છે. વિપત્તિથી તે દયાળુ, પવિત્ર અને દૃઢ મનનો બને છે, તેમાંજ જગત્કર્તાનું ભાન થાય છે, અને ધૈર્યશીલ થવાનો પ્રસંગ મનુષ્યને મળે છે, અને મનુષ્યના સદ્‌ગુણો સર્વાંશે ખીલે છે.

વિપત્તિને લીધે બિપિનચંદ્રના હૃદયમાં પારકાનું દુઃખ ટાળવાની પ્રબળ ઇચ્છા જન્મ પામી. વિપત્તિમાં દુઃખાનુભવ થયો અને તે અનુભવથી બીજાને આમ દુઃખ થતું હશે એ ભાન થયું; એ ભાનથી અનુકમ્પા ઉત્પન્ન થઇ અને તેથી સર્વ મનુષ્યોમાં આત્મભાવની ઝાંખી થવા લાગી. આ પ્રમાણે વિપત્તિમાં દુનિયાની આંખે દુઃખી જણાતો બિપિનચંદ્ર ધૈર્ય ધરી અનેક અનુભવદ્વારા બોધ ગ્રહણ કરતો, તેની છાપ હૃદયમાં પૂર્ણ પાડતો અને દ્રવ્ય કરતાં પણ વધારે કિંમતી સદ્‌ગુણરૂપી સંપત્તિને પ્રાપ્ત કર્યા કરતો હતો.

હવે કેટલાકે બિપિનચંદ્રને સલાહ આપી કે તેણે બીજા એક

અધિકારી અશોકરાયને મળવું અને પોતાની બદલી કરાવવી. અશોકરાય તેનું કહેવું સાંભળશે અને તેને યોગ્ય મદદ આપશે એવી કેટલાકે તેને ખાત્રી પણ આપી. તેથી કરીને બીજે દિવસે સવારમાં બિપિનચંદ્ર અશોકરાયને બંગલે જવાને નીકળ્યો. બંગલે જઈને તપાસ કરે છે તો માલમ પડયું કે અશોકરાય બહાર ફરવાને માટે ગયેલા છે. બહાર એક બે સિપાઈઓ બેઠેલા હતા તેમને પુછતાં જણાયું કે તે બહારથી નવેક વાગ્યાને શુમારે પાછા આવશે. બિપિનચંદ્ર તેમની રાહ જોઈને બંગલાની બહાર બેશી રહ્યો. એટલામાં એક બે ઘોડાની બગી સામેથી આવતી જણાઈ. બગીને બે મોટા કાબરચીત્રા ઘોડા જોડેલા હતા અને તેમના ઉપર નવો ચકચકિત સામાન ચઢાવવામાં આવેલો હતો. સામાનની અંદર કોઈ કોઈ સ્થળે જડેલાં પીતળનાં ચકતાં સવારના સૂર્યનારાયણના તેજથી વધારે પ્રકાશિત બની વધારે ચળકાટ મારતાં જણાતાં હતાં. બગી હાંકનાર એક ઉંચી જગ્યા ઉપર બેઠેલો હતો અને તેના હાથમાં ઘોડાની લગામોનાં દોરડાં, ઘોડાઓના ખેંચતાણ કરવાથી ઘસાતાં માલમ પડતાં હતાં. તેની સાથે એક પટાવાળો બેઠેલો હતો અને બીજા બે પટાવાળાઓ પછવાડેની બાજુએ ઉભેલા દેખાતા હતા. ચારે જણાએ રૂપેરી લેસ ચ્હોડેલો કાળો પોશાક પહેરેલો હતો અને તેમના ડગલાની રૂપેરી લેસ સૂર્યના તડકામાં ચળકતી હોવાથી જોનારનું તે પ્રથમ ધ્યાન ખેંચતી હતી. બગીની અંદર સાદો પોશાક પહેરીને અશોકરાય બેઠેલો હતો.

એકદમ બગી બંગલાનાં પગથીઆં આગળ આવી પહોંચી. ત્યાં બેઠેલા સિપાઈઓ ઉભા થયા. પાછળ ઉભેલા સિપાઈઓમાંના એકે નીચે ઉતરીને બગીનું બારણું ઉઘાડયું. અશોકરાય નીચે ઉતર્યો. ઉભેલા સિપાઈઓએ ઘણા નીચા નમી નમીને સલામો કરી. અશોકરાય બંગલાની અંદર ગયો અને બગીમાં બેશીને હવા ખાઈ આવવાથી થાકેલો તે એક આરામ ખુરશી ઉપર આડો પડયો. અશોકરાય પ્રમાદનું પુતળું હતો. તે આળસનો ભંડાર હતો. ઠાઠ અને ડોળ રાખવો એજ એને મન મોટાઈ મનાતી. જરાકે શ્રમ કરવો એને ગમતો નહીં. એક "પેપર" અહીંથી તહીં મુકવું હોય તો એને હાનમ લાગે. તેનું જીવન આળસ અને પ્રમાદમાં જ ગળાતું અને

એમાં જ એ મોટાઇ માનતો. અશોકરાય ખુરશી ઉપર પડયો એટલે એક નોકરે આવીને તેના પગનાં મોજાં ઉતારવા માંડયાં. બીજાએ આવીને પગચંપી કરવા માંડી. ત્રીજાએ આવીને સાહેબના અંગરખાની કસો છોડવા માંડી અને તે કહાડવામાં મદદ કરવા માંડી. એક નોકર આવીને પંખો નાંખવા મંડી ગયો.

આ લીલા બંગલામાં થઈ રહી હતી એવામાં સાહેબ હવે સ્વસ્થ થઈને બેઠા હશે એમ જાણીને બિપિનચંદ્ર અંદર જવાને ઉભો થયો. તે અત્યાર સુધી બહારના દરવાજા આગળ બેશી રહ્યો હતો. હવે તે અંદર આવ્યા અને બંગલાનાં પગથીઆં આગળ આવીને ઉભો રહ્યો. હવે અંદર જવું કે નહીં તેનો તે વિચાર કરવા લાગ્યો. બહાર બેઠેલા સિપાઇની સાથે વરધી પ્રથમ કહેવરાવવી જોઇએ એવો સામાન્ય નિયમ હોવાથી તેણે સિપાઇને વરધી આપવાનું કહ્યું. સિપાઇએ જવાબ આપ્યો, " અબી બેઠો, સાબ કામમેં હૈ ! " બિપિનચંદ્ર કંઇક આશ્ચર્ય અને કંઇક ધિક્કારથી મનમાં વિચાર કરવા લાગ્યોઃ " સાહેબ, એવા શા કામમાં ગુંથાયા હશે ! "

બિપિનચંદ્ર ઘણીવાર સુધી ઉભો રહ્યો. તેને જોઈને પેલો સિપાઈ ફરીથી બોલી ઉઠયો " તમે કોઈ બીન અનુભવી માણસ દેખાવ છો ! તમને શિરસ્તાની ખબર નથી. " બિપિનચંદ્ર સિપાઇનું કહેવું સમજ્યો નહીં. તે વિચારમાં પડયો " વળી એનો શિરસ્તો કેવોએ હશે ! " થોડીવાર પછી પાછો સિપાઈ કહેવા લાગ્યોઃ " એમ કામ થાય નહીં. અમને પાનસોપારીનું આપો તો વરધી આપું. " બિપિનચંદ્રે ના છુટકે ગુંજામાં હાથ ઘાલ્યો અને એક ચાર આની કહાડી સિપાઇના હાથમાં મુકી. સિપાઈએ વરધી આપી અને બિપિનચંદ્ર બંગલાની અંદર ગયો.

અંદરની બાજુએ જઈને જુવે છે તો અશોકરાય આરામ ખુરશી ઉપર પડેલો છે. હાથમાં વર્તમાનપત્ર લઇને તે આમ તેમ ઉથલાવતો હતો અને કોઈ વાર બેચાર લીટીઓ વાંચતો હતો. એક નોકર બેઠો બેઠો પગચંપી કર્યા કરતો હતો. અશોકરાયને જોતાંજ બિપિનચંદ્ર આશ્ચર્યથી મનમાં બોલી ઉઠયો, " અહોહો ! આ જ મોટું કામ કે ! " અશોકરાયની સામે જઈને તે ઉભો રહ્યો. અશોકરાય કેમે કર્યો વર્તમાનપત્ર ઉપરથી નજર ખશેડી તેની તરફ નજર

કરે નહીં. થોડીવારે તેણે નજર કરી એટલે બિપિનચંદ્રે નીચા નમીને સલામ કરી અને એક અરજી તેના હાથમાં આપી. અશોકરાય બોલી ઉઠયો, "કચેરીમાં આવજો." બિપિનચંદ્રે કહ્યું, "સાહેબ, થોડીક હકીકત સાંભળો તો ઠીક !" અશોકરાયે ફરીથી કહ્યું, "એ બધુંએ કચેરીમાં; કચેરીનું કામ કચેરીમાં, અહીંઆં નહીં." એટલામાં સિપાઈએ આવીને વરધી આપી "સાહેબ, વૈકુંઠરાય જમીનદાર આવ્યા છે !" જવાબ મળ્યો "અંદર આવવા દો !" એક માણસને માથે મેવાની છાબડી ઉંચકાવીને વૈકુંઠરાય અંદર આવ્યા અને સાહેબને સલામ કરીને પેલી છાબડી એક બાજુએ સાહેબની પાસે મુકાવી. અશોકરાયે કહ્યું, "અરે! વળી આ શું કામ લાવ્યા ?" વૈકુંઠરાયે જવાબ આપ્યો "સાહેબ, મુંબઈ ગયો હતો, ત્યાંથી છોકરાંને માટે થોડો મેવો લેતો આવ્યો હતો, તેમાંથી આપનાં છોકરાંને માટે થોડો લાવ્યો છું. આપનાં છોકરાં મારાં ભાંડુંજ છેને!" અશોકરાયના મુખ ઉપર પ્રસન્નતાનાં ચિન્હ દેખાવાં લાગ્યાં. થોડીવાર આમતેમ વાતો કરીને વૈકુંઠરાયે પોતાની વાત ઉપાડીઃ "સાહેબ, આપને એક તસ્દી આપવાની છે." જવાબ મળ્યો, "હા, ખુશીથી કહોને ! એમાં તસ્દી શાની !" વૈકુંઠરાયે કહ્યું, "સાહેબ, મારૂં એક ખેતર છે, તે બાબતમાં મારી અને મારા પિત્રાઇ વચ્ચે કંઇક તકરાર ઉભી થયેલી છે. એ બધો મુકરદમો આપની પાસે આવશે. એમાં કંઇ નીધા કરશો. એ બાબતમાં મારે એક અરજી આપવાની છે. કહો તો થોડી હકીકત અહીંઆં કહું, અને કહો તો કચેરીમાં આવીને અરજી આપું અને તેમાં બધી હકીકત જણાવું !" અશોકરાય બોલી ઉઠયો, "તમારે વળી કચેરી શી ! અહીંઆંજ કહી દો ને !" વૈકુંઠરાયે સઘળી હકીકત કહી સંભળાવી અને અશોકરાયે જવાબ આપ્યો, "અહોહો ! એમાં શું; તમારા લાભમાં કરી આપીશ." જતે જતે બિપિનચંદ્ર આડે મુકેલા લાલ પડદાને ઓથે રહીને આ સઘળું સાંભળતો હતો. તે મનમાં બોલી ઉઠયો, "અહો ! મેવાની છાબડીનો પ્રભાવ તો વળી ઓર જ છે !"

ઉંડો નિશ્વાસ નાંખીને હવે બિપિનચંદ્ર ત્યાંથી ચાલતો થયો. બપોરના બારેક વાગવા આવ્યા એટલે તે કચેરીમાં ગયો. ત્યાં વળી નવા સિપાઇઓ અને નવા તમાશા. જેમતેમ કરીને બિપિનચંદ્રે

પોતાની અરજી આસીકરાસ તરફ મોકલાવી. જવાબ મળ્યો કે ઓફીસમાં શીરસ્તેદારને મળો અને તેને એ અરજી આપો. શીરસ્તેદારને અરજી આપ્યા પછી પોતાનું કામ કરવાને માટે બિપિનચંદ્રને અનેક કડવા અનુભવો અનુભવવા પડયા, અનેક કડવા ઘુંટડા પરાણે ગળે ઉતારવા પડયા, અને અનેક ત્રાસ વેઠવા પડયા. રોજ તે ફેરા ખાય, આજીજી કરે, પણ તેનુ કામ કોઇ આગળ મોકલે નહીં. એ કડવા અનુભવોને અહીં વર્ણવવાની જરૂર નથી. અહીંઆં પણ કામ થવું મુસ્કેલ છે એમ ધારી એક દિવસ બિપિનચંદ્ર કંટાળીને હવે ફરીથી કચેરીમાં નહીં જવાનો નિશ્ચય કરીને ઘેર ગયો. ઘેર જતાં જતાં તે મનમાં બોલ્યો:—

"કેટલો બધો વિનિપાત! કેટલી અધોગતિ! આર્યભૂમિ! ત્યાગ, પવિત્રતા અને પ્રમાણિકતાને માટે વખણાયલી, સર્વ દેશોમાં શ્રેષ્ઠ ગણાયલી અને હજી પણ દુનિયાના સુધરેલા દેશોમાં પવિત્રતાના નમુનારૂપે સ્મરાયલી, ગરિબાઇના જ ગર્વમાં ગર્વ ધારણ કરી ગરિબાઇને ઇશ્વરપ્રેરિત દૂત તરીકે આલેખતી, ત્યાં આ અવદશા! દ્રવ્યેષણાથી અધમમાં અધમ કરવા તૈયાર થઈ જતા આ તારા સુધારાના અગ્રેસરોમાં ખપતા આધુનિકો! નાના ને મોટા સૌએ સરખા! શરમ, શરમ! તમારી કેળવણીને, તમારા અધિકારને; પવિત્ર આર્યભૂમિનાં સંતાનોને પારકો એક પૈસો પણ ગ્રાહ્ય નથી. અપ્રમાણિકતા, અપવિત્રતા, તેમને છાજતી નથી. આર્યજીવન પોતાની જ જાત માટે નથી પણ સર્વ જગતને કુટુંબ તરીકે ગણવામાં જ તે સમાઇ રહેલું છે. આર્યજનો! તમે તમારાં આચરણથી તમારી માતાની કુખ લજવો છો! દેશને ડુબાવો છો, અને આર્યભૂમિને ઉત્તરોત્તર અધોગતિને પગથીએ ઉતારો છો! તમારૂં ક્રિયમાણ ચિત્તશુદ્ધિથી શુદ્ધ થશે ત્યારે જ ભારતવર્ષનો ઉદ્ધાર થશે. ત્યારે જ તેની સ્થિતિ ફરશે, ત્યારે જ તેનો દહાડો વળશે! ઇશ્વર સર્વવ્યાપક છે, તેનાથી કંઇ અજાણ્યું નથી. કરણી તેવી પાર ઉતરણી!"

ઘેર ગયા પછી બિપિનચંદ્રે મનમાં વિચાર કર્યો કે નોકરી છોડીને કાયદાનો અભ્યાસ કરવાને મુંબઈ જવું અને ત્યાં વકીલની પરીક્ષા આપી મુંબઈમાં વકીલાત કરવી. પોતાનો સંકલ્પ દૃઢ થયા પછી તે ઘરબાર ઉઠાવી મનહરપુર ગયો અને ત્યાં થોડા દિવસ રહીને તે મુંબઈ જવાનો હતો.

—:૦:—

# પ્રકરણ ૮ મું.

## પતિવ્રતાની પવિત્ર સ્નેહજાળ.

પ્રભુની લીલા અગમ્ય છે! કર્મની ગતિ ગહન છે! આ સંસારનો ક્રમ કેવી રીતે ચાલી રહેલો છે તે કોઈ પણ મનુષ્ય બરાબર સમજતું નથી. મોટા મોટા ઋષિમુનિઓ તેનો પાર પામવાને મથ્યા પણ તેમને પણ તેનો પત્તો લાગ્યો નથી. ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને ઘેર નગારાં. दुःखं दुःखानुबन्धि. એક વિપત્તિમાં બીજી અનેક વિપત્તિઓ આવી પડે છે. સગાં સ્નેહીઓ પણ વિરોધિ થઈ રહે છે. પણ ડાહ્યાં અને ભક્ત મનુષ્યોનું તો એજ કામ છે કે તેમણે ધૈર્ય ધરી દુઃખ સહન કરવું અને પ્રભુની મરજીને આધીન થવું. જો સુખ અનિત્ય છે–થોડો વખત જ રહેનારૂં છે—તો દુઃખ પણ અનિત્ય જ છે. તે પણ લાંબો વખત ટકનાર નથી. વિવેકી મનુષ્યોએ એવો વિવેક ધરી સુખદુઃખમાં પોતાના કર્તવ્યને છોડવું નહીં.

બિપિનચંદ્ર મનહરપુર આવ્યો; થોડાક દિવસ તો તે સુખેથી રહ્યો, પણ ઘરમાં દ્રવ્યની તાણ પડવાથી સૌ વધારે મારૂં તારૂં કરવા લાગ્યાં. સૌ પોતપોતાનું કામ કહાડી લેવાને, પોતાનો જ સ્વાર્થ સાધવાને યત્ન કરે. ઘરનું નાવ શી રીતે ચાલતું હશે તે જાણવાની કોઈ દરકાર કરે નહીં, અને ઘરની આવક પ્રમાણે પોતાની ખાસીયતો ઓછી વત્તી કરવાનું કોઈને પાલવે નહીં. અવિભક્ત કુટુંબ, દ્રવ્યની તાણ, અને તેમાંએ વળી બિપિનચંદ્ર નોકરી મુકીને ઘેર આવ્યો એટલે ઘરમાં ખેંચતાણ ચાલી રહી અને એક બીજાની પ્રત્યે ઝેર, વેર અને વૈમનસ્ય ઉભાં થવા લાગ્યાં. સૌએ તેને કમાઈને લાવતો જોવાની ઇચ્છા કરે, કોઈએ ખાલી હાથે આવતો જોવાનું મન કરે નહીં.

અત્યારસુધી તો સરિતાદેવીના મનનું વલણ પ્રિયંવદા તરફ હતું અને બહુ બહુ સારી છે એમ તે બોલતાં અને એને પુછીને વાત કરતાં. પણ નલિનિ હાલમાં પીયેર આવી હતી. તેને બે છોકરાં હતાં. નલિનિનો સાસરો બહુ પૈસાદાર નહોતો. તેનો વર પણ બહુ ભણ્યો નહોતો અને પંદર

વીસ રૂપિઆનો પગાર મહિને લાવતો હતો. તે વ્યસની અને ઉડાઉ હતો તેથી નલિનિને ઘણું ખરૂં પીયેરમાં જ રહેવું પડતું. બિપિનચંદ્ર અને પ્રિયંવદા તેની બહુ સંભાળ રાખતાં પણ તેને ઘડીએ ઘડીએ મનમાં ઓછું આવતું. દિકરીના સાસરાની ગરિબાઈ માબાપથી જોઇ શકાતી નહીં અને સ્વાભાવિક રીતે તેમનું મન તેને સહાય કરવા તરફ દોડતું. બિપિનચંદ્ર અને પ્રિયંવદા કુટુંબનો ભાર અનેક કષ્ટ વેઠીને વહેતાં પણ ડોસો ડોશી તો હવે નલિનિને જ દેખી રહેતાં. બિપિનચંદ્ર અને પ્રિયંવદા સાદું, મોળું ધોળું, ખાતાં અને નબળું પાતળું પહેરતાં; પણ દિકરીને કંઇક ઓછું પડે કે માબાપનો પિત્તો ઉકળે; તેમનું મોં મરડાય અને પૈસાની ભીંડને લીધે કંઇ ઓછું વત્તું થાય તો જાણીને કર્યું હશે એમજ લેખાય. તેઓ ઘરની સ્થિતિનો વિચાર કરે નહીં. ડોશી હાથ લાંબો કરી, આંગળીઓનાં ટેરવાં જમીન ઉપર અથડાવતાં અથડાવતાં બબડતાં "હા, હવે પાંચ સાત વર્ષ છે! એ ક્યાં તમારે ત્યાં જન્મારો પડી રહેવાની છે. નારે, બાપા, તે રહેવાને ક્યાં નવરી છે! કાલે ઇશ્વર એનો દહાડો વાળશે! શું હમેશાં આવું ને આવું જ રહેશે! કોઇને એ પીયેરમાં રહેવા વારો આવશો નહીં, બા! છોકરીને કરવાનું આવ્યું કે પૈસાની ભીંડ! ઓ હો હો હો! પૈસા તમે જ જોયા હશે!"

પ્રિયંવદા નલિનિની ઘણીજ કાળજી રાખતી: પોતે પ્રથમ તેને જમાડે પછી જમે; તેને ગમે તેવું પેહેરવાને ઓઢવાને લઇ આપે; અને પોતાનાં લુગડાં પણ એની પાસે લાવીને મુકે અને એમાંથી પસંદ કરી પહેરવાનું એને કહે. બહાર જાય કે દર્શન કરવાને જાય તો નણંદ વગર તે જાય નહીં. રાતે સુતી વખતે એની પથારીની કાળજી રાખે અને એ ઉંઘમાં આવે ત્યાંસુધી એની પાસે બેશીને એના મનને દિલાસો મળે એવી વાતો કરે. પણ નલિનિનું મન ગરિબાઇને લીધે જરા અધીરૂં, અને ઝટ ઓછું આવે એવું થઇ ગયું હતું. માબાપ તેનું ખોટું ઉપરાણું લઇને તેમાં ઉમેરો કરતાં હતાં. આમ કરવામાં તેઓ પોતાનો ધર્મ બજાવે છે એમ તે સમજતાં. છોકરાને અને વહુને ધમકાવી દિકરીનું કામ કહાડી લેવું એ તેમની ફરજ છે એમ તે માનતાં, અને તેમ કરવામાં ઘરની આવક અને ખરચનો વિચાર કરતાં નહીં. વહુની ભલાશ અને દિકરાની નમ્રતાનો આમ ખોટો લાભ તે લેતાં. માબાપનું જોઇને દિકરીએ પણ પ્રિયંવદા તરફ ડોળા કહાડવા માંડ્યા

હતા. પહેલાં તો તે ઘરનું કામકાજ કરવા લાગતી પણ હવે તો ઠાલી ઠેશ પણ મારે નહીં, અને માબાપનો વ્હાલો એટલે એને કશું કોઇથી કહેવાય નહીં. કંઈ જરા કહેવામાં આવે તો ઝટ એ આંખોમાં પાણી લાવે અને રોઈ રોઇને તેને લાલચોળ કરી નાંખે. આખરે એનું પરિણામ એ આવ્યું કે ડોસાડોશીથી પણ એને કશું કહી શકાતું નહીં. એમને પણ તે ગાંઠતી નહીં અને સામો જવાબ દેતી! માબાપ મનમાં સમજ્યાં તો ખરાં પણ હાથનાં કર્યાં હૈયે વાગ્યાં! હવે શું કરે! એમણે એને વાળી મુકી!

ડોસાની પાસે વડીલોથી ઉતરી આવેલા કેટલાક દાગીના હતા. તેમાંથી ઘણાખરા તેમણે નલિનિને આપી દીધા હતા. તે દાગીના તેને નામે ઘરમાં અનામત મુકી છાંડવામાં આવ્યા હતા, અને નલિનિને પૈસાનું દુઃખ પડતું તોપણ તે વેચવામાં આવતા નહોતા. બિપિનચંદ્રને ડોસાએ પોતાની પુંજીમાંનો થોડો ભાગ આપ્યો હતો અને બાકીના ભાગને બદલે તેને ભણાવ્યો હતો. ડોસા કહેતા “મેં એને ભણાવ્યો છે; એજ એની પુંજી; છોકરીને ભણાવવામાં કંઈ ખરચ થયો નથી માટે એને દાગીના!” પણ ગામનાં માણસો કહેતાં કે “છોકરાને ભણાવ્યો તેથી શું થયું; આજ તો ઘણાએ ભણે છે; ભણ્યા એટલે કંઈ કોથળીમાં આવી ગયું? કેટલા ભણેલાઓએ દાગીના સંપડાવ્યા? આજના જમાનાનો ખરચ! મહિને પચાસ કે સાઠ મળે તેનો તે શો હિસાબ; શું બચે! ખરચ પુરૂં થાય તો જ ભલુંને; અને બ્હેન તો વગર ભણ્યે પુંજી લઈને બેઠાં!”

પ્રિયંવદાને એક કાકી હતી, તે જરા બહુ બોલકણી હતી. તે બોલતી “નલિનિને તો ઠીક થયું! બ્હેન, ભાયડો નમારમુંરો મળ્યો તો એતો બત્રીશ લઇને બેઠી. એને શું ખોટું થયું! બિચારા બિપિનચંદ્રને ભણાવ્યો એટલે એનો વાંક જે એને ગરિબ રાખનો, અને પેલીનો ભાયડો વ્યસની ત્યારે એને તાલેવન કરીને બેસાડી છે! જો જો ન્યાય!”

“આજના વખતમાં બિચારા ભણેલાઓને શું મળે છે? વળી આજકાલ કમાણી ઘટી છે; મોંઘવારી થઇ છે; દિકરાને માથે કુટુંબનો ભાર છે; એને ઘરનો મોભો સાચવવાનો છે; કાલે ઉઠીને એનાં મા-બાપ મરશે; એને ખરચ કરવું પડશે! માબાપ દિકરીનું ઘર ભરે

અને છોકરાઓ પાસેથી ઘરનો ખરચ ઉપાડવાની અને સૌનું ભરણ-પોષણ કરવાની આશા રાખે, એ દિકરા લાવે ક્યાંથી આવું કરે અને પછી કહેશે જે દિકરા ગાંઠતા નથી, ગણકારતા નથી! શું ગાંઠે અને શું ગણકારે? આમ કરનારાં માબાપ છોકરાઓ પાસેથી કહ્યું કરાવવાનો હક્ક ખુવે છે અને પરસ્પર વિરોધ ઉપજાવ કરે છે!"

ડોસો ડોશી નલિનિનાં પડતા બોલ ઝીલતાં અને તેનું કહ્યું કરતાં; આમ તેને ફટવી મુકી હતી, અને તે પોતાનું ધાર્યું કરતી, અને બધામાં ફાવતી. આખરે તે એવી બેપરવાવાળી થઇ ગઇ કે બિપિન-ચંદ્રનું પણ કહ્યું માને નહીં. એનું કહ્યું કરવાનું એને પાલવે નહીં. બિપિનચંદ્રને પણ તે ગણે નહીં, અને પોતાનું ધાર્યું ડોસાડોશી પાસે કરાવી લાવે. બિચારી પ્રિયંવદાનો તો અહીંઆં હિસાબ જ શો લેખાય! નલિનિ તેનાં પીયેરીયાંનું ભુંડું બોલે અને પ્રિયંવદા જરા તેમનું ઉપરાણું લે તો નલિનિ બોલી ઉઠે:—

"હું તમારાં પીયેરીયાંની ઓશીઆળી નથી, અને તમારીએ નથી. મને આમ કરીને દબાવો છો કે શું? આ તો દેવી જીવે છે ત્યાંસુધી તમારા ઘરમાં આવીશું, પછી તો અમને જાર બાજરીનો રોટલો તો મળશે! આ તો માબાપનું ખાઇએ છીએ, માબાપ બેઠાં હોય ત્યાંસુધી બધુંએ એમનું જ કહેવાય! બિપિનભાઇને ભણાવવામાં અને પરણાવવામાં માબાપે ઘણુંએ ખરચ્યું છે, તેનો બદલો વાળો તો ખરાં? હું તો મારે ચાલી જઇશ; આ તો દેવીની જાત છે ત્યાંસુધી! અને તે એ વળી તમારા ઘરની આબરૂ રાખવાને! કહેવાય કે ફલાણાના ઘરની દિકરી; તેનાં માબાપ કેવાં હશે કે એને બે મહીનાએ પીયેર તેડતાં નહીં હોય! હું તો લ્યોની નહીં આવું, પણ તમારૂં નાક કપાઇ જશે!"

ઉલટો ચોર કોટવાળને દંડે એ કહેવત પ્રમાણે નલિનિ ઉલટી પ્રિયંવદાને ડરાવે અને એને માથે વાઘ થઇને બેસે. આટલું બોલીને બેશી રહે તો તો ઠીક પણ પાછી સરિતાદેવી પાસે જઇને પોશ આંસુ પાડે અને ઓછા ઓછા બોલ બોલીને ભાઈ ભોજાઈની નિંદા કરે! સરિતાદેવીએ એને મહોંડે ચ્હડાવી મુકી હતી તેથી એમનાથી પણ એને કંઈ કહી શકાતું નહીં; પણ માને હવે દિકરીનો વાંક સમજાવા લાગ્યો હતો. કોઈ વખત બહુ ચ્હીડાતાં ત્યારે પ્રિયંવદા આગળ

રીસમાં ને રીસમાં કેવી બોલી જતાં, " મોઈ, આ છોકરી, બહુ હઠીલી અને નાદીલી છે; એને કશું કામ કરવું તો ગમે નહીં અને ધાર્યું કરવા જોઈએ. હું તો એનાથી થાકી! હવે તે એને ક્યાં મોકલી દઉં? એનો વર તો એને તેડાવે જ શાનો? તેડાવીને એ શું કરે? એનું પુરૂં શી રીતે થાય? વળી પેલો રહ્યો વ્યસની અને આ છોકરીને પીયેરમાંએ સમાસ કરતાં આવડતો નથી. હું છું ત્યાંસુધી તો ઠીક, પણ પછીથી એની માઠી દશા છે!"

સાસુના મનને દિલાસો આપવાને પ્રિયંવદા કહેતી, " હશે; બા, હજી એ બાળક છે! મોટાં થશે ત્યારે સુધરશે! સંસારનો અનુભવ હજી એમને થયો નથી. ઠોકરો ખાધી નથી. પીયેરમાં તો સૌ ધાર્યું કરવા જાય, અને એમનું ધાર્યુંએ થાય, પણ એની એજ ટેવ આગળ જતાં નડે! ટેવ પડે તે ખોટું અને માબાપ ટેવ પડવા દે તે પણ ખોટું!"

સરિતાદેવી વચમાં બોલી ઉઠયાં: " હું ગાંડની તે એને એમ કહેવા જતી હઈશ કે તું ધાર્યું કર? એના સાસરામાં એની શીએ વલે થતી હશે! આવો જલ્લાદ સ્વભાવ! ન્હાનપણમાં તો આવી કંઈએ નહોતી."

પ્રિયંવદાને એમ લાગ્યું કે સાસુને ખોટું લાગ્યું હશે, અને તેથી તે બોલી, " હું તો સ્વાભાવિક કહું છું. બા, માબાપ હોય ત્યાંસુધી તો વસમું ન લાગે; માબાપ જાણે કે છોકરીને તે વ્હાલાં થાય છે, પણ ખરૂં કહેવરાવો તો, આમ ધાર્યું કરવા દેનારાં અને છોકરીનું ઘર ભરનારાં માબાપ તેનાં દુસ્મન છે; તેઓજ બ્હેન અને ભાઇ વચ્ચે કંકાસનાં બીજ રોપે છે અને એનું પરિણામ એ આવે છે કે માબાપના મરણ પછી દિકરીનાં પગલાં ઘરમાંથી ટળે છે; માબાપ જાય આમ અને દિકરી જાય આમ; ભાઇ અને બ્હેન વચ્ચે કુસંપ થાય છે; અને બા, એટલું તો યાદ રાખજો કે જ્યાં સંપ છે ત્યાંજ ઝંપ છે. પૈસો તો આવે છે ને જાય છે, ના હોય તો આવી પણ મળે છે; પણ એકવાર ભાઈ બ્હેન વચ્ચે કુસંપ રોપાયો એટલે એમનું આખું જીવતર ખારૂં જ થઇ રહે છે! સુખ પૈસામાં નથી પણ સંપમાં છે; એક બીજાની સાથે હળીમળીને રહેવામાં અને એક બીજાની ઉપર સ્નેહ રાખવામાં જ આનંદની રેલછેલ થઈ રહે છે. એવો આનંદ પૈસાદારો પણ ભોગવી શકતા નથી."

સરિતાદેવી મનમાં તો બધું સમજી ગયાં પણ દિકરી તરફના પક્ષપાતે તેમના હૃદય ઉપર શિખામણનો પટ બેસવા દીધો નહીં. પ્રિયંવદાને તે જુવે અને તેની વાત સાંભળે ત્યારે ડોશીનું મન કંઈક ચળે, પણ જ્યાં નલિનિને દીઠી કે તેના તરફ તેમનું મન ઢળી પડે! પણ ડોસાના મનમાં તો એમજ વસી ગયું હતું કે પારકી માની જાણી ગમે એટલું મીઠું મીઠું બોલે પણ એના મનમાં તો કાંઈક જુદું જ હોય! ડોસો સ્વભાવે મીજાજી હતો, અને જુંના જમાનાનાં માણસો જેમ પોતાનાં મોટી ઉમરે પહોંચેલાં કમાતાં ધમાતાં અને રાજ્યદરબારમાં કારભાર કરતાં છોકરાં ઉપર પણ પોતાનો કાબુ રાખવામાં અને તેમને પણ ધમકાવવામાં પોતાની વડાઇ માને છે તેમ આ ડોસો પણ માનતો. ગમે તેમ પણ હું ઘરમાં મોટો, મને પુછીનેજ બધું થવું જોઇએ, પછી ગમે તો તે વિષય ડોસાની જુંની બુદ્ધિની બહારનો હોય તોપણ તેમાં પોતે કહે તેમજ થાય એમ તે મનમાં ઇચ્છતો, અને તેમ કરાવવા ધાંટાધાંટ કરી મુકતો. ડોસાને જુંની આંખે નવા તમાશા જોવાના હતા તોપણ તે બધામાં માથું મારતો અને વગર સમજ્યે પણ કંઇનું કંઇ કરાવવાને હઠ કરતો. આ પ્રમાણે પોતાનું ધાર્યું પછી તે ખરૂં હોય કે ખોટું હોય પણ તે કરાવવાથી ઘરનાં બધાં માણસ ઉપર દાબ બેસે છે એમ તે સમજતો. અને આથી એની આડાઇને લીધે ઘણી વખત ઘરનાં માણસોને ખર્ચના બોજામાં ઉતરવું પડતું અને કેટલીક વખત અડચણો પણ વેઠવી પડતી. ડોસાના આ સ્વભાવને લીધે નલિનિ વધારે ફાવી જતી. ઘરનું કોઈ એનું ધાર્યું ન કરે તો એ ડોસા પાસે આંવીને રડાવે અને ડોસો બધાંને ધમકાવી પોતાનું કામ કહડાવી લે; અને આ પ્રમાણે કામ કહડાવી લેવામાં પોતાનું ડહાપણ અને હોંશીઆરી માને! દિકરો તો ભલો છે! પણ આ પારકા ઘરની છોકરી–વહુ, આ દિકરાને ભમાવે છે અને તેથી બંને જણ પોતાનો સ્વાર્થ સાધવાને અનેક પ્રપંચ રચે છે અને પોતાની કમાણી પુરેપુરી ઘરમાં આપતાં નથી અને અમને તથા આ બિચારી નલિનિને દુઃખ પડે છે. એમ ડોસાના મનમાં પુરેપુરૂં ઠશી ગયું હતું. આ પ્રમાણે ઠસાવવામાં મુખ્ય કારણ નલિનિ હતી. તે વારંવાર ડોસાની આગળ ભાઈ ભોજાઈની ફરીયાદ લઇ જતી અને ડોસાનું મન ભંભેરતી. આખો દિવસ ડોસાને કાને નિંદાનાજ શબ્દો પડે એટલે ડોસો દિકરા

વહુના દરેક કાર્યને અણુવિશ્વાસની દૃષ્ટિએ જુએ અને આથી તેમની ચલણવલણમાં કે કોઈ પણ કામમાં, ડોસાને જરાક પણ ભરોંસો પડે નહીં. દિકરો તો પોતાનો એટલે એનો તો વાંક વસે નહીં, એને તો કશું કહેવાય નહીં, તેથી બિચારી પ્રિયંવદાના ભોગ મળે. એને અનેક મેહેણાં, ટાણાં, સાંભળવાં પડે, અને પ્રિયંવદા સારૂં કરવા જાય પણ ડોસાને છીંકતાં કુકું પડે. વઢ કે વઢનારી આપ એવો સ્વભાવ ડોસાનો બની રહ્યો હતો. સરિતાદેવી કંઇક ભલી હતી તેથી સાસુ અને સસરા બંનેની ગરજ ડોસો સારતો હોય તેમ કશી વાતે તે ખાડી નહોતો રાખતો, અને રખેને " પ્રિયંવદા " એમ કહેવાથી એ એની દિકરી ગણાઇ જાય માટે એને " પ્રિયંવદાવહુ " કહીને બોલાવતો !

હું ડાહ્યો છું એવો જુઠો ગર્વ ડોસાને હતો અને હાલના અંગ્રેજી ભણેલાઓ વેદીયા ઢોર છે એમ તે કહેતો. નોકરી કરતી વખતે તે નીતિને માર્ગેજ ધન મેળવતો હતો એમ નહોતું, પણ આડો હાથ પણ મારતો અને એથી એનો પગાર ટુંકો હતો છતાંપણ એનો હાથ જરા છુટો રહેતો. પણ ' મફતનું આયપત અને ધાડનો વરો ' એ કહેવત પ્રમાણે જેવું એને આડે અવળેથી મળતું તેવુંજ તે આજ આ આવ્યું અને કાલ તે આવ્યું એને ખવરાવવામાં સો ખપી જતું. કુમાર્ગનો પૈસો ઝાઝીવાર ટકતો નથી, તેમ એનો પૈસો ટકતો નહીં પણ તેથી તે ખર્ચાળુ બની ગયો હતો અને તેની એ ટેવ પાસે પૈસા નહીં છતાં પણ કાયમ રહી હતી. કરકસર કરવી એ તેને મન અધમ વિચાર લાગતો; કરકસર કરનારાઓને તે હલકા વિચારના ગણતો અને ભવિષ્યનો વિચાર કરવો એ એને મન બાયલાપણું હતું. મરદને માથે દેવું હોય એમ કહી દેવું કરતાં તે જરાકે પાછો હઠતો નહીં, અને વ્યવહારમાં સંસારનું નાવ ગમે તેમ કરીને ઠેલતો. દિકરાનું સાલસપણું, વિદ્વતા કે ડહાપણ, કે વહુનું ભોળપણ, એની આગળ કશુંએ કામે લાગતું નહીં. તેને એકકેનો હિસાબ નહોતો. તેની આગળ તેમની કિંમત નહોતી; ડોસાને ફાવે તો એ સોનેએ તરછોડી કહાડે. કોઇનો ભાર, વક્કર, ઘરમાં પડવા દે નહીં. એમ કરવાથી એ સૌને પોતાના દાબમાં રાખી શકે છે એમ ડોસો નક્કીપણે સમજતો હતો. ડોસો અને દિકરી બંને એક થઇ જતાં અને પોતાનું ધાર્યું કરવાનો સ્વભાવ બંનેનો હોવાથી તેઓ એકબીજાને મદદ કરતાં, એક

બીજાનું ઉપરાણું લેતાં, અને બંનેનો બેવડો મુંગો માર બિપિનચંદ્ર અને પ્રિયંવદા ઉપર પડતો.

પણ એટલેથીજ એ ભલાં પતિપત્ની ઉપરની આફત પુરી થઇ ગઇ નહોતી. ઘરમાં આમ રંગ જામી રહ્યો હતો એમાં બિપિનચંદ્રનાં ફોઇ શિવલક્ષ્મી વળી ઉમેરો કરતાં. તેમનો પતિ મરી ગયો હતો અને તેમની સ્થિતિ ગરિબ હોવાથી તે પોતાના દિકરા રંગરાયને લઇને ભાઇને ઘેરજ આવીને રહેતાં હતાં એ ઉપર આપણે જોયેલું છે. શિવલક્ષ્મીનો સ્વભાવ ઘણો તામસી હતો પણ ઇશ્વિરે તેના ઉપર દુઃખ નાંખ્યું હતું તેથી તે રાંક બની ગઇ હતી. તોપણ દરમાં સંતાઈ રહેલા સાપની પેઠે કોઇ કાળે તેનો પિત્તો ઉકળી આવતો અને સૌને તેના સ્વભાવની ખબર પડી જતી. ડોસો આ સ્વભાવને પણ વેઠતો અને બેહેન ભાણેજની મરજી રાખતો. પ્રિયંવદા ફોઇજીની શુશ્રુષા કરતી અને તેને ઘણું કામે લાગતી. ઘરમાંથી તે બંનેને સઘળું પુરૂં પાડવામાં આવતું અને એમની પાસે જે કંઇ હોય તે સંભાળીને રાખી મુકવામાં આવતું. રંગરાયનાં કપડાંલત્તાં અને તેને ભણાવવાના ખર્ચનો બોજો હવે કુટુંબને માથે પડયો હતો. ડોસો પોતાની બેહેનની બાબતમાં પણ ધાર્યું કરવાની હઠ કરતો અને શિવલક્ષ્મી પાસે હોય અને ઘરમાં પૈસાની તાણ પડતી હોય તોપણ તેમની સઘળી જરૂરીઆતો ઘરમાંથીજ પુરી પાડવી એમ આગ્રહ કરતો. આમ કરવામાં બિપિનચંદ્રને ઘણું સોસવું પડતું અને પ્રિયંવદાને પોતાની અનેક જરૂરીઆતો ઓછી કરવી પડતી; તે એ હું કે ચું કર્યા વગર ઓછી કરતી અને મન મોટું રાખીને જરાએ ફરીયાદ કરતી નહીં. બિપિનચંદ્ર પાસે પૈસા ન હોય અને વખતે રંગરાયને એક પૈસાની પેનસીલ પોતાની ગાંઠની લાવવી પડે તો ડોસો ખીજવાય અને દિકરાને અને વહુને " કેવાં હલકાં છે, 'એમને તો ગાંઠ કરવી છે,' 'બેન્કોમાં રૂપિઆ જમે કરવા છે,' 'પણ અમે તે કયાં જઇએ,' 'અમારો વારો હતો ત્યારે અમે તો ઘણુંએ કર્યું છે,' એવા અનેક બોલ સંભળાવે અને તેમને પાણીપાણી કરી નાંખે. ઘરમાં પ્રિયંવદા રસોઇ કરે અને સઘળું કામ પણ કરે પણ શિવલક્ષ્મી પોતાના વિચારમાં ને વિચારમાં બેશી રહે અને નહિનિ તો હવે માથાની થઇને જાણી જોઇને ઠાલી ઠેક પણ ન મારે. પ્રિયંવદા થાકી જાય ત્યારે બપોરે જરા સુવે પણ પાછી ઉઠે અને કામ કરવાને

માંડી પડે. ઘરમાં એક નહીં જેવો નોકર હતો તે એને કંઇક કામે લાગતો, પણ બધી વ્યવસ્થા કરવી, સૌનાં મન રાખવાં, રંગરાયને નિશાળે જવાને માટે દસ વાગ્યે રાંધવું, સરિતાદેવીને જોઇતું કરતું આપવું, ડોસાને કઇ વખતે શું જોઇશું તેની કાળજી રાખવી, અને બિપિનચંદ્રની મરજી ઉઠાવવી, એ બહારથી વતન વગેરેનું કામ કરીને થાકયો પાકયો આવે ત્યારે જરા એની પાસે જઇને બેસવું, અને એને પાણી, પાનસોપારી, ચાહ વગેરે આપવું, આ સૌ કામમાં પ્રિયંવદા એક બળદની માફક પળોટાવા લાગી. ઘરમાં સૌના તાલ જુદા, સૌના રંગ જુદા; એકને ભાવે ખીચડી તો એકને ભાવે દાળભાત. એકને ચાહ સવારે ૭ વાગ્યે જોઇએ અને એકને જોઈએ આઠ વાગ્યે, કોઈ વ્હેલું ઉઠે અને કામે જાય, કોઇ મોડું ઉઠે; એક જમે દસ વાગ્યે અને એક જમે બાર વાગ્યે અને વળી રૂનું રૂનું માગે. પણ પ્રિયંવદા બધાનો રસ્તો કહાડતી. આટલું છતાં પણ વિદ્યાભિલાષી પતિની પત્ની પોતાને અભણમાં નહીં ખપવા દેવાને અનેક પુસ્તકોનું મનન કરવાનું ઇચ્છતી અને તેને માટે પણ થોડો વખત કહાડતી.

બિપિનચંદ્રને વિદ્યા વ્હાલી હતી. પત્ની તે સમજતી હતી, અને પતિની ઇચ્છા પ્રમાણે વિદ્યા સંપાદન કરી તેને વ્હાલી થવામાં વડાઇ માનતી હતી. ભણેલા પતિને પાત્ર થવાને ભણવું એમ તે સમજતી. આપણે જોયું છે કે એણે અનેક પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો પણ હજી અવકાશ મળ્યે પોતાનો અભ્યાસ વધારવાને તે ઉત્સુક હતી. એક વખત બપોરે જરા નવરાશ હતી ત્યારે તે મેડી ઉપર ગઈ. બિપિનચંદ્ર મેડીમાંજ હતો. તેને જોઇ પ્રિયંવદાનું આખું શરીર આનંદના પુરમાં ઉભરાવા લાગ્યું. જાણે કે સો દિવસનો થાક ઉતરી ગયો હોય તેમ આ પતિવ્રતાને પતિનું મુખ જોઈને વિશ્રાંતિ મળી. આ પ્રમાણે કામથી તે જ્યારે જ્યારે કંટાળતી ત્યારે ત્યારે તે જરા મેડીએ જઈ પતિનું મુખ નિહાળી, બે આનંદની વાતો કરી તે પોતાનો થાક ઉતારતી. એકવાર તેનું શ્રમિત થયેલું મુખ જોઇને બિપિનચંદ્ર તેને કહેવા લાગ્યો “ તને કામ ઘણું પહોચે છે, નહીં વારું ? એવું હોય તો આપણે બીજો વધારે પગારવાળો સારો નોકર રાખીએ! ”

પ્રિયંવદા પતિની લાગણી સમજી ગઈ અને સાથે સાથે પતિની

આવક એવો નોકર રાખી શકે એવી નથી તેનો પણ વિચાર કરવા લાગી. આ વિચાર તેની આંખોના ડોળામાં રમી રહ્યો અને તે બિપિનચંદ્રની સામું જોઇ રહી. બિપિનચંદ્ર પણ તેના મનની ગુંચવણ સમજી ગયો. આખરે પ્રિયંવદા બોલી "કામ તો પહોંચે છે! હશે, એમે પણ હોય! બધા દિવસ કંઇ સરખા હોતા નથી. બધુંએ જાતે કરવાનું એટલે કામ તો પહોંચે! પણ આપણે ઘરમાં મોટાં–ઘરની વહુ–ડર્યાં એટલે આપણે જરા વધારે ઘસાવું પડેસ્તો! હોય, ચાર દહાડા એમે હોય!"

બિપિનચંદ્રથી બોલ્યા વગર રહેવાયું નહીં "પણ ફોઇબા કે નલિનિ તને કામ કરવા ન લાગે? આખો દિવસ બેઠાં બેઠાં એમનું ખાધુંએ કેમ પચે? એમનો દિવસ પણ શી રીતે જતો હશે?"

પ્રિયંવદા જરા ઠાવકું મોં રાખીને બોલી "તેઓ પોતપોતાનું કરી લે તોજ બસ! મને બધું કરવાને તો કંઇજ વાંધો નથી; એમાં હું શી ઘસાઇ જવાનું છું પણ હું બધા કામને પહોંચી શી રીતે વળું અને સૌના મનની વાત શી રીતે જાણું. બાકી કામ કરવું એ તો કામણ કરવું! ઘરમાં સૌ પોતપોતાનું કામ ઉપાડી લે તો નોકર રાખવો ન પડે! આપણી આવક થોડી માટે આટલુંએ કહેવું પડે! આવક પ્રમાણે ખર્ચ રાખીએ તો સંસારમાં સુખે દહાડા કહાડીએ!"

બિપિનચંદ્રના મુખ ઉપર ખેદ છવાઇ રહ્યો. સારો નોકર રાખી આપવાની તેની સત્તા હતી નહીં અને પોતાની ભલી પત્ની આમ પલોટાતી હતી એ વિચારથી તે જરા ખિન્ન થયો. પ્રિયંવદા તે જોઈને બોલી ઉઠી; "મારે માટે જરાએ ખેદ કરશો નહીં. મારે તો જ્યાં મારા 'ચંદ્ર' છે ત્યાં બધું અજવાળું–સુખ–જ છે; બધું આનંદમયજ છે! હું તમારા પૈસાને વરી નથી. પણ મારા 'ચંદ્ર', તમારા ગુણનેજ હું વરી છું! પહેલીથીજ તમારી પાસે પૈસો ક્યાં હતો? પહેલેથી શું પૈસાનેજ મેં શોધ્યો છે? પૈસા કરતાં ગુણ મારે મન વધારે કિંમતી છે. મારા 'ચંદ્ર', જગતમાં તમે મોટો કોને કહો છો? જેની પાસે પૈસા હોય તેને? જગત એમ ગણતું હોય તો તેની ભુલ છે. આપણા લોકોની એ માન્યતા ખોટી છે. હું પૈસાદાર કે અધિકારીને મોટો ગણતી નથી. જે પુરૂષ કુળવાન છે, ખાનદાન છે, પ્રભુમાં શ્રદ્ધા, ભક્તિવાળો છે, જે વિદ્યા અને તપશ્ચર્યાથી વિભુષિત છે અને જેનામાં

અનેક સદ્‌ગુણોએ વાસ કરેલો છે, એજ પુરૂષ જગતમાં મોટો છે. પૈસા-વાળો મોટો નથી. પૈસો તો આવે છે ને જાય છે, હોય છે ને નાશ પામે છે, નથી હોતો ને આવી મળે છે. પણ સદ્‌ગુણ સેહેલાઇથી પ્રાપ્ત થતો નથી. પુરૂષ પૈસાને પેદા કરે છે પણ પૈસો મનુષ્યમાં મનુષ્ય-ત્વ લાવી શકતો નથી.” આમ બોલતે બોલતે પ્રિયંવદા બિપિન-ચંદ્રના સામું જોઇ રહી અને નીચેની લીંટીઓ તેના મનમાં, હૃદય-માં અને આત્મામાં તરી રહેવા લાગી:—

નથી રૂપની પ્યાસી રે,
નથી ધન તણી અભિલાષા,
ચહું ગુણ રાશિ રે.

થોડીવારે તે પાછી બોલી, “તમારી સદ્‌ગુણુથી ભરેલી જાતને હું લાયક નથી. તમારા જેવા ગુણીયલને પરણુવાને મારી પાસે અધિક ગુણ, અધિક રૂપ અને અધિક સમૃદ્ધિ જોઇએ. ઈશ્વર હજી મને વધારે વિદ્યા આપે અને વધારે દ્રવ્યવાળી કરે ! મારાં માબાપ ગરીબ છે અને મારા જેવા ગરીબ ઘરની છોકરીને પરણીને તમે મારા ઉપર કંઈ થોડો ઉપકાર કર્યો છે ? તમારા ઉપકારો શા શા ગણાવું ? મારા ચંદ્ર ! મારા વ્હાલા ! હું અભણ હતી તેને તમે વિદ્યામૃત ચખાડ્યું અને મારો આ ભવ અને આવતો ભવ સુધાર્યો. મારામાં અનુભવની ખામી હતી તે તમે પુરી પાડી અને સર્વદા તુચ્છકારો કર્યા વગર તમારા હૈયા સાથે મને રાખી. બાકી આ તમારા ઇંગ્રેજી ભણેલાઓ તો એમજ સમજે છે કે એ બે આંકડા ભણ્યા એટલે એમને પર-ણુવાને લાયક કોઈ છે જ નહીં. મારો વાંક હશે તો તમે મને સમજાવીને મૃદુ ઠપકો આપ્યો હશે, પણ કોઇ દિવસ કઠોર વચન કહાડયું નથી.”

બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો, “**પાત્રે દાનમ્;** તારામાં ભલાઈ હશે તો તેમ થયું હશે. આપ ભલા તો જગ ભલા. અમે પુરુષો પણ પાત્ર જોઈને જ વર્તીએ. બાકી વીંછીના મોંને તો ખાસડું જ હોય.”

પ્રિયંવદાએ જવાબ આપ્યો, “તોયે સારા માણુસનો ફેર ! તમારા જેવા સુધારવાનો પ્રયત્ન કરે અને વિદ્યા આપે પણ આજના જુવાનીઆ તો એમજ સમજે છે જે છોકરીને એનાં માબાપ જ ભણાવે, એ તો માબાપની જ ફરજ ! એમને તો કંઇ કરવાનું છે જ

નહીં. એ તો એમ માને છે કે ઠાકોરજીની આગળ તૈયાર કરીને જેમ બધા ભોગ ધરાવે છે અને ઠાકોરજી આરોગે છે તેમ પારકાં માણસ છોકરીને ભણાવી ગણાવી તૈયાર કરે અને એમની આગળ ભોગ ધરે એટલે એ બધા ઠાકોરજીઓ બેઠા બેઠા આરોગે. એમની વહુઓ તો એમને મન ભ્હીયારણો જ! તેમની પ્રત્યેની ફરજ તે જાણતા નથી. એમને એમના પૈસા કમાવાની હાય વરાળ થઇ રહી હોય ત્યાં એ પોતાની વહુઓને ભણાવવાની ફુરસદ ક્યાંથી મેળવે? મેળવવી હોય તો મેળવાય પણ તેની તેમને દરકાર જ નહીં. વહુ તો જાણે ઘરની વૈતરણ. એ તો કામ કરે, રાંધે અને પુરુષના ભોગવિલાસને પુરા પાડે; એજ એનું કામ! એને કેળવણી આપે નહીં અને પાછા નાલાયક ગણે તે તો જુદું!"

બિપિનચંદ્ર કંઇક વિચારમાંથી જાગ્યો હોય તેમ એકદમ બોલી ઉઠ્યો, "એ તો બધું ખરૂં, પણ સારો નોકર તો રાખવો જ પડશે. બધુંએ તારાથી શી રીતે થાય?"

પ્રિયંવદા—હું તમારો નોકર! તમારે જે કહેવું હોય, જે કામ હોય તે મને કહેજો. હું કરવાને તૈયાર છું.

"તને નોકર કહેવાય! તું તો ઘરની રાણી કે દિવાન!" હસતો હસતો બિપિનચંદ્ર બોલવા લાગ્યો.

પ્રિયંવદા—ભલે તમે રાજા થાવ, તો હું રાણી કે પ્રધાન થાઉં.

બિપિનચંદ્ર—પ્રધાનપદ ભોગવવું, રાણીની પેઠે મહાલવું, કે નોકર તરીકે રોળાવું એ બધું સ્ત્રીઓના જ હાથમાં છે. તેમનામાં આવડ જોઇએ. નોકરને અભાવે તું ચાકરનું કામ કરૂં છું છતાં પણ તું મારા ઘરમાં રાણીપદ ભોગવું છું. આપણું ઘર તે આપણું રાજ્ય; વગર રાજ્યે હું રાજા છું અને મારા ઘર–રાજ્યની તું રાણી છું. જે ઘર ચલાવે તે રાજ્ય પણ ચલાવે.

પ્રિયંવદા—અમને બહુ ફુલાવશો તો અમે માથે ચ્હડી વાગીશું, હો! પ્રિયંવદાએ હસતે હસતે કહ્યું.

બિપિનચંદ્ર—હું પાત્ર જોઇને જ બોલું છું.

આમ થોડો વખત વીત્યા બાદ પ્રિયંવદા નીચે ગઈ અને ઘરકામમાં ગુંથાઈ. સવારે તે ચાર વાગે ઉઠતી, ન્હાતી અને અરધોએક કલાક ઈશ્વરનું સ્તવન કરતી. આવી કોઇ પણ ધાર્મિક ક્રિયા હરરોજ કર્યા વગર મનુષ્યનું મન નિર્મળ થતું નથી અને તે ઈશ્વરની સંનિધિમાં રહેતું

નથી એમ એવું દૃઢ માનવું હતું. આવી ક્રિયાની આવશ્યકતા નહીં સમજનાર અને નીતિને માર્ગે ચાલું છું એમ કહેનાર દિવસે દિવસે ભ્રષ્ટ થતો જાય છે એવો તેનો નિશ્ચય હતો. ઇશ્વરમાં તેને પૂર્ણ શ્રદ્ધા હતી, અને તે જે કરે છે તે સારાને માટે કરે છે એમ જાણી, ' દુઃખ પણ ચારિત્ર્ય ઘડનાર દેવદૂત છે,' એમ તે ગણતી અને પ્રભુપરાયણ રહેતી. ઇશ્વરભક્તિ કર્યા બાદ બિપિનચંદ્રને દાતણ પાણી આપતી અને તેને પોતાના દુધ વગેરેની તૈયારી કરી દરરોજની કામગીરીમાં જીવ પરોવતી. આખો દિવસ ઠાકોરજીને લઇને બેશી રહેનારી અથવા તો મંદિરોમાં સમય ગાળનારી અને ઘરનાં માણસોને વહેતાં મુકનારી સ્ત્રીઓનું વર્તન તેને પસંદ પડતું નહીં. ઘરનાં માણસો પ્રભુનાં સ્વરૂપો છે, તેઓ ઘરના દેવો છે, તેમનું કામ ન થાય અને તેમનું મન દુભવાય તો પુજાપાઠ, દેવદર્શન સૌ નકામાં છે એમ તે સમજતી. પ્રથમ પ્રભુએ સોંપેલા જીવતા દેવોની પૂજા અને તે બાદ દેવની મૂર્તિની પૂજા, એમ તે માનતી. એમ નહીં કરનારી સ્ત્રીઓ ધર્મનું ખરૂં સ્વરૂપ સમજતી નથી અને ઉલટી પાપમાં પડે છે એમ તે કહેતી. કંઈ કામને અભાવે તે કરવું ઠીક છે, પણ ઘરના જીવતા દેવોને રખડતા મુકીને દેવદર્શન કરવામાં સમય ગાળવો અને ઘરનાં માણસોને અડચણ પડવા દેવી, એ એના વિચારથી વિરુદ્ધ હતું. છોકરાંછૈયાંની બેદરકારી રાખી પ્રભુભક્તિ કરનારની ભક્તિ અફળ છે, તેમજ કેવળ છોકરાંમાં જ જીવ રાખી પ્રભુભક્તિનો ત્યાગ કરનાર મનુષ્ય નરકનો જ અધિકારી છે એમ પ્રિયંવદા સમજતી.

તેનું કુટુંબ તેનું મંદિર હતું, અને તેમાંનાં માણસો તે એના દેવ હતા. તેમને સંતોષવાં એજ ઇશ્વરને સંતોષવા બરાબર છે, અને એમને સંતોષવાથી જ ઈશ્વર રાજી રહેશે એમ તે માનતી. મનુષ્યે મનુષ્ય પ્રત્યેની ફરજ પ્રથમ બજાવવી એજ ખરો ધર્મ એમ તે ગણતી; એ ફરજમાં જેટલી ખામી રહે તેટલું છૈયાંછોકરાંનું, પતિનું અને આખા કુટુંબનું હિત બગડે, અને આખરે પોતાને જ ખમવું પડે એમ તે સમજતી. આથી કરીને તે પ્રભુભક્તિમાં થોડોક સમય ગાળતી, પણ તેની સાથે સાથે પતિ અને કુટુંબની જરૂરીયાતો પુરી પાડવામાં પુરેપુરૂં ધ્યાન આપતી.

બિપિનચંદ્રની મેડીમાં તે પુંજો વાળતી, અને બધું સાફસુફ કરતી. પતિની મેડીમાં યોગ્ય શોભા કરવાનું પણ આ પતિવ્રતા ભુલતી નહીં. તેણે

ઘરમાં આવ્યા પછી કેટલીક જુની વસ્તુઓને દૂર કરી તેને સ્થાને નવી અને સુશોભિત વસ્તુઓ ગોઠવી હતી. બિપિનચંદ્રની ગાદી ઉપર નિત્ય મુકવામાં આવતો તકીયો તે આવી ત્યારે જુના જેવો થઈ ગયેલો હતો. તે કહાડી નાંખીને તેણે એક સુંદર રંગીન ઊનનો તકીયો ભર્યો અને તેને ત્યાં ગોઠવ્યો. એ તકીયા ઉપર ગુલાબ, જાઈ, જુઈનાં ફુલ તેણે ઊનથી ભર્યાં હતાં. ભીંત ઉપર બિપિનચંદ્રની એક છબી હતી, તે કોઇની કાળજી વગર ધૂળ ખાધા કરતી હતી. પ્રિયંવદાએ તેને સાફ કરી હતી અને મોગરા અને ગુલાબનાં ફુલનો બનાવેલો એક હાર છબી ઉપર થઇને નીચે લટકે એમ તેને પહેરાવ્યો હતો. બીજે ત્રીજે દિવસે માલણ પાસેથી ફુલ લઇને પ્રિયંવદા નવા નવા હાર બનાવતી અને પતિની છબીને પહેરાવતી. આમ અનાયાસે પતિવ્રતા પતિપૂજા કરતી, અને છબી ઉપર નવા નવા હાર આવીને પડતા તેથી તેની શોભામાં વિશેષ વધારો થઇ રહેતો. મેડીના બે ભાગ કરી વચ્ચે લાલ કપડાનો નાનો પડદો રાખવામાં આવ્યો હતો અને એક ભાગ સુવાને માટે અને એક બેઠકને માટે રાખવામાં આવ્યો હતો. મેડીમાં એક કબાટ હતું તેમાં સઘળાં કપડાં ગોઠવીને રાખવામાં આવ્યાં હતાં. શિયાળાના દિવસ હોય ત્યારે પ્રિયંવદા ગળપટા, મોજાં, ટોપી વગેરે ભરતી અને બિપિનચંદ્રના શરીરનું રક્ષણ કરતી. હાલમાં તેના પગમાં પ્રિયંવદાએ ભરેલાં બુટ શોભી રહેલાં જણાતાં હતાં. પતિને વખતસર જમાડી, તેને કપડાં લત્તાં કઇ વખતે કયાં જોઇશે તેનો વિચાર કરીને તે યોગ્ય સમયે તૈયાર રાખી પ્રિયંવદા પતિ પ્રત્યેની પોતાની ફરજ અદા કરી રહી હતી. પતિ કચેરીમાંથી કે બહારથી આવે એટલે એને શું જોઇશું તેનો પ્રથમથી જ વિચાર કરીને તે હાજર કરી દેતી. આ પ્રમાણે રસોઇ કરવી, પતિની હાજતો પુરી પાડવી, ઘરકામ કરવું, સરિતાદેવીની શુશ્રુષા કરવી, અને ઘરનાં માણુસોને પણ રાજી રાખવાં, વગેરે કાર્ય તરફ પ્રિયંવદા પોતાનું તન અને મન અર્પી રહી હતી.

એક દિવસ બિપિનચંદ્ર પરગામ ગયો હતો અને પ્રિયંવદા ઘરનાં કેટલાંક માણુસો સાથે ચોકમાં બેઠી હતી. સમય સાયંકાળનો હતો. શુકલ પક્ષનો ચંદ્ર જાણે કે વૃક્ષની ડાળીઓમાંથી બહાર નીકળતો નીકળતો ધીરે ધીરે પોતાનો પ્રકાશ ફેંકતો હોય તેમ છાપરા ઉપરથી ધીમે ધીમે પ્રકાશતો ચોકના કેટલાક ભાગમાં પોતાનું અજ-

વાળું ફેંકી રહ્યો હતો. સૌ પોતાની સુખદુઃખની વાતો કરી રહ્યાં હતાં. પ્રિયંવદા એટલામાં બોલી ઉઠી, "આજ ઘરમાં કેવું સુનું સુનું લાગે છે! એ તો ભાયડાઓ વડે જ ઘર શોભે! એ હોય તો જ બધુંએ સુઝે! રાંધવાનું, ખાવાનું, પહેરવાનું, ઓઢવાનું! આજ હું જમવા બેઠી ત્યારે મને એમ થયું કે બળ્યું આ ખાવું! એ તો કોણ જાણે ક્યાંએ હશે! ભુખ્યા હશે કે તરસ્યા હશે." પ્રિયંવદાને બીજું કંઈ પણ દુઃખ નહોતું અને હોય તો તેને તે ગણતી નહીં. પણ પતિવિરહ એનાથી એક પણ દિવસ સહન થઈ શકતો નહીં. શુદ્ધ આર્યા પતિની છાયા રૂપે જ હતી અને તેથી તેનાથી જરાપણ વિખુટી કેમ પડી શકે! પ્રિયંવદાનું અગાધ હૃદય અને પતિભક્તિ નહીં સમજનારી તેની નણંદ નલિનિ અને શિવલક્ષ્મી તેના આવા બોલ સાંભળીને મોં મરડતાં અને "જોઈ મોટી ધણીવાળી! એને એકલીને જ ધણી હશે! ભાયડો હોય તે ગામ તો જાયસ્તો! એમાં તે વળી ઘરમાં સુનું સુનું શેણે લાગે છે! કાલે ઘેર આવશે એટલે એની કોટે બાઝજે જા! જુવો મોટી સુની પડી ગઈ જો! અતીશે કરે તે તો ઘેલછા કહેવાય." એમ એની પાછળ બોલતાં.

આ પ્રમાણે બિપિનચંદ્ર અને પ્રિયંવદા એક વિપત્તિમાં અનેક વિપત્તિઓ ભોગવતાં ઘરનો સઘળો ભાર પોતાને માથે વહી રહ્યાં હતાં. વળી ડોસાએ તેની નોકરીના સમયમાં તેના ખર્ચાળ સ્વભાવને લીધે થોડું દેવું પણ કરી મુકયું હતું. ઘરમાં સૌ ખાવાને તૈયાર થઇ રહ્યાં હતાં પણ કમાનાર તો બિપિનચંદ્ર એકલો જ. એની દાઝ કોણ જાણે? એ કોઇને જરા કરકસરથી ચાલવાનું કહે તો ડોસો ઘુરકીયાં કરે અને કહે કે, "ખાશો નહીં, ખાશો નહીં, એટલે બચશે! શું શીરોપુરી કરીને તો રોજ ખાતા નથી ને? રોજનું ખાવાનુંએ કંઈ તો ના ખાઈએ; જુવોની, ભાઇ નવાઇના કમાઈ લાવે છે!" ઉપર આપણે જોયું છે કે બિપિનચંદ્રને પીયુષકાન્ત કરીને એક ભાઇ હતો. તે કાલેજમાં ભણતો હતો; તે હાલમાં મનહરપુર આવ્યો હતો. પીયુષકાન્ત સમજુ અને ડાહ્યો હતો, અને તેના ભાઇની મુશ્કેલીઓ તે સમજતો હતો. ડોસો જુના વિચારનો હતો અને હજી જુના વખતને જ દેખી રહ્યો હતો. જુના વખતમાં કમાવાનાં સાધન અનેક હતાં અને ઘણી સોંઘવારી હોવાથી મનુષ્યને કુટુંબનો ભાર વહેવો કે કંઈ ખરચ કરવું એ ઘણું સેહેલું થઇ પડતું. પણ વખત બદલાયો

હતો અને કમાવાનાં સાધન ઓછાં થઇ મોંઘવારી વધતી જતી હતી તે આ ડોસો સમજતો નહોતો અને જુના વખતની માફક જ ખર્ચ કરવાનો આગ્રહ કરતો હતો. બિપિનચંદ્ર ઘરના ભાર નીચે કચડાઈ જાય છે અને એની બુદ્ધિ કે ડહાપણનો ઘરમાં હિસાબ થતો નથી એ વાતને પીયુષકાન્ત સારી પેઠે જાણતો હતો અને તેથી કરીને તે જ્યારે ઘેર આવતો ત્યારે પોતાના મોટા ભાઇનું ઉપરાણું લઇને બોલતો. પણ એ તો બાળકમાં જ ખપતો. બિપિનચંદ્રની દાઝ જાણે એવું ઘરમાં બીજું કોઈ હતું નહીં.

પીયુષકાન્ત ઘરનો આ સઘળો તાલ જોતો અને બિપિનચંદ્રની મુસ્કેલીઓ જોઇને તેને મનમાં ઘણું લાગી આવતું અને તેનું મન આવી પરાધીનતાને તાબે નહીં થવા ઉછાળા મારતું. ઇંગ્રેજી વિદ્યાથી ઘડાએલું તેનું મગજ આવી રીતે એકઠાં રહેવાની યોજનાને તિરસ્કારની નજરથી જોતું અને ઈંગ્રેજ લોકોની પેઠે જુદા રહેવાના વિચારને ઉત્તમ ગણતું; કોઈવાર તે વચલો માર્ગ કહાડતું; પણ તેના વિચાર મનમાં ને મનમાં જ શમી જતા. જ્યાં બિપિનચંદ્રના વિચારોનો ભાવ પુછાય નહીં ત્યાં એના વિચારોનું તે શું વજન પડે! પણ ડોસાનું એકતર્ફીપણું જોઇને એકવાર તેનાથી રહેવાયું નહીં અને તે સૌને કહેવા લાગ્યો, "સંયુક્ત કુટુંબના વડીલોએ તો સમદૃષ્ટિ રાખવી જોઇએ! એમને તો પાંચે આંગળીઓ સરખી જ હોય! છોકરો કમાતો ધમાતો થાય એટલે વડીલોએ પોતાના અમલની દોરી કંઈક ઢીલી મુકી દેવી જોઈએ અને પુત્રને અમુક મર્યાદામાં સ્વતંત્રપણે વર્તવા દેવો જોઇએ. ઘરમાં કોઇપણ જાતનો દુરાગ્રહ કર્યા વગર ક્ષમાશીલ બની, મોટું પેટ રાખી, કોઈપણ બાબતમાં નકામો જીવ ઘાલ્યા વગર અને માથું માર્યા વગર "અમો તો હવે ઘરડા થયા, તું તારે બધું સંભાળી લે" એમ કહી, ઘરની જવાબદારી પુત્રને માથે નાંખી તેમણે ઈશ્વિરસ્તવનમાં વખત ગાળવો જોઇએ. પુત્રની સ્વતંત્રતા ઉપર તરાપ મારવી નહીં, અને તેના બોલનો ભારવકર રાખવો અને પાડવો જોઇએ! ઘરમાં એ કમાનાર છે તેથી એને પુછીને ખર્ચ કરવો અને એની મરજી વિરુદ્ધ પરાણે ખર્ચ કરી આવવું નહીં. કમાનારને કમાતાં શું કષ્ટ પડે છે તેની વાપરનારને ખબર નથી, એથી તે બહોળે હાથે વાપરે છે; પણ પૈસો કેમ કમાવાય છે તે એકલો કમાનાર જ જાણે છે. આથી એની મરજી વિરુદ્ધ ખર્ચ થાય છે ત્યારે એનું મન

દુઃખાય છે. સંયુક્ત કુટુંબમાં કમાનાર એક હોય છે અને વાપરનાર અનેક હોય છે. કમાનારનું ગજું કેટલું છે તે જોયા વગર કુટુંબનાં માણસો પોતાની ખાસીયતો વધારે જાય છે અને ખર્ચ કરે છે. 'કુતરૂં તાણે ગામ ભણી અને શિયાળ તાણે સીમ ભણી' એ ન્યાય પ્રવર્ત્તે છે. કમાનાર ખર્ચ ઓછો કરવા મથે અને કુટુંબનાં માણસો વડીલોને આગળ કરીને તે વધારવા મથે. સંયુક્ત કુટુંબોમાં વડીલોએ અને બીજાં માણસોએ બહુ સમજવાની જરૂર છે."

પીયુષકાન્તના શબ્દો સૌએ એક કાને સાંભળ્યા, અને બીજે કાને કહાડી નાંખ્યા. ઘરમાં જેમ ચાલતું હતું તેમજ ચાલવા માંડ્યું. પણ બહુ થાય તે થોડાને જ માટે. મનુષ્ય કંઈ પણ સારી વાત વાચ્યું કરતું નથી પણ હાર્યું જ કરે છે. અનુભવ એક મહાન્ શિક્ષક છે. એકવાર સાંજે ઘરમાં એક નવો જ બનાવ બની રહ્યો અને તેથી સૌની આંખ કંઈક ઉઘડી. શિવલક્ષ્મીને વૈધવ્યનું દુઃખ તો હતું જ, પાસે પૈસો પણ ન હતો અને તેમાં વળી અધુરામાં પુરૂં રંગરાય નઠારી ચાલનો નીકળ્યો હતો. હાથનો તે ચોખ્ખો નહોતો, અને સ્વાભાવિક રીતે તેના જેવા માણસો ન જ હોય. કપડે લત્તે એને ઠીકઠાક રહેવાનું જોઈતું હતું. બિપિનચંદ્રના પગમાં સવા રૂપિઆનો દેશી જોડો હોય અને ભાઈના પગમાં વિલાયતી ચેકના બુટ પાંચ રૂપિઆની કિંમતનાં શોભતાં હોય! આવા બુટને માટે તે પ્રથમ બિપિનચંદ્રની પાસે માગણી કરતો અને એની આવી અયોગ્ય માગણી ન સ્વીકારાય એટલે તે ડોસા પાસે કે ડોશી પાસે જઇને પોતાનું ધાર્યું કરાવી લેતો. એના માથામાંથી તેલ તો કદી સુકાય જ નહીં, અને એની સેંથીનો વાળ જરાકે આઘો પાછો થાય નહીં. શિવલક્ષ્મી પોતે વૈષ્ણવ હોવાનો ડોળ કરતાં. ઘરમાં ઠાકોરજી રાખતાં, તેમની પૂજા કરતાં અને ઠાકોરજીને મન થાય તે ભોગ ઠાકોરજીને ધરાવતાં. એમના ઠાકોરજી પણ એવા કે રોજ એમને નવું નવું મન થાય! ઘરમાં સૌ બાજરીની રોટલી ખાય પણ શિવલક્ષ્મીના ઠાકોરજીને તો કોઇ દિવસ દુધપાક, કોઇ દિવસ શીરો કે કંસાર, અને છેવટ કશું ન હોય તો લાપશી પણ મળે, અને મગજની ગોળીઓથી તો ન જ જાય! ઠાકોરજીને વ્હાલામાં વ્હાલો રંગરાય અને ઘરમાં સૌથી એ નાનો અને ઘેરનો બેટો, એટલે ઠાકોરજીનો પ્રસાદ તો એને જ મળે! પ્રિયવદાને આ વખતે એક છોકરી થઇ હતી અને તેનું નામ મૃણાલિનિ પાડવામાં

આવ્યું હતું. પણ મૃણાલિનિ હજી ઘણી નાની હતી અને કશું ખાતી નહોતી, અને પીયુષકાન્ત કૉલેજમાં અભ્યાસ કરવાને મુંબઈ રહે; આથી કરીને રંગરાય ઠાકોરજીનો માનીતો થઈ પડયો હતો. શિવલક્ષ્મી પોતે પરમ વૈષ્ણવ એટલે ઠાકોરજીનો થોડો પ્રસાદ એમણે જીભ ઉપર મુકવો જ પડે, એનો અનાદર થાય નહીં, તેથી તેમાંનો અડધો એ જીભ ઉપર મુકતાં અને બાકીનો રંગરયને માટે રહેવા દેતાં. આમ મા દિકરો ઠાકોરજીનો પ્રસાદ આરોગતાં. સંધ્યાકાળે શિવલક્ષ્મી મંદિરોમાં દર્શન કરવાને માટે જતાં અને રંગરાયને દેવદર્શન કરવાનું કહેતાં. ભાવતું હતું અને વૈદે કહ્યું. આજ્ઞાંકિત પુત્રે માનું કહ્યું માથે ચ્હડાવ્યું, અને છેલબટુક બની દરરોજ સંધ્યાકાળે મંદિરોમાં દર્શન કરવાને તે જવા લાગ્યો. મંદિરોમાં તે જાય અને ત્યાં આવતી યુવતિઓના ઉપર નજર નાંખે અને લાગ આવે તો કોણીનો ધક્કો પણ મારે. કોઇ તેવી ફાટેલી હોય તે તેને માથે પણ ભભરાવે, અને સતીપણાનો ડોળ કરી, બે ચાર ગાળો પણ ચોપડાવી, ચાર માણસ એકઠાં કરે અને એને સપડાવે. આમ કોઈ દિવસ ગાળો તે ખાતો અને કોઇ દિવસ મારના સપાટામાં પણ તે આવી જતો. પણ અત્યાર સુધી તો એને માર ખાવાનો પ્રસંગ આવ્યો ન હતો; હજી સુધી તો તે સટકીને ન્હાશી આવતો હતો. પણ એક દિવસ તેના પાપનો ઘડો ભરાયો. એક વખત એવું બન્યું કે એની ચતુરાઈ કંઇ ચાલી નહીં અને તે ચાર માણસોના હાથમાં સપડાયો. તેણે સખત માર ખાધો, તેનો કોટ ફાટી ગયો અને તેનાં બૂટ અને ટોપીનો પત્તો ખાધો નહીં. તે જીવ લઇને નાઠો અને ઘેર આવી છાનોમાનો મેડી ઉપર ભરાઇ ગયો. મંદિર શ્રીજીનું કહેવાતું હતું. ત્યાં કેટલાંક ભાવિક બૈરાં પણ જતાં હતાં. રંગરાયની માર ખાધાની વાત આખા મંદિરમાં, શેરીએ શેરીએ અને ઘેરે ઘેર પ્રસરી રહી. પ્રિયંવદાને કાને પણ આ વાત આવી; શિવલક્ષ્મીએ અને ડોસાડોશીએ તે જાણી પણ તે મનમાં ને મનમાં જ સમજીને રહ્યાં. ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે; કોને કહે! સૌ મનમાં સમજ્યાં કે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં!

ઉપર આપણે જોયું છે કે બિપિનચંદ્રને એક પિત્રાઈ કાકી હતી. તેનું નામ ગુમાન હતું. ગુમાનનો પતિ, છોકરાં છૈયાં સૌ મરી પરવાર્યું હતું અને તે બિપિનચંદ્રને પોતાના દિકરા જેવો ગણતી. તે ઘણુંખરૂં જાત્રાનાં સ્થળોમાં વાસ કરતી અને વરસમાં થોડા માસ

બિપિનચંદ્રને ઘેર આવીને રહેતી. હાલમાં તે મનહરપુર આવી હતી અને બિપિનચંદ્રના ઘરમાં રહેતી હતી. ગુમાન વ્યવહારકુશળ અને ખરાને ખરૂં કહી દેનારી હતી. તે દીર્ઘદૃષ્ટિવાળી હતી. કાને બહેરી હતી એટલે એની પાછળ બધા ઘણુંએ એનું ભુંડું બોલે પણ એને ક્યાં સાંભળવું હતું! એ તો બધાંને જે કહેવું હોય તે કહે. ઘરમાં કોઇનું કોઇ પણ દાઝ જાણનારૂં નીકળે તેમ બિપિનચંદ્રને આ કાકી હતી. ગુમાને રંગરાયની બધી વાત આડોશી પાડોશી કનેથી સાંભળી હતી અને એનો પિત્તો ઉછળી રહ્યો હતો. તેમાં વળી ઘરમાં સૌ ખાનાર અને કમાનાર એકલો બિપિનચંદ્ર; સૌ બેશીને ખાય અને કામ કરનારી તો એકલી પ્રિયંવદા; આવક કરતાં ખર્ચ વધારે, અને તેને માટે બિપિનચંદ્ર રાતદિવસ વેતરૂં કરતો અને શરીરે સુકાતો; એ સઘળું જોઇને એના ગુસ્સામાં ઉમેરો થયો હતો. એની દીર્ઘદૃષ્ટિમાં આ સઘળું અન્યાય ભર્યું લાગતું હતું. ગુમાનકાકીનું હૈયું ભરાઈ આવ્યું અને તે સૌને કહેવા લાગી, “ખાનાર સૌ અને કમાનાર એકલો બિપિનચંદ્ર! બાપડો એ એકલો તણાઈ મરે અને સૌ નવા નવા સ્વાદ કરે! સૌને પાનસોપારી ખાવા જોઇએ! ચાહ પીવા જોઇએ! આ શો ઠાઠ! પાનને બદલે ચાવો કોયલા, અને ચાહને બદલે પીઓ ન્હાવાના દેગડામાંનું ખાસું ઉનું પાણી! શાક વગર શેમાં ખાઇએ? હાથમાં લઇને મોંમાં! હું, હું, હું, હું! શાક વગર તો ગળે ગોટી નીકળે છે! આ તે શો ઢોંગ માંડયો છે? રંગરાયને મોજશોખ કરવા જોઇએ! ઘરની આવકનો તો વિચાર કરો! બિપિનચંદ્રને માથે દેવું કેટલું થયાં કરે છે તેનો કોઇ વિચાર કરો છો? કુવામાં હશે તો હવાડામાં આવશે! કુવામાં નહીં હોય તો હવાડો પણ સુકો સટ જ રહેશે; સૌ સૌના તાલમાં અને સ્વારથમાં! બધાંને બધું જોઇએ, એક ના જોઇએ કશું મારા બિપિનને કે એની વહુને. સૌનું ઘર એટલે કોઇનુંએ નહીં! જરા સમજો! જરા સમજો!”

ગુમાન પોતાના મનમાં સમજતી હતી કે બિપિનચંદ્ર સુખી હશે તો એને અને બીજાં બધાંને કોઈ દિવસ વિશ્રાંતિનું સ્થાન મળશે. માટે એની સ્થિતિ ન બગડવા દેવી એ એની અને ઘરનાં સૌ માણસોની પહેલી ફરજ છે. કુટુંબનાં માણસોએ ઘરમાં બેઠે બેઠે કાંઇપણ કમાણી કરવી જોઇએ, અથવા કરકસરથી જીવન ગાળી, ઘરનું કામકાજ માથે ઉપાડી લઇ ઘરના ખર્ચમાં બચાવ કરવો જો-

છીએ, એમ એ માનતી. જરાકે એ નવરી બેસતી નહીં અને
કોઈ ને કંઈ કરવાનું કહેતી. ગુમાન પાસે પૈસો હતો અ
કોઇની ઓશીયાળી નહોતી. પણ "બેઠે બેઠે શું વધીએ છીએ,
બેઠે દહાડો પણ કેમ જાય," એમ તે કહેતી અને પ્રિયંવદાને
કરવા લાગતી. એ જ્યારે આવતી ત્યારે પ્રિયંવદાને ચુલો
ગુમાન ઘરનું સઘળું સંધતી, પીરસતી, અને પ્રિયંવદા આગળ પ
નું કામ કરતી; આથી ગુમાન ચાર દહાડા આવતી તો
ભારે પડતી નહીં.

પ્રિયંવદાની મરજીથી બિપિનચંદ્રે ઘરમાં એક ગાય
આણી હતી. ગામમાંથી વેચાતું દુધ રોજ મંગાવવું પડે અને
પાંચમે દિવસે ઘી મંગાવવું પડે. આખા કુટુંબને આમ દુધ અ
પુરૂં પાડવાને ઘણું ખર્ચ લાગતું. આથી પ્રિયંવદાની એમ
હતી કે એક ગાય ઘરમાં રાખી હોય તો તેનાં દુધ, ઘી, કુ
કામમાં આવે અને ગાયનું ખર્ચ એટલું બધું થાય નહીં. વળી
છાશ, માખણ વગેરે જે જોઇએ તે પણ મળી શકે અને
દુધ, ઘી, જેવા પૌષ્ટિક પદાર્થોની તાણ કદીએ પડે નહીં.
બહાર ચોક જેવું હતું તેમાં ગાય બાંધવામાં આવતી હતી.
એક વાછરડી હતી. ગાયને ઘાસ નાંખવું, પાણી પાવું, તેને દ
અને તેનું વાશીદું કહાડવું એમાંનું ઘણું કામ પ્રિયંવદા જાતે
અને કેટલુંક નોકર પાસે કરાવતી. ગાયને દસ અગીયાર વાગ્યે
રબારી ચરાવવાને લઈ જતો, અને પાંચેક વાગ્યે તે પોતાની
ઘેર આવતી. ગાય ઘેર આવે ત્યારે પ્રિયંવદા તેને બાંધતી
નોકર પાસે બંધાવતી. આમ ગાયની બધી કાળજી તે રાખતી.

ગામમાં અંબાજી માતાનું દેવળ હતું ત્યાં દર્શન કરવાને
વદા કોઈ દિવસ જતી. એક દિવસ તે પાંચેક વાગ્યાના શુ
દર્શન કરવાને ગઇ; સાથે નોકરને પણ લેતી ગઈ હતી. મૃણ
આ વખતે નાની હતી અને તે ઘોડીયામાં ઉંઘતી હતી; તેને
ડીને લઈ જવી એ એને ઠીક લાગ્યું નહીં, અને જાગશે તો
બધાં છે, કોઇપણ જરા ઘોડીયું હલાવશે એમ મન વાળીને
ફલી ગઈ. એને પાછી આવતાં જરા વાર થઈ. એટલામાં ગા
આવી. ગાયે અંદર આવીને બરાડવા માંડયું. ઘરમાં નલિનિ, સ
દેવી, શિવલક્ષ્મી સૌ હતાં. ગુમાનકાકી બહાર ગયાં હતાં.

બગાડવાથી કોઈએ જાણ્યું કે ગાય આવી છે, પણ કોઈએ તેને બાંધ-વાને ઉઠયું નહીં. શિવલક્ષ્મીએ તો મોઢું મરડ્યું અને કહ્યું, "મેં કહ્યું હતું કે એ ઉપાધિ વ્હોરશો નહીં, પણ વ્હોરીને બેઠાં. હવે કરો બાપા, તમે તમારે! થાક્યાં પાક્યાં આ જરા બેઠાં, ત્યારે ગાય માતા પધાર્યાં! કો કંઇ ઉઠતી નથી! જો ઉભી રહેતી!"

નલિનિ તેમાં ઉમેરો કરવા લાગી, "મોટાં દર્શનનાં ભોગી થયાં છે! જાણતાં નથી કે ગાય પાંચ વાગ્યે આવશે! ગાય ભેંશ રાખવી હોય તો આમ ફરતાં ન ફરાય! દર્શન કરતાં તે આટલી વાર શી! બિપિનભાઇએ ફટવી મુકયાં છે. જ્યાં જવું હોય ત્યાં જવા દે છે! એ તે શું! બાયડી માણસે બહુ ફરવું શું?"

ગાયને કોઇએ બાંધી નહીં તેથી ગાયે વાછરડીને બધું દુધ ધવરાવી દીધું. રંગરાય પોતાની મેડીમાં રહ્યો રહ્યો તે જોયા કરતો હતો, પરંતુ તે પણ નીચે ઉતરીને આવ્યો નહીં. એટલામાં ઘરમાં નાની મૃણાલિનિ જાગી ઉઠી અને ગોડીયામાં રોવા લાગી. સરિતાદેવીએ નલિનિને હિંચકો નાંખવાનું કહ્યું. નલિનિના ગુસ્સાનો પાર રહ્યો નહીં, અને તેણે માથામાં વાગે એવો જવાબ આપ્યો; "શું હું એમ-નાં છોકરાં રાખનારી છું કે? કાલને વહાણે વળી એને ભાઈ આવશે કે બહેન આવશે! છોકરાંથી ઘર ભરાશે! આપણે તે એમને હિંચકો ક્યાં નાંખતાં ફરીશું? માને ભટકવું અને અમારે એમનાં છોકરાં રાખવાં!"

સરિતાદેવીને એનું બોલવું બીલકુલ ગમ્યું નહીં. ડોશીની વૃત્તિ નિર્મળ હતી. એમનું હૃદય ધાર્મિક અને કોમળ હતું. વહુને માટે એમને લાગણી હતી અને વહુના ગુણ તે બરાબર સમજતાં હતાં. પણ પુત્રી તરફના પ્રેમને લીધે એ કોઇવાર વહુના ગુણ ભુલી જતાં અને પુત્રીની વાત, ગેરવ્યાજબી હોય તોપણ, કબુલ રાખતાં; પણ મનમાં તે સમજતાં અને તેમનું મન પુત્રીપ્રેમ અને વહુ ઉપરના ભાવની વચમાં ગોથાં ખાતું. વહુનું કોઈ ભુંડું બોલે તો તે તેમનાથી ખમાતું નહીં અને તે વાત દાબી દેવાને તે પ્રયત્ન કરતાં. કાશીમાં રહેતાં હતાં ત્યારે વહુએ જ નાણાંની ભીડ ભાંગી હતી તેનો પાડ તેમના મનમાં વસી રહેલો હતો, અને પુત્રીના દબાણથી તેના તરફ પક્ષપાત દર્શાવવાનો કોઇ પ્રસંગ આવતો, તો વહુની આ ઉદાર વૃત્તિ અને ભલાઈ તેમની નજર આગળ તરી આવતાં હતાં. આથી મૃણા-લિનિને રડતી જોઇને અને નલિનિનો જવાબ સાંભળીને સરિતાદેવીને

ગુસ્સો ચ્હડયો અને તે બોલ્યાં, "ત્યારે તું તો બેશી જ રહેજે, હું એનું ઘોડીયું હલાવું છું." એમ કહીને તે ઉઠયાં અને જવા લાગ્યાં. એટલે નલિનિ બરબડતી બરબડતી દોડી, અને "મોઇ રાંડ, દુઃખ દેવાને આવી છે!" એમ કહીને હિંચકો નાંખવા લાગી.

રીસમાં ને રીસમાં નલિનિએ એવા તો મોટા મોટા હિંચકા નાંખ્યા કે ઘોડીયું ઉછળ્યું અને છોકરી બહાર ઉંધે માથે પડી, અને તેની નસકોરી ફુટી. તે ખૂબ રોવા લાગી. એનું રોવું સાંભળીને ડોસો, રંગરાય, શિવલક્ષ્મી સૌ દોડી આવ્યાં અને એટલામાં પ્રિયંવદા આવી પહોંચી અને એણે છોકરીનું નાક ધોઇ એને ધવરાવી છાની રાખી.

મૃણાલિનિને રમતી કરી પ્રિયંવદા ગાય દોહોવરાવવાને ગઈ, પણ ગાયે વાછરડીને બધું દુધ ધવરાવી દીધું હતું, તેથી છાંટોએ દુધ નીકળ્યું નહીં. રંગરાયે પોતાની મેડીમાંથી ગાયને ધવરાવતાં જોઈ હતી તેથી તેણે તે સમાચાર કહ્યા એટલે પ્રિયંવદા નિરાશ થઇને ઘરમાં ગઇ. ગામમાં દુધ મળવાની વેળા વીતી ગઇ હતી તેથી તે શોકાતુર થઇને રાતને માટે રસોઇ કરવામાં ગુંથાઇ.

રાતે વાળુનો વખત થયો એટલે બિપિનચંદ્ર, પીયુષકાન્ત, ડોસો અને રંગરાય જમવા બેઠા. સૌને દુધ વગર ખાવું પડયું અને ડોસાને તો તે ઘણું અઘરૂં લાગ્યું, તેથી તેણે દુધ નહીં હોવાનું કારણ પુછ્યું. રંગરાય બોલી ઉઠયો, "ગાયે વાછરડીને બધું દુધ ધવરાવી દીધું."

ડોસો ખીજવાઇને બોલ્યો, "કેમ ઘરમાં કોઇ નહોતું?"

રંગરાયે કહ્યું, "હા, સૌ નીચે હતાં. તેમણે વાતોમાં ગણકાર્યું નહીં અને ગાય બાંધી નહીં."

ડોસાએ પુછ્યું, "ત્યારે તેં શી રીતે જાણ્યું કે ગાયે ધવરાવી દીધું?"

રંગરાયે જવાબ આપ્યો, "હું મેડી ઉપર ઉભો ઉભો જોતો હતો!"

ગૌરીશંકર લાલચોળ થઇ ગયા અને પુછવા લાગ્યા, "પ્રિયંવદાવહુ ક્યાં હત?"

રંગરાયે કહ્યું. "એ તો દર્શન કરવાને ગયાં હતાં; સાથે નોકરને પણ લઇ ગયાં હતાં!"

દોરડાનો વળ ઉતરતો ઉતરતો જેમ છેડે આવે છે તેમ ગૌરીશંકરનો ગુસ્સો છેવટે પ્રિયંવદા ઉપર આવીને પડયો, અને તે બોલ્યા, "ઉં, ઉં, સંધ્યાકાળે બહાર ફરવું કેવું જે? ગાય આવવાનો વખત થાય તે શું ધ્યાનમાં ન રહે? એ કેવી કાળજી કહેવાય?"

બિપિનચંદ્રને મનમાં ઘણુંએ માઠું લાગ્યું કે ઘરમાં આટલાં બધાં માણસ હતાં પણ ગાયને કોઇએ બાંધી નહીં; રંગરાયે મેડીએ ઉભા ઉભા જોયા જ કર્યું અને પ્રિયંવદાને નાહક ઠપકો દેવામાં આવે છે, પણ શરમને લીધે તે કંઇ બોલ્યો નહીં. આમ દુધ વગર બધાંને જમવું પડયું અને ડોસાને તે બીલકુલ ફાવ્યું નહીં, અને તે પ્રિયંવદા ઉપર ઘણું જ ખીજવાયો.

ભલી બિચારી પ્રિયંવદા સઘળું સહન કરી રહી. તે જાણતી હતી કે તેનો વાંક નથી પણ મોટાની આમન્યા તોડીને બોલવું એને ઠીક લાગ્યું નહીં તેથી તેણે જરાએ ઉત્તર આપ્યો નહીં. પણ ગૌરીશંકરનું ચ્હડેલું મોઢું જોઇને ગુમાન તેમની પાસે આવી અને કહેવા લાગી, "તમે પ્રિયંવદાનો વાંક કહાડો તો ભલે; પણ આટલાં બધાં ઘરમાં હતાં તે કોઇનાથીએ ગાયને બંધાય નહીં કે? રંગરાય મેડી ઉપર ઉભો ઉભો જોયા કરે; એનાથી નીચે ઉતરાય નહીં કે? આમ બધાં ઘરમાં હોય ને જોયા કરે અને દુધને માટે વહુનો વાંક કહાડવામાં આવે એ કેવું? શું પ્રિયંવદા એકલી જ દુધ ખાય છે કે? શું બીજાં બધાં આખું મુકે છે? વહુ થઈ એટલે એનોજ વાંક કહડાય! રાંડો માથે મોગ માંડ ઘાલીને શું કરવાને પરણાવવા જતીઓ હશે? છોકરાઓને પરણાવવા જ નહીં! પરણાવીએ તો આવું થાય ને! પરણ્યા પહેલાં તો 'વહુ, વહુ' કહેતાં સાસુનું મોં સુકાય અને પરણ્યાં કે સાસુની આંખો ચાર થાય! આપણાં ઘરડાં કહેવત કહે છે કે,—

'પહેલાં તો બઇજી એમ કરી કહેતાં વહુને ઘડાવો તુશી,
'હવે તો બઇજી એમ કરી કહે છે, વહુને બાંધો ઉંચી,
કહો ઘર કેમ ચાલે!
'પહેલાં તો બઇજી એમ કરી કહેતાં, વહુને ઘડાવો તોડો,
'હવે તો બઇજી એમ કરી કહે છે, વહુ મારી થઇ ઘોડો.
કહો ઘર કેમ ચાલે!'

સાસુ ને વહુ, એ તો જાણે ઉંદર બિલાડીનો જ સંબંધ! કોઈ કોઇનું મોં ન જુવે! બળ્યો એ આપણો સંસાર! ન સમજે મોટાં અને ન સમજે નાનાં!"

હાલનું આપણું કૌટુંબિક જીવન—સંયુક્ત કુટુંબ વ્યવસ્થા—પરસ્પર સ્નેહ ઉપજાવવાને બદલે કુટુંબમાં પરિણામે સ્નેહનો ભંગ કરે છે. કૌટુંબિક જીવન અપ્રીતિ અને ઇર્ષ્યા ફેલાવે છે, આળસ વધારે છે,

યુવકનાં સ્વમાન અને વ્યક્તિત્વને કચડી નાંખે છે. બુદ્ધિવિકાસને અવકાશ આપતું નથી, સ્વતંત્રતા અને હિંમતનો નાશ કરે છે. અને તે જુના કાળમાં ઉછરેલા, અને આધુનિક સમયને બરાબર નહીં જાણનારા વડીલોની સત્તાને, માનને યોગ્ય હદ ઉપરાંત વધારે વધારી મુકે છે. પરિણામ એ આવે છે કે કેટલાંક કુટુંબનાં માણસોમાં આખરે બોલવાનો પણ વ્યવહાર રહેતો નથી. જેમને પાળવામાં આવે છે તે જ સામાં થાય છે. સરકારમાં વિશેષ દાવા ભાઇઓ ભાઇઓના કે એવાં નજીકનાં સગાંના જ હોય છે. આર્થિક દૃષ્ટિએ જોતાં કુટુંબની મિલકતની સારી વહેંચણી થતી નથી. મિલકત જેમ તેમ તણાઇ જાય છે અને કચેરી-માં તેના દાવા પણ ઉભા થાય છે. હાલનું કૌટુંબિક જીવન જાતમહેનત ઓછી કરે છે; લડાઇને ઉત્તેજન આપે છે, અને સમાનતા અને ન્યાયની ભાવનાઓને ગુંગળાવી નાંખે છે.

**प्राप्ते षोडशे वर्षे पुत्रं** मित्रवदाचरेत् એ સુત્ર કુટુંબમાં બાજુ ઉપર મુકાય છે. યુવકની સ્વમાનની લાગણીને તે દાબી દે છે અને તેને ખીલવવાનો અવકાશ તેને મળતો નથી. વડીલો માટે માનની લાગણીને તે હદ બહાર વધારી મુકે છે, આથી કરીને રીતસર આજ્ઞાનુસાર વર્તન કરવાવાળા યુવકો ઉપર પણ આજ્ઞાભંગનો આરોપ મુકાય છે. આપણા વૃદ્ધો એ ખુસ વધારવામાં સામેલ થાય છે. યુવાનો વડીલોની સત્તા સામે નહીં પણ તેના બેહદ વધારા સામે પોકાર કરે છે. ખરૂં છે કે મનુષ્યનું મગજ સત્તાથી જરા દબાયલું રહે છે ત્યારે તેનામાં આપખુદી સત્તા હેઠળ રહેવાની લાયકાત આવે છે. પણ તેના ઉપરની સત્તાને પણ હદ છે. વધારે સત્તા નીચે દબાયલું મન બાયલું બની જાય છે, તેની વિચારશકિત નષ્ટ થઇ જાય છે, અને તેનામાં સ્વનિયમનની શકિત રહેતી નથી. હાલના સમયનું કૌટુંબિક જીવન સ્વતંત્ર અને વિચાર, હિંમત, અને સ્વમાનથી બુદ્ધિનો વિકાસ કરનારા યુવકોની નેમ પાર પડવા દેતું નથી, કારણ કે નાનપણથી જ યોગ્ય સ્વતંત્રતા અને વિકાસના વાતાવરણમાં નહીં ઉછેરાયલું બાળક મોટપણે આ ગુણોને ખીલવી શકતું નથી. હાલના આ જુના જમાનાના વડીલો તો એમજ જાણે છે કે પુત્ર એમની આગળ સદાએ બાળક જ છે, એની બુદ્ધિ પણ બાળક જેવી જ છે, એમનો દાબ જરા પણ ઢીલો થવો ન જોઇએ અને પુત્રોને સ્વતંત્રતા મળવી ન જોઇએ. ભલે તેઓ કમાય પણ ઘરમાં રાજ્ય તો વૃદ્ધો જ ચલાવે એમ વડીલો ધારે છે.

આથી જ માબાપ અને પુત્રો વચ્ચે કલહ થાય છે. બંનેએ એકબીજાનું માન રાખવું જોઇએ. વડીલે પુત્રને મિત્ર સમાન ગણવો જોઇએ. મનુષ્યને સ્વતંત્રતા તો જોઇએ જ! તેમાં વળી આ આજના ઇંગ્રેજી ભણેલા જુવાનીઆઓ! તેમને સ્વતંત્રતા પ્રિય હોય જ! જુવાન પુત્રની સ્વતંત્રતા ઉપર જો દાબ મુકવામાં આવે તો એની બુદ્ધિ ખીલે નહીં અને એ ઉગતું ફુલ કરમાઇ જ જાય. જુવાનીઆઓ કેટલેક દરજ્જે ઉદ્ધત થતા હશે પણ વડીલો પણ તેમને બહુ દાબમાં રાખવાને પ્રયત્ન કરે છે અને તેથી જુવાનીઆઓ સામા થાય છે, અથવા તો મનમાં ને મનમાં ધુંધવાયા કરે છે, અને વડીલથી છુટા થવાને યત્ન કરે છે.

પરિણામ એ આવે છે કે સામાન્ય રીતે ઘણા જુવાનો સાહેબલોકની માફક જુદા રહેવાનો જ વિચાર કરે છે. બહુ ડહાપણ, ગાંભીર્ય, હાવકાશવાળા અને કેળવાયલા વડીલો જ સંયુક્ત કુટુંબવ્યવસ્થાને તેની મૂળ સારી સ્થિતિએ લાવી મુકશે, બાકી હાલ તો એના ભવાડા ઉઘાડા છે જ. હાલનો સુશિક્ષિત વર્ગ જ્યારે વડીલપદ ધારણ કરશે ત્યારે આ સંયુક્ત કુટુંબવ્યવસ્થા તેની મૂળ સ્થિતિએ આવશે. જ્યારે બૈરાં પણ કેળવાઇ કંઇક સમજતાં થશે, નવા વિચારના વડીલો થશે અને તેમના પુત્રો પણ નવા વિચારના હશે; આમ નવો વિચાર જ ઘરમાં ફેલાતો હશે, ત્યારે ઘરમાં ઐક્ય થશે અને કોઇ એકબીજાની આડે આવશે નહીં, અને સૌ એકબીજાના વિચારને માન આપશે. સ્ત્રીઓ પણ ખરી રીતે કેળવાશે એટલે કજીઆ કંકાસ ઓછા થશે, અને પોતાનો વખત કુથલી કે નિંદામાં નહીં ગાળતાં તેનો ઉપયોગ તેઓ કુટુંબની કમાણી વધારવામાં કરશે અને કુટુંબમાં પ્રીતિ અને ભાવ ઉભરાશે.

બધાંને દુધ વગર ખાવું પડયું તેથી ઘરમાં સૌ પ્રિયંવદા ઉપર વાક્પ્રહાર કરવા લાગ્યાં. પીયુષકાન્તને આ વાત બીલકુલ ગમી નહીં. પોતાની ભાભીનો વાંક એમાં જરાએ નથી એમ તેની ખાત્રી થઇ હતી. ડોસાની ન્યાયબુદ્ધિમાં તેને દોષ લાગ્યો અને ઘરનાં માણસોની બેકાળજીને માટે તેને ઘણો ખેદ થયો. સંયુક્ત કુટુંબની વ્યવસ્થા ઉપર તે વિચાર કરવા લાગ્યો અને તેમાં પુત્રોની સ્વતંત્રતા ઉપર મરાતી તરાપ તેની દૃષ્ટિ આગળ તરી આવી. આવાં કુટુંબોમાં ઉંમરલાયક અને ડાહ્યા પુત્રો પણ પરાધીનતા જ ભોગવે છે એમ તેને જણાયું.

તેનું મસ્તક અનેક વિચારો કરવા લાગ્યું. વિચારમાં ને વિચારમાં તે બિપિનચંદ્રની પાસે ગયો અને સંયુક્ત કુટુંબ વિષે વાત કરવા લાગ્યો. આખરે તે બોલી ઉઠયો, "બિપિનભાઇ, સંયુક્ત કુટુંબમાં તો વડીલો જ સામ્રાજ્ય ભોગવે છે! તેઓ ભલે ભોગવે, તેની હું ના કહેતો નથી, પણ તેમણે સર્વે પ્રત્યે સમાનદૃષ્ટિ રાખવી જોઇએ અને ન્યાયથી વર્તવું જોઈએ. એમને મન તો સૌ સરખાં જ હોવાં જોઈએ. દિકરી અને વહુ એમાં એમને ફેર હોવો ન જ જોઇએ. પુત્રને એમણે ઘટતી સ્વતંત્રતા આપવી જોઇએ. પુત્રની સ્વતંત્રતા જાળવવાના હેતુથીજ પ્રાચીન કાળમાં ઋષિઓએ પચાસ કે પંચાવન વર્ષે વાનપ્રસ્થ લેવું કે સંન્યાસ ગ્રહણ કરવો એમ ઠરાવેલું છે. શાસ્ત્રોનો આ ઉદ્દેશ ગુહ્ય અર્થવાળો છે. એક પંથ ને દો કાજ; પરમાર્થ સધાય અને કુટુંબની સ્વતંત્રતા જળવાય. પુત્રને સ્વતંત્રતા મળે તો એનો ઉલ્લાસ વધે, અને તેનાં મન અને બુદ્ધિ ખીલે. વળી એનેજ ઘરની બધી જવાબદારી સોંપવામાં આવે અને એ પોતાની જવાબદારી સમજે તો કોઈનુંએ મન એ દુભવે નહીં, પણ ઉલટો સૌના મનને સંતોષ આપે. એને મિત્રવત્ ગણી એના વિચાર ધ્યાનમાં લઈ કુટુંબના ખર્ચની અને મિલકતની વ્યવસ્થા કરવામાં આવે તો ભાઇબહેનોના કે ભાઇઓભાઇઓના કજીઆ બંધ થાય અને સંયુક્ત કુટુંબમાં સુખ અને મઝા ભોગવાય; નહીં તો તે એક બંધીખાના જેવું જ થઈ રહે! કુટુંબમાં સુખનાં કે કંકાસનાં બીજ રોપવાં એનો આધાર વડીલોના દીર્ઘદૃષ્ટિ, ડહાપણ અને ન્યાયબુદ્ધિ ઉપર રહે છે."

બિપિનચંદ્ર—"તારૂં કહેવું ખરૂં છે, પણ બધે તેમ હોતું નથી. કેટલેક સ્થળે હાલના જુવાનો મનસ્વી અને ઉદ્ધત બની કંઇપણ કારણ વગર માબાપથી જુદા થવાનું માગે છે. તેમને અમર્યાદિત સ્વતંત્રતા જોઇએ છીએ. જે માબાપે તેમને પાળી પોષીને મોટા કર્યા, ભણાવ્યા ગણાવ્યા, તેમની લાગણી દુઃખવવાનું અને તેમના સામા થવાનું અઘટિત કાર્ય તેઓ કરે છે. સાધારણ રીતે માબાપ કુટુંબનાં નિરાધાર અને નાની વયનાં—કમાવાને અશક્ત—માણસોની વધારે કાળજી રાખે છે. તે કાળજીને આ જુવાનો પક્ષપાત ગણે છે, અને કુટુંબમાં ક્લેશ ઉત્પન્ન કરે છે. માબાપને પૈસે કમાતા થઈ તેઓ—મોટાં ભાંડુઓ—નાનાં ભાંડુઓની તરફ બેદરકારી દર્શાવે છે, અને આમ કુટુંબમાંથી પ્રીતિનું મૂળ ઉખેડી નાંખે છે.

**પીયુષકાન્ત**—ઇંગ્રેજોની માફક પહેલેથી જ જુદા રહેવાનો રિવાજ ાણામાં હોય તો કેવું?

**બિપિનચંદ્ર**—આવો વિચાર જુવાનીઆઓની ઉદ્ધતાઈ અને ીપણાનું જ પરિણામ છે. ઇંગ્રેજોની સમાજનું બંધારણ તેવા જ ા ઉપર રચાએલું છે એટલે તેમને તેમ ફરવું ફાવે, આપણને તે ફાવે . સ્વાભાવિક રીતે હિંદુઓમાં કુટુંબવત્સલતાનો ગુણ જન્મથી જ ેલો હોય છે. આ ગુણ તેમને કુટુંબથી કદી જુદા પડવા દેશે નહીં. ુઓને પોતાની પત્નીની પવિત્રતાથી વધારે વ્હાલી વસ્તુ દુનિયામાં ો કોઈ નથી. તેનો પાતિવ્રત્ય ધર્મ જળવાય, તેનું બરાબર રક્ષણ ા, અને કોઇ પરપુરુષનો તેની પવિત્ર સંનિધિમાં પગસંચાર ન થાય, માટે કુટુંબ આવશ્યક છે. આમ એક રીતે સંયુક્ત કુટુંબ સ્ત્રીઓનું ત્રાળું કરે છે અને બીજી રીતે તે નિરાધારને આશ્રય આપે છે. ા ચારિત્ર્ય ઘડવાની તે એક શાળા છે. તેમાં ઘડાઈ સ્ત્રીપુરુષો ત વિચારનાં બને છે. તરેહવાર સંજોગોમાંથી તેમને પસાર થવું છે. થોડું ખમવું તો પડે, પણ અનુભવી થવાનો લાભ મળે! ા થોડું ને લાભ ઘણો; દુઃખ વગર સુખ હોય જ નહીં! અને ો વયે આપણે જુદા ક્યાં થતા નથી?

**પીયુષકાન્ત**—કુટુંબક્લેશનું મૂળ કારણ તો વડીલો અને જુવા-ો પરસ્પર ગેરસમજ છે. જુના વિચારના વડીલો જુવાનોના ારને સમજી શકતા નથી અને નવા વિચારના જુવાનો વડીલોની ાણીઓને બરાબર જાણતા નથી. તેઓને એકબીજાના વિચારોની ાબર કિંમત નથી. વડીલોએ પોતાનો દાબ ઓછો કરવામાં પોતાને નમ છે એમ નહીં માનતાં તે ઓછો કરવો જોઇએ અને પુત્રોને તી છૂટ આપી તેમની બુદ્ધિનો વિકાસ જોઈ રાજી થવું જોઇએ; ં કે તેમને દબાવી, ધમકાવી, ઘરના ભારથી દબાવી દેવા જોઇએ. ાએ પણ સ્વતંત્રતા મળે તોએ વડીલોનું માન રાખી, તેમની ાણીઓની કિંમત કરી, તેમને સંતોષવા જોઇએ. હું ધારૂં છું કે ાં વડીલો અને જુવાનો એકજ વિચારના હશે ત્યાં કુટુંબક્લેશ ો હોય!

**બિપિનચંદ્ર**—હા, તેમજ. સમય બદલાતો જાય છે અને કેળ-ણી વધતી જાય છે. જ્યારે વડીલો અને જુવાનો બંને નવા વિચાર-થઇ રહેશે ત્યારે કુટુંબમાં એકતંત્ર પ્રવર્તશે અને સંયુક્ત કુટુંબ-

ની મહત્તા અને ફાયદા સમજાશે અને ભોગવાશે. આ તો કલેશ છે માત્ર જુના અને નવા વિચાર વચ્ચે.

પ્રિયંવદા પાસે બેઠી હતી. બંને ભાઇઓ વચ્ચે ચાલતી વાતચીત તે સાંભળતી હતી. તેનું કુટુંબવત્સલ હૃદય વચમાં કંઇક બોલવાને ઉછાળા મારી રહ્યું હતું, પણ બે ભાઇઓની વાતમાં ભંગ પડાવવો નહીં એમ જાણીને તે અત્યારસુધી કાંઈ બોલતી નહોતી. બંને જરા વાર ચુપ રહ્યા એટલે પ્રિયંવદા બોલી:—

"સંયુક્ત કુટુંબ સ્નેહની શાળા છે; સુખ અને સ્નેહ જેમ જેમ પરસ્પર વહેંચાય છે, જેમ જેમ તેમની પરસ્પર આપ લે થાય છે તેમ તેમ તે વધે છે. તેમજ દુઃખ જેમ જેમ પરસ્પર વહેંચી લેવાય છે તેમ તેમ તે ઘટતું જાય છે. સંયુક્ત કુટુંબમાં સુખ અને સ્નેહની પરસ્પર આપ લે કરવાથી તે વધે છે, અને દુઃખ વહેંચાઇ જવાથી ઘટે છે. સાચો સ્નેહ મનુષ્ય માત્રની જીંદગીમાં એક ઘણું જ મોટું પવિત્રતાથી ભરેલું તત્ત્વ છે. એના વગર મનુષ્યનો આત્મા કદી પણ સંપૂર્ણતાની ઉંચી ટોચે પહોંચી શકતો નથી. કુટુંબ આ પ્રેમરૂપી પુષ્પની કળી ખીલવવાની એક વાડી છે; અહીંઆં આ પુષ્પ ખીલે છે, તેની સુવાસ પ્રથમ કુટુંબમાં પ્રસરે છે, અને ત્યાંથી આગળ વધીને સમાજ, દેશ અને સર્વ જગત ઉપર તે ફેલાય છે."

પ્રિયંવદા આમ ગંભીરપણે બોલી અને પછીથી એકદમ હસી પડી અને હસતાં હસતાં કહેવા લાગી, "માટે, મારા ચંદ્ર તો પહેલા જ; અને આકાશના ચંદ્રની આસપાસ જેમ અનેક નક્ષત્રો અને તારાઓ વીંટાઇ રહેલા છે તેમ મારા ચંદ્રની આસપાસ મારા ચંદ્રનું કુટુંબ હોય જ! ત્યારે જ મારા ચંદ્ર શોભે. નક્ષત્ર અને તારા વગર આકાશનો ચંદ્ર દીપે નહીં, તેમ તેમના કુટુંબ વગર મારા 'ચંદ્ર' પણ દીપે નહીં." એમ બોલતી બોલતી પ્રિયંવદા ઉભી થઇ, ક્ષણવાર બિપિનચંદ્ર સામું હસતે હસતે જોઇ રહી, અને પછી કામ કરવાને ચાલી ગઈ.

પ્રિયંવદાને મન તેનું ઘર એક સ્વર્ગભૂમિ જ હતું. ઇશ્વરે આપેલી એક બાળકી તેને મન તેના કોટની માળા હતી, અને તેનો પતિ તેને મન સર્વસ્વ હતું. પતિના પ્રેમ શિવાય તે બીજું કાંઇ ઇચ્છતી નહીં અને તે પ્રેમની છાયામાં સર્વદા આનંદમાં રહેતી. કુટુંબનાં સૌ માણ-

સોમાં તે ભળી જતી અને તેમની સાથે હળી જતી. કુટુંબનો ભાર માથે પડવાથી તેનાથી વધારે પુસ્તકો વાંચવાનું બની શકતું નહોતું. પણ બપોરે જમી પરવાર્યા બાદ બહાર ચોકમાં તે બેસતી અને બપોરના સમયમાં ઘરનાં બીજાં બધાં ઘડીએક નિદ્રાવશ થયાં હોય તે વખત રામાયણ કે મહાભારતમાંથી તે કંઇક વાંચતી. એક દિવસ વાંચતે વાંચતે તે વિચાર કરવા લાગી. " મનુષ્યનું મન ચંચળ છે; કંઇને કંઇ પ્રવૃત્તિ તે કર્યા જ કરે છે; મન કુતરા જેવું છે; કુતરૂં ઘડીક-માં પકવાનના ટોપલામાં મોં ઘાલે છે; ઘડીકમાં રોટલીના એક ટુકડા તરફ દોડે છે; અને ઘડીકમાં ઉકરડામાં જઇને તે નરકમાં મોં ઘાલે છે. તેમ આ આપણું મન ઘડીકમાં રાજા થવાનું ઇચ્છે છે, ઘડીકમાં પવિત્ર બની ક્ષણવાર એક યોગી કે તપસ્વી જેવું બની રહે છે, અને ઘડીકમાં સંસારની લાલચોમાં લપટાઈ અધમમાં અધમ, નીચ કે અપવિત્ર વિચાર કરે છે. તેને સદ્પ્રવૃત્તિમાં રોક્યું હોય, આવું વાંચન વાંચવામાં તેને પરોવ્યું હોય તો હૃદય પવિત્ર થાય અને તેને સંસારની ઉપાધિમાંથી ઘડીક વિશ્રાંતિ મળે. 'નવરૂં બેઠું નખોદ વાળે' એ કહેવત પ્રમાણે ઘણી સ્ત્રીઓ નવરાશનો વખત પારકા-ની નિંદા કરવામાં, કુથલીમાં, કે પોતાનું ડહાપણ આગળ કરવામાં ગાળે છે, અને પોતાનો અને પારકાનો ભવ બાળી મુકે છે. સદ્ભાગ્યે મારા પતિએ મને વિદ્યાનો રસ ચખાડયો છે અને તેથી નવરાશના સમયમાં હું ઘડા શાંતિ અનુભવું છું. આવો પતિ મને ભવો ભવ મળજો!"

આ છેલ્લું વાક્ય મનમાં બોલતાં પ્રિયંવદા ઉલ્લાસમાં આવી ગઇ, તેની આંખો પલકવાનું ભુલી ગઇ, અને પુરેપુરી ઉઘડી ગઈ; તેના હાથ, પગ, સઘળા અવયવો, આખું શરીર સ્તબ્ધ બન્યું અને તેનું વિશાળ કપાળ, જેને જોતાંજ કોઇ અપવિત્ર પુરુષ તેની સંનિધિમાં આવવાની હિંમત ધરતો નહીં, તે તેજથી ચળકવા લાગ્યું; ક્ષણવાર પતિના સ્મરણથી, તે સ્મરણમાં તલ્લીન થઇને, જેમ શ્રીજગન્નાથજીની યાત્રાએ જતાં, રસ્તામાં શ્રીજગન્નાથજીનું સ્મરણ થતાં, શ્રીચૈતન્યપ્રભુ, સ્તબ્ધ બની, એક ઝાડ તળે બેસી પડયા હતા અને ભાવસમાધિમાં આવી ગયા હતા, તેમ પ્રિયંવદા ભાવસમાધિને અનુભવી રહી.

આ વખતે ઘરમાં ગૌરીશંકર જાગ્યા હતા અને ઘરમાં સુનકાર જેવું લાગવાથી તે અહીં તહીં ફરતા હતા. બધાંને ઉંઘતાં જોઈ તે બહાર ચોક તરફ આવ્યા. આવતાંની સાથે જ તેમની દૃષ્ટિ

પ્રિયંવદા ઉપર પડી. પ્રિયંવદાના મુખ ઉપર ભલાઇ, નિર્દોષતા, અને ભવ્યતા છવાઇ રહ્યાં હતાં. જોતામાંજ ડોસો અટક્યો. **आकृतिः गुणान् कथयति** એ ન્યાયે તેના મનમાં ઉંડી અસર થઈ. "વહુ છે તો ભલી" એમ તેનાથી સહજ બોલાઇ જવાયું; પોતાનું એક-તર્ફીપણું અને વહુ પ્રત્યેની પોતાની કઠોરતાને માટે ગૌરીશંકર ઓસંગાવા લાગ્યા. એટલામાં થોડીવારે ઘરમાં સૌ જાગી ઉઠ્યું; પ્રિયંવદાએ વાંચવાનું બંધ કર્યું અને ડોસો અત્યાર સુધી તેના સમજવામાં નહીં આવેલા વહુના ગુણ ઉપર વિચાર કરતો કરતો ઘરમાં ગયો.

ગૌરીશંકર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાઃ "હિંદુ સંસારમાં ડાહ્યો દિકરો દેશાવર ભોગવે અને ડાહી વહુ રાંધણાં રાંધે" એજ ન્યાય પ્રવર્તે છે. એક જણ કમાય અને સૌ બેઠે બેઠે ખાય અને આખો દિવસ કુથલી અને નિંદ્રામાં ગાળે. બિપિનચંદ્ર કમાવાને ફાંફાં મારે છે, અને પ્રિયંવદા બાપડી રાંધણાં રાંધે છે, અને ઘરનું સંભાળે છે. ખાવાને સૌ તૈયાર થાય છે; પાંચ શેર સાત શેરના રોટલા તો કોણ જાણે ક્યાંય જતા રહે છે, અને કોઇને બોલાવવાનું રહી જાય તો બાપડી વહુના ભોગ મળે! પણ કામ કરતી વખત ઘરમાં કોઇએ દેખાતું નથી. કામ વખતે તમારૂં ઘર છે, તમેજ કાળજી રાખો તો, એમ કહી સૌ છુટી પડે છે! બિપિનચંદ્રને કશું બચતું નથી, એને એક છોકરી છે, તેને પરણાવવી પસ્તાવવી, એ ખર્ચ એ ક્યાંથી લાવશે? સૌ સૌને ઘેર વેરાઈ જશે અને મારો બિપિન કદી ઉંચો આવશે નહીં."

આમ વિચાર કરતે કરતે ડોસાની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. વળી તે આગળ વિચાર કરવા લાગ્યો, "હા, રંગરાયની બાબતમાં બિપિન જે વાત કરવાની ના કહેતો હતો, તે વાત મેં વિચાર કર્યા વગર, રંગરાયને ઓછું આવશે એમ જાણી, ઉશ્કેરાઇને કરી, અને એ રીતે એને લાડઘેલો બનાવી સ્વછંદી કરી મુક્યો અને આખરે એનું પરિણામ આ આવ્યું! શિવલક્ષ્મી અને નલિનિએ મને ઉશ્કેર્યો, મને વળ ચઢાવ્યો, અને હું તેમના કહેવા પ્રમાણે બિપિન અને તેની વહુ સામે ઉશ્કેરાઈ, રંગરાયના પડતા બોલ ઝીલવા લાગ્યો! હિંદુ સંસારમાં કેટલું બધું આંધળે બહેરૂં કુટાય છે!"

ડોસો શિવલક્ષ્મી અને નલિનિ ઉપર ગુસ્સે થયો; તેના મનમાં સત્યે વાસ કર્યો. ડોસાને કંઇક ભાન આવ્યું, બહેન અને દિકરીનો વાંક વસ્યો, પોતાની ભૂલ સમજાઇ, અને તે ખૂબ ખીજવાયોઃ "આ કુમારજાઓ માતેલા સાંઢ જેવી થઇ ગઇ છે. એમને ધાર્યું જ કરવા જોઇએ! અને હું તેમનું ધાર્યું વગર વિચારે કરનાર! મને તે શી ઉપમા આપવી જોઇએ! સંયુક્ત કુટુંબના આ ભવાડા! આ ફજેતા! દુઃખીયાંનું પોષણ સંયુક્ત કુટુંબમાં થાય એ સારૂં છે, પણ આમ આંગળી આપતાં પહોંચો કરડી ખાય, કોઇથી કશું તેમને કહેવાય નહીં એ સ્થિતિએ વાત આવે અને મારા જેવા વડીલ થઇને ફરનારા તે સમજે નહીં અને એમનુંજ ગાયું ગાય, એવું થાય તો કુટુંબ સ્વર્ગને બદલે નરક બની રહે! ઘરનાં માણુસો જો, અદેખાં, ભુંડાં, મનમોજીલાં, છીંકતે છીંડું પડે અને જોતજોતામાં કુંડું પડે એવાં અને બધાંએ એમને પુછતાં આવે એમ ઇચ્છનારાં બની રહે અને કામકાજમાં બેદરકારી રાખી માત્ર ઘરમાં તમાશો જોનારાં જ અને કોઇની તમા-વગરનાં થઇ રહે, તો તેઓ કુટુંબના સુખમાં વિઘ્નરૂપ જ બની રહે! વડીલે ચારે પાસ જોવાનું છે. સૌનું કહ્યું તેમણે સાંભળવું જોઇએ. મેં તો આ શિવલીનું જ સાંભળ્યા કર્યું! આ નલિનડીનું જ કહ્યું માન્યું! આ રંગીયા-ભંગીયાનું જ કહ્યું કાને ધર્યું. બિપિન કમાતો ધમાતો જેવું તેવું પહેરે ઓઢે અને આ રંગીયો—એને ચેકનાં બુટ જોઇએ! અને મૃણાલિનિને ઝબલું જોઇતું હોય તો પ્રિયંવદા પીયેરથી લાવે! સમજે તેને દુઃખ! આ શિવલી ઠાકોરજીનો ઢોંગ માંડીને બેઠી છે; એનું તો ઠેકાણું નથી; ઠાકોરજીની પૂજા શેની; પેટની પૂજા; એના ઠાકોરજીને રોજ શીરાપુરીનું મન થાય! એના ઠાકોરજીને કોઇ દિવસ કાળીજીરી અને કરીયાતાના ઉકાળાનું મન કેમ થતું નથી? બિચારો બિપિન દળાઇ મરે છે અને આ બધાંને મઝા કરવી છે!"

વળી ડોસો મનમાં બરબડી ઉઠ્યોઃ "બિપિનનું કહેવું સ્વાર્થી ગણી મેં તે માન્યું નહીં, અને એને તો કોઇનું મોં ગમતું નથી એમ ધારી ઉશ્કેરાયો; મને વળ ચઢ્યો; મેં એકજ બાજુ જોઇ અને બધાં માગે તેમ આપ્યા કર્યું. બધાં ગરીબહરામી છે; બીજાનું ગમે તે થાય તેની એમને દરકાર નથી. વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો! એવી વાત એમની બધાંની છે. એમને એમનો

સ્વાર્થ સાધવો છે; અને મોંને પુછીને ખાવું છે, અને પહેરવું છે. શિવલક્ષ્મીએ અને નલિનિએ મને ભરમાવ્યો; હું તેમના કહ્યા પ્રમાણે ચાલ્યો; અને એમણે પોતાનો સ્વાર્થ સાધી લીધો. પણ દાનત તેવી બરકત—એમનું તો સદા ભુંડું જ થવાનું છે. બિપિન બિચારો ભલો છે, ઇશ્વર એનું તો સારૂં જ કરશે."

ડોસાથી સત્ય વાત સમજાઇ; ઘરમાં ચાલતી અંધાધુંધી તેની નજરે આવી, અને તેનાથી પોતાની ભૂલ કબૂલ થઇ ગઈ. તેના મનમાં એમ થઇ ગયું "હું પણ બૈરાંની બુદ્ધિએ જ ચાલ્યો." ડોસાના ગર્વને આથી ઘણું નીચું જોવું પડયું.

સાચાનો બેલી ઇશ્વર છે! ભલાનોજ પ્રભુ છે! એક ભક્ત કવિએ કહેલું છે "પ્રભુ તું ગાંડાનો, ગાંડાનો!" ભોળા દીલનાં મનુષ્યો પ્રભુને વ્હાલાં છે. ભોળાં મનુષ્યોની વ્હારે પ્રભુ ધાય છે. બિપિનચંદ્ર અને પ્રિયંવદા સાદાં અને ભોળાં હતાં. ઘરમાં તેઓ પોતાનું કર્ત્તવ્ય બજાવ્યે જતાં હતાં અને તેમાં તેમને અનેક કષ્ટો વેઠવાં પડતાં, પણ તેઓ ઉં કે ચું કરતાં નહોતાં. પ્રિયંવદા કોઇની પાસેથી બદલાની આશા રાખ્યા વગર સૌનું કામ કરતી, સૌને માટે પોતે દુઃખ વેઠતી, સૌને જે જોઇએ તે આપતી, અને તે વસ્તુ વગર પોતે ચલાવી લેતી. શુદ્ધ આર્યા પોતાનું કર્ત્તવ્ય આ પ્રમાણે બજાવતી; એની ભલમનસાઇનો લાભ સૌ લેતું અને તેને માટે એને ઘણું સોસવું પડતું હતું. પણ આખરે પ્રભુએ ગૌરીશંકરના મનમાં વાસ કર્યો અને ડોસો પ્રિયંવદાની ભલમનસાઇથી આકર્ષાઈ રહ્યો. તેના વિચાર હવે બદલાયા અને એકવાર જે બહેન દિકરીનો પક્ષ લઈ દિકરાની વહુ સામે ધાંટા પાડતો હતો તે હવે વહુનો જ પક્ષ લેવા લાગ્યો. ડોસો પોતાનો પક્ષ લે છે એમ સમજીને પ્રિયંવદા ગર્વિષ્ઠ બની ન ગઇ, પણ તે પોતાની જવાબદારી અને કર્ત્તવ્ય સમજીને સૌ પ્રત્યે વધારે ને વધારે માયાળુપણે વર્તવા લાગી. સૌના પડતા બોલ તે ઝીલવા લાગી અને પોતાનાથી બને તેટલો સંતોષ તે સૌને આપવા લાગી. તે પોતે પેટે ન ખાય અને નલિનિ તથા રંગરાયને ખવરાવે; સારૂં વસ્ત્ર હોય કે કંઇ સારી ચીજ ઘરમાં આવી હોય તો તે પ્રથમ તેમને જ આપે; સરિતાદેવીનું મન રાખે અને શિવલક્ષ્મીના ઠાકોરજીને જરાએ ઓછું આવવા દે નહીં. આવા વર્તનથી પ્રિયંવદા સૌને પ્રિય થઇ

પડી અને સૌને એનો બોલ ગમવા લાગ્યો. આ પ્રમાણે સતી સૌનાં મન ઉપર પોતાની પવિત્ર જાળ પાથરી રહી હતી.

આપણા સંયુકત કુટુંબોમાં બૈરાં બેઠાં બેઠાં ખાય છે અને તેઓ નિરૂદ્યમી બની આખો દિવસ કુથલી કરવામાં જ ગાળે છે. એમ કરીને તેઓ પોતાનો ભવ બગાડે છે. પ્રિયંવદા આ વાત સારી પેઠે સમજતી હતી. પણ પહેલાં તો કોઇને એનો બોલ ગમતો જ નહીં. હવે જ્યારે સૌને એની વાત ગોઠવા લાગી ત્યારે પ્રિયંવદાએ તેનો લાભ લઇને સૌને સારે માર્ગે દોરવાનો વિચાર કર્યો. નિરૂદ્યમીને ઉદ્યમી બનાવવાનો તેણે નિશ્ચય કર્યો. ઘરમાં સો આખો દિવસ વાતો કરવામાંજ ગાળતાં હતાં. પ્રિયંવદાએ તેમને ભરવાનું, શિવવાનું અને ગુંથવાનું શિખવવા માંડયું. પોતે જાતે પોતાની કમાણી શી રીતે કરે તે બતાવવા માંડયું. પોતે જાતે પોતાની કમાણી કરે તો તેઓ કુટુંબની કમાણીમાં ઉમેરો કરે અને કોઇને ભારે પડે નહીં તથા તેમનો વખત ઉદ્યમમાં જાય; નવરૂં બેઠું નખોદ વાળે; નવરાં બેશી રહેવાથી મનુષ્યમાં આળસ વધે છે, તેના મનમાં સારા વિચારોનો વાસ થતો નથી, તે ચીઢીયું બની જાય છે; કુટુંબને તે બોજારૂપ થઇ રહે છે અને ધીમે ધીમે તેનો આખો ભવ બગડી રહે છે; એવી એવી અનેક વાતો સૌને પ્રિયંવદા સમજાવવા લાગી. સરિતાદેવી તથા શિવલક્ષ્મીની આગળ તે રામાયણ, મહાભારત વગેરે પુસ્તકો વાંચવા લાગી અને તેમનાં હૃદયમાં ધાર્મિક જ્ઞાન ઠસાવવા લાગી. અત્યાર સુધી તેઓ ઠાલી મૂર્તિપૂજા જ કરતાં હતાં; પણ હૃદયમાંથી ક્રોધ, રાગ, દ્વેષ, ઇર્ષ્યા વગેરે શત્રુઓ ખસ્યા ન હોય ત્યાંસુધી તે પૂજા નકામી છે, સર્વ તરફ સમાન ભાવ રાખવામાં ન આવે ત્યાંસુધી એ પૂજાનું ફળ નથી; પ્રભુને ઓળખવો, પ્રભુના ગુણો—દયા, ક્ષમા, સહનશીલતા, પવિત્રતા, વગેરેનું અનુકરણ કરવું; પ્રભુને જે કામો વ્હાલાં હોય, જે કામો કરવાથી પ્રભુ રાજી થાય તેવાં કામો કરવાં, એજ પ્રભુની પૂજા છે, એમ પ્રિયંવદા નમ્રપણે તેમને કહેવા લાગી અને રામાયણ તથા મહાભારતમાંથી અનેક દૃષ્ટાંતો વાંચી સંભળાવવા લાગી. આમ ઘરડાંની સેવા કરી તે તેમનું મન રીઝવવા લાગી. નલિનિને ઉદ્યમે વળગાડી તેના ચિત્તને પ્રસન્ન રાખવા લાગી. રંગરાયને સારી શિખામણ દેવા લાગી અને એનો જન્મારો સુધરે એવા ઉપાય શોધવા લાગી. રંગરાય કંઇ ભણ્યો ગણ્યો તેવો નહોતો. તેની મા શિવલક્ષ્મીએ ઠાકોરજીની પૂજામાં જ વધારે

લક્ષ આપી રંગરાયના ભણતર તરફ બેદરકારી રાખી હતી. શિવલક્ષ્મી પૂજામાં હોય અને ખાવાની વખત થઈ નહોય એટલે રંગરાય બિચારો ઘણીવાર ભુખ્યો ને ભુખ્યો જ નિશાળે જાય ! શિવલક્ષ્મી દેવદર્શનની લાહ્યમાં હોય અને આખો દિવસ ઠાકોરજીની સામગ્રી બનાવવામાં જ એમનું ચિત્ત પરોવાયલું હોય અને વખતે સામગ્રી માટે સામાન લાવવાને રંગરાયને પણ બજારમાં ફેરા હેરા કરવા પડે. આથી કરીને એનું ભણતર જરાએ ઉંચું આવ્યું નહીં. હાલના વખતમાં પોતાનું હિત શેમાં સમાઈ રહેલું છે એ જુના વિચારનાં શિવલક્ષ્મી સમજે નહીં; આવાં આવાં કારણોને લીધે રંગરાય નિશાળે જઇને પણ કશુંએ ભણતો નહીં. કેટલાક દિવસ તો એ આમ અમથો અમથો નિશાળે ગયો, પણ પછી તો તે નિશાળેથી ઉઠી જ ગયો. એ કંઈ પણ ઉધમ કર્યા વગર ઘેર બેઠો બેઠો ખાતો હતો અને મરજીમાં આવે તેમ ફરતો હતો. એને સુધારવાનો ઉપાય હવે એક જ હતો. એને કોઇ પણ ઉધમે લગાડવો. પ્રિયંવદાએ એ વાત લક્ષમાં લીધી અને તેણે બિપિનચંદ્રને કહ્યું. બિપિનચંદ્રે તેને નોકરી અપાવી અને એથી એનો ભવ સુધરવા માંડયો. કુટુંબમાં કલેશ ઓછો થવા લાગ્યો; સૌ સૌના ઉધમમાં પોતાનો સમય ગાળવા લાગ્યાં. કુટુંબમાં પરસ્પર પ્રેમની ઝાંખી થવા લાગી, અને ધીમે ધીમે સ્નેહનાં બીજ રોપાવાં લાગ્યાં.

ભારતવર્ષની શુદ્ધ આર્યા ! તારૂં આર્યત્વ આવી સહનશીલતા, દયા, ક્ષમા, મનની મોટાઈ, અને આવી કર્ત્તવ્યપરાયણતામાં જ રહેલું છે. તારૂં ગૌરવ સીતા, તારા, દમયંતીની માફક સંકટ સહેવામાં, ધૈર્ય ધરવામાં, પ્રભુભકિત કરવામાં અને પતિપરાયણ થવામાં જ સમાઈ રહેલું છે. પતિભકિતમાં જ, અને કુટુંબસ્નેહમાં જ, તારા જીવનની બલીહારિ છે! તારૂં આદર્શ પતિ સાથે વનવાસ વેઠતી સતી સીતા કે પતિની શોધમાં અરણ્યમાં રખડતી પતિવ્રતા દમયંતી છે. ધર્મ, દયા, તપશ્ચર્યા, એ તારા જીવનનાં તત્ત્વો છે. એજ તારો આત્મા છે. એજ તત્ત્વોમાં જીવન ગાળનારી તું ભારતવર્ષને તો શું પણ અખિલ વિશ્વને તારા ચારિત્ર્યથી ચકિત કરી મુકીશ ! પશ્ચિમની નિરંકુશ સ્વાતંત્ર્યને ઇચ્છનારી અને પુરુષ સમાન હક્કો માગનારી લલનાઓનું વર્તન તને છાજે તેમ નથી ! તેવું વર્તન તારી જાતને અધમ બનાવી મુકશે !

ઉપર પ્રમાણે પ્રિયંવદા પોતાની સલાહથી અને દષ્ટાંતથી સૌને

સારે માર્ગે દોરી રહી હતી. અને શુદ્ધ આર્યા, પવિત્ર પતિવ્રતા, પોતાના ચારિત્ર્યની ઉંડી છાપ સૌનાં હૃદય ઉપર પાડી રહી હતી. ઘરમાં સરિતાદેવી વડીલ હતાં. એ સૌને કહે એજ ઠીક એમ ધારીને પ્રિયંવદાએ દેવીને સમજાવ્યાં અને એમણે સૌને પોતપોતાનું કામ વહેંચી આપ્યું. આથી ઘરનું કામ પણ વ્યવસ્થીતપણે થવા લાગ્યું. નવરાશના વખતમાં સૌ બીજો ઉદ્યોગ કરવા લાગ્યાં. આથી ઘરની કમાણી વધવા લાગી અને ઘરના ખર્ચમાં કંઇક બચાવ થવા લાગ્યો. ઘરનું કામ સૌએ ઉપાડી લીધું એટલે નોકરચાકરના ખર્ચનો બોજો ઓછો થવા લાગ્યો અને સૌની બેકાળજીથી જે નકામો બગાડ થતો હતો તે અટકયો. પ્રિયંવદાએ નલિનિ તથા શિવલક્ષ્મીની કમાણી તેમને નામે જ મુકી રાખવા માંડી. એમની મુંડી કંઇકિ થઈ એટલે " મારી પાસે આટલી મુડી થઇ છે; હું વધારે ઉદ્યમ કરીને એ મુંડીને વધારીશ; એમાંથી બનતાં સુધી કંઇ પણ વાપરીશ નહીં." એવા એવા વિચારો નલિનિ તથા શિવલક્ષ્મીના મનમાં આવવા લાગ્યા. પૈસાની અસર જાદુ જેવી છે. મનુષ્ય પાસે થોડો પૈસો થાય એટલે એને તેનો લોભ લાગે છે અને તેને વધારવાને તે વધારે ને વધારે પ્રયાસ કરે છે.

આવી રીતે નલિનિ અને શિવલક્ષ્મીના નવરાશના વખતનો ઉપયોગ સારે માર્ગે થવા લાગ્યો, અને ઉદ્યમને લીધે તેમનાં ચિત્ત પ્રસન્ન રહેવા લાગ્યાં. વળી પ્રિયંવદા સૌને કંઇ કંઇ વંચાવતી અને સૌની બુદ્ધિ અને ધાર્મિક લાગણીઓને ખીલવતી. સૌ હવે વહેલાં ઉઠવા લાગ્યાં અને ન્હાઇ ધોઇ, પૂજાપાઠ કરી પોતપોતાને કામે વળગવા લાગ્યાં.

શુદ્ધ પતિવ્રતા આર્યા આથી બીજું વધારે શું કરે? પોતે તરે અને કુટુંબને તારે એમાંજ એની વડાઇ છે. કુટુંબને શિક્ષણ આપવું અને તેનું ચારિત્ર્ય ઘડવું એ પવિત્ર ફરજ આર્યમાતાની છે. શુદ્ધ આર્ય મહિલાનું કર્તવ્ય આ જ છે. સાદાઇ, દયા, ક્ષમા, તપ અને સહનશીલતા એનાં આદર્શો છે. એ આદર્શોનું ભાન નહીં કરાવનારી, રે! તેને ભુલાવનારી કેળવણી તેને માટે નકામી છે.

આ પ્રમાણે થોડાક દિવસ મનહરપુરમાં રહ્યા પછી બિપિનચંદ્ર અને પ્રિયંવદા મુંબઇ ગયાં.



# પ્રકરણ ૯ મું.

## મુંબઈમાં

બિપિનચંદ્ર મુંબઇ આવ્યો અને કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો. મુંબઇ આખા હિંદુસ્તાનમાં એક નમુનેદાર મોટું શહેર છે. હિંદનો વ્યાપાર, વિદ્યા, કળાકૌશલ્ય વગેરે ઘણા પ્રમાણમાં અહીં જ જોવામાં આવે છે. અહીં જુદા જુદા દેશના, રાજ્યોના, ગામોના, જુદી જુદી જાતના, અને જુદી જુદી જ્ઞાતિના લોકો નજરે આવે છે. ગામડાના અને નાનાં શહેરોના લોકો વ્યાપારાર્થે જાણે કે સંભરાઇને અહીં આવ્યા હોય તેમ જણાય છે. દુનિયાના અને ખાસ કરીને હિંદુસ્તાનના જુદા જુદા લોકોનું જાણે કે પ્રદર્શન ભરાઇ રહ્યું હોય એવો ભાસ જોનારને અહીંઆં થાય છે. ઇંગ્લાંડમાં જેમ લંડન છે તેમ હિંદુસ્તાનમાં મુંબઇ છે. અહીં અવનવા બનાવો દૃષ્ટિએ આવે છે. તરેહ તરેહવાર પ્રકૃતિના, જુદી જુદી જાતના અને જુદી જુદી વિદ્યા કળાવાળા મનુષ્યોનો સમાગમ અહીં થાય છે. હિંદમાં તે વેપારનું મોટામાં મોટું મથક છે, પણ તેથી કરીને વિદ્યા, કળામાં તે કંઇ ઉતરતું નથી.

મુંબઇમાં બિપિનચંદ્ર કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો; અને એકાદ વર્ષ પછી પરીક્ષા થઇ એટલે તેમાં તે બેઠો, પાસ થયો અને મુંબઇમાંજ વકીલાતનો સ્વતંત્ર ધંધો કરવા લાગ્યો. અહીંઆં તેને ઘણા નાના મોટા વકીલો, બારીસ્ટરો, જડજો વગેરે સાથે ઓળખાણ થવા માંડ્યું. સૌ વકીલોમાં બિપિનચંદ્રનું પ્રમાણિકપણું પ્રશંસાને પાત્ર થઇ રહ્યું. વકીલોને પ્રમાણિકપણાની બહુ દરકાર પડી નહોતી, પણ જેનામાં ખરૂં પ્રમાણિકપણું હોય તેનાં વખાણ તેમનું અંતઃકરણ કર્યા વગર રહેતું નહીં. વકીલો પ્રમાણિકપણાની દરકાર કરે કે નહીં પણ મુંબઇની હાઇકોટના જડજોને તો બિપિનચંદ્રની પ્રમાણિકતા વધારે પ્રિય થઈ પડી. તેમની આગળ તેનું માન વધવા લાગ્યું અને તેનું ચારિત્ર્ય સૌના મનમાં પ્રેમ ઉપજાવી રહ્યું.

પણ વકીલાતના ધંધામાં એકલી પ્રમાણિકતાનું જ કામ નથી; બલ્કે પ્રમાણિકતા તો ઘણીવાર એ ધંધાની આડે આવે છે. વળી મુંબઇમાં ઘણી આવડવાળા, મોટી મોટી પદવીઓવાળા,

અને ઘણા બુદ્ધિશાળી મનુષ્યો આવીને વસેલા હોય છે. તે બધાની સાથે સ્પર્ધા કરીને પોતાની કમાણી કરી લેવાનું કામ ઘણા અસામાન્ય બુદ્ધિવાળાઓને પણ ઘણું અઘરૂં થઇ પડે છે. બિપિનચંદ્ર પ્રમાણિક અને મહેનતુ હતો, પણ ઘણા મનુષ્યો સાથે સ્પર્ધામાં ઉતરી શકે એવી તેનામાં યુક્તિ કે આવડ નહોતી. આથી કરીને તેને પોતાના ધંધામાં ઘણી હાડમારી વેઠવી પડતી. તે સાદો, ભોળો અને નમ્ર હતો; મુંબઇ જેવા ઉદ્યોગી શહેરમાં જામવાને વાસ્તે ઘણા બુદ્ધિશાળી મનુષ્યોને પણ અનેક સંકટો વેઠવાં પડતાં હતાં; પણ આખરે તેઓ તો પોતાનો માર્ગ કરી લેતા હતા. પણ આવાં મોટાં શહેરોમાં કંઇ બધાએ મનુષ્યો ઘણા બુદ્ધિશાળી હોતા નથી; અહીં મનુષ્યોનો ઘણો મોટો ભાગ તો સામાન્ય બુદ્ધિવાળો જ હોય છે; પણ તે ઘણો ઉદ્યોગી અને મહેનતુ હોય છે અને તેથી કરીને તે પોતાના કાર્યમાં ફતેહ મેળવે છે; આ સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યો રાતદિવસ મહેનત કરે છે; તેઓ જરાકે નવરા બેસી રહેતા નથી; તેઓ ભાંજગડીઆ અને જ્યાં ત્યાં માથું મારનારા અને એકબીજાની સાથે હરીફાઇ કરનારા હોય છે. તેમનું ચિત્ત રાતદિવસ ઉદ્યમમાં જ રોકાયલું હોય છે. મુંબઇમાં સૌ પોતપોતાને કામે લાગેલો હોય છે અને તે એટલે સુધી કે પોતાનો પાડોશી કોણ છે, અથવા તો, તે શું કરે છે તે પણ તેઓ કદાચ જાણતા નથી. આવા મોટા અને ઉદ્યમી શહેરમાં પોતાનો માર્ગ કરવો બિપિનચંદ્રને મુશ્કેલ થઇ પડતો હતો.

બિપિનચંદ્ર આખો દિવસ કોઇને મળવામાં અથવા કંઈ તપાસ કરવામાં ગાળતો. ઘણાને ઘેર તે જતો અને સૌ તેની સાથે ભળવાનો પ્રયાસ કરતો; પણ સૌ પોતપોતાને ધંધે હોય અને તેની જોડે ખપ જેટલી જ વાત કરે. તેના ગુણનો કોઈને હિસાબ નહોતો. તેના નિખાલસ અંતઃકરણ અને શુદ્ધ ચારિત્ર્યની કોઇને કિંમત નહોતી. તે શાંતપણે, ચુપચુપ, કામ કરનાર હતો, પણ આ મુંબઈ જેવા ધાંધલીઆ શહેરમાં તો ધાંધલીયા મનુષ્યોનું જ કામ અને તેઓ જ ફાવી શકે. બિપિનચંદ્ર આગળ પડવાને ઘણુંએ પ્રયાસ કરે; અનેક મંડળીઓમાં તે ભાગ લે; અનેક સમાજોમાં તે હાજરી આપે અને અનેક જોડે મળવા હળવાનો યત્ન કરે. તેનું શુદ્ધ અને પવિત્ર અંતઃકરણ સમાજનું કે સ્વદેશનું હિત કરવામાં મનમાં ઉલ્લાસ ધરે અને અનેક બાબતોમાં પોતાના ખરા વિચાર દર્શાવે. તે સ્વાર્થત્યાગ, સાદું જીવન અને

ઉચ્ચ વિચારની વાતો કરે; પણ એનું કહેવું કોણ સાંભળે? એના વિચારોને કોણ મનમાં ધરે? વખતે કોઈ સાંભળે પણ એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાંખે.

હિંદુસ્તાનમાં ઘણા વાકૂવીરો જ—વાણીવીરો જ—નજરે આવે છે. તેમની સ્વદેશપ્રીતિ, સમાજપ્રીતિ, તેમના મુખમાં જ રહેલી હોય છે. તેઓ સમાજમાં કે મોટી સભામાં આવીને પોતાની વાણીથી તેને ગજાવી મુકે છે. તાળીઓના અવાજોથી તેઓ પોતાની જાતને ધન્ય ધન્ય થયેલી માને છે. આવી હર્ષગર્જનાથી તેઓ રાજી રાજી થઈ જાય છે. એટલું કરીને જ તેમનું કાર્ય અને તેમની સ્વદેશભક્તિ પૂર્ણ થઈ જાય છે. તેટલાથી જ તેઓ પોતાને કૃતકૃત્ય માને છે. સભામાંથી ઘેર ગયા એટલે જાણે મુખમાં મગ ભર્યા! બોલ્યા પ્રમાણે વર્તન કરવાને તો તેમને બંધન હોય જ નહીં. બોલવું કંઈ ચાલવું કંઇ! સ્વાત્મભોગની તો તેમની પાસે વાત જ હોય નહીં. કોઈ પણ પ્રકારથી પ્રસિદ્ધિમાં શી રીતે અવાય એજ તેમનો હેતું હોય! વળી સમાજમાં જવું તે કોટ, હૅટ, પાટલુન, સ્ટૉકીંગ અને બુટ પહેરીને જ જવું! પોતે સારા રૂપાળા, "ફેશનેબલ" શી રીતે દેખાય એજ તેમની ધારણા હોય! વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો! કોઇપણ જાતનો ભોગ આપવાની ઇચ્છા તો હોય જ નહીં. ઉલટા અનેક જરૂરીઆતોના બંધનમાં બંધાઇ રહ્યા હોય! દેશ મરે કે જીવે પણ એ તો પોતાની 'ફેશન' ને વળગેલા જ રહે! સાદાઇ-ના કે સ્વદેશી પોશાકની વાત તો તેમની આગળ થાય જ નહીં! પરદેશી પોશાકમાં સર્જ્જ—અપ ટુ ડેટ—થયેલા પ્રાચીન સ્વદેશી ભાવના-ઓને હાંકી મુકી, પરદેશી ભાવનાઓને ધારણ કરી રહેલા, પરદેશી ભાવનાઓનેજ શ્રેષ્ઠત્વ આપનારા, ધર્મને બાજુએ મુકનારા, જડવાદને અનુસરનારા, પાંડીત્યનેજ દર્શાવનારા અને ડોળ કરનારા, અનેક મનુષ્યો ત્યાં સમાજમાં નજરે આવતા હતા. એવા મનુષ્યો બિપિનચંદ્ર જેવા શુદ્ધ અંતઃકરણવાળા અને સાચા સ્વદેશપ્રેમીનાં આત્મ-ભોગવાળાં વચનો એક કાને ધરી બીજે કાને કહાડી નાંખે એમાં નવાઇ શી?

આથી કરીને બિપિનચંદ્ર પોતાના વિચારોમાં એકલો પડવા લાગ્યો. તેના વિચાર કોઇને ગોઠે નહીં. આધુનિક સુધારાના પ્રવાહ-

માં તણાતી, ખેંચાતી સમાજ તેની ધાર્મિકતા, ગાંભીર્ય, સાદાઈ અને જ્ઞાનપિપાસાને ગણે નહીં. તેની પ્રમાણિકતા અહીં નિર્બળતા જ લેખાવા લાગી. પવિત્રતા વ્હેમમાં ગણાવા લાગી. તેની સાધુતા જુના જમાનાનું અજ્ઞાન મનાવા લાગ્યું. તેની સત્યનિષ્ઠા ઓછી આવકનું પરિણામ છે એમ સૌ ધારવા લાગ્યું. 'યેન કેન પ્રકારેણ' દ્રવ્ય કમાવું એવો જ જેનો નિશ્ચય હોય, એ જ જેનું ધ્યેય હોય, એવી મુંબઈની પ્રજામાં બિપિનચંદ્રના સઘળા સદ્ગુણો કંઇ પણ અર્થ વગરના સમજાવા લાગ્યા. વળી વકીલાતના ધંધામાં બોલવાની છટા, ગમે તે બાબતને ગમે તે રૂપમાં ખડી કરવાની શક્તિ, અંતઃકરણને બાજુએ મુકીને કામ કરવાની ધૃષ્ટતા, અનેક કામોમાં માથું મારવાની વૃત્તિ વગેરે સાહસિક ગુણોની જરૂર છે. એ ગુણો વગર વકીલાતનો ધંધો ધમધોકારે ચાલી શકતો નથી. બિપિનચંદ્ર સાદો, ભોળો અને સહૃદય માણસ હતો. વિદ્યાથી, સંયમથી, તેનું અંતઃકરણ નિર્મળ બની રહ્યું હતું. એ નિર્મળતા, પવિત્રતા હવે પેટને માટે છોડી શકાય તેમ નહોતું. તેનું અંતઃકરણ તેને ઠપકો આપતું. આથી કરીને વકીલાતના ધંધામાં પણ એને ફાવ્યું નહીં.

આ ઉદ્યોગી શહેરમાં જામવાને માટે તે અનેક પ્રયાસ કરવા લાગ્યો. પણ તેના પ્રયાસો સદાએ પ્રમાણિક જ હતા; અને આ શહેરના મનુષ્યો ભાંજગડીયા, પ્રમાણિકતાને બાજુએ મુકનારા, મહેનતુ પણ સદાએ પેટને માટે જ મહેનત કરનારા, સ્વાર્થને જ સાધનારા, પારમાર્થિક કે સ્વદેશભક્તિના વિચારોને વેગળા કરીને જ કામ કરનારા અને નીતિ કે ધર્મનો બહુ આદર નહીં કરનારા હતા. આવા એકબીજાની સાથે હરીફાઈ કરનારા મનુષ્યોમાં બિપિનચંદ્ર એકલો પડી ગયો, અને તેમની આગળ તેના વિચારો કે ઉચ્ચ ચારિત્ર્યની કંઇ પણ કિંમત થઈ નહીં.

બિપિનચંદ્ર આખો દિવસ કોઇને મળવા હળવામાં અથવા કોઇ કોઇ બાબતોનો તપાસ કરવામાં ગાળતો. આખો દિવસ રખડીને તે થાકી જતો અને સંધ્યાકાળે થાકયો પાકયો ઘેર આવતો. મુંબઈમાં તેના ઘણાખરા પ્રયત્નો નિષ્ફળ થતા હતા, અને કોઈ તરફથી એને દિલાસો કે આશ્વાસન સરખું પણ મળતું નહીં. પોતપોતાના કામમાં જ મશગુલ થઇ રહેલા આ મુંબઇગરાઓમાંનું કોઈ એની

સામું બરાબર જુવે નહીં તો પછી એની સાથે બરાબર વાતચીત તો કરે જ શાનું ? બિપિનચંદ્ર મનમાં ઘણુંએ મુંઝાતો; એની મુંઝવણ ટાળે એવું એને કોઇ મળતું નહીં. કોની આગળ તે પોતાનું હૃદય ખુલ્લું કરે ? સુભાગ્યે એને શુદ્ધ, પવિત્ર પતિવ્રતા પત્ની તરીકે મળી હતી. મોટામાં મોટા સલાહકાર, દિલાસો દેનાર કે આશ્વાસન આપનારની તે ગરજ સારતી હતી. સંધ્યાકાળે બિપિનચંદ્ર થાકયો પાકયો ઘેર પાછો આવતો; એ વખતે શાંત, ધીરજવાન અને હમેશ નમ્ર સ્વભાવવાળી પ્રિયંવદા તેને માટે વિશ્રાંતિ મળે એવું કાંઇ ખાવાનું તૈયાર રાખતી. પતિને આવવાની રાહ જોઇને જ પતિવ્રતા બેઠેલી હોય ! પતિને આવતા જોઇ તે હસતે મુખે ઘરમાં આવે અને મીઠાશભરી વાણીથી તેની સાથે વાત કરે, અને તેની આગળ કંઇક ખાવાનું લાવીને મુકે. તે રોજ કંઇક નવું નવું ખાવાનું બનાવે અને તે બિપિનચંદ્ર આવે ત્યારે આપે. બિપિનચંદ્ર આ સ્વાદિષ્ટ ચીજો-માંથી કંઇક ખાય અને એકાદ પ્યાલો પાણી પીએ અને શાંત થાય. પછીથી તે પ્રિયંવદાની આનંદદાયક વાતો સાંભળે. એ વખતે તે પોતાના મનની સઘળી ચિંતાઓ ભુલી જાય, અને તેનો આખા દિવસનો થાક ઉતરી જાય. સાયંકાળના ઠંડા સમયમાં આ દંપતી બહાર છજામાં આવીને બેસે; તેમની આગળ નાની મૃણાલિનિ રમતી હોય; આ વખતે પ્રિયંવદા મનહરપુરને યાદ કરે; મનહર-પુરમાં અહીં તહીં વૃક્ષો આવી રહેલાં હતાં અને આખું ગામ જાણે કે વૃક્ષોની છાયાથી છવાઇ રહ્યું હોય એમ લાગતું હતું; પ્રિયંવદા પોતાના ગામની શાંત ગ્રામ્ય છાયાને મુંબઇના ઘોંઘાટભર્યા ઉઘાડા મહોલ્લાઓ સાથે સરખાવતી, અને ત્યાં થઇને જતા આવતા અસંખ્ય મનુષ્યોના અસ્ખલિત પ્રવાહ ઉપર વિચાર કરી રહેતી. મનહરપુરની ખુલ્લી હવા, સાદું અને સ્વતંત્ર જીવન, સ્વચ્છતા, શુદ્ધ વર્તન, અને ગામડીયાઓની નિર્દોષતાને તે વધારે પસંદ કરતી અને મુંબઇ-ની ખીચોખીચ વસ્તી, રહેવાની અગવડ, અસ્વચ્છતા, મીલોનો ધુંમાડો, અને ગુંગળાવી નાંખે એવી જીંદગીને તે વખોડતી. ગામડાની ખુલ્લી હવા અને સ્વતંત્ર જીવનમાં ઉછરેલી પ્રિયંવદા મુંબઇની ઘીચ વસ્તીમાં દુબળી થઇ રહી હતી અને તેના ચહેરા ઉપર કદીએ નહીં દીઠેલી ફીકાશ જોવામાં આવતી હતી. પણ પોતાનું શરીર ગમે તેવું હોય, તે તંદુરસ્ત હોય કે નાદુરસ્ત હોય, પણ પ્રિયંવદા પતિ પ્રેમ

આવે એટલે પોતાનું શરીર સાફ જ છે એમ દર્શાવતી અને પતિને રીઝવવામાં એકે વાતની ખામી રાખતી નહીં. હસતે મુખે મીઠી વાણીથી તે તેની સાથે વાતો કરે અને બિપિનચંદ્ર તેની વાતોથી પોતાની ચિંતા અને થાક ભુલી જ જાય. ભલેને મનુષ્યને જગતમાં અનેક પ્રતિકૂળતાઓ ભાસતી હોય, ભલેને તેના હૃદયમાં અનેક ચિંતાઓએ વાસ કરેલો હોય, પણ સ્ત્રી જો ધારે તો તેના હૃદયમાં આનંદનો ઓઘ વર્ષાવી શકે અને આ ભૂમિ ઉપર તેને સ્વર્ગનું ભાન કરાવી મુકે! આવી શુદ્ધ પતિવ્રતા સ્ત્રીઓમાંની પ્રિયંવદા એક હતી.

મુંબઇમાં બિપિનચંદ્રને કેટલાક વકીલો જોડે ઓળખાણ થયું હતું. એ વકીલોમાં રંગીલદાસ નામનો બારીસ્ટર હતો. તે બિપિનચંદ્રને ઘણું ન્હાતો અને એને ઘેર પણ ઘણું ખરૂં આવતો. રંગીલદાસ સુધારક હતો અને હિંદુઓના જુના રીતરિવાજોને તે વખોડતો. ઇંગ્લાંડ જઇને તે બારીસ્ટરની પરીક્ષામાં પાસ થઇ આવ્યો હતો અને કેટલાંક વર્ષથી મુંબઇમાં વકીલાત કરતો હતો. ઇંગ્રેજી ભણેલો અને સુધારાનો હિમાયતી, ઇંગ્લાંડ જઇ આવેલો અને વળી વકીલ, એટલે રંગીલદાસ કપડે લત્તે ઠીકઠાક, ફેશનમાં “ અપ ટુ ડેટ ” રહેતો અને ઉપરની ટાપટીપ કરવામાં જરાકે બાકી રાખતો નહીં. તે પાટલુન, હૅટ, કોટ, નેકટાઇ, કૉલર વગેરે પહેરતો અને કોઇ કોઇવાર ‘સીગારેટ’-ની લહેજત પણ લેતો. પણ રંગીલદાસ સ્વભાવનો ઉદાર અને ભોળો હતો અને તેથી કરીને જો કે તે બિપિનચંદ્રથી ઘણા જુદાજ વિચાર ધરાવતો હતો તોપણ તેની અને બિપિનચંદ્રની વચ્ચે કેટલાક ગુણોનું મળતાપણું હોવાથી તે બિપિનચંદ્ર તરફ પ્રેમ રાખતો અને તેને ઘેર આવતો જતો. બંને વચ્ચે મૈત્રી બંધાઇ રહી હતી.

રંગીલદાસની સ્ત્રીનું નામ સરલા હતું. પતિ સુધારક એટલે એ પણ સુધારાનો જ ડોળ રાખતી હતી. પારસી અને ઇંગ્રેજી સ્ત્રીઓનું તે અનુકરણ કરતી અને હિંદુઓના જુના રીતરિવાજ, સાદાઇ અને ઘરનું કામ કરવાનો ચાલ, વગેરેને નાપસંદ કરતી. ઘરમાં રસોઇ કરવાનું પણ એને ગમે નહીં. એમાં પણ એને ન્હાનમ લાગે. ઇંગ્રેજોની માફક જ રહેવાનું તે પસંદ કરે અને તે બાબતમાં પતિ તરફથી ઉત્તેજન મળે એટલે સરલાની મ્હાસ્ની ટાપટીપમાં કોઇ પણ પ્રકારનો વાંધો રહેતો નહીં. પગમાં તે ઉંચી એડીવાળાં બૂટ પહેરતી. પગે મોજાં

તો કાયમ હોય જ. શરીરે લાંબી બાંયનાં રેશમી કે સુતરાઉ સુંદર ઝીણાં પોલકાં, અને સાડી કે ઝીણાં મલમલનાં ગવન જેવાં લુગડાં તે પહેરતી; કાનમાં કે કોટમાં તે કશું રાખતી નહીં અને કપાળમાં ચાંલ્લો પણ કરતી નહીં, કારણ કે તેમ કરવાથી હિંદુમાં ખપી જવાય! વખતે ગળામાં મોતીની એક શેર નાંખે, કારણ કે ઇંગ્રેજોની સ્ત્રીઓ ગળામાં મોતીની એક શેર પહેરે છે; વખતે પારસી સ્ત્રીઓની માફક સાંજે ફરવા જતી વખતે એકાદ સુંદર "ફેશનેબલ" રૂમાલ ગળે વીંટે; આમ સરખા અનેક જાતના ડોળ કરે અને સુધરેલામાં ખપવાનો પ્રયાસ કરે. તેમને મન સઘળો સુધારો પહેરવા ઓઢવામાં જ આવી રહેલો હતો. બહારની ટાપટીપ એજ સુધરેલાપણાનું લક્ષણ છે એમજ એમનું માનવું હતું, અને એ માન્યતાને લઈને પતિ તથા પત્ની આજ કાલના સુધારાને નામે ઓળખાતા સઘળા રીતરિવાજોને ધારણ કરવામાં જરાકે પાછી પાની કરતાં નહીં.

રંગીલદાસના પિતા નાણાવટીનો ધંધો કરતા હતા. મુંબઈમાં તેમની મોટી પેઢી ચાલતી હતી. પણ પિતાના ગુજરી ગયા પછી રંગીલદાસને નાણાવટીનો ધંધો કરવો ગમ્યો નહીં અને તેથી દુકાનના પૈસા વડે ઇંગ્લાંડ જવાનો અને ત્યાં રહી બારીસ્ટરનો અભ્યાસ કરવાનો વિચાર તેણે કર્યો હતો. લંડનમાં તે ઘણા ઠાઠથી રહેતો, અને પોતાની પેઢીના પૈસા જેમ ફાવે તેમ ઉરાડતો. લંડનના સારા સારા લોકોમાં ભળવાનો તે પ્રયાસ કરતો, તેમને મોટાં મોટાં ખાણાં આપતો અને તેમની પ્રીતિ સંપાદન કરવાનો યત્ન કરતો. એ પ્રમાણે મળવું, હળવું, સૌની સાથે ભળવું અને મોટાઓને ખાણાં આપવાં એમાંજ સુધરેલાપણું સમાઈ રહેલું છે એમજ તે સમજતો અને તેમ કરવામાં પોતાની પેઢીના પૈસા ખરચી નાંખતો. વળી કેટલાકની સાથે તે ફ્રાન્સ, જર્મની, સ્વીટ્ઝર્લાંડ, ઇટાલી, વગેરે દેશો જોવાને જતો અને પર્યટણ વગર કેળવણી અધુરી છે એમ માની યૂરોપના ઘણાખરા દેશોમાં ફરી પોતાની અધુરી કેળવણીને પુરી કરતો. સાથે સાથે પેઢીના પૈસાને પણ પુરા કરતો. લંડનમાં થોડાં વર્ષ રહી, બારીસ્ટરની પરીક્ષામાં પાસ થઈ તે હિંદુસ્તાનમાં પાછો આવ્યો ત્યારે એની બાપદાદાની પેઢીના પૈસામાંથી એક પાઇ પણ રહી નહોતી. પેઢીમાં તેણે એક નામનો ગુમાસ્તો રાખ્યો હતો. તેને સઘળું સોંપીને તે ઇંગ્લાંડ ગયો હતો. ઇંગ્લાંડથી રંગીલદાસ પૈસા મંગાવે અને

પેલો ગુમાસ્તો મોકલે. પણ આવક કરતાં જાવક વધી ગઈ હતી અને ગુમાસ્તાએ પેઢીને નામે દેવું કર્યું હતું. દેવું ન કરે તો શું કરે ? રંગીલદાસ પૈસા મંગાવ મંગાવ કરે ! કેટલા પૈસા વપરાય છે તેનો તે વિચાર ન કરે ! આખરે પેઢીની સઘળી મુંડી રંગીલદાસને પૈસા મોકલવામાં વપરાઈ ગઇ હતી અને પછીથી વળી જ્યારે તેણે પૈસા મંગાવ્યા ત્યારે ગુમાસ્તાને દેવું કરવું પડયું હતું. પેઢીમાં એટલા બધા પૈસા હતા કે રંગીલદાસ અને તેના છોકરાનાં છોકરાં પણ ખાય ! વળી જો જીવ રાખીને બરાબર શરાફી ધંધો કરે તો પેઢીની આવક વધે અને મુંડીમાં પણ વધારો થાય. પણ રંગીલદાસને પેઢીએ બેસવું ગમે નહીં; પેઢીએ બેસે તો બુટ, મોજાં, પાટલુન, હૅટ પહેરાય નહીં. ધોતીયા, પોતીયાવાળા શેઠ બનવું પડે. જુના વિચારના દેશીઓ જોડે ભળવું પડે. વળી નીચી મુંડી રાખીને કામ પણ કરવું પડે. દુકાને ગાદી, તકીયા અને સ્વદેશી ઠાઠમાઠ રાખવા પડે. રંગીલદાસને એ પાલવ્યું નહીં; એ તો સુધરેલાપણું ન કહેવાય એમજ એને લાગ્યું. એમાં એને હીણપદ લાગવા માંડયું. ઇંગ્લાંડ જઇને બાપદાદાનો પૈસો ખરચી નાંખવો અને બારીસ્ટરની પરીક્ષા પાસ કરી આવી, હાઇકોર્ટનાં પગથીયાં ચઢવાં, ઉતરવાં, 'કેસ'ને માટે વલખાં મારવાં, અને ખરચેલા પૈસા પુરા કરવાને માટે રોજ હાયવરાળ કરવી, એમાંજ એને મોટાઈ જણાવા લાગી. પણ વકીલાતમાં રંગીલદાસને ગુમાવેલા પૈસાનું વ્યાજ પણ મળતું નહીં. બારીસ્ટર થઈને તો આવ્યા ખરા, પણ હવે ખાવું શું તેનો વિચાર તેને થવા લાગ્યો. વળી બારીસ્ટર થયા એટલે કપડે લત્તે સારા રહેવું પડે અને ઠાઠમાઠ રાખવો પડે. પણ એ બધાને માટે પૈસા લાવવા કયાંથી ? વળી લહેણદારો પૈસાની ઉઘરાણી કરે તે તો જુદું ! કોઈ કોઇ વખત જ્યારે રંગીલદાસ એકલો શાંતપણે વિચાર કરતો ત્યારે તો તે મનમાં પસ્તાતો અને તેને લાગતું હતું કે પેઢીના પૈસા વડે બાપદાદાનો શરાફી ધંધો ધમધોકાર ચલાવ્યો હોત તો તે અત્યારે મુંબઇમાં કશાક સરખો થઈને ફરતો હોત ! પણ હવે શું કરે ! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ! રંગીલદાસ મોં ઉપર તમાચો મારીને મોઢું લાલચોળ રાખતો. પણ એવું કેટલા દિવસ ટકે ? તેણે કોટમાં પોતાની ઓફીસ રાખી હતી. ત્યાં તે વહેલો સવારમાં જઇને બેસે. સોલીસીટરોની ખુશામત કરવા જેવું પણ કરે. પોતાની ઑફીસમાં રોજ વાટ જોઈને બેસી રહે ! ઑફીસનો દાદર જરાક ખખડે

કે રંગીલદાસ એકદમ ઉઠીને જુવે ! ઘણું ખરૂં તો તે ખખડાવનાર બિલાડું કે કુતરૂં જ હોય ! રંગીલદાસ નિરાશ થઈને પાછો આવીને ખુરશી ઉપર પડે. કોઈ દિવસ એકાદ 'કેસ' મળે. પણ આવક થોડી અને ખરચ ઘણું. સુધરેલા જણાવાને માટે અનેક ઠાઠ રાખવા પડે અને તેને માટે પરાણે પરાણે પૈસા ખરચવા પડે.

હિંદુસ્તાનમાં અપાતી કેળવણી વિદ્યાર્થીઓને પોતાના બાપદાદાના ધંધાથી કેવા વિમુખ કરી નાંખે છે અને આખરે તેમને કેવું સોસવું પડે છે તેનો ખરેખરો નમુનો રંગીલદાસ દર્શાવી રહ્યો હતો. બાપદાદાનો ચાલતો ધીકતો ધંધો, હિંદુઓની સાદાઈ અને તેમનું ઉદ્યમીપણું એ સર્વ તરફ એ અણગમો ઉપજાવે છે. એથી વિદ્યાર્થીઓ ખર્ચાળ અને ઉદ્યમને નાપસંદ કરનારા નીવડે છે. હાથે કામ કરવું તેમને ગમતું નથી. તેમની ખાસીયતો વધતી જ જાય છે અને વિદ્યાથી સંયમ આવવાને બદલે તેમની વૃત્તિઓ નિરંકુશ બની રહે છે. આપણા બાપદાદાઓ હાથે જ કામ કરતા, તેઓ અત્યંત સાદા હતા, તેઓ સ્વાશ્રયી હતા, અને તેથી તેઓ કેટલા બધા નિસ્પૃહી અને શરીરે બળવાન હતા તેનો ખ્યાલ હાલના સુધારાના મોહમાં સપડાયલી આર્ય પ્રજાને આવી શકતો નથી.

વળી આપણી કેળવણી કેવળ સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળનું જ શિક્ષણ આપનારી છે. તે પરદેશી છે. આપણી ભાવનાઓ તેની ભાવનાઓથી જુદી છે. તેમાં ઔદ્યોગિક શિક્ષણને સ્થાન નથી. ધાર્મિક શિક્ષણનો તેમાં અભાવ છે. એથી કરીને આર્ય પ્રજાની અભિરૂચી પોતાના ધંધા અને ધર્મ તરફ ઘટતી જાય એમાં નવાઇ જ શી ?

સરલાના પિતાનું નામ શેઠ જીવણદાસ હતું. રંગીલદાસના પિતા અને જીવણદાસ વચ્ચે ગાઢ સ્નેહ બંધાઈ રહ્યો હતો. તેથી રંગીલદાસ પોતાના ન્હાનપણમાં જીવણદાસને ઘેર ઘણું ખરૂં જતો અને સરલા સાથે રમતો. બંનેની ઉમર મોટી થવા આવી ત્યાં સુધી તેઓ એક બીજાને મળતાં, હળતાં અને લાંબા વખત સુધી એકઠાં રહીને વાતચીત કરતાં. પોતાના વિચારોની આમ આપ લે થતી અને બંનેનાં મન એક બીજાની સાથે અજાણ્યે જોડાતાં. જીવણદાસના વિચારો પણ સુધરેલા હતા અને દિકરીને આવી છૂટ આપવામાં તે બાધ ગણતા નહોતા. આ પ્રમાણે ઘણાં વર્ષ સુધી ચાલ્યું. આખરે જ્યારે રંગીલદાસના પિતા ગુજરી ગયા અને એ સ્વતંત્ર થયો ત્યારે

તેને લગ્ન કરવાની ઇચ્છા થઇ. લગ્ન ક્યાં કરવું, કોની સાથે કરવું, વગેરે વિચારો તેને હવે આવવા લાગ્યા. તેમાં માતા પિતા ગુજરી ગયાં હતાં; બીજું કોઇ એવું પાસેનું સગું હતું નહીં કે જે એના લગ્નની ગોઠવણ કરે. રંગીલદાસે પોતે જાતેજ બધું કરી લેવાનો વિચાર કર્યો. પોતે સુધરેલા વિચારનો હતો એટલે એકદમ તે જીવણદાસને ઘેર ગયો. જીવણદાસ પોતાના દિવાનખાનામાં બેઠે બેઠે "સીગારેટ" ફુંકતા હતા. સમય સવારના આઠ વાગ્યાનો હતો. જીવણદાસ હમણાં જ પથારીમાંથી ઉઠીને દિવાનખાનામાં આવીને આરામ ખુરશી ઉપર પડયા હતા અને "સીગારેટ" પીને સુસ્તી ઉરાડતા હતા. તેમની ઉંઘ હજી પુરી થઇ નહોતી. પાંચ દસ મિનિટે તે એકાદ બગાસું ખાતા હતા અને હજી પણ ખુણે ખોચરે રાત ભરાઈ રહી હશે એમ તેમના નિદ્રાવશ જીવને લાગતું હતું. રંગીલદાસને આવતો જોઇને શેઠ જાણે કે એકદમ ઉંઘમાંથી જાગ્યા હોય તેમ સાફળા ફાફળા ઉંચું ડોકું કરીને કહેવા લાગ્યા, "આવ, આવ, અત્યારમાં તું ક્યાંથી ?"

રંગીલદાસ—કંઇ કામ હતું તેથી આવ્યો હતો.

શેઠ—હં ! કામ વગર તો તું આવે જ શેનો ? શું કામ છે ?

રંગીલદાસ—સરલાની ઉંમર હવે લગ્ન કરવા જેવી થઇ છે; એનું લગ્ન મારી સાથે થાય તો કેમ ?

શેઠ પણ જાતનો આંચકો ખાધા વગર રંગીલદાસ એકદમ બોલ્યો. તેણે તડ ને ફડ કહી દીધું. ઇંગ્રેજોમાં તો થોડો સમય એક બીજાની પ્રીતિ સંપાદન કરવામાં ગાળવામાં આવે છે અને પછીથી માબાપની સંમતિ લેવાય છે. પણ રંગીલદાસ તો ઇંગ્રેજોથી પણ વધ્યો; તેમનાથી પણ તે આગળ ગયો. તેણે તો એકદમ જ લગ્નની માગણી કરી.

શેઠ જીવણદાસ તો આ સાંભળી આભા જ થયા. તેમના મનમાં આવો વિચાર કદીએ આવ્યો જ નહોતો. સરલા અને રંગીલદાસ એકઠાં બેસે ઉઠે તે શેઠ કોઇ કોઈ વાર જોતા અને છોકરાં અમથી વાતો કરતાં હશે એમ મનમાં ધારતા પણ એ વાત આટલે સુધી જશે, કે એનું પરિણામ આવું આવશે એવો ખ્યાલ તેમને કદીએ આવ્યો નહોતો. રંગીલદાસને પરણવાની ઉતાવળ હતી પણ શેઠ તો ઠંડે પેટે જવાબ આપવા લાગ્યા, "શી ઉતાવળ છે ! એની ઉમર હજી એવડી મોટી થઇ નથી."

આમ બોલતે બોલતે શેઠ પેટ ઉપર હાથ ફેરવવા લાગ્યા અને "સીગારેટ" પીને મોં ઉંચું કરી ધુમાડાના ગોટેગોટ કહાડવા લાગ્યા. ધુમાડાના ગોટા ઉંચે ચઢતા હતા તેના તરફ જ શેઠ હવે જોઈ રહ્યા.

ગુલાબની લાલચોળ કળી ખીલવાની તૈયારીમાં હોય, અડધી પડધી ખીલી હોય, અને તે કંઇ કારણથી એકદમ કરમાઈ જાય તેમ, શેઠના શબ્દો સાંભળીને રંગીલદાસનું મુખ જરા લેવાઈ ગયું; તેનો ચહેરો ફીકો પડી ગયો. પોતાની આશા ભંગ થઇ હોય તેમ તેને લાગ્યું. પણ થોડીવાર પછી તે પાછો હિંમત ધરીને શેઠને આગ્રહ કરવા લાગ્યો, " અમારાં લગ્ન થાય તેમાં તમને હરકત શી છે ? આપણો સંબંધ દૃઢ થશે ! "

શેઠ જીવણદાસના વિચારો સુધરેલા હતા પણ ઇંગ્રેજોની માફક પ્રથમ સ્નેહ કરી પછીથી લગ્ન કરવું એવા વિચારને તે મળતા નહોતા. પુખ્ત ઉંમરે પહોંચ્યા વગર, આસપાસનો વિચાર કર્યા વગર, માત્ર બહારની ટાપટીપ અને ઉપર ઉપરના ડોળ દમામથી દોરાઇ જઇને એકબીજાની સાથે લગ્ન કરનારાં જોડાં આખરે નિષ્ફળ નીવડે છે અને દુનિયામાં તે સુખી થતાં નથી એમ શેઠ દૃઢપણે માનતા હતા. આવાં લગ્નોથી આખરે છુટાછેડા કરવાનો પ્રસંગ આવે છે એમ તે કહેતા અને ઇંગ્રેજોમાં એથી જ વારંવાર છુટાછેડા અને પતિપત્નીના દાવાઓ કચેરીઓમાં થાય છે એમ તે ધારતા. તેમનો જાત અનુભવ તેમાં સાક્ષી પુરતો. પુખ્ત ઉંમરનાં, પાકાં અનુભવી માબાપ જોઈ વિચારીને દિકરા દિકરીનાં લગ્ન કરાવે એજ વિચારને તે વધારે પસંદ કરતા. રંગીલદાસે લગ્નની માગણી કરવામાં જે હિંમત ધરી હતી તેને તે વખોડતા અને એવી ધૃષ્ટતાને એક પ્રકારનું બેશરમપણું જ કહેતા. થોડીવાર શેઠ અને રંગીલદાસ એક બીજાની સામું જોઇને જ બેસી રહ્યા. શો જવાબ આપવો તે શેઠને સુઝે નહીં. આખરે તે બોલ્યા, " ઠીક છે, એ બાબત ઉપર મેં હજી વિચાર કર્યો નથી. થોડા દિવસ પછી હું વિચાર કરીને તમને જવાબ આપીશ. "

રંગીલદાસ મનમાં નિરાશ થયો. થોડીકવાર એમને એમ મુંગે મોંઢે ત્યાં બેસી રહ્યો અને પછી " ઠીક, ત્યારે હું જઉં છું " એમ કહીને ચાલતો થયો.

રંગીલદાસના ગયા પછી શેઠે દાતણપાણી કર્યાં, જરા ચ્હા બા પીધી એટલે એમનો મિજાજ જરા ઠેકાણે આવ્યો. આ બનાવની અસર એટલી તો થઈ હતી કે શેઠ હવે સરલાના લગ્ન વિષે વિચાર કરવા લાગ્યા. તેમણે ઘરમાં શેઠાણીને વાત કરી અને શેઠાણીએ તો જાણે કે આવો વર ખપી જશે તો બીજો એવો ક્યાંથી લાવીશું એવો વિચાર કરીને શેઠની વાતને બહુ હર્ષથી વધાવી લીધી. તે બોલ્યાં, “ હા, એવો વર ક્યાંથી મળવાનો છે? એના બાપની પેઢી ધમધોકાર ચાલે છે. એ પણ ભણેલો છે. બીજું શું જોઈએ ? ”

શેઠ જીવણદાસ પાકા અનુભવી હતા. ચારે પાસનો વિચાર કરીને જ તે બધું કરતા હતા. કોઇપણ વાતમાં પુરો વિચાર કર્યા વગર તે આગળ ડગલું ભરતા નહીં. રંગીલદાસને તે ન્હાનપણથી જ સારી પેઠે ઓળખતા હતા. તેનામાં સેહેજસાજ છિછોરાપણું અને ઉડાઉપણું તેમને માલમ પડતું હતું. એ બે ગુણો સારા નથી અને એનું પરિણામ આખરે ખોટું જ આવવાનું એમ તેમણે મનમાં નક્કી કરી રાખ્યું હતું. રંગીલદાસ ભણ્યો ગણ્યો છે પણ ઈંગ્રેજી વિદ્યાએ તેને ઉડાઉ બનાવી મુક્યો છે એમ શેઠ મનમાં સમજતા. એવાની સાથે સરલાનું લગ્ન કરવું એમને પસંદ નહોતું. પણ શેઠાણીના હાથમાં તો વાત આવી, અને તે વળી શેઠે જ ઉપાડી હતી, એટલે શેઠાણી તો આગ્રહ ધરીને બેઠાં અને હમણાં ને હમણાં એનો વિવાહ કરો અને લગ્નની તૈયારીઓ કરવા માંડો એમ કહેવા લાગ્યાં. શેઠ જીવણદાસને તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું. વિવાહ કરવાની હા કહે તો સરલા સુખી થશે નહીં એ વિચાર તેમના મનમાં આવે, અને ના કહે તો શેઠાણી નારાજ થાય! શેઠાણીને તો અત્યારથીજ લગ્નની ધામધુમનાં સ્વપ્ન આવવા માંડયાં. “ જુવો, આપણા આંગણામાં મોટો ચોક છે તેમાં મોટો માંડવો બંધાવજો, નહીં તો આપણી સામે પરભુદાસનો મોટો બંગલો છે તે બે દહાડાને માટે માગી લેજો, અને ત્યાં નાચરંગ કરાવજો; એક મોટું સારૂં વાજું તો મંગાવ્યા વગર ચાલે જ નહીં. આપણા ઘરના મોભા પ્રમાણે જાનૈયાઓને જમણ અને પહેરામણી આપવાં પડે. પહેરામણીમાં જેવી તેવી સાડીઓ લાવશો નહીં, આ વેળાએ જીવ જરાક ઉદાર રાખજો; અને બધું તો ખરૂં–પણ–અ–અ–લગન વખતે પહેરવાને મારે હાથે સોનાના અછોડા જોઈએ–અને–એ–એ–વારે ઘડીએ શું એનું એજ

પહેરીએ કે! એક મોતીનો સટ હતો. આપણા ઘરમાં છે તે તો હવે જુનો થઈ ગયો છે." જાણે કે લગ્ન કાલે જ થવાનું હોય એમ શેઠાણી આવી આવી અનેક બાબતોને સંભારી સંભારીને શેઠની આગળ કહેવા લાગ્યાં.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. શેઠ અને શેઠાણી એના એજ વિચારમાં અને વાતમાં કાળ નિર્ગમન કરતાં હતાં. શું કરવું તે શેઠને સુઝે નહીં પણ શેઠાણી તો નક્કી કરીને જ બેઠાં હતાં કે સરલા અને રંગીલદાસ પરણી ચુકયાં. એક બાજુએ શેઠ શેઠાણી આમ વિચાર કરે અને બીજી બાજુએ રંગીલદાસે સરલાને મળીને બધું નક્કી કરવા માંડયું હતું. તેણે સરલાનો વિચાર પુછી જોયો: રંગીલદાસની બોલવાની છટા, ઉપર ઉપરની ટાપટીપ, અને તેની પેઢીનો પૈસો વગેરે જોઈને સરલાનું મન લલચાયું અને તેના મુખમાંથી હા નીકળી ગઈ. શેઠ શેઠાણીને કાને વાત આવી કે સરલા પણ રંગીલદાસ સાથે જ પરણવાની ઇચ્છા કરે છે. પરાણે પરાણે શેઠનો વિચાર બદલાયો અને તેમણે એક દિવસ શેઠાણીને કહ્યું કે સરલાની મરજી છે તો તેમ થવા દો. બંનેનો વિવાહ કરવામાં આવ્યો. લગ્નનો દિવસ ઠરાવીને શેઠે ઘણી ધામધુમથી સરલાનું લગ્ન કર્યું.

બિપિનચંદ્રને ઘેર રંગીલદાસ આવતો તેની સાથે કોઈ કોઈવાર સરલા પણ આવતી. વખતે તે એકલી પણ આવતી અને પ્રિયંવદા જોડે વાતો કરતી. પ્રિયંવદા જોડે વાતો કરતાં તે પોતાના સુધરેલાપણાની છાપ તેના ઉપર પાડવાનો પ્રયાસ કરતી અને હિંદુઓના જુના રીતરિવાજોને વખોડતી. એક વાર તે બિપિનચંદ્રને ઘેર આવી તે વખતે પ્રિયંવદા ઘરનું કામ કરતી હતી. વાસણ માંજવાને તે બેઠી હતી. તેને જોઈને સરલા એકદમ બોલી ઉઠી, " તમે નોકર રાખતાં નથી ? આ વાસણ તે કેમ ઘસાય ? "

પ્રિયંવદાએ જવાબ આપ્યો, "ઘરનું કામ કરીએ તેમાં નહાનમ શી ? ઘરનું કામે થાય અને વળી શરીર કસાય ! તમે કામ કરતાં નથી તેથીજ તમારે આ દવાની શાશીઓ રોજ પીવી પડે છે. "

સરલા—" ગરીબ અને અભણ લોકો કામ કરે. ભણેલા અને સુધરેલા હોય તેમને આવું કામ શોભે નહીં. જુવો ઇંગ્રેજો સુધરેલા છે; તેઓ કંઈ આવું કામકાજ કરે છે ? "

પ્રિયંવદા—સુધરેલાપણું કામકાજ કરવામાં કે નહીં કરવામાં સમાઈ રહેલું નથી. એ તો કાંઇક જુદી જ વસ્તુ છે.

સરલા—સારાં કપડાં લત્તાં પહેરવાં, બહાર ફરવું હરવું, સભ્યતાથી બોલવું, સભાઓમાં જવું અને જાહેર કામોમાં ભાગ લેવો એ સુધરેલાપણાની નિશાની છે. તમે નાટક બાટક જોવાને પણ જતાં નથી?

પ્રિયંવદા—નાટકમાં જવું, બહાર ફરવું હરવું, સભાઓમાં જવું વગેરેને અમુક હદ હોવી જોઇએ. હદબાર તમે જેટલું કરો તેટલું નુકશાનકારક છે, અને તેમાંએ વળી ઘરનું કામકાજ છોડીને જે કરો તે તો બધું નકામું જ છે.

સરલા—ઘરનું કામ કાજ કરવું અને રાંધવું, શું સ્ત્રીઓનું એજ કામ છે?

પ્રિયંવદા—આપણી સ્થિતિ ન હોય અથવા હોય અને આપણે નકામાં સૌને મળવા હળવામાં કે કુથલી કરવામાં જ વખત કાઢી નાંખતાં હોઇએ તો ઘરનું કામ કરીએ અને રાંધીએ તેમાં શું ખોટું! સાદાઇ એ તો મોટો સદ્‌ગુણ છે.

સરલાને પ્રિયંવદાનું કહેવું ઠીક લાગ્યું નહીં. તેના મનમાં તો એમજ હતું કે સ્ત્રી ઘરનું કામ કરે કે રાંધે તો પછી તે સુધરેલી કહેવાય જ નહીં. થોડીવાર તો તે ચુપ રહી. શો જવાબ આપવો તે એને જડે નહીં. તેમ એનું મન પ્રિયંવદાની વાતને કબૂલ કરે નહીં. તે મનમાં ગુંચવાવા લાગી. આખરે તે બોલી, "જો બધાંએ ઘરનું કામ કરે તો પછી ભણેલાં અને અભણ વચ્ચે ફેર શી રીતે જણાય?"

પ્રિયંવદા—તમે બુટ, મોજાં પહેરતાં થયાં, ફરતાં હરતાં શિખ્યાં અને સારા પોશાકમાં સજ્જ થઈ સભાઓમાં હાજરી આપવા લાગ્યાં, તેથી શું તમે તમારી જાતને સુશિક્ષિત-કેળવાયલી ગણો છો? ખરી કેળવણીને આની સાથે કશોએ સંબંધ નથી.

સરલા—ખરી કેળવણી તમે કોને કહો છો?

પ્રિયંવદા—ખરી કેળવણી મનુષ્યની બુદ્ધિ, હૃદય અને આત્માને ખીલવે છે. તે તેને નમ્ર, સાદો અને સંયમી બનાવે છે. કેળવણીથી તેનામાં ઉદારતા, ગાંભીર્ય, સહનશીલતા અને ક્ષમાભાવ આવે છે. જે શિક્ષણ આવા ઉચ્ચ ગુણોને ખીલવે છે તે જ ખરી કેળવણી આપે છે એમ

કહેવાય. જ્યાંસુધી આ ઉચ્ચ ગુણોએ તમારામાં વાસ કરેલો નથી ત્યાંસુધી તમે ગમે તેટલાં સારાં લુગડાંલત્તાં પહેરો ઓઢો, ગમે તેટલી ટાપટીપ કરો, અને ગમે તેટલી સભાઓમાં આવજાવ કરો, પણ તમે ભણેલાં કે સુધરેલાં છો એમ કહેવાય જ નહીં. કેટલાક અધુરા લોકો વખતે તમને વખાણશે; પણ ખરાં ડાહ્યાં સ્ત્રીપુરુષો તો તમારી અવગણના જ કરશે. ખરી કેળવાયલી સ્ત્રીઓને તો ઘરના કામ ઉપર કદી અણગમો થતો જ નથી. તે તો પોતાનું કર્ત્તવ્ય સમજીને તેને વધારે હોંસથી કરે છે.

પ્રિયંવદા અને સરલા આ પ્રમાણે વાત કરતાં હતાં એટલામાં રંગીલદાસ ત્યાં આવી ચહડયો, અને પુછવા લાગ્યો, "બિપિનચંદ્રભાઇ ઘરમાં નથી કે શું ?" બિપિનચંદ્ર એક બીજી ઓરડીમાં બેઠો બેઠો હૃષીકેશચંદ્ર જોડે ગપ્પાં મારતો હતો. હૃષીકેશચંદ્ર હજી મુંબઇમાં જ રહેતો હતો; આડે દશે દહાડે તે બિપિનચંદ્રને ઘેર આવતો અને સૌની ખબર લેતો. પ્રિયંવદાના કહેવાથી રંગીલદાસ એ બે જણ બેઠા હતા ત્યાં આવ્યો. કોટ, પાટલુન, બુટ, મોજાં, કોલર, નેકટાઈ તેણે પહેરેલાં હતાં; તેના હાથમાં એક સોટી તેણે ઝાલી હતી. મોઢામાં "સીગારેટ" હતી, તે ફુંકતો અને ધુમાડાના ગોટા કહાડતો તે બિપિનચંદ્રની પાસે આવીને ખુરશી ઉપર બેઠો. તેના મુખ ઉપર જુવાની અને ઈંગ્લાંડ જઈને બારીસ્ટર થઇ આવ્યાનો મદ જણાઈ આવતો હતો. પૈસે તે ખાલી થઇ ગયો હતો પણ ઉપર ઉપરના ડોળ અને ડિમાકમાં જરાએ બાકી રાખતો નહોતો. જુના વિચારના અને પ્રાચીન મતને પુજનારા હિંદુઓ તરફ જાણે કે તિરસ્કારની નજરથી જોતો હોય તેમ તેની દૃષ્ટિમાં એક પ્રકારનું ગર્વિષ્ઠપણું દેખાઈ આવતું હતું. અડધીએક 'સીગારેટ' પુરી કર્યા પછી તે પુછવા લાગ્યો, "પછી કાલે તમે બહાર ફરવા ન આવ્યા ?"

બિપિનચંદ્ર—ના, ન આવી શક્યો.

રંગીલદાસ—તમને ઘરમાં ભરાઇ રહેવાની બહુ ટેવ હોય એમ લાગે છે; બહાર જરા ફરવું, હરવું; એથી તો જીવ છુટો થાય અને ચોપાટી ઉપર ચાર સારાં માણસોનો સમાગમ થાય.

બિપિનચંદ્ર—સમાગમની વાત કહેતા હો તો મારે કહેવું જોઇએ કે સાધુસમાગમ એ જ સૌથી શ્રેષ્ઠ સમાગમ છે. કાલે હું એક પવિત્ર સાધુ નિર્મળદાસ પાસે ગયો હતો. તે તુળસીદાસના રામાયણમાંથી

એમને કેટલુંક સમજાવતા હતા. તુળસીદાસ જેવો ભક્તકવિ બીજો કોઈ થયો નહીં હોય. વાહ, તેમની વાણીની મીઠાશ, અને તેમનાં વચનોમાંથી ઝરતી નીતિ અને ધાર્મિકતા! તુળસી રામાયણથી મારા મન ઉપર ભારે અસર થયેલી છે.

રંગીલદાસ—છટ્, નૉન્સન્સ્! એ વળી તુલસીદાસ ગુલસીદાસ આપણે શા. એ તો જુના જમાનાની વાતો. શું તમારે તમારી મૂળની જંગલી સ્થિતિ ઉપર પાછા જવું છે? જંગલમાં રહેવું છે? ઝાડની છાલનાં લુગડાં પહેરવાં છે? આખું જગત જાગ્યું અને સુધર્યું, પણ હિંદુ ભાઈઓ હજી જાગ્યા નહીં અને સુધર્યા નહીં. હા, મીલની વાત કરો કે સ્પેન્સરની વાત કરો; શેક્સપીયર વાંચો કે બાયરનની કવિતાનું મનન કરો. હવે એ જુનાં ભગતડાંને સંભારવાથી શો ફાયદો છે?

બિપિનચંદ્ર—આધુનિક સમયમાં તુલસી રામાયણ જેવું એકે પુસ્તક પ્રગટ થયું નથી. પશ્ચિમમાં પણ તેની જોડ નથી. હિંદુસ્તાને જે અનાદિ કાળથી ગ્રહેલું છે તે સર્વાંશે સાચું અને સંપૂર્ણ જ છે. જે સારું જ છે તેમાં સુધારો કરવાનો રહ્યો જ ક્યાંથી? રોમ, ગ્રીસ, બેબીલન વગેરેનાં મહારાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં; તેમની પ્રજાઓનું હાલ નામ નિશાન નથી. જે સાચું—સત્ય—છે તેનેજ હિંદ વળગી રહેલું છે અને તેથી હજારો વર્ષો થયાં પણ તે જેવું ને તેવું અસ્તિત્વ ધરાવી રહેલું છે. જગતના સુધારાઓમાં હિંદનો પ્રાચીન સુધારો શ્રેષ્ઠ છે. આપણી પ્રાચીન ભાવનાઓને તુલસી રામાયણ વર્ણવે છે. ભાષા, રસ, અલંકાર, નીતિ અને ભક્તિભાવમાં તે અપૂર્વ છે.

રંગીલદાસ—જો તે સુધારો શ્રેષ્ઠ હોય તો તેનું પાલન કરનારી હિંદુપ્રજા અત્યારે કેમ પાયમાલ થઈ રહેલી છે? પાશ્ચાત્ય પ્રજાઓ ધન અને વૈભવના શિખરે ડોલે છે. જે સુધારાએ તેમને આટલા સમૃદ્ધિવાળા અને વૈભવવાળા બનાવ્યા છે તે જ સુધારો શ્રેષ્ઠ કહેવાય.

હૃષીકેશચંદ્ર—દરેક વસ્તુની કિંમત તેનાથી નીપજતા ફળ ઉપરથીજ અંકાય. હાલનો યૂરોપીય સુધારો તેના અનુયાયીઓને—પાશ્ચાત્યોને—આબાદીમાં લાવી રહ્યો છે એમ તમે કહો છો. દેખાય છે પણ તેવું જ. પણ તમે એટલું ધ્યાનમાં રાખજો કે પરિણામે એ સુધારો સર્વેને દુઃખદાયક જ થઈ રહેશે. પાશ્ચાત્યોનો સુધારો રાગદ્વેષ અને

સ્વાર્થવૃત્તિના પોષણ ઉપર જ રચાયલો છે. આવા સુધારાથી થયેલી આબાદી બહુ કાળ ટકે જ નહીં. પરસ્પર યુદ્ધથી યૂરોપની સ્થિતિ કેવી થઈ રહે છે તે ઉપર નજર કરો. ત્યાં અનેક રાજ્યો ઉથલપાથલ થઈ જાય છે; રાજાઓ અને પ્રજાઓ વચ્ચે પ્રેમભાવ રહેતો નથી. ધનવાનો અને મજુરો વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય છે. સર્વત્ર અશાંતિ ફેલાઈ રહે છે. આવું ફળ લાવનાર સુધારાને તમે સ્પૃહણીય ગણો છો?

બિપિનચંદ્ર—રંગીલદાસભાઈ, તમે કોઈ દિવસ આપણાં ધાર્મિક પુસ્તકો વાંચ્યાં છે? હું નથી ધારતો કે તમે વાંચ્યાં હોય. આપણા લોકોમાં એક મોટી ખામી પેશી ગયેલી છે. કોઈ પણ બાબતનો વિચાર આપણે આપણી મેળે કરતા નથી. આપણે બીજાની આંખેજ જોઇએ છીએ. પારકાના વિચારોને આધીન થઈ જઈએ છીએ અને તેમના વિચારોથી જ દોરાઈએ છીએ. પાશ્ચાત્યોએ આપણને કહ્યું કે આપણા રીતરિવાજ ખોટા છે, અને આપણો ધર્મ વ્હેમનું જાળું છે. આપણે તે વાતને માની બેઠા અને તે જ દૃષ્ટિથી હવે સઘળી વસ્તુઓ તરફ જોઈએ છીએ. આપણે જાતે કંઇ વાંચતા નથી, જોતા નથી, કે શોધ કરતા નથી. આવી બાબતોમાં પણ આપણે પરાવલંબી જ છીએ.

હૃષીકેશચંદ્ર—પૂર્વ અને પશ્ચિમ બંનેનાં લક્ષ્યો–આદર્શો–જુદાં છે. યૂરોપીયનો જડવાદી છે અને વ્યાપારી બુદ્ધિના છે, એટલે તેઓ દરેક બાબતમાં લાભ હાનિ જોનારા છે. હિંદુઓ કલ્પનાશીલ છે. તેઓ તીવ્ર લાગણી વાળા અને આધ્યાત્મિક વૃત્તિના છે. પશ્ચિમને માટે જેમ તેને અનુકૂળ સુધારો અને શિક્ષણ પદ્ધતિ છે તેમ હિંદને માટે આપણા પૂર્વજોએ આપણને અનુકૂળ સંસ્કૃતિ અને શિક્ષણ-પદ્ધતિ ઘડી રાખેલાં છે. પૂર્વ અને પશ્ચિમ દિશાઓ જેમ સામ-સામી છે તેમ તેમની સંસ્કૃતિઓમાં પણ અંતર છે. આ બે સંસ્કૃતિ-ઓમાંથી કઇ સારી તેનો નિર્ણય કરવો કઠિન છે. યૂરોપિયનો તેમનો પોશાક પહેરે અને આપણે આપણો પહેરીએ તેમાં અમુક સારો અને અમુક ખોટો એમ કહી શકાય નહીં. બંનેની સંસ્કૃતિઓ પોતપોતાની ઋતુ અને સંજોગોને આધીન છે. બંનેની ઉપયોગિતા છે. પણ માનવજાતિ-ના વિશ્વબંધુત્વના, દયા, ક્ષમા, પ્રેમ, સર્વાત્મભાવના સિદ્ધાંતોથી બંનેનાં તત્વોને તપાસીશું તો આપણને સમજાશે કે હિંદુઓની પ્રાચીન સંસ્કૃતિ તે સિદ્ધાંતો ઉપર જ રચાયલી છે, અને તે સિદ્ધાંતો-

નુંજ તે પાલન કરે છે; અને હાલનો પાશ્ચાત્ય સુધારો તે સિદ્ધાંતોને માત્ર મુખમાં જ રાખી તેમનાથી વધારે વિમુખ થતો જાય છે.

રંગીલદાસ—પાશ્ચાત્ય સંસ્કૃતિ અને શિક્ષણ વડે કરીને તો હિંદુસ્તાન કંઈક જાગૃતિમાં આવ્યું અને કંઈક સુધર્યું. હિંદમાં અનેક વ્હેમોએ ઘર ઘાલ્યું હતું. પાશ્ચાત્ય સંસ્કૃતિ વડેજ તેમનો નાશ થયો છે.

બિપિનચંદ્ર—વ્હેમોનો નાશ થયો એ ખરૂં, પણ તેની સાથે આપણા શ્રેષ્ઠ ધર્મનો અને પ્રાચીન ભાવનાઓનો પણ લોપ થયો એ પણ કહેજો.

રંગીલદાસ—પાશ્ચાત્ય સુધારાએજ આપણને પ્રગતિવાન બનાવ્યા; નહીં તો આપણે તો જગત મિથ્યા છે એમ કરીને અજ્ઞાનમાં રિબાતા આગળ એક પગલું પણ ભરતા નહોતા.

બિપિનચંદ્ર—પાશ્ચાત્ય સુધારાએ આપણને જાગૃત કર્યા, પ્રગતિવાન બનાવ્યા અને કંઇ પણ પ્રવૃત્તિ કરતા કર્યા એ ખરૂં છે, પણ એ જાગૃતિ અને પ્રવૃત્તિનું ફળ હિંદમાં અને જગતમાં કેવું આવ્યું છે તે આપણે તપાસીએ. પાશ્ચાત્ય સુધારો જડવાદને જ માનનારો છે. તેના અનુયાયીઓ રૂપિઆ, આના, પાઇ કે પાઉન્ડ, શિલિંગ, પેન્સનેજ ભજનારા છે. આત્મા કે પરમાત્મામાં તેમને શ્રદ્ધા નથી. ધર્મને તેમણે તિલાંજલી આપેલી છે. તમારી જ વાત કરો. તમે આખો દિવસ કામમાં ને કામમાં ફરો છો. પણ તમારી પાસે સ્વાર્થ શિવાય બીજી કંઇ વાત છે? ભાઇ રંગીલદાસ, હાલના સુધારાએ તમને શું શિખવ્યું છે?

રંગીલદાસ કંઈ પણ બોલ્યા વગર બિપિનચંદ્રના સામું જોઇ જ રહ્યો. સુધારાનો હિમાયતી આ વખતે કશોએ ઉત્તર આપી શક્યો નહીં. એને એવી સ્થિતિમાં જોઈને હૃષીકેશચંદ્રનું મોં જરા મલકાયું અને તે હસતે હસતે બોલી ઉઠ્યો, "શું શિખવ્યું તે વળી, બુટ, મોજાં, પાટલુન, કોલર, નેકટાઈ પહેરવાનું, હાથમાં "સ્ટીક" (લાકડી) ઝાલવાનું અને પોતાનું જ ગજવું ભરવાનું શિખવ્યું! બીજું શું? મોટી મોટી પરીક્ષાઓ પાસ કરી, 'ડીગ્રીઓ' મેળવી, વિદ્વાન્ કે બુદ્ધિશાળી થઇને ફરનારાઓ પણ નાણાં એકઠાં કરવાનેજ ફાંફાં મારતા આજ નજરે આવે છે. તેમની તૃષ્ણાનો પાર જ નથી.

'ભજ કલદારં,' 'ભજ કલદારં' એ મહામંત્રનું જ રટણ વિદ્વાનો પણ અહોરાત્ર કરી રહેલા છે."

બિપિનચંદ્ર—ભાઇ રંગીલદાસ, કોલર, નેકટાઇ, પાટલુન પહેરવામાં કે દેશમાં રેલ્વે, તાર, વગેરેને આણવામાં જ સુધરેલાપણું આવી જતું નથી. ખરૂં સુધરેલાપણું સંયમમાં અને પરમાર્થ સાધવામાં રહેલું છે. મનુષ્યની પાશવ વૃત્તિએ ઉપર જય મેળવી, દૈવી ગુણોને પ્રાપ્ત કરવામાં તે સમાયેલું છે. જીવનને ધાર્મિક બનાવી અખિલ વિશ્વમાં પ્રેમ પ્રગટાવવો, ભ્રાતૃભાવ દર્શાવવો, **आत्मवत् सर्वभूतेषु** એ સિદ્ધાંતને અનુસરવું, અને જેવું પોતાને તેવું બીજાને એમ સમજવું એ ખરા સુધરેલાપણાનાં લક્ષણો છે. આપણી પ્રાચીન સંસ્કૃતિ એ જ આપણને શિખવે છે. ખરા સુધરેલા મનુષ્યનું હૃદય પ્રેમથી ઉછળે છે. તેના હૃદયમાંથી સ્વાર્થત્યાગ અને પ્રીતિનો પ્રવાહ વહીને બહાર નીકળ્યા જ કરે છે અને તે આસપાસનાં મનુષ્યોને તેમાં તરબોળી નાંખે છે. હાલનો સુધારો પેટ ભરવાની વાત શિવાય બીજું કંઇ શિખવે છે ?

ફેશનની ફીશીઆરીમાં તણાઈ ગયેલા રંગીલદાસને ઉપરનાં વચનો કંઇ અર્થ વગરનાં જ લાગ્યાં. એમને તે મિથ્યા લવારો જ ગણવા લાગ્યો. હજી પણ આવા જુના વિચારના માણસો હિંદમાં વસે છે એ જોઇને તેનું મન આશ્ચર્ય પામવા લાગ્યું. મનની સ્થિતિની અસર મુખ ઉપર જણાવા લાગી. તેનો ચહેરો કંઇક હાસ્ય અને કંઇક તિરસ્કારની લાગણીથી છવાઈ રહ્યો. પથ્થર ઉપર પાણી. બિપિનચંદ્રના શબ્દો એક કાને સાંભળવામાં આવ્યા અને બીજે કાને કહાડી નંખાયા. કુતરાની પુછડીને ગમે તેટલી વાળો પણ તે પાછી વાંકી ને વાંકી જ થઈ જાય છે તેમ રંગીલદાસના વિચારો સુધરેલા ને સુધરેલા જ રહ્યા. આટલું કહેવા છતાં પણ તે એક તસુ પણ આઘાપાછા થયા નહીં. રંગીલદાસ મનમાં ગર્વ ધરવા લાગ્યો કે તેના વિચાર કેવા અડગ છે અને તેને ડગાવવાને કોઇપણ શક્તિવાન નથી. જગતની માયા અલૌકિક છે; હાલની "ફેશન" નો મોહ અજબ છે; તેની મોહિની સૌને લાગી રહેલી છે. "ફેશન" ના પાશમાં સપડાયલો મનુષ્ય અહંકારમાં છકી જાય છે અને ઇંદ્રિયોને બહેકાવે છે; સારાસારનો વિચાર કરવામાં શાસ્ત્ર પ્રમાણભૂત છે, તેને બાજુએ મુકી

પોતે સમજ્યો તેજ ખરૂં એમ તે માને છે; અને વધારે ને વધારે અહંકારમાં તણાતો જાય છે. પણ તે જાણતો નથી કે પ્રભુને અહંકાર વ્હાલો નથી. રાવણ સરખાનો પણ અહંકાર રહ્યો નથી. મનુષ્ય ને ખબર નથી કે એનો પણ એક દિવસ વારો આવશે, અહંકારનો ઘડો ફુટશે અને તેનાં માઠાં પરિણામ તેને ભોગવવાં પડશે !

કેટલોક વખત બેસીને આમતેમ ગપ્પાં માર્યા પછી રંગીલદાસ અને સરલા પોતાને ઘેર જવાને મેડીએથી નીચે ઉતર્યાં. એક ગાડીવાળાને ઇસારત કરી એટલે તે આવ્યો અને બંને ગાડીમાં બેસીને ઘેર ગયાં. જતે જતે તે બંને બિપિનચંદ્ર અને પ્રિયંવદાની વાતો અને વિચારો તરફ હસવા લાગ્યાં. "બંને કેવાં સાદાં, ભોળાં અને જુના વિચારનાં છે. બિચારાં ગામડાંમાં રહેલાં, અને દુનિયા બરાબર જોયેલી નહીં એટલે એમના વિચાર પણ એવા જ હોયની ! એમાં નવાઈ શી !" આમ સરલા ક્હેવા લાગી.

"તેઓ સાદાં અને ભોળાં છે, અને વળી નિષ્કપટી છે તેથીજ હું તેમને ત્યાં જઇને જરા બેસું છું, ઉઠું છું, અને તને પણ જવા દઉં છું. બાકી આપણા વિચાર ક્યાં અને ક્યાં એમના વિચાર. આપણા વિચાર સુધરેલા, આપણે કેળવાયલાં, અને એ તો હજી રામાવતારની વાતો કરે છે. એમને બિચારાંને ખબર નથી કે જમાનો હવે બદલાયો છે, જગત્ આગળ વધતું જાય છે અને એ જંગલી ઋષિમુનિઓના દિવસો ગયા છે." રંગીલદાસ જરા સુધરેલાપણાનો ડોળ કરીને બોલવા લાગ્યો.

એટલામાં એમનું ઘર આવ્યું. સુધરેલાઓની "ફેશન" પ્રમાણે રંગીલદાસ પહેલો ગાડીમાંથી નીચે ઉતર્યો અને પછી સરલાનો હાથ ઝાલી તેને નીચે ઉતારી. રંગીલદાસે ગાડીવાનના હાથમાં એક રૂપિઓ મુક્યો. ગાડીવાને "ભાઈસાહેબ, આ શું આપો છો?" એમ કહીને તે પાછો આપવા માંડયો. ગાડીવાન મનમાં સમજતો હતો કે બાઈ સેહેલાણી જીવડા છે અને ટાપટીપમાં પુરા છે એટલે કહીશું તે આપશે હશે અને એવાઓ પાસેથી જે ન કઢાવાય તે ઓછું. વળી આજકાલની "ફેશન" છે કે ગાડીનું ભાડું પ્રથમ ઠરાવ્યા વગર તેમાં બેસવું અને પછી જે થાય તે જોઈ લેવું. એથી રંગીલદાસે પહેલેથી ભાડું ઠરાવ્યું નહોતું અને એ કારણથી ગાડીવાળાને વધારે આમવાનું

ફાવતું હતું. ઘણીવાર સુધી રગઝક ચાલી. રગઝક ઉપરથી બોલાચાલી થવા લાગી અને બોલાચાલી ઉપરથી ગાળાગાળી અને મારામારીનો પ્રસંગ આવી જાત. પણ એટલામાં રંગીલદાસ મનમાં સમજી ગયો અને તેણે ગાડીવાનને બીજો રૂપિઓ કહાડીને આપ્યો. આમ એકને બદલે બે રૂપિઆ પડાવીને ગાડીવાન ચાલતો થયો. રંગીલદાસને બે રૂપિઆ આપવા પડયા તે આકરા તો લાગ્યા પણ શું કરે ? આમ "ફેશન"માં ને "ફેશન"માં હિંદમાં કેટલાએ તણાઇ મરતા હશે !

રંગીલદાસ અને સરલા પોતાના મકાનને પગથીએ ચઢ્યાં કે તરત જ એક આધેડ મનુષ્ય તેમની નજરે પડયો. એ મનુષ્ય મોચી હતો અને તે રંગીલદાસનાં તથા સરલાનાં બુટ કરી આપતો હતો. હાલમાં તેણે સરલાને માટે ઉંચી એડીવાળાં બુટની એક જોડ કરી આપી હતી અને તેના તથા પહેલાંના બાકી હશે તે પૈસા લેવાને તે આવ્યો હતો. બંનેને જોઇને તે બોલ્યો, "ભાઇસાહેબ, હવે પૈસા આપો તો ઠીક; બાર બાર મહિના થવા આવ્યા, અને બુટની છ છ જોડો મેં કરી આપી પણ મને હજી તેનો એક રાતો પૈસો પણ મળ્યો નથી; હવે આપો તો સારૂં. હું કેટલા ધક્કા ખઉં." રંગીલદાસે મોચીને જેમ તેમ કરીને સમજાવ્યો અને તેને પાછો કાઢયો.

પતિપત્ની બંને ઘરમાં ગયાં એટલે એકદમ રસોઇઓ રસોડામાંથી બહાર આવ્યો ને બોલ્યો, "ભાઇસાહેબ, પેલો વાલજી દરજી આ બીલ આપી ગયો છે. તે દોઢસો રૂપિઆ કહાડે છે; અને—આ આ—આ—મકાનના ભાડાની ઉઘરાણી કરવાને શેઠે ભૈયાને મોકલ્યો હતો તેને તો મેં બે ચાર દિવસનો વાયદો કરીને પાછો વાળ્યો છે."

રંગીલદાસે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને જમવાની વખત થઇ હતી એટલે ધણીધણીઆણી જમવા બેઠાં. ભટજીએ થાળીઓ પીરસી અને બંનેએ જમવાનું શરૂ કર્યું. શેઠશેઠાણી હવે જરા શાંત થયાં હશે એમ જાણીને ભટજીએ વાત ઉપાડી; "ભાઇસાહેબ, હ—અ—અ—વે—એ—એ—અમારા પગારનું કંઈ કરો તો ઠીક. બે વરસ તો થઇ ગયાં. બાઇડી છોકરાં શું વા ભક્ષીને રહે ? પેલો ઘાટી "દત્તુ" તો આજથી આવવાનો જ નથી. એ તો કહે છે કે મારે તો પગારે નથી જોઇતો અને કામે નથી કરવું.' પગાર વગર એ બિચારો કરે એ શું !"

ઉપરના શબ્દો સાંભળીને રંગીલદાસને જરા ખોટું તો લાગ્યું પણ શું કરે. પેટનો બળ્યો ગામ બાળે, તેમ ભટજી આટલા દિવસ તો બોલતા નહોતા પણ હવે જ્યારે બહુ થયું ત્યારે એમનાથી પણ બોલ્યા વગર રહેવાયું નહીં. લાજ, શરમ, મર્યાદા, વેગળી મુકીને આજે તેમણે પગારની માગણી કરી. રંગીલદાસ મુંગે મોંઢે જમીને ઉઠયો અને જઇને એક બીજી ઓરડીમાં બેઠો. એટલામાં " રંગીલદાસ કોન હય ? રંગીલદાસકા મકાન કોઈ હય કયા ?" એવા શબ્દો તેને કાને પડયા. બહાર જઇને જુવે છે તો " કલબ." નો સિપાઇ આવતો જણાયો. સિપાઇએ અંદર આવીને એકદમ કલબની ફીનું બીલ તેના હાથમાં મુક્યું અને બોલ્યો, " આજ તો હમ જાનેવાલે નહીં; પૈસે લઈંગે તબ જાઈંગે. " રંગીલદાસ મનમાં ગભરાયો. તે " ફર્સ્ટ ક્લાસ " મેમ્બર હતો અને તેને મહિને પાંચ રૂપિયા પ્રમાણે બે વરસના રૂપિઆ આપવાના હતા. તેની પાસે તો હાલમાં એક દમડીએ હતી નહીં. પાંચ દસ રૂપિઆ પડ્યા હોય તેમાંથી એ આપે શું અને ઘરમાં વાપરવાને માટે રાખે શું. સિપાઇ તો હઠ લઇને બેઠો. બિચારા સિપાઇનો પણ વાંક નહોતો. ફેરા ખાઇ ખાઇને તેના પણ પગ દુઃખી ગયા હતા. આખરે તેણે પણ લાજ મુકીને પૈસા લીધા વગર નહીં ઉઠવાનો નિશ્ચય કર્યો હતો.

ઘરમાં સૌ જમી પરવાર્યું હતું પણ હજુ આવવાનો નહોતો એટલે વાસણ કોણ માંજે એ વિષે ભાંજગઢ થવા લાગી. સરલાએ ભટજીને કહ્યું," આજનો દહાડો વાસણ માંજી નાંખો. " ભટજીએ જવાબ આપ્યો " મારી સાથે એવી કાંઇ પેઠણ નથી." ભટજી ખાઇબદેલો હતો અને તેમાં વળી એને પગાર મળ્યો નહોતો એટલે એને બોલવાની હિંમત આવી હતી; તેણે પાછું ધીમે રહીને કહ્યું, " સૌ પોતપોતાનાં ખાધેલાં વાસણ માંજી નાંખે. હું મારાં માંજું છું અને તમે તમારાં અને સાહેબનાં માંજી નાંખો."

આવા શબ્દો સાંભળીને સરલાને ક્રોધ ચઢયો. કોઈ દિવસ ઘરનું કામ કરેલું નહીં, પાણીની કળસી સરખી પણ ભરેલી નહીં, ખુરશી ઉપર બેઠી હોય અને તરસ લાગે તો નોકર પાણીનો " ગ્લાસ " ભરીને આપે. રસોઇઓ રસોઈ કરે અને શેઠાણી પાટલે બેશીને જમે. ઘરમાં શું થાય છે ને શું નહીં તે જોવાની દરકાર કરે નહીં. એવું

કામ કરવાને સ્ત્રીઓ સરજાયલી નથી, એમ તે માને. આજે આ સભા ભરાવાની છે, સોમવારે ચોપાટી ઉપર ભાષણ છે, આવતી કાલે સંસાર સુધારા સમાજમાં ફલાણાં બહેનનું પુનર્લગ્ન થવાનું છે, પરમ દિવસે પ્રાર્થના સમાજમાં "સીવીલ મેરેજ" કરવાનું છે, વર જાતે બ્રાહ્મણ છે અને સ્ત્રી વાણીયેણ છે, આવા આવા અનેક વિચારો એના મનમાં ઘોળાયા કરે. વળી સંસાર સુધારા સમાજમાં જતી વખતે હું પેલી લીલી રેશમી સાડી પહેરીશ; ચોપાટી ઉપર ફરવા જવાને લાવ દત્તુ પાસે બુટ "પૉલીશ" કરાવી મુકું, આ મારૂં પોલકું જરા મેલું થઈ ગયું છે, કાલે તો કહાડયું છે પણ પ્રાર્થના સમાજમાં જતાં એવું પહેરવું ઠીક નહીં માટે લાવ એને બદલી નાંખું, નવાં પોલકાં તૈયાર થયાં હોય તો દરજીને ઘેરથી મંગાવી લઉં, આવી બાબતોમાંજ રોજ સરલાનો જીવ પરોવાયલો રહે. ભોગજોગે આજે દત્તુ ન્હાશી ગયો હતો, અને એને સાંજે બહાર ફરવા જવાનું હતું એટલે સરલા બેઠી બેઠી હાથેજ બુટને "પૉલીશ" કરતી હતી. એ-વામાં "સૌ પોતપોતાનાં વાસણ માંજી લ્યો" એમ કહેતા કહેતા ભટજી તેની પાસે આવ્યા. બુટને પૉલીશ થાય પણ વાસણ કેમ ઘસાય. સરલા ભારે વિચારમાં પડી. શું કરવું તે એને સુઝે નહીં.

એક બાજુએ આવો તમાશો થઇ રહ્યો હતો અને બીજી બાજુએ માગનારાઓ ઉપરાછાપરી રંગીલદાસની પાસે આવતા હતા. રંગીલ-દાસ સૌને જવાબ દઇને થાકતો હતો પણ સરલા તો પોતે જે કરતી હોય તે જ કર્યા કરતી હતી. પોતાની "ફેશન"માં જરાએ ખામી ન રહે તેનોજ એ વિચાર કર્યા કરતી હતી. ઘરમાં નાણાંની આટલી બધી ભીડ છે, તો આપણી "ફેશન"ને જરા ઓછી કરીએ એવો વિચાર એને કદીએ આવે નહીં. રંગીલદાસ પણ ટેવાઇ રહ્યો હતો. ટાપટીપ કરવી, લુગડેલત્તે ઠીકઠાક રહેવું, ઘરમાં ટેબલ, ખુરશીઓ, કૌચ વગેરે તો જોઇએજ, સદ્‌ગૃહસ્થ હોવાનાં એ લક્ષણ છે, એ બધા ઠાઠમાંજ ગૃહસ્થની ગૃહસ્થાઇ રહેલી છે એટલે એમાંનું શું ઓછું કરીએ એમ તે માનતો. વળી વકીલાતનો ધંધો એટલે બહારનો ડોળ, બાબ્કો વગેરે જોઇએ, એમાં તે શું ઓછું થાય એમ તે ધારતો. ઘણાં વરસથી આમ ફેશનના પંઝામાં સપડાયલાં, ફેશનમાં જ ઉછરેલાં અને ફેશનવાળા લોકો સાથેજ ફરેલાં હરેલાં આ દંપતીને ફેશનમાંથી જરાએ ઓછું કરવાનું પાલવતું નહીં. ફેશનના ગુલામ બન્યા એટલે હવે તેને

છોડાતી નહીં. પણ ફેશનથી પૈસા ઉપર પાણી ફરવું એ વાતને એ દંપતી સમજતાં નહીં.

બીજે દિવસે તો ખરેખરૂં કૌતક જ બન્યું. હજુને પગાર નહીં મળવાથી તે તો ન્હાશી ગયેલોજ હતો અને માંજવાનાં વાસણ એમને એમજ પડેલાં હતાં. વાસણ માંજવાં પડશે એમ ધારી ભટજી પણ જવાને ઉંચા નીચા થઇ રહ્યા હતા. તેમણે બીજે દિવસે વેશ કહાડયો. સવારમાં ઉઠીને ભટજીએ ચાહપાણી તો કર્યાં અને સૌને પાયાં અને પીધાં. પછી આઠ નવ વાગવાનો શુમાર થયો એટલે ભટજીએ લાગ સાધ્યો. શાક લેવાને બજારમાં જઉં છું એમ કરીને તે ઘરમાંથી નીકળ્યા અને બારોબાર સીધા એક મિત્રને ઘેર ગયા. બે ત્રણ દિવસ એ મિત્રને ઘેર રહી પછી નોકર બોકરનું ઠેકાણું પડશે ત્યારે પાછા આવીશું એવો તેમનો વિચાર હતો. રજા માગે તો તે તેમને આપે નહીં એથી તેમણે આ રસ્તો લીધો હતો.

દસ અગીઆર વાગવાનો સમય થવા આવ્યો. રંગીલદાસ અને સરલા ભટજીની વાટ જોયા કરે. હજી કેમ આવ્યા નહીં? શાક લાવતાં તે આટલી બધી વાર શી? લગભગ બારનો શુમાર થવા આવ્યો; ધણીધણીઆણી બંને ગભરાવા લાગ્યાં. શું કરવું તે તેમને સુઝે નહીં. વાસણ કોણ માંજે? વાસણ તો બીજાં કહાડે પણ રસોઈ કોણ કરે? સરલાને રસોઈ બીલકુલ આવડતી નહોતી. ખીચડી સરખી પણ એને આવડે નહીં. મોટું વિઘ્ન આવી પડયું. ખાવું શું? પતિપત્ની બંને ઉંચાં નીચાં થવા લાગ્યાં.

લગભગ એક વાગ્યાનો શુમાર થવા આવ્યો. એટલામાં દાદરનાં પગથીયાં ખખડયાં અને બંનેએ જાણ્યું કે ભટજી આવ્યા. રંગીલદાસ ઉઠયો અને જુવે છે તો બિપિનચંદ્રને આવતો દીઠો. રંગીલદાસ ઉભો થયો. પોતે ખાધું નહોતું, વાસણ એમને એમ પડેલાં હતાં, અને નોકર નહોતો એટલે ઘરમાં પુંજો પણ વળાયો નહોતો અને સઘળું અસ્તવ્યસ્ત થઇને પડેલું હતું. રંગીલદાસ ન્હાયો પણ નહોતો; ચુલો કોણ સળગાવે અને ન્હાવાનું પાણી કોણ મુકે. ભટજીએ ચાહ કરીને ચુલો છાંટી નાખ્યો હતો.

બિપિનચંદ્ર ઘરમાં આવ્યો. તેને આવો કહીને ખુરશી ઉપર બેસાડયો અને રંગીલદાસ તેની પાસે બેઠો. ખાધા વગર તેનું મુખ

ઉતરી ગયેલું દેખાતું હતું. ઘરમાં સઘળું અસ્તવ્યસ્ત લાગતું હતું. બિપિનચંદ્ર થોડીકવાર તેના મોં સામું જોઈ રહ્યો. તેનાથી કંઈ કળી શકાયું નહીં. આખરે તે રંગીલદાસને પુછવા લાગ્યો, "આજે તમે આમ કેમ બેઠા છો? તમે ઉદાસ કેમ દેખાવ છો?"

રંગીલદાસ ભટજી ઉપર ઘણો ખીજવાઇ રહ્યો હતો. તે એક-દમ બોલી ઉઠયો, "આ સાલો ભટજી–રસોઇઓ–શાક લેવા જઉં છું એમ કરીને ગયો છે તે હજીસુધી આવ્યો જ નથી. રસોઇ કોણ કરે? અમે ખાઇએ શું?"

બિપિનચંદ્ર જરા વિચારમાં પડયો અને થોડીવાર પછી ધામેથી પુછવા લાગ્યો, "સરલાબહેન એક દિવસ રાંધે તો શું?"

રંગીલદાસે કહ્યું, "એમને રાંધતાં નથી આવડતું."

બિપિનચંદ્ર–પણ આમ ભટજી જતો રહ્યો હોય અને અડચણ હોય તોયે એમનાથી એ દિવસ ચલાવી ન લેવાય?

રંગીલદાસ—ના, એનું તે એ કંઇ કામ છે? એને રસોઇ આવડતી નથી.

બિપિનચંદ્રને આ બોલ જરા કડવા લાગ્યા. તેનો મિજાજ જરાક ગયો. સહેજ ગુસ્સે થઇને તે બોલ્યો, "આમ અડચણ હોય તોયે ચલાવી લેવાય નહીં તો પછી આખો દિવસ એ ઘરમાં બેઠાં બેઠાં કરે છે શું? એ શિખ્યાં છે શું?"

રંગીલદાસ—ન્યુસપેપર વાંચે, હારમોનિયમ વગાડે, કવિ શેકસપીઅર કે મીલ્ટનનાં કાવ્યો વાંચે, કંઇક લખવું હોય તો લખે અને કંઇક ભરે. રસોઈ તો એ શિખી જ નથી.

આ સાંભળીને બિપિનચંદ્ર દાંત પીસવા લાગ્યો. તેના ગુસ્સાનો પાર હવે રહ્યો નહીં. મનમાં ને મનમાં તે બબડવા લાગ્યો, "આ તે કેવી કેળવણી! ન્યુસપેપર અને શેકસપીયર વંચાય, હારમોનિયમ વગા-ડાય, અને કોઇક પણ દિવસ રસોઇ થાય નહીં. આ તે કેવી કેળવણી!"

બિપિનચંદ્રથી પોતાનો ક્રોધ ખાળી શકાયો નહીં. તે રંગીલ-દાસને કહેવા લાગ્યો, "ત્યારે તમે રસોઈ કરો અને કેળવાયલાં સરલા બહેનને જમાડો અથવા બજારમાંથી મમરાચણા મંગાવીને બંને જમી શકો. હું કંઈ કામ વાસ્તે આવ્યો હતો, પણ વળી પાછો કાલે આવીશ."

બિપિનચંદ્ર એકદમ ઉઠીને ચાલતો થયો. રંગીલદાસ અને સરલા ઉપર તેને અત્યંત તિરસ્કાર આવ્યો. બળી એમની કેળવણી અને બળ્યા એમના વિચાર એમ તે મનમાં કહેવા લાગ્યો. ફેશનમાં સપડાયલાં, પરતંત્રતાનાં પુતળાં, આળસની મૂર્તિઓ, હાથપગનાં ભાગલાં; વગેરે ઉપમાઓ તેમને તે આપવા લાગ્યો. ઘરકામથી વિમુખ કરનારી કેળવણીને તે વખોડવા લાગ્યો.

આમ ગુસ્સામાં ને ગુસ્સામાં બરબડતો બિપિનચંદ્ર ઘેર પહોંચ્યો. ઘેર જઇને તે બોલ્યા ચાલ્યા વગર એક ખુરશી પર બેઠો અને જરા આડો થયો. એટલામાં પ્રિયંવદા ત્યાં આવી. બિપિનચંદ્રનો ક્રોધાયમાન ચહેરો જોઇને તે બોલી, "કેમ રંગીલદાસભાઇ ન મળ્યા?"

પ્રિયંવદાએ બોલાવ્યો એટલે બિપિનચંદ્ર હસી પડયો અને તેણે સઘળી વાત પ્રિયંવદાને કહી. પ્રિયંવદા પણ હસવા લાગી અને બંને હસતાં હસતાં ટીકા કરવા લાગ્યાં.

દિવસ રામનવમીનો હતો. ઇશ્વરાવતાર શ્રીરામચંદ્રનો જન્મ ચૈત્ર સુદી નવમીને દિવસે થયેલો છે. હિંદુઓને મન એ દિવસ મોટા મહોત્સવનો છે. એ દિવસને હિંદુઓ ઘણો શુભ અને પવિત્ર માને છે અને તે દિવસે તેઓ અપવાસ કરી આખો દિવસ ભજન કીર્તનમાં ગાળે છે.

આજે સવારમાં આઠેક વાગ્યાને શુમારે સરલા અને રંગીલદાસ બેઠાં બેઠાં ચહા પીતાં હતાં. એવામાં એક માણસ ચીઠ્ઠી લઇને આવ્યો. એ ચીઠ્ઠી બિપિનચંદ્રે મોકલી હતી. મુંબઇથી થોડે દૂર રામનવમીને દિવસે મેળો ભરાતો હતો. ત્યાં બિપિનચંદ્ર, પ્રિયંવદા, વગેરે જવાનાં હતાં, અને એ મેળામાં આવવાનું રંગીલદાસને લખવામાં આવ્યુ હતું.

ચીઠ્ઠી વાંચીને એકવાર તો રંગીલદાસ ખડખડ હસ્યો. આ જુવેોને મોટાં ભગતડાં, એમ તે બોલ્યો. આપણે વળી મેળા ફેળા શા! કોઇ સમાજમાં જવાનું હોય તો ઠીક છે; એમ સરલાએ ટાપશી પુરી. રંગીલદાસને આવી બાબતોમાં જરાએ શ્રદ્ધા નહોતી. આજે રામનવમી છે એ તે પુરૂં જાણતો પણ નહોતો, તો પછી અપવાસ કરવાની તો વાતજ શી! પણ બિપિનચંદ્રની ચીઠ્ઠી આવી એટલે હવે શું કરવું તેને માટે બંને વિચારમાં પડયાં. આખરે જવાબ લખાયો કે અમે તૈયાર થઇને ચારેક વાગ્યાને શુમારે તમારે ઘેર આવીશું અને આપણે બધાં સાથે મેળામાં જઇશું.

બપોરના ચાર વાગવાનો વખત થવા આવ્યો. સરલાનો નોકર ન્હાશી ગયો હતો એટલે ઘરમાં બધું અસ્તવ્યસ્ત થઈ રહ્યું હતું અને તેમાં વળી આ મેળામાં જવાની તૈયારી કરવાની. દરજીને ઘેર જઇને નવાં પોલકાં કોણ લઈ આવે? રાંડનો ધોબી હજી કપડાં આપી ગયો નથી, એને ઘેર જઇને કોણ લઈ આવે? રાંડના દત્તુએ આજેજ વેશ કહાડયો. આમ અનેક ભાંજગઢો સરલાના મનમાં થવા લાગી. મેળામાં જવાનું તે ભાવથી કે દર્શનને માટે જવાનું નહોતું પણ એ બ્હાને ફરવાનું હરવાનું મળશે અને ચાર માણસનાં મોં જોવાશે એમ ધારી સરલા અનેક તૈયારીઓ કરી રહી હતી.

દિવસ રામનવમીનો હોવાથી પ્રિયંવદા સવારમાં વહેલી ઉઠી હતી. ઉઠીને ન્હાઇ ધોઇને તેણે ઘણા ભાવથી પૂજાપાઠ કર્યાં હતાં. તેને આખો દિવસ રામ નામના સ્મરણમાં ગાળવાનો હતો. તેથી કરીને તેનું ભાવિક હૃદય શ્રીરામચરિત્રના અવનવા બનાવોનું સ્મરણ કરી રહ્યું હતું. ઘડીકમાં તેનું મન શ્રીરામની બાલ્યાવસ્થાને યાદ કરતું; વિશ્વામિત્ર જોડે ઋષિકુમારના વેશમાં જતા શ્રીરામને તે જોતું. ઘડીકમાં ધનુષ્ય ગ્રહી રાક્ષસોનો સંહાર કરતા, યજ્ઞની રક્ષા કરતા, મુનિકુમાર જેવા દેખાતા, એ બાળકો શ્રીરામલક્ષ્મણને તે નિહાળતું. ઘડીકમાં જેને માથે મુગટ, કાનમાં કુંડળ, લલાટમાં તિલક, અંગે વસ્ત્રાભુષણ, અને ઢીંચણસુધી પહોંચતા લાંબા હાથમાં ધનુષ્ય અને બાણ છે એવી શ્રીરામચંદ્રની સૌમ્ય મૂર્તિનું તે ક્ષણવાર દર્શન અનુભવતું, અને મહાન ભક્ત તુળસીદાસની અનન્ય રામભક્તિને યાદ કરી નીચેની લીંટીઓ ઉચ્ચારતું;

કહા કહુ છબી આજકી, અજબ બની હૈ નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધનુષ્ય બાણ લ્યો હાથ.

બિપિનચંદ્ર અને પ્રિયંવદા બંનેને આજે અપવાસ હતો. બંને જણ અપવાસની અને પ્રભુભક્તિની મહત્તા અને ફાયદા સમજતાં હતાં. આજકાલ અપવાસ અને પ્રાર્થનાની કદર મટી ગઈ છે. ઇંગ્રેજી ‘ફેશનથી’ મુગ્ધ થઇ ગયેલો આપણો વર્ગ એમ માને છે કે અપવાસ કરવાથી કંઇ ફાયદો નથી. પણ તેથી ગેરફાયદો છે એમ જ તે સમજે છે. પણ આપણી પ્રાચીન પદ્ધતિ, આપણા પ્રાચીન રીતરિવાજો, કંઈ વગર વિચારે ઘડાયલા નથી. સેંકડો વર્ષોનો અનુભવ તેમની પાછળ

રહેલો છે. વૈદ્યો અને ડાક્તરો પણ આપણને અપવાસના શારીરિક ફાયદા તો જણાવે છે. શરીરની પુષ્ટિનો આપણે જેટલો વધારે વિચાર કરીએ, ખાનપાનાદિ, ઇંદ્રિયભોગને આપણે જેમ વધારે ભોગવીએ તેમ આપણું મન, બુદ્ધિ અને આત્મા, ક્ષીણ થતાં જાય છે. જે દિવસે આપણે અપવાસ કરીએ, અને મન, ઇંદ્રિયોને વશમાં રાખીએ તે દિવસે આપણું મન અને બુદ્ધિ વધારે સતેજ બની આપણામાં એક પ્રકારની અલૌકિક સ્ફુર્તિ લાવી મુકે છે. તે દિવસે એક પ્રકારના સ્વર્ગીય આનંદ આપણે ભોગવીએ છીએ. આ પ્રમાણે અપવાસ કરવાથી અનાયાસે મનશુદ્ધિ થઈ જાય છે અને એ ચિત્તશુદ્ધિથી જ આપણે સત્યનું દર્શન કરીએ છીએ. એ ચિત્તશુદ્ધિની મનુષ્યને કેટલી જરૂર છે ?

વધારે ખાવું; ખૂબ સ્વાદથી ખાવું; મરી, મરચાં, મશાલા, ચટણી, રાયતાં, અથાણાં સાથે ખાવું; સારાં સારાં મિષ્ટાન્ન ખાવાં; અને સ્વાદેન્દ્રિયને વશ વર્તવું; એના જેવું નુકશાનકારક બીજું શું છે ? સ્વાદેન્દ્રિયને બેહેકાવવાથી જ જગતમાં જુઠાણું, અનીતિ, વ્યભિચાર વગેરે પ્રવર્તી રહેલાં છે. સ્વાદેન્દ્રિય જેને વશ નથી તે મહા પાપ આચરે છે. અજ્ઞાનથી આપણે તેને પાપ ગણતા નથી, પણ સ્વાદેન્દ્રિયની સ્વતંત્રતા સઘળાં પાપોનું મૂળ છે. એ સ્વાદેન્દ્રિયની સ્વતંત્રતાને નાબુદ નહીં કરનારી પ્રજામાં ચિત્તશુદ્ધિ આવી શકતી નથી, અને ચિત્તશુદ્ધિ વગર પ્રજાનો ઉદય નથી.

બિપિનચંદ્ર અને પ્રિયંવદાનાં મન અપવાસાદિ વ્રતોથી શુદ્ધ થઇ રહ્યાં હતાં. તેમાં ભક્તિરસ રેડાયો હતો. ધર્મના પાલનથી તેઓ સંયમી અને વીર્યવાન બની રહ્યાં હતાં. આજે તેમને અપવાસ હતો. આખો દિવસ ભજનકીર્તનમાં ગાળવાનો અને સાંજે મેળામાં જવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. સવારમાં ન્હાઈ, ધોઈ, સંધ્યા કર્યા પછી બિપિનચંદ્ર તુલસીકૃત રામાયણ વાંચવામાં પોતાનો સમય ગાળતો હતો. અત્યંત ભાવથી તે તુલસીદાસની મીઠી વાણી અને શ્રીરામચંદ્રના ચારિત્ર્ય ઉપર વિચાર કરતો હતો. પોતાના જીવનમાં તેણે અનેકવાર અપવાસો કર્યા હતા અને શ્રીરામકૃષ્ણાદિની જન્મતિથિઓને દિવસે આખો સમય તેમનાં ચારિત્ર્યના મનનમાં જ ગાળ્યો હતો. ધર્મનું યથાર્થ પાલન અને અપવાસાદિ ક્રિયાઓથી તેનું શરીર

તંદુરસ્ત રહ્યું હતું. તે સશક્ત અને બળવાન બન્યું હતું. તેના મનમાં ધૈર્યે વાસ કર્યો હતો અને તેને લીધે તે સંયમી અને વીર્ય-વાન થયો હતો. આધુનિક સમયનું સ્વચ્છંદીપણું કે છાલકાપણું તેનામાં જરાએ જણાતું નહીં. તેનામાં નિશ્ચયનું બળ આવ્યું હતું. પોતાના શરીરમાં, શક્તિમાં અને પ્રભુમાં એને પૂર્ણ શ્રદ્ધા હતી. રામાયણ અને મહાભારતાદિના મનનથી એનામાં સ્વાભિમાન ઉત્પન્ન થઇ રહ્યું હતું અને એ સ્વાભિમાનની લાગણીને લીધે બિપિનચંદ્ર કોઇપણ દિવસ કંઇ અપકૃત્ય કરવા તરફ નજર પણ કરતો નહીં.

સાંજના ચાર વાગવાનો સમય થવા આવ્યો, અને બિપિનચંદ્ર અને પ્રિયંવદા રંગીલદાસ અને સરલાની રાહ જોવા લાગ્યાં. થોડીક વાર થઈ અને એ આવી પહોંચ્યાં. અરધાએક કલાક પછી હૃષીકેશ-ચંદ્ર પણ આવી પહોંચ્યો. મેળામાં જવાને સૌ તૈયાર થઈ રહ્યાં હતાં એટલે તેઓ થોડીવાર પછી ઉઠયાં અને ઘરની બહાર નીકળ્યાં. પછી ગાડીઓમાં બેશીને સૌ મેળો ભરાવાના સ્થાનમાં જવા લાગ્યાં.

મુંબઇથી ત્રણેક માઇલને અંતરે નાના ગામ પાસે એક ભવ્ય મંદિર બંધાવેલું જોવામાં આવતું હતું. તેની અંદર શ્રીરામચંદ્રજીની એક સુંદર મૂર્તિ સ્થાપિત કરવામાં આવેલી હતી. મંદિરની આસપાસ નાની ધર્મશાળા જેવું હતું. તેમાં સાધુ, સંતો ઉતરતા અને ભજનો ગાતા. પાસે એક નાની ઓરડી બાંધેલી હતી તેમાં મંદિરનો પુજારી રહેતો. તે પણ બાવોજ હતો. તે શ્રીરામચંદ્રની પૂજા કરતો અને ત્યાં દર્શન કરવા આવનાર ભાવિક ભક્તો પાઇ, પૈસો, દાંણા વગેરે નાંખતા તેના ઉપર તે પોતાનું ગુજરાન ચલાવતો. કોઇવાર વસ્તીમાં જઇને લોટ માગી લાવતો અને પોતાના પેટનું પુરૂં કરતો. પણ ઘણે ભાગે તો કોઇને કોઈ ભાવિક ગૃહસ્થ મળી આવતો, તે ઠાકોરજીને ભોગ ધરાવવાને સીધું આપતો અને તેમાંથી ઠાકોરજીનો પ્રસાદ, નૈવેદ્ય વગેરે થતું અને પુજારીબાવાનું પણ પેટીયું નીકળતું. થોડાંક વર્ષ તો તેમ ચાલ્યું હતું પણ પછી શહેરના કેટલાક શેઠીઆઓએ મળીને મંદિરની સ્થાયી આવક કરી આપી હતી. તેમાંથી ઠાકોરજીને સવારસાંજ થાળ થતી અને પછી બાવો સુખેથી જમતો. બાવો ભાવિક અને પવિત્ર હતો. સાંજે તે હિંદી ભાષામાં લખાયલો કોઇ ને કોઈ ધાર્મિક ગ્રંથ વાંચતો અને તેની આસપાસ વીંટળાઇ રહેલા મનુષ્યોને

કંઈ કંઈ બોધ આપતો. જગતના પ્રપંચની અસારતા તે સારીપેઠે સમજતો અને તેથી કરીને સંસારની ખટપટોમાં માથું મારવાનું તે પસંદ કરતો નહીં. લગ્નને તે બંધન સમજતો અને તે મોક્ષની આડે આવે છે એમ માનતો. આમ કેટલીક માન્યતાથી અને કેટલાક અનુભવથી તેનો વૈરાગ્ય દૃઢ થઇ રહ્યો હતો, અને તેની પવિત્રતા લોકોમાં વખણાતી હતી. તેને શ્રીરામચંદ્રમાં અડગ શ્રદ્ધા હતી; અત્યંત ભાવથી તે શ્રીરામચંદ્રની પૂજા કરતો અને તેમના વિચારોમાં તે મગ્ન રહેતો. બાવાનો વૈરાગ્ય, ભક્તિ, અને પવિત્રતાની વાતો લોકોમાં પ્રસરવા લાગી અને તે સ્થાનનું અને બાવાનું માહાત્મ્ય વધવા લાગ્યું. દિવસે દિવસે તે વધતું ગયું. મુંબઇથી પણ હજારો લોકો તે જોવાને અને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવાને જવા લાગ્યા. આખરે, રામનવમીને દિવસે ત્યાં મોટો મેળો ભરાવા લાગ્યો અને અસંખ્ય નરનારીઓ તેનો લાભ લેવા લાગ્યાં.

મંદિર અને ધર્મશાળાની આસપાસ મોટું મેદાન હતું. તેમાં અનેક જાતનાં વૃક્ષો ઉગેલાં નજરે આવતાં હતાં. એ વૃક્ષોની ઘટામાંથી જાણે ડોકીયું કરતાં હોય તેમ મંદિર અને તેની શ્વેત ધજા દેખાતાં હતાં. પ્રદેશ સુંદર અને રમણીય હતો. કેટલાક વેલાઓ મંદિર ઉપર ચઢી તેની આસપાસ વીંટળાઇ રહેલા દેખાતા હતા. ગામથી તે થોડેક જ દૂર હોવાથી સ્થળ વસ્તીથી દૂરનું દૂર અને પાસેનું પાસે લાગતું હતું. સવારના દસથી તે ત્રણેક વાગતા સુધી તે નિર્જન લાગતું હતું અને સવાર તથા સાંજના વખતમાં ઘણાં ભાવિક સ્ત્રી પુરૂષો ત્યાં આવતાં હતાં તેથી તે વેળા વસ્તીવાળું દીસતું હતું.

બિપિનચંદ્ર વગેરે મંડળી આ સ્થળમાં આવી પહોંચી આજે, શ્રીરામચંદ્રજીનો જન્મ દિવસ હોવાથી માણસોની ઠઠ ખૂબ બાઝી હતી. પાસેનાં ગામડાંમાંથી અસંખ્ય લોકો આવ્યા હતા અને મુંબઇથી ઘણાં માણસો આવતાં જણાતાં હતાં. કેટલાક ઘોડાગાડીઓમાં, કેટલાક બળદગાડીમાં, કેટલાક રેંકળામાં કે ખટારામાં, અને કેટલાક શ્રીમંત પણ ભાવિક શેઠીઆઓ મોટરોમાં બેશીને મંદિર તરફ આવતા જણાતા હતા. કેટલીક ભજનીક મંડળીઓ, મૃદંગ, કરતાલ, એકતારો કે તંબુરો વગાડતી અને ભજન ગાતી ગાતી આવતી હતી. સર્વત્ર ભક્તિમય આનંદની રેલછેલ થઇ રહી હતી. આટલી આટલી

ભીડ હોવા છતાં પણ કોઇપિણ પ્રકારની ગરબડ કે ટંટા ત્યાં જોવામાં આવતો નહીં. સઘળાં મનુષ્યો શાંતિથી મંદિરમાં જતાં, શ્રી રામ ચંદ્રજીનાં દર્શન કરતાં, પાઈ, પૈસો મુકતાં અને ક્ષણવાર ભાવથી પ્રભુની મૂર્તિને નિહાળી બીજાઓને દર્શન કરવાને માગ આપતાં અને પાછાં ફરી પુજારી બાવાની કથા સાંભળવાને બેસતાં. અહીં સઘળું કામ શાન્તિથી અને વ્યવસ્થાથી થતું અને દરેક જણ એક બીજાની સગવડ સાચવતું. હિંદુઓનું ખરૂં જીવન, તેમની આશાઓ, અને આદર્શોનો ખરો ખ્યાલ આપણને આવાં સ્થળોમાંજ મળી આવે છે.

ભક્તિભાવમાં ચકચૂર થયેલા કેટલાક ભાવિક જનોને ભજનો ગાતા અને નાચતા અને કુદતા જોઇને રંગીલદાસ બોલી ઉઠયો, " Rudeness, rudeness; (જંગલીપણું, જંગલીપણું,)આ ગાંડા છે કે શું?"

તરતજ બિપિનચંદ્રે જવાબ આપ્યો, "તમારા મનથી એ ગાંડા, અને એમના મનથી તમે ગાંડા! એમનામાં શ્રદ્ધા, ભક્તિ અને સંતોષે વાસ કરેલો છે. એમને તમારી "ફેશન" કે પૈસાની દરકાર નથી. એમનું ચિત્ત ઇશ્વરમાં લાગેલું છે અને મોક્ષને માર્ગે વળેલું છે; અને તમે તો મોજશોખનેજ શોધો છો."

રંગીલદાસ—પણ ગાંડાની માફક આટલું કુદતા કેમ હશે? એમને તાપ પણ લાગતો નથી!

બિપિનચંદ્ર—ભક્તના હૃદયને તમે શું સમજી શકો! ભક્તના હૃદયને ભક્ત જ સમજી શકે. આ ભક્તોને જગતનું ભાન થોડું હોય છે. તમારી "ઍટીકેટ"ની એમને પરવા નથી. વળી કુદવાનું પણ બળ જોઇએ છીએ. એમનામાં સંતોષ અને સહનશીલતા છે; મોજશોખને તેમણે બાજુએ મુકેલો છે; તેઓ હાથે કામ કરે છે; તેથી તેઓ તંદુરસ્ત અને બળવાન રહે છે, અને તાપ કે ટાઢને સહન કરી શકે છે. તમે મોજશોખના કીડા થઈ રહેલા છો તેથી જરાક તાપથી તમારૂં માથું દુઃખે છે અને જરાક ટાઢથી તમારૂં શરીર થરથર કંપી ઉઠે છે.

રંગીલદાસને બિપિનચંદ્રનું કહેવું કંઈક ઠીક લાગ્યું; ક્ષણ વાર તે વિચાર કરતો કરતો પેલા ભક્તો સામે જોઈ રહ્યો. ભકતોનાં શરીર હૃષ્ટપુષ્ટ દેખાતાં હતાં અને તેમનાં મુખ ઉપર એક પ્રકારનો અલૌકિક આનંદ અને તેજ છવાઈ રહેલાં જણાતાં હતાં. ચિંતાનું એક લેશ પણ

થન્ક તેમના ચહેરા ઉપર નહોતું. જાણે પોતાની સઘળી ચિંતાઓ પ્રભુને સોંપી દીધી હોય અને સ્વધર્મને માટે સર્વસ્વનો ભોગ આપ્યો હોય તેમ તેમનાં શરીર, શ્રદ્ધા અને શક્તિ, ત્યાગનું બળ દર્શાવી રહ્યાં હતાં. પરાણે પરાણે રંગીલદાસ તેમના તરફ જોઈ રહ્યો અને તેમના ભક્તિમય વર્તનથી ચકિત થઈ ગયો.

બિપિનચંદ્ર અને રંગીલદાસ વાત કરતા હતા તેને એક ભૈયો આઘો ઉભો ઉભો સાંભળતો હતો. તે ભૈયો શરીરે લઠ્ઠ હતો. તેણે એક નાની ધોતી પહેરી હતી અને તેનો કચ્છ માર્યો હતો અને શરીરે એક કુરતું પહેર્યું હતું. માથે એક મોટો ફેંટો બાંધ્યો હતો. તે લગભગ પાંચેક હાથ ઉંચો હતો અને તેની છાતી લગભગ બે અઢી વેંત પહોળી હતી. તેના કપાળમાં કંકુનું ઉભુ તિલક કરેલું હતું અને તેણે એક હાથમાં રૂમાલ અને બીજા હાથમાં જાડો ડંગોરો ઝાલેલો હતો. તે બિપિનચંદ્રની પાસે આવ્યો અને એકદમ તેને હિંદી ભાષામાં કહેવા લાગ્યો, "તમે બધી વાત કરતા હતા તે હું સાંભળતો હતો. હું તો આ ભાઇને એકજ સવાલ પુછું છું." એમ કહીને તે રંગીલદાસને પુછવા લાગ્યો, "ભાઇ તમે ભણેલા છો, હું ભણેલો નથી. પણ મને એકજ વાતનો ઉત્તર ધો. આપ મોટા માણુસ કોને ગણો છો?"

ભૈયો ગુજરાતી ભણેલો નહોતો, પણ ઘણા વખતથી મુંબઇમાં રહેવાને લીધે તે ગુજરાતી સમજી શકતો હતો, અને ભાગું તુટું બોલી શકતો હતો. તેણે કંઇક ગુજરાતી અને કંઇક હિંદીમાં પ્રશ્ન પુછવા માંડયો. રંગીલદાસે જવાબ આપ્યો પણ ભૈયો તેના જવાબથી તૃપ્ત થયો નહીં. તેણે ઉલટાવી ઉલટાવીને એની એજ વાત આગળ ધરવા માંડી અને પોતાના અનુભવના કેટલાક દાખલા આપીને રંગીલદાસના જવાબોને તોડવા માંડયા. રંગીલદાસ બહુ ચાલાકી, તર્ક અને બોલવાની છટાથી જવાબ આપે પણ ભૈયો જરાએ ગભરાયા વગર સાદા અને સરળ શબ્દોમાં તેના કહેવાને તોડી નાંખે. ભૈયામાં નિશ્ચયનું બળ હતું, અને પોતાના વિચારોમાં તેને શ્રદ્ધા હતી. ભૈયો જરા વધારે ટટાર થઈ, આગળ આવી, છાતી કહાઢીને, મુછને આમળતો આમળતો બોલ્યો, "તમે આ ભક્તોને ગાંડા ઘેલા ધારો છો. હું જાણું છું કે તમે પૈસાવાળાને રામરામ કરનારા લોક છો. એમનેજ તમે મોટા ગણશો. એમનેજ તમે પૂજશો. પન ભાઇ, પૈસા કયા ચીઝ હે. વહ

તો બુંડી હૈ. નસીબ પ્રમાણે તે આવે છે અને જાય છે. વધુ તો કીસ્મતકી બાત હૈ. એનો ગર્વ શો અને એથી કોઇ નાનું એ નથી ને કોઈ મોટું એ નથી. **સર્વોત્તમ પુરૂષ** તો **એજ છે કે જેને સત્ય ઉપર, સદાચાર ઉપર** તથા ઇશ્વર ઉપર **દૃઢ વિશ્વાસ છે.** જેણે દાંત આપ્યા છે તે પ્રભુ ચાવણું તો આપશે, પણ ખરી કમાણી તો સદાચાર છે. જેણે પ્રભુનું શરણ ગ્રહ્યું છે તેને શું દુઃખ છે?" આમ કહીને તે ભૈયો ઘણા ભાવથી તુલસીદાસની બ્હેત બોલવા લાગ્યોઃ—

જીવ જીવકે આશરે કરત રહત સબ રાજ.
તુલસી રઘુવીર આશરે ક્યોં બિગડેગો કાજ.

ભૈયાની આંખમાં ભક્તિ અને પ્રભુમાં દૃઢ શ્રદ્ધાનાં ચિન્હ જણાવા લાગ્યાં. તે જોઇને બિપિનચંદ્ર મનમાં ને મનમાં આશ્ચર્ય પામવા લાગ્યો. ક્ષણવાર ચુપ રહીને ભૈયો પાછો બોલી ઉઠયો, " "તમને પૈસાની હાયવરાળ છે, કારણકે તમારે મોજશોખ જોઇએ છીએ, અને મોજશોખથીજ તમે તમારૂં શરીર બગાડો છો. અમારે મોજ- શોખ જોઇતો નથી, એટલે અમને પૈસાની દરકાર નથી. અમને રોટલો ને દાળ મળે એટલે બસ છે. અમે મોજશોખ મારતા નથી, તેથી અમારૂં શરીર જુવો કેવું રહે છે. મારે ચાર દિકરા છે અને પ્રભુ અમને રોટલો આપે છે. આથી વધારે અમારે શું જોઇએ? અમે ઘણા સુખી છીએ."

ભૈયાનો સંતોષ, સાદાઇ અને સશક્ત શરીર જોઇને બિપિનચંદ્ર મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, " આપણા વૃદ્ધો કહેતા કે પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર દિકરા, ત્રીજું સુખ તે કોઠીએ જાર, એ વાત તદન ખરી છે. આ ભૈયો એ જુના જમાનાની વાતનો જીવતો દાખલો છે." આમ બોલતે બોલતે જુના જમાનાનાં સાદાં, પણ સશક્ત, સુખી અને કંઇ પણ ચિંતા વગરનાં માણસો તેની માનસિક દૃષ્ટિમાં તરી આવવા લાગ્યાં. આમ વાત ચાલી રહી હતી એટલામાં ત્યાં ઘણા લોકો એકઠા થઇ ગયા. કંઇક આ મુંબઈ- વાસીઓનો ભપકાદાર પહેરવેશ અને કંઇક ભૈયાની વાતથી સો માણસો ત્યાં આકર્ષાઇને આવતાં હતાં. રંગીલદાસ યુરોપિયન પોશાકમાં સજ્જ થએલો હતો અને સરલાએ બધો ડોળ પારસેણનોજ કરેલો હતો.

મિનિચંદ્ર અને પ્રિયંવદા તથા હ્રષીકેશ સ્વદેશી પોશાક પહેરેલો હતો. આમ જાણે એક ઈંગ્રેજ, એક પારસેણ, અને બે ત્રણ હિંદુઓ, એકઠા મળ્યા હોય અને તેમાં એક ઉંચો, કદાવર ભૈયો ભળ્યો હોય તેમ દેખાવ વિચિત્ર થઈ રહ્યો હતો. આથી કંઇક જોવાનું હશે એમ ધારીને સઘળા મનુષ્યો તેમના તરફ વળતા હતા. રંગીલદાસ વાતને બદલીને બીજું કંઈ બોલવા જતો હતો પણ એટલામાં તો ભૈયાએ પાછું આગળ ચલાવ્યું.

" ઓર એક દુસરી બાત સુનો; ગુસ્સા મત કરો. કોઈ ભુખ્યો તરસ્યો માણુસ તમારે આંગણે આવે તો તેને તમે ખાવાનું આપો છો? સચ્ચા બોલના. તમે તેને કહાડીજ મુકો છો. અમે તેમ કરતા નથી. અમારે ઘેર કોઇ અભ્યાગત આવે તો તેને ટુકડામાંથી ટુકડો પણ અમે આપીએ છીએ અને પછીજ અમે જમીએ છીએ. આપવાથી ધન ખુટી જતું નથી. તુલસીદાસ કહે છે:—

તુલસી પંછીન કે પીયે ઘટે ન સરિતા નીર,
ધર્મ કીયે ધન ના ઘટે સહાય કરે રઘુવીર.

"ઈશ્વરે જે અન્ન આપણને આપ્યું છે તેમાં ગરીબોનો પણ ભાગ છે. પણ તમારે તો પેટે ખાવું છે અને વધે તે સંઘરી રાખવું છે. અમે દ્રવ્યને સંઘરવાની બહુ કાળજી કરતા નથી. આવ્યું ખરચ પ્રભુ કહડાવે છે. આપણા ઋષિઓએ કહ્યું છે કે દ્રવ્યથી મનુષ્યને મદ ચહડે છે અને તે ખોટાં કામ કરે છે. એ ખોટું નથી. હાલ આપણે તે પ્રત્યક્ષ જોઈએ છીએ. બધું સંઘરી રાખવાનું કયા શાસ્ત્રમાં કહેલું છે? તમે ગાડી ઘોડે બેસીને ફરો છો, મોટર દોડાવો છો, અને તમારાં સગાં ભુખે મરે છે. દ્રવ્યસંગ્રહ અનેક અનીતિઓનું મૂળ છે. તેનાથી દુનિયામાં અનેક અનિષ્ટ કાર્યો થઇ રહેલાં છે. એ મોટું પાપ છે. દયા તેનાથી દૂર ન્હાસે છે. સગાંને ગરીબાઇમાં સડતાં જોવાં અને આપણે શોખ કરવો એ ક્યાંનો ન્યાય? તુળસીદાસ કહે છે:—

દયા ધર્મકો મૂલ હે પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમે પ્રાન.

ભૈયાનું બોલવું બંધ થયું. લોકોનું ટોળું ધીમે ધીમે વેરાવા લાગ્યું અને તે મંદિર તરફ વળવા માંડ્યું. "રામલક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી," "શ્રીરામચંદ્રકી જય" ના પોકારો સંભળાવા લાગ્યા.

ભાવિક ભકતોનાં હૃદય શ્રદ્ધા અને ભક્તિથી ઉછળવા લાગ્યાં. મંદિરની બહારના દરવાજા આગળ બિપિનચંદ્ર વગેરે મંડળી પણ આવી પહોંચી. પેલો ભૈયો તેમની સાથે પણ જરા પાછળ પાછળ આવતો હતો. દરવાજા તરફ આવતાં આવતાં બિપિનચંદ્ર જરા પાછો ફરીને ભૈયાને પુછવા લાગ્યો, " તમારૂં મૂળ વતન ક્યાં?"

ભૈયો—હું અયોધ્યાજીનો વતની છું. એ ભૂમિ પવિત્ર છે. શ્રી રામચંદ્રજીની એ જન્મભૂમિ છે.

પ્રાચીન સમયના ઇતિહાસમાં રસ લેનાર અને રામાયણ મહાભારતાદિ ગ્રંથોમાં વર્ણવાયલાં સ્થાનોની અર્વાચીન સ્થિતિ જાણવાને ઉત્સુક બની રહેલો બિપિનચંદ્ર ભૈયાના આ શબ્દો સાંભળીને મનમાં ખુશી થયો. તેની રસવૃતિ જાગૃત થઇ. ભૈયો અયોધ્યાનો વતની છે એટલે એને એ ભૂમિ પરિચિત છે એવી એની ખાત્રી થઇ. અયોધ્યા વિષે વધારે જાણવાને તે આતુર હોય તેમ તે ભૈયાને પુછવા લાગ્યો, "અત્યારે અયોધ્યામાં રામરાજ્યનાં ચિન્હો કંઇ માલમ પડે છે કે?"

ભૈયો— હા, કેટલાંક ખંડેરો નજરે આવે છે. અયોધ્યામાં ઘણાં મંદિરો છે. તેમાં શ્રીરામચંદ્રજીનીજ પૂજા થાય છે, અને કેટલાંક સ્થાનો તો એવાં છે કે તે પ્રાચીન દંતકથા અને શિલ્પવિદ્યાનું આપણને પુરેપુરૂં ભાન કરાવે છે. પણ ભાઇ, એતો બધું ઠીક છે. રામરાજ્યની ખરી અસર તો લોકોના જીવનમાં જણાઈ આવે છે; અને ખરી અસર તો એજ છે. અમારા તરફ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણા લોકો તુલસીકૃત રામાયણને વાંચે છે અને તે પ્રમાણેજ જીવનને વહેવરાવે છે. વસ્તીનો લગભગ પોણોભાગ શ્રીરામના જ ભકતોનો છે. શ્રીરામચરિત્ર તેમના મનમાં, આત્મામાં વસી રહેલું છે. હાલના જમાનાની અસર તેમને લાગી નથી. તેમને સરકારના કાયદાની કે ઇંગ્રેજી શિક્ષણની જરૂર નથી; રામાયણજ તેમનો કાયદો અને શિક્ષણ છે. તેજ તેમનું જીવન છે. તમે એમ માનો છો કે સુશિક્ષણ એટલે ઇંગ્રેજી ભાષામાં લખવા, વાંચવા અને બોલવાની શક્તિ અને અમુક વિષયોની માહિતી. શું એનુંજ નામ શિક્ષણ? શું રામાયણ જેવા ગ્રંથની માહિતી શિક્ષણ ન કહેવાય?"

ભૈયો એક વાત ઉપરથી બીજી વાત ઉપર જતો હતો પણ

એટલામાં એક ભજનીક મંડળી ગાતી ગાતી આવી પહોંચી અને તેથી તેને માટે માગ કરવાને સૌને આઘા પાછા હઠવું પડયું. હવે તો મંદિરમાં જઇને દર્શન પ્રથમ કરી આવવાં એવોજ સૌએ ઠરાવ કર્યો અને બધાં મંદિરનાં પગથીયાં ઉપર ચ્હડવા લાગ્યાં. મંદિરના આગલા મંડપમાં ભીડ હતી અને તેથી તેમાં પેસવાનું કામ જરા અઘરૂં હતું. આરતીનો વખત થયેલો હોવાથી ઘણા માણસો ત્યાં એકઠા થયા હતા. કોઇના હાથમાં તુળસીની માળા, કોઇના હાથમાં ફુલહાર, અને કોઇના હાથમાં ફુલફળાદિની નાની ટોપલી દેખાઇ આવતી હતી. કેટલાક ઓડે માથે, કેટલાક કપડાં પહેરીને અને કેટલાક માત્ર ધોતીયુંજ પહેરી ઉઘાડે શરીરે ત્યાં આવેલા માલમ પડતા હતા. સૌના મુખમાંથી "શ્રીરામ, શ્રીરામ" શબ્દો નીકળ્યા કરતા હતા. કેટલાક "જય પ્રભુ! જય પ્રભુ" એમ કહેતા પૂર્ણ પ્રેમ અને ભાવથી પ્રભુને નિહાળી આંખમાં અશ્રુ લાવતા હતા. કેટલાક ભજન ગાતા ગાતા તાળીઓ પાડતા હતા. કેટલાક માત્ર તમાશો જોવાનેજ અને ગમ્મત કરવાને આવેલા હતા તે કંઇક હસતા હતા અને ધકકા મુકકી કરતા હતા. પણ તેવા કોઇકજ હતા, અને તેમનો અહીં હિસાબ નહોતો. આટલી બધી ભીડ હોવા છતાં પણ સૌ એક બીજાની સવડ વિચારી વ્યવસ્થાસર ઉભા રહેલા જણાતા હતા. સૌનાં હૃદય ભક્તિથી ઉછળતાં હતાં. આરતીનાં દર્શન કરવાને સૌએ ઉત્સુક બનીને ઉભા હતા.

મંડપમાં આ પ્રમાણે સ્થિતિ હતી. બિપિનચંદ્ર વગેરે મંડળીએ તેમાં પેસવાના વિચાર કર્યો. પણ કયાં જઇને ઉભા રહેવું તે વિષે તેને શંકા પડી. એટલામાં પેલા ભૈયાએ તેના સામું જોયું. ભૈયો તેની શંકા સમજી ગયો અને બોલી ઉઠયો, "ચલો, તુમ અમારી સાથ આવ."

સઘળી મંડળી જવાને તૈયાર થઇ ગઇ, પણ રંગીલદાસ અને સરલા આનાકાની કરવા લાગ્યાં. રંગીલદાસે બુટ, મોજાં, પાટલુન પહેરેલાં હતાં અને સરલા વળી એડીવાળાં બુટ પહેરીને આવી હતી. બુટ કહાડવાનું તેમને ગમ્યું નહીં. એથી કરીને બંને જણુ કહેવા લાગ્યાં, "અમે તો અહીંથી જ દર્શન કરીશું." અને બહારને બહારજ ઉભાં રહ્યાં. એમનો અંતરાત્મા એમને અંદરથી કહેવા લાગ્યો, "આપણે કયાં દર્શન કરવાને આવ્યાં છીએ?" સાચી વાત પણ એજ છે કે તેઓ તો માત્ર ફરવાનેજ આવ્યાં હતાં.

ભૈયો આગળ થયો અને તેણે ભીડમાં બે હાથ ઘાલીને પહોળા કર્યાં અને માણસોને બે બાજુએથી આઘા ખસેડ્યા. ભૈયાના બે હાથ એટલે પુછવુંજ શું. જાણે ભીમસેનનીજ બે ભુજાઓ. માણસોને આઘા ખસેડતો ભૈયો આગળ ચાલ્યો અને પાછળ પાછળ બિપિનચંદ્ર, પ્રિયંવદા, અને હૃષીકેશચંદ્ર જવા લાગ્યાં. ઠાકોરજીની મૂર્તિ પાસેના કઠેરા આગળ તે તેમને લઈ ગયો અને ત્યાં બરાબર દર્શન થાય તેમ ઉભાં રાખ્યાં. પછી ભૈયો ત્રણેની પાછળ બે હાથ પહોળા કરીને ભીમસેનની માફક લાંબો પ્રચંડ જેવો છાતી કહાડીને ઉભો રહ્યો.

કેટલાક તો ભૈયાને જોઇનેજ આઘા ખસવા લાગ્યા. પણ ભૈયો શાંત, ક્ષમાશીલ અને દયાવાળો હતો.તેથી તેણે સૌને ધીમેથી કહ્યું, "ખડે રહો, ખુશીસે દર્શન કરો.". આથી કેટલાક તો તેની પાસેજ આવીને ઉભા રહ્યા અને કેટલાક તો તેના બે વજ્ર જેવા બાહુનો આશ્રય લેવા લાગ્યા. પણ ભૈયો કશુંએ બોલતો નહીં. પાછળથી કેટલાક તેને ધક્કા મારતા હતા પણ તે ઉં કે ચું કરતો નહીં. એક બે જણ ત્યાં પોતાનાં છોકરાંને લઇને આવેલા હતા અને તેમને ઉંચાં કરીને તે દર્શન કરાવતા હતા.ભૈયાએ તે જોયું અને તેમને કહ્યું, " હમારી ખાંધ પર બેઠાય દો " પહેલી તો સૌને મશ્કરી લાગી. પણ પછી ભૈયાએ જ્યારે એક બે વાર કહ્યું ત્યારે પેલા મનુષ્યોએ તેમનાં છોકરાંને ભૈયાની બે ખાંધો ઉપર બેસાડી દીધાં. તેમને ખાંધ ઉપર રાખી, બિપિનચંદ્ર વગેરે મંડળીનું હાથથી રક્ષણ કરતો ભૈયો, ઇંગ્રેજી શિક્ષણ લીધા વગરના પણ રામાયણ પ્રમાણે જીવનને ગાળનારા શ્રીરામભક્તની સંસ્કૃતતા, ક્ષમા, પરોપકારવૃત્તિ, શરીરની હૃષ્ટપૃષ્ટતા,અને વીરતાનો પુરેપુરો ખ્યાલ સૌના મનમાં ખડો કરતો હતો.

આરતીનો સમય થયો. ઘંટ વાગવા લાગ્યો. બહાર દરવાજા ઉપર નોબત ગડગડવા લાગી. આરતી પ્રગટાઈ અને પુજારી બાવાએ તે ઉતારવા માંડી. એક આંટો ફેરવાયો. મંડપમાં સૌ ભક્તો એકચિત્ત થઈ રહ્યા. કોઈનાં મસ્તક નમ્યાં, કોઇના હાથ નમ્યા, કોઈની આંખોમાંથી પ્રેમનાં અશ્રુ વહ્યાં; સર્વે એકની એક જગ્યાએ સ્થિર થઇ રહ્યા. આખું વાતાવરણ પવિત્ર અને ભક્તિમય થઈ રહ્યું. ભક્તોનાં મનમાંથી જગતના વિચારો ખશી ગયા; સૌ એક ધ્યાનથી પ્રભુને નમી રહ્યા.

આરતીના બીજા આંટા ફેરવાયા. જેમ જેમ આરતીના આંટા ફેરવાતા ગયા તેમ તેમ ભકતોનાં હૃદય વધારે ને વધારે ઉલ્લાસમાં આવતાં ગયાં, વધારે ને વધારે ભક્તિમય તે બનતાં ગયાં. આરતીના છેલ્લા આંટા ઉતાવળથી ફેરવાયા અને મંડપમાં "જય પ્રભુ"—"જય પ્રભુ"—નો આર્તનાદ વ્યાપી રહ્યો. જાણે કે પ્રભુથી વિખુટા પડતા હોય તેમ ભકતો ગળગળા થઈ ગયા અને અત્યંત ભાવથી મસ્તક નમાવી રહ્યા. આખરે "બોલો શ્રીરામચંદ્રકી જય" ના મોટા પોકારો સાથે આરતી સમાપ્ત થઇ.

આરતીનો ઠાઠ, ભાવિક ભક્તોની ભક્તિ, તેમનાં ઉછળતાં હૃદય અને પ્રેમાશ્રુ જોઇને હૃષીકેશચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યોઃ "રામ અને સીતા! આ આદર્શ પતિ અને આદર્શ પત્નીનાં નામની સાથે કેવી પવિત્ર ભાવનાઓ જોડાયેલી છે? રામ અને સીતા! હિંદુઓના જીવનનાં લક્ષ્યબિંદુઓ છે. રામાયણ તેમની જીવનકથા છે. તે અનેક હિંદુઓને વેદના વાકયની માફક માર્ગદર્શક છે. તે આજે હિંદમાં ઘેર ઘેર વંચાય છે. દરેક હિંદુ ધારે છે કે શ્રીરામ જેવો શૂરવીર, પવિત્ર અને ચારિત્ર્યશીલ પુરુષ બીજો કોઇ થયો નથી. દરેક હિંદુ સ્ત્રી સીતા જેવી થવાને ઇચ્છે છે. જગતનો ઇતિહાસ ઉથલાવો પણ બીજી સીતા જડનાર નથી. વિશ્વના મહાપુરુષોની તરફ દૃષ્ટિ કરો પણ અન્ય કોઇ શ્રીરામ સરખું જણાશે નહીં. રામ અને સીતા! અપૂર્વ મૂર્તિઓ! હિંદુ પ્રજાના હૃદયમાં તેઓ ઉંડાં વસી રહેલાં છે. હિંદુ પ્રજાના તેઓ ઉત્કૃષ્ટ આદર્શો છે. તે આર્યોનાં વિશ્રામધામ અને પ્રાતઃકાળનાં નામ છે. તે પ્રાચીન ગૌરવનાં સ્મરણો છે. વળી અંજનીસુત શ્રીહનુમાન! બાળબ્રહ્મચારી, ત્યાગી, અનન્ય ભકત, આદર્શ દાસ, અનન્ય સેવક! બાહુબળનો તે નમુનો છે. શ્રીરામના નામમાં માત્ર અડગ શ્રદ્ધાથી તેણે અનેક કાર્યો સાધ્યાં છે. શ્રદ્ધાથી અનેક પર્વતોને તેણે ઉથલાવ્યા છે. પોતાના અનુપમ દૃષ્ટાંતથી તેણે શ્રદ્ધાનું રહસ્ય સમજાવ્યું છે. શ્રદ્ધાનાં અગાધ બળ અને ફળનું ભાન તે કરાવે છે. આ ત્રિપુટી શ્રીરામ, સીતા અને હનુમાનની ભક્તિમાં આર્ય પ્રજા વિશ્રામ લઇ રહેલી છે. આર્યજીવનનું ખરૂં રહસ્ય આવા સ્થળમાં જ સમજાઇ આવે છે."

વિચાર સમાપ્ત થયો અને તરત જ અનાયાસે જ હૃષીકેશ-

ચંદ્રનું મસ્તક અત્યંત ભક્તિભાવથી શ્રીરામ અને સીતાને નમન કરી રહ્યું. તેના બંને હાથ જોડાઇ ગયા અને તેને કપાળે અડક્યા, વાંકો વળીને તે પગે લાગવા લાગ્યો. શ્રીરામ અને સીતાના વિચારો તેને રૂવે રૂવે, મનમાં, આત્મામાં વ્યાપી રહ્યા. તેનું ચિત્ત રામમય બની રહ્યું, અને તે તલ્લીન થઇને ઉભો રહ્યો.

આરતી થઈ ગઈ હતી તેથી ફરીને હવે સઘળા લોકો વેરાવા લાગ્યા. બિપિનચંદ્ર સૌને કહેવા લાગ્યો, " ચાલો, આપણે હવે જઈએ. " સૌએ ફરીથી પાછા નમી નમીને શ્રીરામચંદ્રજીને પ્રણામ કર્યો અને ભાવપૂર્ણ હૃદયસહિત પાછા ફર્યાં. વિચારગ્રસ્ત હૃષી-કેશચંદ્ર વિચારમાં ને વિચારમાં નમન કરી પાછો ફર્યો. તેનું મગજ ચગડોળે ચઢી રહ્યું. પ્રાચીન અને અર્વાચીન ભાવનાઓ વચ્ચે તે અથડાવા લાગ્યું; પેલો ભૈયો પાછળ રહેતો તે હવે આગળ થયો. તે સૌને માટે માગ કરવા લાગ્યો. આગળને આગળ તે ચલ્યો. ભીડમાંથી સૌ ધીમે ધીમે બહાર આવ્યાં. જ્યાં રંગીલદાસ અને સરલા ઉભાં હતાં ત્યાં ભૈયો સૌને લઇ આવ્યો. રંગીલદાસના સામું જોઇને ભૈયો હવે કંઇક તિરસ્કારની નજરથી કહેવા લાગ્યો, " તુમ ભીતર દર્શન કરનેકો કયુ નહીં આયે ? "

ભૈયો નિડર અને નિસ્પૃહી હતો. સત્યને માર્ગે સાદાઈ અને સંતોષથી જીંદગી ગાળનાર મનુષ્યો એવાંજ હોય. તે સ્પષ્ટવક્તા હતો. કોઈની પણ દરકાર રાખ્યા વગર તે સૌના મોં ઉપર ખરૂં જ કહી દેતો. જે જેવા હોય તેને તેવો જ તે કહેતો. કોઈપણ પ્રકારની ખુશા-મત તેને ગમતી નહીં. આવો બેદરકારી સ્વભાવ તો તેનો હતો જ અને તેમાં વળી તેની મોટી ઉમ્મરને લીધે તેમાં કંઇક હિંમત આવી હતી. આથી કરીને ભૈયો બેદરકારપણે પોતાના વિચાર દર્શાવી દેતો અને ખરાને ખરૂં અને ખોટાને ખોટું કહી દેતો.

ભૈયાના પ્રશ્નનો ઉત્તર રંગીલદાસ શો આપે ? તે છાનો જ રહ્યો. આટલાં બધાં માણસો દર્શન કરવાને ગયાં અને તે આટલે સુધી આવ્યો પણ ન ગયો તેથી તેનું હૃદય જવાબ આપતાં અચ-કાયું. તેના વિચારને મળતું થાય તેવું અહીં કોઇએ હતું નહીં તેથી તેને ભૈયાનું કહેવું સાંભળી જ રહેવું પડયું. પુરુષ ગમે તેવા નિશ્ચય-વાળો હોય પણ સરખા વિચારનાં ઘણાં માણસો આગળ તેને લેવાવું પડે છે.

રંગીલદાસ મંદિરમાં ગયો નહીં એ જુના વિચારના શ્રદ્ધાળુ ભૈયાને બીલકુલ ગમ્યું નહોતું. એની એજ વાત એના મનમાં ધુંધવાઇ રહી હતી. કોઇપણ રીતે રંગીલદાસને એ શબ્દો તો સંભળાવવા એવો વિચાર તેના નિસ્પૃહી મનમાં થઇ રહ્યો હતો. તેનો પિત્તો ઉકળી રહ્યો હતો, પણ કંઇક વિનય અને કંઇક ખોટું લાગવાના ડરથી ભૈયો પોતાના મનને રોકી રાખતો હતો. પણ આખરીવાર તેનાથી મનને રોકી શકાયું નહીં. ભૈયાએ બીજો રસ્તો લેવા માંડયો. આડકતરી રીતે એ બોલ સંભળાવવાનો તેણે વિચાર કર્યો. પણ એટલામાં બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો, "તમારાં બાલબચ્ચાં સૌ અહીં રહે છે કે?"

ભૈયાએ ઉત્તર આપ્યો, "ના, અહ નથી. મારે બીજા બે ભાઇ છે દેશમાં અમે બધા હજી એકઠા જ રહીએ છીએ. ચાર જણા એકઠા બેશીને સુકો રોટલો અને ભાજી ખાઇએ તેમાં જેટલો આનંદ આવે છે તેટલો એકલા બેશીને પાંચ પકવાન ખાવામાં આવતો નથી. પણ ભાઇ, જમાનો બદલાયો છે. સૌ જુદા રહેવાનું પસંદ કરે છે. આગળનો પ્રેમ હવે રહ્યો નથી."

ભૈયો જરા કરડી નજરથી રંગીલદાસની સામું જોવા લાગ્યો અને તેને ઉદ્દેશીને બિપિનચંદ્રને કહેવા લાગ્યો—

"આપણે કહીએ છીએ કે પરદેશીઓના અમલને લીધે આપણો ધર્મ ડુબી ગયો. શું એ વાત ખોટી નથી? એમાં આપણો જ વાંક છે. આપણામાંના ઘણાને તો ધર્મની જરૂર જ જણાતી નથી. અમારે અમુક જ ધર્મ પાળવો છે એમ જો આપણે નિશ્ચય રાખીએ તો આપણી આડે કોણ આવનાર છે? પણ આપણને તેની દરકાર જ નથી. કોઇએ આવીને આપણને કહ્યું કે આપણો ધમ ખોટો છે એટલે આપણે તેને છોડીને બેઠા. ન્હાવું, ધોવું, પાઠ પૂજા બાજુએ મુકી દીધાં. કપડાંલત્તાં પહેરવામાં, અને ટાપટીપ કરવામાં જ આપણો ધર્મ આવી રહ્યો છે. સુધરેલા જણાવામાંજ આપણે મોટાઇ માની લીધી છે. પણ ભાઇ એ મોટી ભુલ છે. પ્રત્યેક મનુષ્યે કોઇને કોઇ પણ એક પંથ સ્વીકારવો જ જોઇએ, અને એક વખત સ્વીકારેલા ધર્મની આજ્ઞા જીવન પર્યંત પાળવી જ જોઇએ. ધોબીના કુતરા જેવો, ન ઘરનો ન ઘાટનો,—અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ,—પુરુષ સમાજનો મોટો

શત્રુ છે. આ ખોટી દુનિયામાંથી આપણી સાથે કશુંએ આવતુ નથી. પૈસોટકો, સ્ત્રી, કંઇ જ આવતુ નથી. ફક્ત આપણું શીલ, સારાપણું, કીર્તિ અને ધર્મ એટલુંજ સાથે આવે છે. માટે જ હું હમેશાં કહું છું કે પૈસાદાર મનુષ્ય મોટા નથી, પણ જેનામાં ધર્મ છે, દયા છે, નેકી અને શીલ છે, તે જ મોટા છે. ”

મેળામાંથી સર્વે લોકો પોતપોતાને સ્થાને હવે પાછા જતા હતા અને વખત ઘણો થઇ ગયો હતો એટલે પેલો ભૈયો પણ સૌને ‘ રામ રામ ’ કરી ‘ રામજી ’ ‘ રામજી’ બોલતો પોતાને માર્ગે વિદાય થઇ ગયો. બિપિનચંદ્ર વગેરે મંડળી પણ ગાડીઓમાં બેશીને પાછી મુંબઇ જવા લાગી.

આમ મુંબઇમાં કેટલાંક વર્ષ વીતી ગયાં.. બિપિનચંદ્રને વકીલાતમાં બહુ ફાવતું નહીં અને પ્રિયંવદાને મુંબઇમાં રહેવું બહુ ગમતું નહોતું. એથી કરીને મુંબઇની બહાર કોઇ જગ્યાએ નોકરી મળે તો તે સ્વીકારી લેવી એવો વિચાર બંને પતિપત્નીનો થઇ રહ્યો હતો. પાછા કનકપુર જવાનો વિચાર તો તેમને આવતો જ નહોતો. પણ પ્રભુની લીલા અજબ છે. મનુષ્ય ધારે છે કંઈ અને પ્રભુ કરે છે કંઇ. પણ એટલું તો નક્કી જ છે કે હરિ પોતાના દાસને જરાએ દુઃખી થવા દેતો નથી. તેને માટે તે રસ્તો આગળ આગળથી જ કરી મુકે છે. જે સ્થળે મનુષ્યે એકવાર વિપત્તિ જોઈ હોય તેને તે જ સ્થળે પ્રભુકૃપાથી તે પોતાની જાતને મોટે દરજ્જે ચઢી રહેલી જુવે છે. જે સ્થળે એક વાર ઝુંપડી હતી તે જ સ્થળમાં પ્રભુભક્ત સુદામાજી મોટા મહેલ જોતા હતા. પ્રભુકૃપાની આવી ગહન ગતિને લીધે બિપિનચંદ્ર પણ એના એજ સ્થળ કનકપુરમાં મોટી પદવી ભોગવવાને ભાગ્યશાળી થાય તો તેમાં નવાઇ જેવું શું ?

બન્યું પણ તેમજ. મહારાણા પ્રતાપસિંહની પાસે ખાનગી કારભારી તરીકે અનેક મનુષ્યો નીમાઇને આવતા, પણ તેમના અપ્રમાણિક વર્તનને લીધે રાણાજી પાસે તેમનાથી ઝાઝું ટકાતું નહીં. એથી કરીને રાણાજી કોઇ નમ્ર, પ્રમાણિક અને મહેનતુ માણસની શોધમાં હતા. અત્યાર સુધી તો એ નિમણુંક તેમના કારભારીઓ કરતા અને પોતાના માણસોને ગોઠવતા. પણ ઘણીવાર રાણાજીને ફાવતું નહીં આવેલું હોવાથી તેમણે હવે ખાનગી કારભારી માટે કોઇ માણસને બહારથી

લાવવાનો અને તેની નીમણુંક પોતાનો હાથે જ કરવાનો નિશ્ચય કર્યો હતો. ઘણીવાર કામકાજને માટે તે મુંબઇ જતા અને હાઇકોર્ટના વકીલો, જડજો, વગેરેને મળતા કરતા. એક વાર કેટલાક વકીલો તેમને બંગલે મળવા આવ્યા હતા. રાણાજીએ તેમને વાત કરી કે કોઇ નમ્ર, પ્રમાણિક અને મહેનતુ માણસ તેમને જોઈએ છે. બીજે દિવસે હાઇકોર્ટમાં બધા એકઠા મળીને બેઠા હતા ત્યાં પેલા વકીલમાંના એકે રાણાજીની કહેલી વાત કહી સંભળાવી અને કહ્યું કે કોઇને ખાનગી કારભારી તરીકે જવું હોય તો અરજી મોકલી દ્યો. એ વખતે બિપિનચંદ્ર ત્યાં હતો. તેણે એ વાત સાંભળી. ત્યાં બેશીને જ એણે અરજી લખી મોકલી. તેની સાથે પેલા વકીલે એક ભલામણપત્ર પણ મોકલ્યો. અરજી પહોંચી કે તરત જ પેલા ભલામણપત્ર ઉપરથી રાણાજીએ બિપિનચંદ્રની નિમણુંક કરી અને તે બાબતની તેને ખબર આપવામાં આવી.

કનકપુર જવાની તૈયારીઓ થવા લાગી. થોડાક દિવસમાં બિપિનચંદ્ર મુંબઇનું સઘળું કામ આટોપી રહ્યો. પ્રિયંવદાએ પણ ઘર સમેટવા માંડયું હતું. તે પણ હવે પોતાનું સઘળું કામ પરવારી રહી હતી. જવા માટે અમુક દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. તે દિવસે તેમને વિદાય કરવાને હૃષીકેશચંદ્ર, રંગીલદાસ, સરલા વગેરે આવ્યાં હતાં. સર્વ મંડળી સ્ટેશન ઉપર ગઈ. પોતાના વ્હાલામાં વ્હાલા માણસનો જાણે કે સદાને માટે વિયોગ થતો હોય તેમ હૃષીકેશચંદ્રનું હૈયું ભરાઈ આવતું હતું, પણ તે પોતાની લાગણીને રોકી રાખતો હતો. તેનાથી એક પણ શબ્દ બોલાતો નહીં. બિપિનચંદ્ર તેને આશ્વાસન આપતો હતો અને ફરીથી ઘણીએ વાર મળીશું એમ કહેતો હતો. પણ હવે મુંબઇમાં તે એકલો પડયો, તે કોને ઘેર જશે, કયાં અને એવો ઉચ્ચ અને નિર્દોષ આનંદ મળશે, એ વિચાર હૃષીકેશચંદ્રના મનમાં સાલતો અને તેને દિલગીરીમાં ડુબાડી નાંખતો. એટલામાં ગાડી આવી. બિપિનચંદ્ર અને પ્રિયંવદા તેમાં બેઠાં. ગાડી ઉપડવાની તૈયારી થઇ. તે ઉપડી. હૃષીકેશચંદ્રની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં અને તેનાથી " આવજો" એટલું પણ બોલાયું નહીં.

---

# પ્રકરણ ૧૦ મું.

## કનકપુરમાં પાછું આવવું.

બિપિનચંદ્ર કનકપુરમાં પાછો આવ્યો અને મહારાણા પ્રતાપસિંહના ખાનગી કારભારી તરીકે કામ કરવા લાગ્યો. હવે તેને રાણાજીની પાસેજ કામ કરવાનું હતું તેથી તેની નમ્રતા, પ્રમાણિકપણું અને મહેનતુ સ્વભાવની કદર થવા લાગી. રાણાજી પાસે તેનું માન વધવા લાગ્યું અને યોગ્યને યોગ્ય કામ સોંપાયું છે એમ સૌએ કહેવા લાગ્યું. બિપિનચંદ્ર જ્યારે પહેલાં કનકપુરમાં હતો ત્યારે જે અધિકારીઓ તરફથી એને અન્યાય થયો હતો તેમને પણ હવે તેનો ખપ પડવા માંડયો. પણ બિપિનચંદ્ર મોટું મન રાખી ગઇ ગુજરી વાતને સંભારતો નહોતો અને સૌની બાબતમાં ખરા ન્યાયથીજ વર્તતો હતો. રાણાજી પાસે મોટા અધિકારીઓનેજ આવવાની છૂટ હતી,પણ બિપિનચંદ્રના આવ્યા પછી નાના નાના નોકરોને પણ તે છૂટ અપાવવામાં આવી હતી તેથી તેઓ પોતાની દાદ ફરીયાદ લઇને હજુર ઑફીસમાં આવતા અને બિપિનચંદ્ર તેમની હકીકત ખરી હોય તો તેને રાણાજી આગળ રજુ કરતો અને કોઇવાર જાતેજ તેમના મનનું સમાધાન કરીને તેમને પાછા વાળતો. વળી વિદ્વાન્ બ્રાહ્મણો, સાધુ, સંન્યાસી વગેરે કનકપુરમાં આવતા; પણ તેમને કોઇવાર રાણાજીનો મેળાપ થતો નહીં કારણ કે આસપાસનાં માણસો નાસ્તિક હોવાથી તેમને બારોબારથી પાછા વિદાય જ કરી દેતા, અને રાણાજી કોઇવાર દાન, દક્ષિણા આપવાની ઇચ્છા કરે તો પોતાનાજ કોઇ માણસને ત્યાં આગળ ખડો કરી દે. બિપિનચંદ્રના આવ્યા પછી તેની ઉંડી ધાર્મિકતાની અસર રાણાજી ઉપર પણ થવા લાગી અને રાજમહેલને આંગણે આવેલા વિદ્વાન્ બ્રાહ્મણો કે સંન્યાસીઓનો યોગ્ય સત્કાર થવા લાગ્યો. ગામમાં વાત ચાલી કે ખાનગી કારભારી બહુ ન્યાયી અને ધર્મિષ્ઠ છે અને સૌની દાદ ફરીયાદ પુરા ધ્યાનથી સાંભળે છે. સૌ લોકો બિપિનચંદ્રનાં વખાણ કરવા લાગ્યા. આવા ખાનગી કારભારી નિમાવાથી તેઓ મનમાં હર્ષ ધરતા અને રાણા પ્રતાપસિંહને તે માટે ધન્યવાદ આપતા.

કનકપુરમાં ઘણાખરા અમલદારો તો પહેલાં હતા તેના તે જ હતા. કેટલાક બદલાઈ ગયા હતા અને તેમને ઠેકાણે બીજા નવા નિમાયા હતા. જુના બિપિનચંદ્રને ઓળખતા અને તેમાંના કેટલાક પોતે કરેલા અન્યાયને લીધે શરમાતા અને કેટલાક જુનો સંબંધ સંભારી કહાડી તેની પાસે કામકાજ કરાવવાને આવતા. નવા અધિકારીઓ તેનું સાલસપણું જોઈને તેના ઉપર પ્રીતિ રાખતા અને તેને પોતાના માણસ જેવો ગણતા. પણ બિપિનચંદ્રને મન તો સૌએ સરખા જ હતા. સૌની વાત તે સાંભળતો અને ખરેખરી બીના જ રાણાજીની પાસે ધરતો. એથી અધિકારીઓમાં એનું વજન પડતું અને જેની સાચી વાત હોય તે જ રાણાજીની પાસે લાવતું. પ્રજાના આગેવાન ગૃહસ્થો તેની પાસે આવતા અને પ્રજાની ફરીયાદ કે તેને થતો અન્યાય જાહેર કરતા. રાણાજી ખાનગી કારભારીદ્વારા બધું બરાબર સાંભળી લેતા, ખાનગી કારભારીનો અભિપ્રાય પુછતા અને યોગ્ય ફેંસલો આપતા. એ ચાર બાબતોમાં ખાનગી કારભારીની સચ્ચાઈ, નિષ્પક્ષપાત અને ન્યાયીપણું અનુભવ્યા પછી રાણાજી તેનામાં પુરેપુરો વિશ્વાસ રાખવા લાગ્યા. બિપિનચંદ્ર એ વિશ્વાસનો દુરૂપયોગ કરતો નહી. આમ રૈયતને ખરો ન્યાય મળતો અને કોઇ અપ્રમાણિક અને સ્વાર્થી મનુષ્ય ફાવી જતો નહીં.

કનકપુરના માજી ખાનગી કારભારી રાજેન્દ્રલાલ હાલમાં સર ન્યાયાધીશ નીમાયા હતા. બિપિનચંદ્ર તેમને મળવા ગયો અને તે એને જોઇને ઘણા ખુશી થયા. રાજેન્દ્રલાલ સૌને મોંએ એની સજ્જનતાનાં વખાણ કરવા લાગ્યા. આખું ગામ બિપિનચંદ્રની પ્રશંસા કરતું પણ અશોકરાય અને તેનો પક્ષ લેનારા બીજા એક બે અધિકારીઓને તે આંખના પાટા જેવોજ લાગતો. જુના કારભારી સાહેબની કેટલીક કસુરો રાણાજીને કાને આવવાથી તેમણે તેમને રાજીનામું આપવાની ફરજ પાડી હતી અને તેમની જગ્યાએ અશોકરાયની નિમણુંક કરી હતી. બિપિનચંદ્ર આવ્યો ત્યારે અશોકરાય કારભારી તરીકે કામ કરતો હતો. તે મનમાં જાણતો હતો કે તેણે બિપિનચંદ્રને અન્યાય કરેલો છે અને તેથી અપકારના બદલામાં ઉપકારની આશા રાખતો નહોતો અને બિપિનચંદ્રના દરેક કાર્ય તરફ શંકાની દૃષ્ટિથી જોતો. પણ બિપિનચંદ્ર સાદો અને ભોળો હતો. તેના મનમાં

વેર લેવાનો જરાક પણ વિચાર નહોતો. એને પાપે એ લેવાશે એમજ તે કહેતો.

અશોકરાય બહુ ભણેલો નહોતો. થોડું ઘણું ભણીને તે માજી રાજાના વખતમાં નોકરીમાં બેશી ગયો હતો. ઘણાં વરસની નોકરી થવાથી અને કંઈક ખટપટથી તે અત્યારે કારભારી થયો હતો. અશોકરાય પૈસાનો લોભી હતો. આમથી તેમથી પૈસોજ એકઠો કરવો એવો તેનો સિદ્ધાંત હતો. ગમે તેમ કરીને ઉંચે દરજ્જે ચઢવું એજ તેના જીવનનું લક્ષ્ય હતું. પોતાના હેતુઓ પાર પાડવાને તે ગમે તેવાં સાધનો યોજતો. તેમાં તે નીતિ કે અનીતિનો પણ વિચાર કરતો નહીં. સારાસારનું ભાન તેને રહેતું નહીં. સ્વાભાવિક રીતે આવા માણુસોમાં કામની આવડ ઓછી જ હોય છે. અશોકરાયમાં પણ તેમજ હતું. કારકુનો તેની પાસે કામ લાવતા અને તેઓ સમજાવે તેમ સમજીને તે સહી કરી આપતો. રાજ્ય ઘણું ન્હાનું અને જુનો વખત એટલે એનું ગાડું ગબડયે જતું. તેની કચેરીના માણુસો તેને બંગલે આવતા, ગામગપાટા હાંકતા, ખાનગી કામકાજ કરતા, તેને મોંએ તેના પ્રશંસા કરતા અને મીઠું મીઠું બોલતા. એ સાંભળીને અશોકરાય ખુશી થાય અને ફુલીને ફાળકો થઇ જાય. એ વખતે એના અંગરખાની કસો જો જરા તંગ હોય તો તે તુટી પણ જાય.

એક વાર સવારમાં દાતણુપાણી કરીને આરામ ખુરશી ઉપર બેઠો બેઠો અશોકરાય ચાહ પીતો હતો. એક કારકુન તેની સામે બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચી સંભળાવતો હતો. તેમાં એક ઇંગ્રેજ અધિકારીને મોટું “ પ્રોમોશન ” મળ્યાની વાત આવી. એ સાંભળીને અશોકરાય બોલી ઉઠયો, “ હું આટલું આટલું કામ કરૂં છું પણ મને ‘ પ્રોમોશન ’ મળતું નથી ! ”

એ સાંભળીને પેલો કારકુન જવાબ આપવા લાગ્યો, “ સાહેબ, તમારા ‘ પ્રોમોશન ’ નું તો નક્કી થઇ ગયું છે. ”

અશોકરાય એકદમ ખુશી થઇ ગયો. તેના હર્ષનો પાર રહ્યો નહીં. તે હસતે મોંએ પુછવા લાગ્યો, “ હેં, હેં, તેં કયાં સાંભળ્યું ? ખરૂં કહે છે ? તને કોણે કહ્યું ? ”

કારકુને કહ્યું, “ સાહેબ, કાલે ગામમાં વાત થતી હતી. ”

અશોકરાય ઘણો અધિરો થઈ ગયો અને બોલ્યો, “ હેં ! જેણે

તમે કહ્યું હોય તેને અહીં બોલાવી લાવ. મારે તેને પુછવું છે.”

કારકુને જવાબ આપ્યો, “એ તો સાહેબ રાણી સાહેબની એક ખવાસણ કાલે સાંજે બજારમાં શાક લેવાને આવી હતી તેને આપણી કચેરીનો માણસ જગો મળયો હતો, તે વાત લાવ્યો હતો.”

અશોકરાય એકદમ કહેવા લાગ્યો, “જા, તું ઝટ લઇને જગાને અહીં બોલાવી લાવ.”

કારકુન મનમાં વિચાર કરવા લાગ્યો કે સાહેબને પૈસાની લાલચમાં માનાપમાનનો પણ ખ્યાલ આવતો નથી. પણ અશોકરાય તો પાછો અધીરો બનીને કહેવા લાગ્યો, “હેં ખવાસણે શું કહ્યું હતું?”

કારકુન જરા ગુંચવાતો બોલવા લાગ્યો, “એ તો એમ કહેતી હતી કે સાહેબે શિકાર વખતે બંદોબસ્ત ઠીક રખાવ્યો હતો તેથી રાણી સાહેબ ખુશી થયાં હતાં.”

“પણ તેમાં શી ‘પ્રોમોશન’નું શું?”

“રાણીસાહેબ ખુશી થયાં એટલે હવે ‘પ્રોમોશન’ની વાર શી?”

“તેમાં ‘પ્રોમોશન’નું નક્કી જ શેનું?”

“સાહેબ, એ તો નક્કી જ કહેવાય; આપની બાબતમાં તો સદાએ એમજ બન્યું છે.”

“હું,–ઉં–ઉં–ઉં; હા, થાય છે તો તેવું જ.” હસતે હસતે અશોકરાય બોલ્યો.

“ત્યારે આ પણ નક્કી જ સમજજો! તે દિવસે પેલા રાજ્ય-પરોણાઓની બરદાશ આપે સારી કરી હતી, તેથી આપને લાભ થયો હતો, તેવું ને તેવુંજ આ. આપની કામ કરવાની ખુબી તો ઓર જ છે, સાહેબ!”

અશોકરાયના આનંદનો પાર રહ્યો નહીં. તે બડાશ મારવા લાગ્યો, “હા, એવું કામ હોય તો તો બંદા જરાકે પાછી પાની કરે નહીં.”

“હા, સાહેબ, તે દિવસે રમત ગમતનો મેળાવડો હતો તેમાં પણ આપ સાહેબની ગોઠવણ ઓર જ હતી.” પેલા કારકુને ટાપશી પુરી.

કારકુન મનમાં સમજતો હતો કે આવાં તેવાં નજીવાં કામને માટેજ અશોકરાય લાયક છે. કારભારી તરીકે મોટી મોટી રાજદ્વારી બાબતો નિકાલ કરવાની કે પ્રજાને પુરતો ન્યાય આપવાની તેનામાં

શક્તિ નથી. આવાં કામ કરીને જ તે આટલે દરજ્જે ચ્હડયો હતો. ખુશામતને તે ચ્હાતો અને જાતે પણ ખુશામત કરતો. ખટપટથી જ તે આટલો અધિકાર ભોગવી રહ્યો હતો. અસત્યને માર્ગે તે ચાલતો અને લોકોની પાસેથી પૈસા પણ લેતો. બિપિનચંદ્રના આવ્યા પછી તેનું રાજ્ય દરબારમાં વધારે ચાલતું નહીં.

સામાન્ય નિયમ એવો હોય છે કે અસત્યને માર્ગે ચાલનાર મનુષ્યનું હૃદય સદાએ બાયલું જ રહે છે. તેનાથી ઉંચું ડેકું કરી શકાતું નથી. ચાર માણસોની વચમાં તે હિંમતથી બોલી શકતો નથી. સત્ય અને ન્યાયને માર્ગે ચાલનાર મનુષ્યની આગળ તે નમી જાય છે અને તેનાથી તે ડરતો રહે છે. એવા મનુષ્યના ઉપર સત્યશીલ પુરુષનો પ્રભાવ પડી રહે છે.

આથી કરીને જો કે અશોકરાય કારભારી હતો તોપણ તે બિપિનચંદ્રથી દબાતો. તે અનેક સાચાં જુઠાં કરતો પણ બિપિનચંદ્ર રાણાજીને જે સાચુ હોય તે જ સમજાવી દેતો અને અશોકરાયની વાત મારી જતી. અશોકરાય મનમાં સમજી ગયો હતો કે બિપિનચંદ્ર તેના માર્ગમાં કંટક રૂપ છે. તેણે મનમાં હવે નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને બિપિનચંદ્રનું ઠેકાણું કરી દેવું.

જગત પ્રપંચી છે. સાચાની આજ દુનિયા નથી. ધર્મીને ઘેર ધાડ અને કસાઈને ઘેર નગારાં એવો ન્યાય જગતમાં પ્રવર્તતો જણાય છે. પણ પ્રભુના દરબારમાં અદલ ન્યાય છે. આખરે સત્યનો જ જય છે. પાપી ચાર દિવસની ચાંદની ભોગવે છે, પણ જ્યારે એના પાપનો ઘડો ભરાય છે ત્યારે એ ફુટે છે. જેવી દાનત તેવી બરકત; છે કરણી તેવી પાર ઉતરણી; એ કર્મનો સિદ્ધાંત કદીએ ખોટો પડતો નથી. પાપી જગતમાં ફાવે તો એમજ સમજવું કે તેનો પાપનો ઘડો ભરાવાનો હજી બાકી છે અને તેને માટે પ્રભુ તેનો માર્ગ મોકળો કરી આપે છે. પાપી ચ્હડે છે તે પડવાને માટેજ. અશોકરાય કારભારી પદે ચ્હડયો હતો તેમાંએ પણ કર્મનો ગૂઢ ન્યાય પ્રવર્તતો હતો. તેની પડતીની તે તૈયારી જ હતી; અને બિપિનચંદ્ર જેવા સત્યવાદીનું કાટલું કહાડી નાંખવાની તેની ઇચ્છા તેની બુદ્ધિ બગડયાનું પ્રથમ ચિહ્ન હતું.

અશોકરાયની તહેનાતમાં સોમલો કરીને એક હજામ હતો. હજામભાઈની જાત જરા ડહાપણ કરનારી હોય છે. વાતો કરવી તેને બહુ ગમે છે અને સરકાર દરબાર કે ગામના ગપાટા મારવામાં તે

કુશળ હોય છે. સોમલો અશોકરાયની હજામત કરવા બેસતો ત્યારે અનેક વાતો કરતો અને કેટલીક વાતો તેની પાસેથી કઢાવી પણ લેતો. પ્રશંસાથી રાજી થતો અશોકરાય તેને કહી પણ દેતો. એક વાર હજામત કરતે કરતે સોમલાએ વાતો કરવા માંડી અને અશોકરાયે વાતમાં ને વાતમાં કહી દીધું કે આ બિપિનચંદ્ર જેમાં ને તેમાં તેની આડે આવે છે. સોમલો કહે, "સાહેબ, તમે સત્તાવાળા છો, એ સો રૂપૈડીના પગારવાળાનો તમારી આગળ હિસાબ શો ?"

અશોકરાયે કહ્યું, "ભાઈ રાણાજી એનીજ આંખે જુવે છે."

"સાહેબ, ત્યારે એના કંઈ રસ્તા નહીં હોય ! નેળનાં ગાડાં નેળમાંજ અટકતાં હશે ?"

જરા હુંપદ ધરતો અને આંખોની ભમર ચઢાવતો સોમલો બોલ્યો.

અશોકરાય વિચારમાં પડ્યો. આ હજામભાઈની આગળ તે વાત શી કરવી એમ તેને લાગ્યું. પણ એટલામાં પાછો સોમલો બોલ્યો, "સાહેબ, કંઈ કામ હોય તો કહેજો. આમ કરી નાંખું." આમ કહેતે કહેતે તે ટુચકી વગાડવા લાગ્યો. અશોકરાયથી હવે રહેવાયું નહીં. તેનું બગડવાનો કાળ હવે પાસે આવ્યો હતો. એથી એને બીજું કશુંએ સુઝયું નહીં. આવા હજામ જેવા હલકટ માણસને હું મારા મનની વાત કહી દઉં છું એવો વિચાર પણ તેને ન થયો. તેણે સોમલાને બધું કહી દીધું. સોમલાએ ટુચકી વગાડી કહ્યું, "ઓહો સાહેબ, એમાં છે શું ! શી વાર ! આમ કરી નાંખું. અહીંથી એને કઢાવવો છે એજ કે બીજું ? કહો તો એને જેલમાં નંખાવું !"

અશોકરાયે કંઈ જવાબ આપ્યો નહીં. તેના મુખ ઉપરથી સોમલો બધું સમજી ગયો હોય તેમ ડોળ કરવા લાગ્યો. અશોકરાયે તેને કામ થયે પાંચસેં રૂપિઆ આપવાનું કહ્યું. સોમલો ગર્વ ધરતો ધરતો બંગલામાંથી બહાર નીકળ્યો અને સીધોસટ પોતાના એક ભાઈબંધને ઘેર ગયો. સોમલાએ નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને બિપિનચંદ્રને જેલજાત્રા કરાવવી અને તેના ઘરની આબરૂ લુંટાવવી. હલકી જાતના વિચાર હલકા જ હોય અને તે સઘળે હલકું જ દેખે.

સોમલાના ભાઈબંધનું નામ ગોપાળ હતું. તે દસ્તાવેજો લખવાનું કામ કરતો હતો. એના જોવામાં હજારો માણસોની સહીઓ

આવી ગઈ હતી, અને તે ઉપરથી તે ગમે તે માણસની જુઠી સહી કરી શકતો હતો. સોમલાએ તેને બધી વાત કરી અને બંને જણાએ મળીને એક કાવતરૂં રચ્યું. બિપિનચંદ્રને રાણી સાહેબ સાથે ખોટા સંબંધ છે એવો પુરાવો તેમણે ઉભો કરવા માંડયો. બિપિનચંદ્ર અને રાણી સાહેબ વચ્ચેના પત્રવ્યવહારના જુઠા કાગળો પણ તેમણે બનાવવા માંડયા.

સોમલો રોજનાં પચાસેક માથાં મુંડતો. તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં બધાંને આની આ જ વાત કહે. લાખો રૂપિઆ ખરચતાં પણ જાહેર ખબરનું આવું ઉત્તમ સાધન ક્યાંથી મળે? ગામમાં બધે આ વાત ચાલી રહી અને પ્રજાનો બિપિનચંદ્ર ઉપરથી વિશ્વાસ ઉઠવા લાગ્યો. આમ કરતે કરતે એ વાત રાણાજીને કાને આવી. અશોકરાય લાગ સાધીને બળતામાં ઘી હોમવાને આવ્યો અને તેણે પેલા જુઠા કાગળો રાણાજીને બતાવ્યા અને ત્યાંથી ચાલ્યો ગયો. રાણાજી લાલચોળ થઈ ગયા. એમના ગુસ્સાનો પાર રહ્યો નહીં. એવામાં બિપિનચંદ્ર કંઇ કામના કાગળો લઇને રાણાજી પાસે આવ્યો. રાણાજી પુષ્કળ ક્રોધ કરીને બોલ્યા, "અહીંથી ચાલ્યો જા, દુષ્ટ, તારૂં કાળું મોં મને બતાવીશ નહીં!"

બિપિનચંદ્ર સ્તબ્ધ થઇ ગયો. રાણાજી એકદમ ગુસ્સે કેમ થયા હશે તે એ કળી શકયો નહીં. તે હમેશ સીધે માર્ગે જ ચાલતો હતો અને રાણાજીને ક્રોધ કરવાનું કારણ શું મળ્યું હશે તે એનાથી સમજી શકાયું નહીં. થોડીવાર નીચું જોઈ રહ્યા પછી હાથ જોડીને તે રાણાજીને પુછવા લાગ્યો: "મહારાજ, મારો શો અપરાધ થયો છે? મને તે જણાવવા કૃપા કરશો!"

"જા, જા, હરામખોર, મેં તારા જેવા લુચ્ચા લંપટમાં વિશ્વાસ મુકયો!"

"કૃપાનાથ, મારો ગુન્હો દર્શાવો તો તેનો ખુલાસો કરૂં."

"મારે હવે ખુલાસો શો કરવો છે? મેં દુધ પાઇને સાપને જ ઉછેર્યો."

બિપિનચંદ્ર કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને ઉભો જ રહ્યો. રાણાજી ફરીથી કહેવા લાગ્યા, "જા દુષ્ટ, તારૂં મોં કાળું કર. હવે તારાં જાનમાલ સલામત નથી એમ તું સમજજે!"

બિપિનચંદ્ર નીચે નમી રાણાજીના પગ આગળ મસ્તક મુકીને

બોલ્યો; "મારી કસુર શી છે તે આપ મને કહો. આ મસ્તક આપને જ સોંપું છું. ગુન્હો હોય તો તેને કાપી નાંખો !"

રાણાજીનો ગુસ્સો હજી પણ શમ્યો નહીં. તે દાંત પીશીને બોલવા લાગ્યા: "ગુન્હો તે કંઇ જેવો તેવો છે? મારી પાસે પુરાવાના કાગળો પણ આવી ગયેલા છે."

બિપિનચંદ્ર સ્વભાવે નમ્ર હતો પણ તે બીકણ નહોતો. અસત્યની સામે થવાની તેનામાં હિંમત હતી. પોતાના સત્યશીલ વર્તનને લીધે તે સદાએ નિડર રહેતો. હું કોઈનું બગાડતો નથી તો પછી કોઈ મારૂં બગાડશે નહીં એવો તેને પોતાનામાં દૃઢ વિશ્વાસ હતો. એ વિશ્વાસની સાથે "સાચાનો બેલી પ્રભુ છે," એવી દૃઢ શ્રદ્ધા જોડાઈ રહી હતી. એ શ્રદ્ધા તેને અસત્યની સામે પોતાનો બચાવ કરવાનું અગાધ સામર્થ્ય આપતી. પોતાના ઉપર કંઈક ખોટો આરોપ છે એમ બિપિનચંદ્ર હવે સમજી ગયો. સમજીને વાઘ જેવો તે વિકરાળ થઈ રહ્યો. તેની આંખો વધારે તેજસ્વી દેખાવા લાગી. એક પ્રકારની અલૌકિક પ્રભા તેના મુખ ઉપર છવાઈ રહી. તેના સત્યશીલ વર્તનનો પ્રભાવ આસપાસ પ્રસરી રહ્યો. બિપિનચંદ્ર મનમાં સમજ્યો હતો કે પૈસા ખાધાનો કે લંપટપણાનો પોતાને માથે આરોપ હશે. તે જરા ટટાર થયો અને હિંમતથી બેધડકપણે રાણાજીને કહેવા લાગ્યો, "રાણાજી, આપ મારા પિતા છો અને રાણીસાહેબ મારાં માતા છે, અને રૈયતમાંની નાની મોટી સૌ સ્ત્રીઓ મારી મા બહેન છે. કોઇ દિવસ રૈયતમાં પણ મેં કોઈ તરફ કુદૃષ્ટિ કરી નથી તો પછી આપના જનાનાની તો વાત જ શી! એટલુંજ નહીં પણ અત્યાર સુધી એકપત્નીવ્રત જ હું પાળી રહેલો છું. ખોટો વિચાર સુદ્ધાં કદિ મારા મનમાં ઉત્પન્ન થયો નથી, તો ખોટા કામની તો વાત જ શી! એ વાતનો સાક્ષી તો શ્રી હરિ જ છે! તે મને અને આપને, બંનેને જોઇ રહેલો છે. આપે આપના વિશ્વાસનું પાત્ર ખોટું ખોળ્યું છે એમ ધારશો જ નહીં.

"જો પૈસા ખાધાનો આરોપ આપ મુકતા હો, તો તેને માટે હું એટલું જ કહું છું કે આપ કચેરીમાં મારા ઉપર કામ ચલાવો અને એક પાઇ પણ લીધાનું સાબીત થાય તો મને ગરદન જ મારજો. બીજી નાની સુની શિક્ષા કરવાનું હું આપને કહેતો નથી. વધારે આપને શું કહું ?"

બિપિનચંદ્રના શબ્દો જાણે બાણુ છુટતાં હોય તેમ નીકળ્યા. તે શબ્દો રાણાજીના મનમાં, અંતઃકરણમાં અને આત્મામાં પ્રવેશી રહ્યા. બિપિનચંદ્રની આસપાસ પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહ્યું. સત્યની મૂર્તિ જ જાણે તેમની આગળ ખડી થઇ રહી હોય તેવો ભાસ રાણાજીને થવા લાગ્યો. ક્ષણવાર તે બિપિનચંદ્રની સામું જોઈ રહ્યા. તેના ભવ્ય લલાટ ઉપર દિવ્ય પ્રકાશ વ્યાપી રહ્યો. તેની મુખમુદ્રા ઉપર પવિત્રતા છવાઇ રહી. રાણાજીને તેના શુદ્ધ ચારિત્ર્યની ખાત્રી થવા લાગી. તેમનો આત્મા તેમને કહેવા લાગ્યો, "સાળા અશોકરાયે મને ખોટો ભમાવ્યો." અને તરત જ એમનું મુખ જરા મલકાઇ ગયું. તે શાંત પડયા અને આશ્ચર્યથી બિપિનચંદ્ર તરફ દૃષ્ટિ નાંખી રહ્યા. રાણાજી શાંત થયા જાણીને બિપિનચંદ્ર કહેવા લાગ્યો, "અત્યાર સુધી હું આપને કહેતો નહોતો પણ આજે હવે કહેવાની મને ફરજ પડે છે, તેથી હવે કહું છું કે આ બધું કામ દુષ્ટ અશોકરાયનું હોવું જોઇએ. તેમની બાબતમાં ઘણો તપાસ કરવા જેવું છે. એ રૈયતને બહુ પીડે છે. વધારે હું આપને કહેતો નથી. દુશ્મનની પણ વાત ન કરવી એવો મારો સિદ્ધાંત છે, તેથી જ હું કોઇ દિવસ એમની સામે એક શબ્દ પણ કહાડતો નહોતો, અને આ પ્રસંગ આવ્યો નહોત તો કહાડત પણ નહીં."

રાણાજી વધારે આશ્ચર્ય પામ્યા અને વિચાર કરતા વધારે બારીકીથી બિપિનચંદ્રને નિહાળી રહ્યા. તેમનું મન તેમને કહેવા લાગ્યું, "ખરી વાત છે, અશોકરાય તો શું પણ કોઇનીએ વિરુદ્ધ બિપિનચંદ્રે કદી એક પણ શબ્દ કહાડયો નથી."

સામાન્ય નિયમ એવો છે કે એક દુર્ગુણ બીજા અનેક દુર્ગુણોને ખેંચી લાવે છે. એ કારણથી અશોકરાય લંપટ પણ હતો. મોટો કારભારી જેવો અધિકારી પણ માનાપમાનના વિચાર વગર હલકાઓની સોબત તે રાખતો અને ગામમાં સ્ત્રીઓની પાછળ રખડતો. ઘેર ઘેર તેની વાતો થતી; તેના રાસડા જોડાતા અને ઠેર ઠેર જાહેર ખબરો ચ્હોડાતી. પણ અશોકરાયને એ વાતની જરાકે શરમ નહોતી. ઉલટો એમાં તે મોટાઈ માનતો. અશોકરાયની પાસે ગોવિંદરામ કરીને એક ગરીબ બ્રાહ્મણ આવતો જતો હતો. તે રોજ કારભારીને બંગલે પૈસાની લાલચે જતો. તેમનું કામકાજ કરતો અને ઘણો વખત

તેમની મહેરબાની મેળવવામાં ગાળતો. થોડા દિવસ તો તે એકલો જ ગયો, પણ પછીથી સાથે પોતાની સ્ત્રીને પણ લઈ જવા લાગ્યો. તે બાસાહેબ પાસે બેસતી ઉઠતી અને તેમના પડતા બોલ ઝીલતી. આમ કરતે કરતે તે અશોકરાયની નજરે પડી અને તેનું રૂપ જોઇને અશોકરાય મોહિત થયો. તેણે સોમલાને વાત કરી અને એ હજામડાએ બધી ગોઠવણ કરી આપી. અશોકરાય હવે તેને ઘેર જવાનો લાગ ખોળવા લાગ્યો. તે કોઈ દિવસ છાનોમાનો તેને ઘેર જાય અને બે ચાર કલાક ત્યાં જ ગાળે. પોતાને બંગલે તે ગોવિંદરામ ઉપર મહેરબાની બતાવે અને બિચારો ભોળો ગોવિંદરામ રાજી રાજી થઇ જાય. પાપીઓ પોતાની જાળ કેવી રીતે પાથરે છે તે બિચારા ભોળા દીલના મનુષ્યો સમજી શકતા નથી!

ગોવિંદરામની સ્ત્રીને જેમ ફસાવી તેમ પ્રિયંવદાને ફસાવવી અને તેની લાજ લુંટવી અને તેમ કરીને બિપિનચંદ્રની આબરૂના કાંકરે કાંકરા કરી પોતાનું વેર વાળવું એવો હવે અશોકરાયે વિચાર કર્યો હતો. બિપિનચંદ્રને રાણાજી ધમકાવી રહ્યા છે અને પોતાના ધાર્યા પ્રમાણે બધું થયું છે, એ વાતની અશોકરાયને ખબર પડી હતી. બિપિનચંદ્ર હમણાં ઘેર નથી અને એક બે કલાકમાં પાછો આવશે પણ નહીં એમ જાણી અશોકરાયે સોમલાને સમજાવ્યો અને તેણે બીડું ઝડપ્યું. સોમલો એકદમ બિપિનચંદ્રને ઘેર ગયો.

સમય મધ્યાન્હનો હતો. લગભગ એક બે વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. પ્રિયંવદા ઘરમાં મેડીએ એકલી હતી. ઘરકામ પરવારીને તે બેઠી બેઠી કંઈ વાંચતી હતી. બીજના ચંદ્રની માફક પ્રકાશતી અને વૃદ્ધિને પામતી ન્હાની મુણાલિનિ માને વાંચતી જોઇને એક બાજુએ પોતાનો અભ્યાસ કરતી હતી. કોઇ કોઇ વાર તે પ્રિયંવદાને સવાલ પુછતી અને તે તેનો ઉત્તર આપતી. આમ બંને વાંચવામાં લીન થઇ રહ્યાં હતાં. ઘરમાં સઘળું શાંત હતું. શેરીમાં પણ બપોરનો સમય હોવાથી લોકોનો બહુ અવરજવર નહોતો.

સોમલો બિપિનચંદ્રના ઘરની પાસે આવ્યો. પોતાના મનમાં તે મોતીના ચોક પુરતો હતો પણ તેને ખબર નહોતી કે ગામમાં બધીએ કુલટાઓ વસતી નથી. ક્યાં ગોવિંદરામની સ્ત્રી અને ક્યાં પ્રિયંવદા! આસમાન જમીનનો ફેર.

અશોકરાય અને સોમલો બંને ભુલ્યા હતા-તેમના ભાવીએ તેમને ભુલાવ્યા હતા. સોમલો હિંમત ધરીને આવ્યો હતો પણ તેના પગ પાછા જ પડતા હતા. જાણે કે અગ્નિની ઝાળમાં પડવાનું હોય તેમ તેનું મન પાછું હઠતું હતું. સોમલો મુછ ઉપર હાથ ફેરવતો પણ તેનો અંતરાત્મા ડરતો. બિપિનચંદ્રના ઘરની છેક પાસે તે આવ્યો. ક્યાં થઈને મેડીએ જવું તેનો વિચાર તે કરવા લાગ્યો. જેમ તેમ કરીને દાદર ખોળી કહાડયો. દાદરે તે ચઢયો, બે પગથીઆં ચઢયો અને અટકયો. તેનો અંતરાત્મા તો સમજતો હતો કે આ પવિત્રતાની મૂર્તિ આગળ હું ક્યાં જઉં છું ! પણ તેનું ગુમાન અને કાળાં કૃત્યો તેને કહેતાં, " હેં, બધી સતીઓ જાણેલી છે." સોમલો આગળ જવા લાગ્યો. દાદરનાં બે પગથીયાં રહ્યાં ત્યાં એ ખમચ્યો. રાવણ ઘણી સમૃદ્ધિવાળો અને રાક્ષસોની મોટી સેના અને સત્તાવાળો હતો છતાં પણ તે સીતાજીની પાસે જઇ શકતો ન હતો. તેમનાથી અમુક અંતરે જ તે ઉભો રહેતો. સતીના કોપથી બળીને ભસ્મ થઇ જવાની તેને બ્હીક લાગતી હતી. રાવણ જેવો આમ ડરતો તો આ ત્રણ બદામના હજામડાની તો ઓકાત જ શી હોય ? પતિવ્રતા સતી પ્રિયંવદાની પાસે તે શું જઇ શકે ? અમુક અંતરેજ એને ઉભા થઈ રહેવું પડયું. તેનાથી આગળ જરાએ ખસાયું જ નહીં. ત્યાંને ત્યાંજ તે બેશી પડયો; એવામાં કંઇ કામસર મૃણાલિનિ બીજી મેડીમાં ગઇ, એટલે તેણે ડોકું જરા ઉંચું કર્યું. દાદર ઉપર જરા ખડખડાટ થતો સાંભળીને પ્રિયંવદાએ જરા ઉંચું જોયું. સોમલો તેની દૃષ્ટિએ પડયો. તે બોલી ઉઠી, " કોણ છે ? અહીં કેમ આવ્યો છે ? " પતિવ્રતાના તેજમાં સોમલો અંજાઇ ગયો; તેનાથી એકપણ અક્ષર બોલાયો નહીં. પ્રયંવદાના તેજસ્વી કપાળ તરફ તે જોવા લાગ્યો. તેનાં વિશાળ નેત્રોને તે નિહાળવા લાગ્યો. કપાળની વચમાં મોટો કુંકુમનો ચાંલ્લો તેની નજરે પડવા લાગ્યો.

થરથર ધ્રુજતો સોમલો કહેવા લાગ્યો, " હું કારભારી અશોકરાયને ઘેરથી આવ્યો છું. બિપિનચંદ્ર વિષે સઘળી હકીકત તમે જાણી હશે. તેમના પાપનો ઘડો આજે ફુટયો છે. રાણાજી એમને ફાંશી દીધા વગર રહેનાર નથી. ભાઈએ કામ પણ તેવું ખોટું જ કર્યું છે ને. અશોકરાયને તેમના ઉપર અને તમારા ઉપર દયા આવે છે તેથી તેમણે મને અહીં મોકલ્યો છે. તમે જો અશોકરાય પાસે આવો

અને એમને વિનંતિ કરો તો એ આ બધું વાદળ વેરી નાંખે."

સોમલાના શબ્દો અને બોલવાની રીત ઉપરથી પ્રિયંવદા તેના કહેવાનો ભાવાર્થ સમજી ગઇ. તે એકદમ જવાબ આપવા લાગી, "જા, જા, દુષ્ટ તું અહીંઆંથી નીકળ. તારો અશોકરાય તે શું બચાવવાનો છે ?"

સોમલો કહે, "મારૂં કહ્યું નહીં માનો તો અશોકરાય ઉલટા વધારે ગુસ્સે થશે અને રાણાજીને એમ કરવાની સલાહ જ આપશે !"

પ્રિયંવદા વધારે ગુસ્સો કરીને કહેવા લાગી, "જા, જા, લુચ્ચા, સલાહ શું આપશે, એ બધાં કારસ્તાન જ અશોકરાયનાં છે ને. અમારો તો બેલી પ્રભુ છે. જા, ગુલામડા, તું ચાલ્યો જા. તારો અશોકરાય એમના (બિપિનચંદ્રના) જોડા ઉંચકવાને પણ લાયક નથી."

સોમલો કહે, "એમની લક્ષ્મી અને વૈભવનો પાર જ નથી."

પતિવ્રતાના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે બોલી ઉઠી," નાંખ એની લક્ષ્મી અને વૈભવને ચુલામાં. મારે તે શા કામનાં? મારા પતિના ખાસડાને તળીયે એવી ધણીએ લક્ષ્મી વટાઇ રહેલી છે. અશોકરાયનાં તો શું પણ આખા જગતનાં લક્ષ્મી અને વૈભવ એકઠાં કરે તોપણ તે મારા પતિના એક સદ્દગુણની બરાબર થશે નહીં. જ્યાં સત્ય છે ત્યાં લક્ષ્મી હાજર જ છે. જ્યાં અસત્ય છે ત્યાં તે છે પણ નથીજ માનજે."

સોમલો કહે, "વળી અશોકરાય કેવા રૂપાળા છે !"

પોતાના બે કાન, બે હાથ વડે બંધ કરતી અને 'રામ, રામ' ઉચ્ચારતી પ્રિયંવદા દાંત પીશીને બોલી, "તારૂં મોં બાળ. તારી જીભ કાપી નાંખ. પરાણે પરાણે એ સાંભળીને પણ હું પાપમાં પડું છું."

સોમલો હવે જરા હિંમત ધરીને કહેવા લાગ્યો, "ભાઇ ક્યાંશીએ ચઢશે તેના કરતાં આવીને અશોકરાયને જરા કહો તો તેમાં તમારૂં શું જાય ? તમને તમારા ધણીને માટે લાગણી નથી એમ લાગે છે."

સતી પોતાનું ખરેખરૂં સ્વરૂપ હવે ધારણ કરવા લાગી. તેની આંખો લાલચોળ થઈ ગઈ. તેનું મુખ વિકરાળ દેખાવા લાગ્યું. જાણે કે તેની આંખોમાંથી અગ્નિ ઝરતો હોય તેવો ભાસ સોમલાને થવા લાગ્યો. ઉગ્ર રૂપ ધરીને પતિવ્રતા પ્રિયંવદા બોલી ઉઠી, "મારા પતિમાં મને વિશ્વાસ છે. તારા અશોકરાય જેવાજ તું સોને ધારૂં છું

પણ તારી ભૂલ છે. મારા પતિ કદી ખોટું કાર્ય કરે જ નહીં. સત્યની તે મૂર્તિ છે. પવિત્રતાનો તો તે સાક્ષાત્ અવતાર જ છે. એમનામાં હું એકપણ દુષણ જોતી નથી. સાચને કદીએ આંચ નથી. પ્રભુ અમારો રક્ષક છે. પ્રભુમાં અમને વિશ્વાસ છે. ખાડો ખોદશે તે જ પડશે. ”

સતીના મુખમાંથી આ શબ્દો નીકળ્યા. પ્રિયંવદાના પાતિવ્રત્યનો પ્રભાવ સોમલા ઉપર એટલો બધો પડી રહ્યો કે તેને એમજ લાગ્યું કે હમણાં તે શ્રાપ દેશે અને એનું કહેવું ખરૂં જ પડશે. તેના મન ઉપર પ્રિયંવદાના શબ્દોની અસર એટલી બધી થઇ કે તે પોતાની આગળ અશોકરાયને જેલમાં સડતો જોવા લાગ્યો અને તે એકદમ બરબડી ઉઠયો: “ હાય, હાય, આ તે શાણું કે સાચું ! અશોકરાયનું હવે આવી બન્યું. ”

સોમલાથી હવે વધારે વાર પ્રિયંવદાની પાસે ટકાયું નહીં. તે મનમાં વિચાર કરવા લાગ્યો; “ અરેરે, હું ક્યાં અહીં આવ્યો ? ” તે ઘણો ગભરાયો; ક્ષણવાર પછી તે જીવ લઇને નાઠો. તેનો શ્વાસ માય નહીં. પ્રિયંવદાના આખા મહેલ્લાની બહાર તે ગયો ત્યારે તેનો ગભરાટ કંઇક ઓછો થયો. અશોકરાયને બંગલે તે જવા લાગ્યો. જતાં જતાં પણ સોમલાને એનાએજ પ્રિયંવદાના વિચાર આવ્યા કરે. તે મનમાં બોલવા લાગ્યો: “ અહાહા, આ તો સાક્ષાત્ જગદંબા છે, દેવી છે, સતી છે. એનાં પગલાંથી આ કનકપુર પાવન થશે. કનકપુરમાં હમણાંનો ભ્રષ્ટાચાર વધ્યો છે. એ ભાર ઉતારવાનેજ પ્રભુએ એને અહીં મોકલી હશે. હું પાપી વેરબુદ્ધિએ ત્યાં ગયો પણ ત્યાં જઇને પાવન થયો. રાવણને વેરબુદ્ધિએ શ્રીરામ મળ્યા હતા તેમ મને પણ આ જગદંબાનાં દર્શન થયાં. અહાહા, સાક્ષાત્ જગદંબા. સતી, દેવી, મારો અપરાધ ક્ષમા કરજે. દુષ્ટ અશોકરાય એના જેવાંજ બધાંને સમજે છે; અને હું પણ કેવો દુષ્ટ, પાપી, અધમ. મેં પણ પૈસાની લાલચે કેવાં કાળાં કર્મ કર્યાં, કેટલાંના ભવ બાળ્યા. પણ આજે આ સતીએ મને શિખામણ આપી છે; આજથી હવે નાની મોટી સૌ મારે મન મા બહેન જ છે. દુષ્ટ અશોકરાય તું ખરાબ થયો અને તેં મને કર્યો. તારૂં સત્યાનાશ જજો. કર્યાં કર્મનાં ફળ તો મારે ને એને બંનેને ભોગવવાંજ પડશે ! ”

સોમલો ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં બિપિન-

ચંદ્રની ઓફીસનો એક સિપાઈ તેને મળ્યો. સિપાઇએ સોમલાને બોલાવ્યોઃ "અલ્યા સોમલા, તું અત્યારે ક્યાં જઇ આવ્યો ?"

સોમલો—બિપિનચંદ્રને ઘેર.

સિપાઇ—અલ્યા, અત્યારે શું કામ હતું ?

સોમલો—કંઈ કામ હતું.

સિપાઈ સોમલાને સારી પેઠે ઓળખતો હતો. સોમલો તરકટી અને લુચ્ચો છે એ તે જાણતો હતો. અશોકરાય એની મારફતે કાળાં કર્મ કરતો હતો તેની એને ખબર હતી. તેમજ બિપિનચંદ્ર અને પ્રિયંવદા ભલાં અને સદ્‌ગુણી છે એવો તેને પાકો અનુભવ હતો. સિપાઈ મુસલમાન હતો પણ બિપિનચંદ્રના ચારિત્ર્યની છાપ તેના હૃદય ઉપર એટલી બધી પડી રહી હતી કે તેણે હિંસા કરવાનું અને જુઠું બોલવાનું છોડી દીધું હતું. પ્રિયંવદાને તે સાક્ષાત્ જગદંબા ગણતો, તેની તરફ પૂજ્યબુદ્ધિ રાખતો અને મનમાં સઘળી સ્ત્રીઓ તરફ માતૃબુદ્ધિ જ ઉત્પન્ન કરતો. આવી કવખતે સોમલાને બિપિનચંદ્રને ઘેરથી આવતો જોઇને મીયાંનો પિત્તો જરા ઉકળી ગયો અને તે બોલ્યોઃ "સાલા, લુચ્ચા, હજામડા, સારા દીન તું તો ખટપટમેં ને ખટપટમેંઇ ફીરતા હૈ."

સોમલો—ના, જમાદાર સાહેબ, આ તો જરા કામ હતું તે ગયો હતો.

સિપાઇ—સાલા, સાચું બોલ નહીં તો હમણાં મારૂં છું.

સોમલાએ જાણ્યું કે મીયાં નક્કી મારશે. ગુન્હો રાંક હોય છે અને તેમાંએ વળી હજામભાઈની બાયલી જાત એટલે સોમલો છેકજ નરમ બનીને કહેવા લાગ્યોઃ "ભાઈ સાહેબ, હાચું જ કહી દઉં છું."

સિપાઇ—સચ્ચા બોલના, નહીં તો કમબખ્ત તેરેકું કાટ નાંખુંગા. એમ બોલતા બોલતા મીયાં મ્યાનમાંથી તલવાર બહાર કહાડવા લાગ્યા. બિપિનચંદ્ર અને પ્રિયંવદા તરફની પૂજ્યબુદ્ધિથી મીયાં વધારે ઉશ્કેરાઈ રહ્યા હતા. તેમને લાગ્યું હતું કે આ સોમલો કંઈ કાળું ધોળું કરવાનેજ ગયો હશે. "સચ્ચા બોલ, કમબખ્ત, સચ્ચા બોલ," મીયાં ફરીથી કહેવા લાગ્યા.

સોમલો ઘણોજ ગભરાયો. સુડી વચ્ચે સોપારી જેવી એની દશા થઈ રહી. જો કંઈ કહે નહીં તોપણ મીયાંભાઇ મારે, અને

જો સાચી વાત કહી દે તો તો કાપી જ નાંખે. જરા કરગરીને સોમલો કહેવા લાગ્યો.

"મીયાંસાબ, હાચુંજ કહીશ. આ પાપી હવે હાચુંજ કહેશે. એક તો પ્રિયંવદા બહેન સાક્ષાત્ જગદંબા, મારાં ગરૂ થયાં, અને બીજા ગરૂ તમે થયા! પણ મને વચન આપો કે હાચું કહું તો આ પાપીનો જીવ તમે લેશો નહીં."

પ્રિયંવદાનું નામ સાંભળીને મીયાં વધારે આતુર થયા. તેમના મનમાં હવે ખાત્રી થઇ કે સાળો હજામડો એને ફસાવવાનેજ ગયો હશે. તે એકદમ બોલી ઉઠયા: "સાલા હું જાણતો હતો જ કે તું એ કામ કરવાને ગયો હઇશ." મીયાં લાલચોળ થઈ ગયા અને સોમલાને બેચાર ચોપડાવી કહાડી. "સાલા તારી મા બહેન હતી કે નહોતી?" એમ કહીને મીયાં આખી તલવાર કહાડી સોમલાનું ડોકું પકડીને તેના ઉપર ઘા કરવાને જતા હતા; પણ એટલામાં તે નમી પડયો અને બહુ કરગરવા લાગ્યો. "સાલા, બધીએ તારી મા બહેન જેવી કુલટાઓ હશે? એ તો સતી, જગદંબા છે. તારા ટાંટીઆ મને કાપી નાંખવા દે." મીયાં આટલું બોલ્યા અને સોમલાના પગ પકડવા લાગ્યા.

સોમલો થરથર ધ્રુજી ઉઠયો, "ભાઇ સાહેબ જવા ઘો, હવે એવું નહીં કરૂં."

સિપાઇ કહે, "અચ્છા, લે વચન; સચ્ચા બોલના."

સોમલાએ બધી વાત કહી સંભળાવી. મીયાં દાંત પીશીને તલવાર ઉપર હાથ મુકવા લાગ્યા. સોમલાએ જાણ્યું કે હવે તેનું આવી બન્યું. તે બોલ્યો: "મીયાંસાબ, મને મારા પાપનું ફળ મળી ચુક્યું છે. આ મારી દશા મોત કરતાં પણ વધારે માઠી છે. હું તમારી તલવાર જોઇને કમ્પી રહ્યો છું. મને જીવતદાન આપો. લ્યો આ આજથી મેં પાણી મુક્યું. આવું હું કદી કરીશ નહીં."

મીયાં વધારે ગુસ્સો કરીને બોલ્યા: "સાલા, તારાં નાકકાન કાપી લેવા દે." સોમલાના ભયનો પાર હવે રહ્યો નહીં.

મીયાંએ સોમલાનો હાથ પકડયો અને તેને જરા જોરથી ખેંચ્યો. સોમલો "ઓ મારા બાપરે; મરી ગયોરે!" કહીને ઠુઠવો મુકીને રડી પડયો. "સાલા હજામડા, સાલા ભડવા; મરી ગયો ત્યારે

બોલે છે કોણ?" કહીને મીયાંએ તેને બે ચાર લાતો ઠોકી દીધી. સોમલો રોતો રોતો ચાલતો થયો.

સોમલો બારોબાર અશોકરાયને બંગલે ગયો. સોમલાનું મોં ઉતરી ગયેલું જોઇને અશોકરાયને પેટમાં ફાળ પડી. તે બોલી ઉઠયો: "અલ્યા સોમલા, શું કરી આવ્યો?"

આંખમાં ઝળઝળીયાં લાવીને સોમલો જવાબ દેવા લાગ્યો: "પુરવનો સુરજ પશ્ચમમાં ઉગે તોપણ એ કામ બનેજ નહીં. મારાં તો દાંત ભાગી ગયાં. વાહવાહ, એ તો સાક્ષાત્ જગદંબા. સતી સીતાનો અવતાર. મારી બુદ્ધિ બગડેલી તેથી હું ત્યાં ગયો. આપને તો હું શું કહું. પણ મને લાગે છે કે હવે આપણ બંનેનું આવી બન્યું છે. આપણું પુણ્ય પરવાર્યું છે, નહીં તો આપણને આવી બુદ્ધિ સુઝે નહીં. ઓ બાપરે, મારી તો આ કેડો પેલા તરકડાએ ભાંગી નાખી છે. મને તો મારા પાપનું કંઇક ફળ મળ્યું છે. અહાહા, સાક્ષાત્ જગદંબા! સતી સીતા!"

અશોકરાય ક્ષણવાર બધું સાંભળી રહ્યો. પછી બોલ્યો: "અલ્યા, શું થયું તે કહે તો ખરો!"

"શુ થયું તે કોયલાની દલાલીમાં હાથ કાળા, એ થયું, બીજું શું થાય; અને માર ખાધો તે જુદો." સોમલો પશ્ચાત્તાપ કરતો કરતો કહેવા લાગ્યો.

"જા, જા, સાલા બાયલા હજામડા; હજામડાની જાત જ બાયલી; આમ ડરી શું જાય છે!" અશોકરાય ખોંખારો કરીને કહેવા લાગ્યો.

સોમલો કંઇક તિરસ્કાર આણતો અને કંઇક બોલવાની હિંમત કરતો કહેવા લાગ્યો: "સાબ, હવે કેવી મર્દાઈ બતાવો છો તે જણાશેને! એમની પાસે રહેનારો–આ–પેલો–સિપાઇ–તરકડો પણ એમને જગદંબા જ ગણે છે. એમની પવિત્ર છાયા બધાંના ઉપર પડી રહેલી છે. પારસમણીના પરશથી લોઢું પણ સોનું જ થઇ જાય છે. અહાહા, સાક્ષાત્ જગદંબા. મને તો એનાં આજે ભાવે કે કભાવે દર્શન થયાં, તેથી મારો જન્મારો તો સફળ થયો એમ હું માનું છું. પણ દુષ્ટબુદ્ધિથી હું ત્યાં ગયો તેનો મને ઘણો પશ્ચાતાપ થાય છે. પણ તેનુંએ મને તો ફળ મળ્યું છે. મીયાંએ તલવાર ખેંચી અને

મને મારવા લીધો, અરેરે—તે વખતની દશા—મોત કરતાં પણ વધારે બુરી. મારૂં ડોકું એકદમ ઉડાવી દીધું હોત તો મને એટલું બધું દુઃખ ન થાત. એ વખતને સંભારૂં છું ને હું થરથર કંપું છું.”

આ બધું સાંભળીને અશોકરાય જરા વિચારમાં પડયો. તે ઠંડો થયો; આ હજામડાએ બધી બાજી બગાડી નાંખી એમ કરીને તે નિશ્વાસ નાંખવા લાગ્યો. હજીપણ તેની પાપિષ્ટ બુદ્ધિ હજામડાનોજ વાંક કહાડતી હતી; એવાને હાથે કામ થાય જ નહીં એમ ગણતી હતી; અને બીજા ઉપાયો લેવાને તે મથતી હતી. સત્તા અને દ્રવ્યના મદથી છકી ગયેલો મનુષ્ય આઘું પાછું જોતો જ નથી. પોતાનો હેતુ પાર પાડવાને તે મથ્થા જ કરે છે. પોતાનું કાર્ય સાધવાને તે બીજાં અનેક પાપ કરતાં પણ ડરતો નથી. પાપથી તે પાછો હઠતો નથી. તેને પશ્ચાત્તાપ તો થાય જ શેનો. આવા મદાંધ પુરૂષનો ઉત્તમ નમુનો અશોકરાય જગતને દર્શાવી રહ્યો હતો.

વાંચનાર ! હવે દરબારમાં રાણાજી પાસે બિપિનચંદ્રનું શું થયું હતું તે આપણે તપાસીએ. રાણાજી પાસે થોડીવાર ઉભો રહ્યા પછી બિપિનચંદ્ર રાણાજીને વિનંતિ કરવા લાગ્યો: “ મહારાજ, આપની રજા હોય તો હું જરા ઘેર જઉં. આપ પાછા હુકમ કરશો તે વખતે હું હાજર થઇશ. હું ન્હાશી જવા માગતો નથી; અને આપની પાસેથી ન્હાશીને જઉં પણ કયાં ? પણ મહારાજ ! મારૂં મન મને કહે છે કે એ દુષ્ટ અશોકરાય જેવો અહીં આવ્યો હતો તેવો મારે ઘેર પણ ગયો હશે. એમાં જરાયે શંકા નથી. મારૂં મન કહે છે તે ખરૂં જ હશે ! જેણે આ કામ કર્યું છે તે એ કામ કર્યા વગર રહેજ નહીં ! માટે મને ઘેર જવા ઘો ! મારાં બે અમૂલ્ય રત્નો ઘેર છે; તેમની માઠી વલે થાય નહીં, માટે મને જવા ઘો.”

રાણાજીએ આશ્ચર્યથી પુછ્યું: “ એ રત્નો કયાં ? ” બિપિનચંદ્રે જવાબ આપ્યો: “ મારી સ્ત્રી અને મારી દિકરી.”

રાણાજીએ રજા આપી અને બિપિનચંદ્ર ઘેર ગયો. ઘર આગળ જ તેનો પેલો ઓફીસનો સિપાઇ મળ્યો; તેને બિપિનચંદ્રે પુછ્યું: “કેમ, ઘરના તો કુશળ વર્તમાન છે ને ? ”

સિપાઇએ જવાબ આપ્યો: “ હાં સાબ અચ્છા હે ! વો સાલા સોમલા ઇધર આયા થા; ઉસકો માર મારકે મેને ઉસકી હડ્ડી તોડ ડાલી.”

બિપિનચંદ્ર મનમાં કહેવા લાગ્યોઃ " મારૂં ધારવું ખરૂં જ છે. અશોકરાય નહીં ને સોમલો આવ્યો. એકનું એક જ. દુષ્ટો પોતાનો પાસો પુરો નાંખ્યા વગર રહે જ નહીં. "

બિપિનચંદ્ર ઘરમાં જવા લાગ્યો. સિપાઈ તેની પાછળ પાછળ ગયો. બિપિનચંદ્ર પ્રિયંવદાને પુછવા લાગ્યોઃ " કેમ તમને કંઇ હરકત તો થઇ નથી ને ? "

પ્રિયંવદાએ જવાબ આપ્યોઃ " હરકત તો શી થવાની હતી! સંકટ સમયે અમે સ્ત્રીઓ સિંહણ બનીએ છીએ અને ભલભલાને પણ હંફાવીએ છીએ. તો પછી આવા અધમ હજામડાના તે શા હિસાબ ! પણ બન્યું છે શું તે તો કહો ! "

બિપિનચંદ્રે બધી વાત કહી સંભળાવી. પ્રિયંવદા એ સાંભળીને બોલી ઉઠીઃ " કંઇ ફીકર નહીં; પ્રભુ પોતાનાં વ્હાલાંનીજ કસોટિ કરે છે. સાચને કદીએ આંચ નથી. આ કસોટિમાંથી જગતને તમારી પવિત્રતાની જાણ થશે અને તમે સાચા છો એવી સૌની ખાત્રી થશે. પ્રભુ જે કરે છે તે સારાનેજ માટે ! "

પ્રિયંવદા થોડીકવાર વિચાર કરતી બિપિનચંદ્ર સામું જોઇ રહી. પછીથી તે કહેવા લાગીઃ " હું તો વાતમાં ને વાતમાં તમને પાણીનું કે ચાહનું પુછવાનું ભુલી ગઇ. "

બિપિનચંદ્રે જવાબ આપ્યોઃ " થોડું ઠંડું પાણી લાવ; તે પીને હું પાછો રાણાજી પાસે જઉં ! "

પ્રિયંવદાએ પાણી આપ્યું; બિપિનચંદ્રે તે પીધું અને તે પાછો રાણાજી પાસે ગયો. તેને આવતો જોઇને રાણાજી મનમાં વિચારવા લાગ્યાઃ " માણસ નિરપરાધી લાગે છે, નહીં તો ઝટ પાછો આવે નહીં. " તે બિપિનચંદ્રને કહેવા લાગ્યાઃ " કેમ તમારે ઘેર સૌ કુશળ છે ને ? "

બિપિનચંદ્રે જવાબ આપ્યોઃ " મહારાજ, સૌ કુશળ છે, પણ હું ધારતો હતો તેમજ થયું હતું. " બિપિનચંદ્રે બધી વાત કહી સંભળાવી અને રાણાજીની ખાત્રી થઇ કે બિપિનચંદ્રને ખરાબ કરવાના ઈરાદાથી અશોકરાય જ આ બધું કાવતરૂં રચી રહેલો છે. હવે રાણાજીએ એ બાબતમાં બધો તપાસ કરવાનો ઇરાદો કર્યો. તેમણે એકદમ અશોકરાયને બોલાવવાને મોકલ્યું. અશોકરાય મનમાં સમજી

ગયો કે હવે આવી બન્યું. તે થરથર ધ્રુજતો પણ ઉપરથી મર્દાઇનો ડોળ રાખતો દરબારમાં આવ્યો. રાણાજીએ તેને અનેક સવાલ પુછવા માંડયા. અશોકરાય આડા અવળા જવાબ દેવા લાગ્યો. રાણાજીએ એ કેસ પોલીસને સોંપ્યો અને કહ્યું કે આ બાબતમાં તપાસ કરો. પોલીસના તપાસમાં સોમલો અને ગોપાળ પકડાઈ ગયા અને તેમને રાણાજીની પાસે લાવવામાં આવ્યા. રાણાજીના દેખતાં સર ન્યાયાધીશ તેમને પુછવા લાગ્યાઃ “ કેમ ગોપાળ, આ અક્ષર કોના છે ? ”

ગોપાળ બોલ્યોઃ “ અક્ષર મારા જેવા છે. ”

પાસે એક પોલીસ અમલદાર ઉભો હતો તે તેને ધમકાવવા લાગ્યોઃ “ સાલા, મારા જ છે એમ કહેને ! ”

ગોપાળે ધ્રુજતે ધ્રુજતે કહ્યુંઃ “ મારા છે સાહેબ. ”

“ તેં આ કામ તારી મેળે કર્યું કે કોઇના કહેવાથી ? ”

ગોપાળ અશોકરાયના સામું જોવા લાગ્યો અને થરથર ધ્રુજવા લાગ્યો. પેલા પોલીસ અમલદારે ડોળા કહાડીને તેની સામું જોયું એટલે ગોપાળ બોલી ઉઠયોઃ “ સાબ, પેલા સોમલાએ મને કહ્યું હતું. ”

“ કેમ સોમલા, તેં તારી મેળે કહ્યું હતું કે ? ”

સોમલો તો સ્તબ્ધ જ બની ગયો. તે ઠંડોગાર થઈ ગયો. એના શરીર ઉપર પરસેવાના ઝેએઝેબ છુટી ગયા. તે હાથ જોડીને બોલ્યોઃ “ ઓ ભાઇશાબ, ઓ ભાઇશાબ,......

એક સિપાઇને ખૂબ રીસ ચઢી અને તેણે તેને ધમકાવીને કહ્યુંઃ “ સાલા સાચું કહી દે નહીં તો જોયો છે આ બંદુકનો કુંદો ! ” એમ કહીને તે બંદુકનો કુંદો તેના ઉપર ઉગામવા લાગ્યો.

સોમલાએ જાણ્યું કે હવે સાચું કહ્યા વગર છુટકો નથી. તેણે બધી વાત કહી દીધી. રાણાજીએ અશોકરાયને પુછ્યુંઃ “ તમારે આ બાબતમાં કંઇ કહેવાનું છે ? ”

અશોકરાય નીચું જ જોઈ રહ્યો. તેનાથી એક શબ્દ બોલાયો નહીં. રાણાજી સમજી ગયા કે આ બધું દાવતરૂં અશોકરાયે જ રચેલું છે. પોલીસને પણ હવે હિંમત આવી અને અશોકરાયની વિરુદ્ધ જાય એવા બીજા કેટલાક કાગળો અને અરજીઓ પોલીસને મળી હતી તે પણ પોલીસે રજુ કર્યાં. અશોકરાયના પાપનો ઘડો હવે પુરો ભરાયો હતો. રાણાજી બહુ જ ગુસ્સે થયા અને કહેવા લાગ્યાઃ

"હું અશોકરાયને અને તેના સાગ્રીતોને એકદમ ફાંસીની સજા ફરમાવું છું. મારા રાજ્યમાં વ્યભિચારને માટે આથી ઓછી શિક્ષા મેં રાખીજ નથી. તેમના કાવતરા માટે તેમની મીલકત જપ્ત કરવામાં આવશે."

બિપિનચંદ્ર જરા આગળ આવ્યો અને હાથ જોડી છેક નીચે નમીને રાણાજીને અરજ કરવા લાગ્યો: "મહારાજ! અશોકરાયનો આટલો ગુન્હો માફ કરો!"

રાણાજી આશ્ચર્યથી બિપિનચંદ્રની ખાનદાની ઉપર વિચાર કરવા લાગ્યા.

અશોકરાય મનમાં બોલ્યો: "દુશ્મન હજો પણ દાનો હજો; વાહ, શાબાશ." સર ન્યાયાધીશ રાજેન્દ્રલાલ કહેવા લાગ્યા: "મહારાજ, બિપિનચંદ્રને હું સારી પેઠે ઓળખું છું. અમે ઘણીવાર સાથે બેશીએ ઉઠીએ છીએ. એ સજ્જન પુરૂષ છે. એમની પણ માગણી સ્વીકારવી જોઇએ."

રાણાજી બિપિનચંદ્રની સજ્જનતાનાં વખાણ કરીને કહેવા લાગ્યા: "ઠીક, એમનું કહેવું કબુલ રાખું છું. પણ એવાને તો હાજર કરવા જોઇએ, કે કોઈ ફરીથી એવું કામ કરે નહીં."

રાણાજી થોડીવાર ચુપ રહ્યા અને પાછા બોલ્યા: "પણ અશોકરાય હવે મારા રાજ્યમાં રહે નહીં. અશોકરાય, દુષ્ટ, તું હવે મારા રાજ્યમાંથી ચાલ્યો જા."

બધા સાંભળી રહ્યા. અશોકરાય નીચું જોઇને ચાલતો થયો.

અશોકરાયના ગયા પછી રાણાજીએ રાજેન્દ્રલાલને કહ્યું: "આ કારભારીની જગ્યા હું આજથી તમને આપું છું."

રાજેન્દ્રલાલે હાથ જોડી નીચા નમીને જવાબ આપ્યો: "આપનો હુકમ માથે ચઢાવું છું. પણ મારી એક વિનંતિ સાંભળો. કારભારીની જગ્યાને માટે મારા કરતાં બિપિનચંદ્ર વધારે લાયક છે."

રાણાજી ઘણા આશ્ચર્યથી કહેવા લાગ્યા: "વળી એ કેવી રીતે! તમે ઘણી પરીક્ષાઓ પાસ કરેલી છે; અને ઘણા વખતથી તમે કામ કરો છો."

"પણ બિપિનચંદ્રની કાર્યદક્ષતા મારા કરતાંએ વધારે છે." રાજેન્દ્રલાલે નમ્રતાથી જવાબ આપ્યો.

"એમ કહેવામાં એમની સજ્જનતા છે, રાણાજી!" બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો.

રાજેન્દ્રલાલને રાણાજી કહેવા લાગ્યાઃ "તમે હકદાર છો; હું તમનેજ આજથી કારભારી નીમું છું."

"ત્યારે મારી એક અરજ આપ સ્વીકારવા કૃપા કરશો." રાજેન્દ્રલાલ વિનંતિ કરવા લાગ્યો.

"જે અરજ હોય તે ખુશીથી કહો." રાણાજીએ જવાબ આપ્યો.

રાજેન્દ્રલાલે કહ્યું: "મહારાજ, હાલમાં સર ન્યાયાધીશની જગ્યા બિપિનચંદ્રને આપો, અને મારી પછી બિપિનચંદ્રનેજ કારભારી નીમજો એટલું હું માગી લઉં છું. એમનો અનુભવ પુરો થયે આપ જાણશો કે એમનામાં કેવી શક્તિ અને પ્રમાણિકતા છે."

રાણાજીએ ઘણી ખુશીથી હા પાડી અને કહ્યું: "તમને હું વચન આપું છું કે તમારી પછી બિપિનચંદ્રનેજ કારભારી બનાવીશ. હાલમાં તેમને સર ન્યાયાધીશની જગ્યાએ નીમું છું અને તમને કારભારીની જગ્યાએ નીમું છું."

બિપિનચંદ્ર અને રાજેન્દ્રલાલે ઘણા નીચા નમીને રાણાજીને સલામો કરી અને પોતપોતાને ઘેર વિદાય થઈ ગયા.

આ પ્રમાણે સત્યનો જય થયો અને કુમાર્ગે ચાલનાર લંપટ પુરૂષ માર્યો ગયો. નીતિવાન, ભક્તિવાન, શ્રદ્ધાળુ, અને પ્રભુમાં વિશ્વાસ રાખનાર બિપિનચંદ્ર સર ન્યાયાધીશ થયો અને કપટી અશોકરાય પાયમાલ થયો. પ્રભુની કૃપાથી રાજેન્દ્રલાલ જેવા અધિકારીનો બિપિનચંદ્રને અનાયાસેજ મેળાપ થયો હતો. રાજેન્દ્રલાલ બિપિનચંદ્રની વિદ્યા, કાર્યદક્ષતા અને સદ્‌ગુણોને બરાબર જાણી રહ્યો હતો અને પોતે સજ્જન પુરૂષ હોવાથી સજ્જનને સારે દરજ્જે ચઢાવવાને લાગ મળ્યે રાણાજીને કહેવાનો મનમાં નિશ્ચય કરી રહ્યો હતો. તે લાગ આવ્યો એટલે બિપિનચંદ્રને કારભારી નીમવાનું તેણે માગી લીધું. પ્રભુની લીલા અજબ છે. રંકને તે રાય બનાવી દે છે. બિપિનચંદ્ર ઘેર ગયો, પ્રિયંવદાને મળ્યો અને બંનેના હર્ષનો પાર રહ્યો નહીં.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## કૌટુંબિક જીવન.

બિપિનચંદ્રને કનકપુરમાં આવ્યે બે ચાર વર્ષ થયાં એટલે બે ઘરનું ખરચ ઉપાડવું ન પડે એમ ધારીને તેણે મનહરપુરથી સૌને તેડાવ્યાં; ગૌરીશંકર, સરિતાદેવી, શિવલક્ષ્મી, નલિનિ વગેરે સૌ મંડળી આવી પહોંચી અને બધાંએ એકઠાં રહેવાનો લ્હાવો લેવા લાગ્યાં.

ઉપર આપણે જોયું છે કે ગૌરીશંકર પોતાની ભુલ સમજ્યા હતા. સરિતાદેવીએ સૌને પોતપોતાનું કામ વહેંચી આપ્યું હતું. રંગરાયને નોકરીએ વળગાડવામાં આવ્યો હતો અને નલિનિ તથા શિવલક્ષ્મી પણ બેઠે બેઠે પોતાની આવક કરે એવો રસ્તો તેમને માટે કરી આપવામાં આવ્યો હતો. જ્યાં સૌ પોતપોતાના ઉદ્યમમાં પડી ગયેલાં હોય ત્યાં કંકાસ કલેશ રહેતોજ નથી. જ્યાં બધાં નવરાં બેશીને કુથલીજ કરતાં હોય ત્યાં સૌ એક બીજાની અદેખાઇ કરે છે અને કંકાસને વધારે છે. બિપિનચંદ્રના ઘરમાં સૌને ઉદ્યમે લગાડવામાં આવ્યાં હતાં. વળી સરિતાદેવી ઘણું ખરૂં કાશીમાં રહેતાં અને માની ઇચ્છા પુરી પાડવાને બિપિનચંદ્ર ત્યાં પૈસા મોકલતો. રંગરાયને નોકરી હતી એટલે એ અને શિવલક્ષ્મી પરગામ રહેતાં અને વરસમાં બેએક માસ બિપિનચંદ્રને ઘેર આવતાં. બિપિનચંદ્રની ટોકણીથી નલિનિનો વર કંઇક સુધર્યો હતો અને તેને પણ ભલામણ કરીને સારી નોકરી અપાવવામાં આવી હતી. એટલે નલિનિ પણ હવે ઝાઝું પીયેરમાં રહેતી નહીં અને વરસમાં બે ચાર માસ આવતી. આવી રીતે બધાં જુદાં થઈ જવાથી સૌનો એક બીજા તરફ ભાવ રહેતો અને તેઓ જ્યારે એકઠાં થતાં ત્યારે તેમના સ્નેહ અને આનંદનો પાર રહેતો નહીં. ચાર દિવસ એકઠાં થાય એટલે તેઓ એક બીજા તરફ પ્રેમથીજ વર્તે અને એક બીજાની અદેખાઈ કરવાને બદલે પડતું નાંખીને ઘરનું કામ ઉપાડી લે. સૌ હળીમળીને ચાલે અને એક બીજાની તરફ વ્હાલ દર્શાવે. બિપિનચંદ્ર અને પ્રિયં-

વદાની યોજના અને વર્તનથી તેમના કુટુંબમાં હવે આ
પ્રસરી રહ્યો હતો.

આર્યોની કુટુંબભાવના ઉદાર અને દીર્ઘદષ્ટિવાળી
સમાયલું કૌટુંબિક જીવન શાંતિ, આનંદ અને સુખ આપવ
પશ્ચિમમાં પતિ અને પત્નીનું કુટુંબ બને છે અને તે એ
ગૃહજીવન ગાળે છે અને તેમાંજ અધિક સુખ માને છે. ર
પત્નીને પતિનાં માબાપ, ભાઇભાંડું, બહેનો, ફોઇઓ કે
વગેરેનો ઘરમાં પગ હોય એટલું પણ પાલવતું નથી,
તેઓ ઘરમાંજ રહેતાં હોય તો તેમને શુંએ થઇ જાય
પત્ની એકલાંજ રહી મોજશોખમાં દિવસ ગાળી આનંદ
સુખ માને છે. આર્યોની ઉદાર ભાવનાઓને લીધે આર્ય
માત્ર પતિપત્નીનોજ સમાવેશ થતો નથી. પતિપત્નીની સા
માબાપ, ભાઇઓ, બહેનો, ફોઇઓ, કાકીઓ વગેરે સગાંવહ
રહે છે અને આ સર્વે મળીને એક કુટુંબ થાય છે. આવી
ભાવનાથી ગળાતું ગૃહજીવન અપાર શાંતિ, આનંદ અને સુ
નારૂં નીવડે છે.

આ કુટુંબનાં માણસો સવારે ચાહ પીતી વખતે
કરતી વખતે અથવા તો બપોરે જમ્યા પછી પાન કે
કકડો ખાતી વખતે અથવા તો સાંજે સુતા પહેલાં થોડે
ભેગાં મળીને બેસે છે; તે વખતે અનેક સુખ દુઃખની વાતો
એક બીજાનો વ્હાલ એક બીજામાં રેડાય છે, પરસ્પર હૃદય
છે, અનેક ગુંચો ઉકેલાય છે, અનેક ભાવનાઓ દૃઢ થાય
અપાર આનંદ અને સુખ ભોગવાય છે. આ વ્હાલમાંથી ચ
ઐક્ય સધાય છે. આ પ્રમાણે સમય ગાળતાં કુટુંબનાં માણ
ર્ગનું સુખ ભોગવતાં જણાય છે અને તે વખતે તેઓ સમ
આના કરતાં જગતમાં બીજું વધારે સુખ છેજ નહીં. અ
વ્હાલ કુટુંબમાંથી છલકાઇને સમાજમાં, સ્વદેશમાં, અને
જગતમાં ઢોળાય છે.

ભારતવર્ષના કમનસીબે આ કૌટુંબિક જીવન, કાંતો
પ્રજાના સંસર્ગથી કે આધુનિક સમયની જીવનની હાડમારી
કુટુંબનાં માણસોની સ્વાર્થ બુદ્ધિથી, કે તેમના કુડાપાડા

નષ્ટપ્રાય થતું જાય છે. નોકરીયાત વર્ગ, ધંધાદારીઓ, શાહુકારો, શેઠીયાઓ, વકીલો, બારીસ્ટરો, રાતદિવસ પોતાના કામકાજમાં ગુંથાયલા જ નજરે પડે છે. તેમને ખાવાનો, પીવાનો, કે કુટુંબનાં માણસો સાથે વાતચીત કરવાનો સમય ભાગ્યેજ મળે છે. સમય કહાડવાને તેઓ ઇચ્છા પણ કરતા નથી. દ્રવ્યોપાર્જનમાં તેમનું મન એટલું બધું ગુંથાયલું હોય છે કે તેમને ઘડી બેસવાની કે વાત કરવાની મરજી પણ થતી નથી. ઘરમાં આવે અને "હુશ, હુશ" ખાય, અથવા તો ઉભા ઉભા ચાહ પીએ અને રસ્તે પડે. સવારે, બપોરે, અને સાંજે પણ આનું આજ. આથી કુટુંબના વિચાર કુટુંબના મનમાં રહે છે, અને તેમના વિચાર તેમના મનમાં રહે છે. જ્યાં વિચારોની આપ લે ન થાય અને તેમની એકતા ન સધાય ત્યાં સુખ અને શાંતિનો વાસ શી રીતે થાય !

પોતાના કૌટુંબિક જીવનમાં આવો સડો પેશી ન જાય તેને માટે બિપિનચંદ્ર અને પ્રિયંવદા ખાસ કાળજી રાખતાં હતાં. ગમે તેમ કરીને બિપિનચંદ્ર પોતાનો થોડોક સમય કહાડતો અને સવારે ચાહ પીતી વખતે, રજા હોય તો બપોરે જમ્યા પછી, અને સાંજે સુતા પહેલાં થોડોક વખત આખું કુટુંબ ભરાઇને બેસતું, હાસ્યવિનોદ કરતું અથવા તો વાતોના ગપાટા મારતું.

એક વિદ્વાને ખરૂંજ કહ્યું છે: "ક્યાં છે આપણામાં પરસ્પરનું ભોળપણ ? ક્યાં છે આપણાં કુટુંબોમાં ભાઈ ભાઇ, કે ભાઇ બહેન, કે પિતા પુત્ર કે પુત્ર માતાના વિશુદ્ધ સંબંધો ? ક્યાં છે આપણામાં પવિત્ર પ્રેમ લગ્નો ?......ક્યાં છે આપણી સમાજોમાં ઐક્યભાવ ? ક્યાં છે પ્રાચીન સમય જેવી ધાર્મિક શ્રદ્ધા—પૂર્વ કે પશ્ચિમ કોઈ પણ સ્થળે ? ક્યાં છે દેશદેશ વચ્ચે, રાજ્ય રાજ્ય વચ્ચે, ભાઇચારીના સંબંધો ? તો પછી સર્વદેશીય ભ્રાતૃભાવની ઉચ્ચ ભાવના તો શબ્દમાત્રમાંજ રહીછે ને ?"

વ્હાલ અને જ્ઞાન એ સરખાં છે. બંને વધાર્યાંજ વધે છે. જ્ઞાનની જો આપ લે થાય તોજ તે વધે છે નહીં તો તે કટાઈ જાય છે. તેમ વ્હાલ પણ તેની આપ લે થાય તોજ વધે છે નહીં તો તે નિર્મૂળ થઈ જાય છે. કૌટુંબિક જીવન આ વ્હાલની વાડી છે. વ્હાલનાં બીજ તેમાંજ રોપાય છે. તેમાંજ વ્હાલ ઉગે છે, અને વધે છે. તેમાંજ

પરસ્પર પ્રેમની લ્હાણી થાય છે. જ્યાં કૌટુંબિક જીવન નથી ત્યાં વ્હાલનાં—પ્રેમનાં બીજ રોપાતાં નથી. ત્યાં પરસ્પર પ્રેમની લ્હાણી થતી નથી. ત્યાં વ્હાલ વધતો નથી. જ્યાં દ્રવ્યલાલસા વધે છે, જ્યાં પાશ્ચાત્ય જડવાદ ઘર ઘાલીને બેસે છે, જ્યાં કૌટુંબિક જીવન ઉપર લક્ષ અપાતું નથી, ત્યાં વ્હાલ પાછલે બારણેથી ન્હાસવા માંડે છે!

એક દિવસ સવારમાં બિપિનચંદ્રનું સઘળું કુટુંબ ચાહ પીવાને એકઠું થયું હતું. તેના પિતા, તેની ફોઇ, નલિનિ, તેનાં છોકરાં, સરિતાદેવી વગેરે સૌ મંડળી બિપિનચંદ્ર સાથે ભેગી મળીને બેઠી હતી. પ્રિયંવદા સૌને માટે ચાહના પ્યાલા લાવતી હતી. ન્હાની મૃણાલિનિ પણ તરતજ ઉઠીને, આંખો ચોળતી ચોળતી, મોંમાં દાતણનો ગોદો ઘાલી ને ત્યાં આવી હતી. તરતજ સૌની આંખો તેના તરફ ખેંચાઈ!

"હવે તો બાપા એને પરણાવો! બિપિનભાઇ! હવે તે એને ક્યાં સુધી રાખશો" ફોઇ શિવલક્ષ્મી બોલી ઉઠયાં.

"પણ એને માટે સારો વર અને ઘર ખોળી આપવાનું તમે માથે રાખો છો?" બિપિનચંદ્રે જવાબ આપ્યો.

"અને એને, કુદતી, રમતી, અટકાવવાનું અને ઠાવકી કરવાનું પણ કહેજો. નહીતો એનો વર એવો લાવજો કે એના જોડે રમે, ભુશકા મારે, અને કુદે!" ગૌરીશંકર વચમાં બોલી ઉઠયા.

"હા, આખો દહાડો કુદતાં હોઇશું અને ભુશકા મારતાં હોઇશું!" મૃણાલિનિએ જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે હવે હું બતાવીશ, તારો હાથ પકડીને કહીશ કે જો આ શું કરૂં છું."

"તમને આવતા જોઇને હું દોડી જઇશ તો!"

"તારી પાછળ હું દોડીશ."

"તમારાં ઢીંચણોએ તો વા આવ્યો છે, શી રીતે દોડશો! હેં!" ખુબ રાજી થઇને મૃણાલિનિએ જવાબ આપ્યો.

સૌ હસી પડયાં અને કહેવા લાગ્યાં "ખરી વાત, ખરી વાત! એની નજરમાં કેવું બધું રહે છે. બહેન તારી વાત તો સાચી છે."

એટલામાં નોકરે શાક આણીને પાસે મુકયું. બૈરાંએ શાક ચુંટવા અને સમારવા માંડયું; એટલામાં ચાહના પ્યાલા બધાંને આવી ગયા. સૌએ ચાહ પીધી; એટલામાં ટપાલવાળાએ આવીને એક વર્તમાનપત્ર

બિપિનચંદ્રના હાથમાં આપ્યું. બિપિનચંદ્ર તેને વાંચવા લાગ્યો. થોડીવાર પછી તે વાંચતે વાંચતે બોલી ઉઠ્યોઃ "સાંભળો, સાંભળો, આ સાંભળવા જેવું છે. એક બંગાળી વિદ્વાન સ્ત્રીને જાહેરસભામાં જવાનું આમંત્રણ આવ્યું. ત્યાં નહીં જતાં તેણે તે સભાના વ્યવસ્થાપકને શો જવાબ આપ્યો છે તે સાંભળો. તે વ્યવસ્થાપક પણ સ્ત્રીજ હતી. તે બાઇએ નીચે પ્રમાણે જવાબ મોકલ્યો હતો.

"આપણી પડદાનશીન સ્ત્રીઓને પરદેશીઓ અને ઇંગ્રેજી ભણેલાઓ ગરીબ, બિચારી અને અણસમજુ ગણે છે, પણ હિંદુ જીવનની ઉપર ઉપરની સપાટી નીચે શું છે તે તે બિચારા જાણતા નથી. આપણાં ઘરરૂપી ન્હાનાં રાજ્યોમાં આપણે મોટી રાણીઓ છીએ. પાતિવ્રત્ય ધર્મ પાળીને આપણે કેવું અગાધ સામર્થ્ય મેળવીએ છીએ? આપણે કેવી સત્તા ચલાવીએ છીએ? આપણે ધારીએ છીએ તે પુરૂષો પાસે લઇએ છીએ. આમ જાહેરસભાઓમાં જઇને થુંક ઉરાડવા કરતાં જો આપણે આપણું આત્મબળ, મનોબળ, આપણા પતિઓ, ભાઇઓ, પુત્રો, દીયેરો, જેઠો, કાકાઓ, માંમાઓ વગેરેને સારે માર્ગે પ્રેરવામાં વાપરીએ તો આપણે કેટલું બધું સંગીન કામ કરી શકીએ? એ મનોબળને આમ જાહેરસભાઓમાં ખાલી કરી ફેરાટી નાંખવાથી શો ફાયદો! પોતાના પતિઓ અને પુત્રોનેજ જાહેર જીવનમાં બળ આપવાને તેને જાળવી રાખીએ અને પુરૂષોનેજ જાહેર જીવન ગાળવા દઇએ તો દેશને વધારે ફાયદો છે એમ મારૂં માનવું છે. આપણી રજપુતાનાની ક્ષત્રિયાણીઓ તેમજ કરતી હતી. તેઓ ઘેર રહ્યે રહ્યે સિંહોને જ ઉત્પન્ન કરતી હતી. પુરૂષ ગમે તેવો ઉચ્ચ હોય પણ તેની સમક્ષ સ્ત્રીએ જઇને ઉભા રહેવું એ સ્ત્રીત્વને છાજતું નથી."

બરાબર છે, મારૂં કહેવું પણ તેજ છે." પ્રિયવંદા બોલી ઉઠી.

"બેટા, તમારૂં વિચારવું એ મીઠું અને બોલવું એ મીઠું, માટે જ તમારૂં નામ પ્રિયંવદા પાડ્યું છે." ડોસાએ કંઇક વ્હાલ અને કંઇક ટોળમાં કહ્યું.

"અને તેથી હું તેમને 'મીઠા બોલાં ભાભી' ન્હાની હતી ત્યારે કહેતી હતી! ને" નલિનિએ ટાપશી પુરી.

અને એમની રસોઇ પણ મીઠી મીઠી જ, હોં કે!" જરા મોં મલકાવતે મલકાવતે ડોસાએ કહ્યું.

"હકું! તમારે એમ કહીને એની પાસે રોજ રંધાવવું છે, કેમ! કેવા પક્કા છે!" પોતાના બંને ખભા ચ્હડાવતી અને હાથના અંગુઠાનો ડઇઓ બતાવતી મૃણાલિનિ બોલી ઉઠી.

ડોસો—ના, બ્હેન, તારી પ્રિયંવદાને બેસાડી મુકીશું. પછી કંઇ છે?

મૃણાલિનિ-હકું! એ બેશી રહે તો બધાંનેયે ખબર પડેસ્તો!

ડોસો—શું અમે બધા ભુખ્યા રહીએ?

મૃણાલિનિ—ના, ભુખ્યા નહીં ને અધુરા. અને તે એ વળી એકવાર થોડું (કાચું) ખાવ અને સાંજે ખાવાનું માગવાની ખોજ ભુલી જાવ. હકું! આમ બોલતી બોલતી હાથની ટુચકીઓ વગાડતી મૃણાલિનિ બહાર ચાલી ગઇ.

બધાં એની પાછળ જોઈ રહ્યાં. થોડીવાર સુધી તેઓ ગુપચુપ બેશી રહ્યાં. એટલામાં મૃણાલિનિ પાછી દોડતી દોડતી આવી અને પ્રિયવંદાને કહેવા લાગીઃ "આજે મારૂં માથું દુઃખે છે, પેલી દવા મારે કપાળે ઘસો."

એ સાંભળીને બિપિનચંદ્રની ફોઇ શિવલક્ષ્મી એકદમ બોલી ઉઠયાંઃ "એને જુલાબનું ઓસડ પાવ નહીં તો એ માંદી પડશે. એ બહુ ખા, ખા, કરે છે."

"તમારા ઠાકોરજીનેયે સાથે સાથે જુલાબ આપજો, નહીં તો એ પણ માંદા પડશે. હમણાંના તો એ ઘણુંખરૂં દુધપાક પુરી અને શીરોપુરી જ ખાય છે." મૃણાલિનિએ ભોળે ભાવે જવાબ આપ્યો.

"જુલાબનું ઓસડ તો શું પણ જરા એમને સુંઠમરીનો ઉકાળો તો કરીને પાજો જ!" બિપિનચંદ્રે મશ્કરી કરી.

"પણ હેં ફોઇબા, તમે રાંધો છો એટલું બધુંએ ઠાકોરજી ખાઇ જાય છે? બધુંએ ખાય તો જરૂર માંદા પડે." કંઇક આશ્ચર્યથી મૃણાલિનિ પુછવા લાગી.

ફોઇબા વૈષ્ણવધર્મ પાળતાં અને ઠાકોરજીની સેવા કરતાં. પોતે મરજાદી હતાં અને હાથેજ રાંધતાં. ઠાકોરજીને રોજ નવા નવા ભોગ ધરાવતાં. કોઇ દહાડો દુધપાકપુરી, કોઇ દહાડો શીરોપુરી, એમ રોજ ચાલતું. રાંધેલું બધુંએ ઠાકોરજીને ધરાવવામાં આવતું અને ઠાકોરજી (ફોઇબા) સઘળું આરોગી જતાં. મૃણાલિનિને તેમાંથી કંઇક પ્રસાદ જેટલું મળતું.

મૃણાલિનિને જુલાબ આપવાનો તો ક્યાંય રહ્યો પણ ફોઇબાને તો વગર જુલાબે જુલાબ અપાઇ ગયો.

ફોઇબાએ વાત ફેરવી વાળી અને બીજી વાત કહાડી. તે કહેવા લાગ્યાં: "હવે આના વિવાહનું તો કાંઇક કરો! પેલો શિવલાલભાઇનો ન્હાનો છોકરો સારો છે; રૂપાળો પણ છે."

"રૂપાળાં કામ કરે તેજ રૂપાળો, શરીરે રૂપાળા દેખાયા તેમાં શું વળ્યું." પ્રિયંવદા બોલી ઉઠી.

"કંઇક તેએ જોઇએ અને કંઇક એ પણ જોઇએ." ફોઇબાએ જવાબ આપ્યો.

"પ્રિયંવદા—પુરૂષ દેખાવડો ન હોય તો ચાલે, તેના મુખ ઉપર તેજ જોઇએ. તેની રીતભાત બારવક્કર પડે તેવી હોવી જોઇએ. તે શરીરે સશક્ત, વિદ્વાન, કમાવાની શક્તિવાળો, સારી ચાલવાળો અને સારાં કામ કરનાર હોવો જોઇએ.

ફોઇબા—અને તેને ઘેર મુઠી બાજરી હોય તે પણ જોવું હોં!

બિપિનચંદ્ર—વરમાંથી ઘર નીકળે. મુઠી બાજરી હોય તો તો વળી વધારે સારૂં.

પ્રિયંવદા—પુરૂષ ડાહ્યો હોય, વિદ્વાન હોય, તો સ્ત્રી તેના તેજમાં અંજાય અને સર્વદા તેને તેના તરફ માન રહે. માટેજ પુરૂષ સ્ત્રી કરતાં અધિક જોઇએ.

ગૌરીશંકર—પણ આ મૃણાલિનિને તો ઉપરથી બ્રહ્મા ઉતરે તોએ વશ કરી શકે તેમ નથી. કોઇના તેજમાં એ તણાય તેમ નથી.

બિપિનચંદ્ર—આતો એનો બાળસ્વભાવ છે. એની વય હજી કુમળી છે. કુમળા વૃક્ષને જેમ વાળીએ તેમ વળે.

પ્રિયંવદા—વિદ્યા અને સદ્દગુણથી સર્વ જીતાય છે. વાઘ જેવાં ક્રૂર પશુઓ પણ યોગીઓને વશ થાય છે. એ એમના દૈવી પ્રેમનો પ્રભાવ છે. તો પછી આના તે શા હિસાબ છે!

બિપિનચંદ્ર—મૃણાલિનિના અંતરાત્મામાં અમે શુભ સંસ્કારોને નાંખીએ છીએ. દિવસે દિવસે એ શુભ સંસ્કારો દૃઢ થતા જાય છે. એ શુભ સંસ્કારોને અનુકુળ વર્તનાર એને વશ કરી શકશે. એનું આ તોફાન અને હઠ તો એની આ બાલ્યાવસ્થાને લીધેજ છે.

પ્રિયંવદા—અંતરાત્મા તો કંઇક જુદીજ વસ્તુ છે, એને ને આ બાલ્યાવસ્થાને કંઇ સંબંધ નથી.

ગૌરીશંકર—નહીં તો એનેજ બોલાવીને પુછો કે તારે કેવો વર જોઇશું.

ગૌરીશંકરે જરા મશ્કરીમાં કહ્યું અને એ સાંભળીને સૌ હસી પડયાં.

બિપિનચંદ્ર—એને પુછ્યા કરતાં એનામાં જે સંસ્કારો નાંખવામાં આવેલા છે તેમનેજ પુછોને. તે કહેશેઃ "અમારે અનુકળ હોય તે."

એટલામાં એક ચાકરડીને હાથમ એક ઢાંકેલું વાસણ લઇને ઘરમાં આવતી સૌએ જોઇ. એના તરફ સૌનું લક્ષ ખેંચાયું. બિપિનચંદ્ર, તેના પિતા અને બીજો પુરૂષ વર્ગ ત્યાંથી પોતપોતાને કામે ચાલ્યો ગયો. સૌ બૈરાં બેશી રહ્યાં હતાં. પેલી ચાકરડીએ પાસે આવીને પેલું ઢાંકેલું વાસણ ઉઘાડી નજીકમાં મુક્યું અને બોલીઃ "લ્યો આ દહીં, શેઠાણીએ મોકલ્યું છે."

પ્રિયંવદા—તું કોને ઘેરથી આવી ?

ચાકરડી—શેઠ શિવલાલને ઘેરથી.

પ્રિયંવદા—તારૂં નામ શું ?

ચાકરડી-મારૂં નામ સદા.

આટલું બોલાવી એટલે તો પેલી ચાકરડી ત્યાં બેશીજ ગઇ અને વાતો કરવા મંડી પડી.

સદા—બા, તમારૂં નામ શું ? આ કોણ છે ?

પ્રિયવંદા—મારૂં નામ પ્રિયંવદા છે અને આ મારાં ફોઇજી છે.

સદા—બહુ હારૂ, બા, બહુ હારૂ. બિપિનભાઇનું નામ તો હું જાણું છું, એ તો શભાવે બહુ હારા છે. જાણે લેંબુનું પાણી. આ, આ, અમારા ઘરમાં શેઠના મોટા દિચરા–ઉં–હું–હું કંઇજ નહીં.

ફોઇબાને વાતમાં રસ પડયો. સદાના મનમાં ક્યારે પેશી જઉં અને એની વાત જાણી લઉં એમ તેમના મનમાં ભાંજગઢ થવા લાગી. એટલામાં તો સદા બોલી ઉઠીઃ "લ્યો બેહો, બા, જઇશ."

ફોઇબાને જાણે કે ઓચીંતી ચુંક આવવા માંડી હોય તેમ થયું અને તે બોલી ઉઠયાંઃ "બેશ, બેશ, હવે જવાય છે. રોજ રોજ તું ક્યાં આવવાની છું. પ–અ–અ-અ–ણ પેલું તું શેઠના મોટ છોકરાનું શું કહેતીતી ?"

સદા ઘણીજ વાતોડીયણ હતી. બિલાડીના પેટમાં ખીર ટકે તો એના પેટમાં વાત ટકે. શેઠના ઘરમાં કંઇક વાત થાય તો તે "ક્યારે

બહાર જઇને કોઈકને કહું " એમ સદાના મનમાં થઈ જાય; અને તેમાં જો છાની વાત હોય અને ઘરનાંએ કહ્યું હોય કે કોઇને કહીશ નહીં તો તો એ વાત એના મનમાં વધારે ખુંચ્યા કરે; સૌને એ વાત એ પહેલીજ કરે, અને પાછી કહે કે "કોઇને કહેશો નહીં હોં."

શિવલાલ શેઠના મોટા દિકરાનું નામ રામલાલ હતું. તેને ગંગા કરીને વહુ હતી. રામલાલ કૉલેજમાં ભણતો હતો. તે ઈંગ્રેજી નવલકથાઓને કવિતાઓ વાંચતો અને ગંગા સાથે તે પ્રમાણે વર્ત્તવાનો પ્રયાસ કરતો. રામલાલમાં ઝાઝી અક્કલ નહોતી અને તેથી ઇંગ્રેજી નવલકથાઓમાં વાંચીએ તેમાંથી આપણા હિંદુ સંસારને અનુસરીને કેટલા ટકા બાદ કરવું તે એ સમજતો નહોતો. બસ, સ્ત્રીઓ સાથે છુટથી બોલવું, તેમને છુટથી બોલવા દેવી, વગેરે વગેરે સિદ્ધાંતો તે પાળી રહ્યો હતો. તેને ખબર નહોતી કે તે છુટ ઇંગ્રેજી સમાજમાં કે જ્યાં સ્ત્રી પુરૂષો મોટી પાકી વયે લગ્ન કરે છે ત્યાં અપાય છે, અને તે છુટ આપણાં ઢીંગલા ઢીંગલીનાં લગ્નમાં આપવી હાનિકારક છે. રામલાલે વાંચ્યું હતું કે સ્ત્રીઓએ હારમોનિયમ, પીઆનો, વગેરે વગાડતાં શિખવું જોઇએ તેથી ગંગાને માટે હારમોનિયમ મંગાવી તેને શિખવનાર એક માસ્તરની ગોઠવણ પણ તેણે કરી આપી હતી.

ફોઇબાએ પુછ્યું તેથી સદાએ જવાબ આપ્યો: " બા, શું પુછો છો. અમારા જેવાં કોળી નાળીનાં ઘર હોય તો તો ઠીક પણ—"

ફોઇબા—પણ, અલી કહે તો ખરી થયું શું ? તું એ બડી જબરી દેખાય છે. ઠેઠ ઘરની માંહ્યની પણ વાત તું જાણું. હેં, બહુ જબરી.

સદા—ઘરની માંહ્યની તો શું પણ એમની મેડીએ શું થાય છે તે પણ હું જાણું. બધાંને આપણા ઉપર વિશવાશ.

ફુલાતી ફુલાતી સદા જવાબ આપવા લાગી.

ફોઇબાનું હૈયું ઝાલ્યું રહ્યું નહીં. કોઇ સો રૂપિઆ આપવા આવે પણ વાત જાણ્યા વગર ત્યાંથી ખસવું એમને પાલવતું નહોતું.

ફોઇબા—તારા ઉપર વિશ્વાસ ન હોય તો કોના ઉપર હોય ! અને તારી પાસેથી કંઇ વાત બહાર જવાની હતી જે ? હોં, પણ પછી કહે તો ખરી.

સદા—ના, બઇશાબ, આપણે પણ આવી છાની વાત હોય તે

કોઇને કરવાનાં નહીં તો. આ તો તમારા જેવાં કોઇક હોય તેમને વળી કહું.

ફોઇબા—ત્યારે હવે કહે તું શું કહેતી હતી.

સદા—રામલાલભાઇ ગંગાભાભીને બહુ મારે છે.

ફોઇબા—અલી, આ તે તું શું કહું છું ! એને તો આટલી બધી છુટ આપી છેને ! ઘેર હારમોનિયમ શિખવવાને તો માસ્તર રાખેલો છે !

સદા—એક બાજુએ હાર-બળ્યું મને તો એનું નામે નથી આવડતું-હારમોનિયું શિખવાય અને બીજી બાજુએ જરા વાંક પડે કે ધોલ ઝાપટ પણ થાય અને ઠાઠાં પણ ભંગાય ! પરમ દહાડે તો એને બહુ મારી.

ફોઇબા—મુંઓ નખોદીઓ, ધુળ પડી એના ભણતરમાં.

પ્રિયવંદા—મેટ્રીક પાસ થયા કે પ્રિવિઅસ પાસ થયા તેમાં તે વળી કંઈ ભણ્યા કહેવાય કે ! એના કરતાં તો ન ભણ્યા હોય તે સારા.

ફોઇબા—પણ હેં, પછી, પછી. તે વારૂ એને કેમ મારી ?

સદા—વાંક તો રામલાલનોજ છે. પહેલેથી છુટ આપી અને હવે બૈરૂં ન ગાંઠે એટલે એને મારે.

પ્રિયવંદા—પાત્ર જોઇને જો છુટ અપાય તો તે વ્યાજબી છે. આ તો ભણ્યાં ગણ્યાં પથ્થર, મગનુ નામ મરી તો આવડે નહીં, તો પછી ઉંડા જ્ઞાનની તો વાતજ શી; અને હારમોનિયમ વગાડતાં શિખવે અને ચાર પુરૂષોમાં બેસવા દે, બોલવા દે. શું સુધારો આમાંજ આવી ગયો છે ? આનું પરિણામ માઠુંજ આવે. જેનામાં ઉંડું જ્ઞાન હોય તેનેજ છુટ આપવી ઘટે છે. આપણામાં પ્રાચીન સમયમાં સ્ત્રીઓને છુટ આપવામાં આવતી એમ બધા કહે છે પણ પ્રાચીન સમયમાં સ્ત્રીઓ કેવું ઉંડું જ્ઞાન ધરાવતી હતી તે તેઓ જોતા નથી. છુટ આપવી એ વાતને સૌ વળગી પડે છે પણ ઉંડું જ્ઞાન આપવાની વાતને સૌ કોરે મુકી દે છે. પ્રાચીન સમયમાં પણ ઉંડા જ્ઞાનવાળી સ્ત્રીઓનેજ છુટ હતી, બધાંને નહોતી. હાલમાં ઉંડું જ્ઞાન ધરાવનારી સ્ત્રીઓ આપણામાં કેટલી છે ?

ફોઇબા ઉંચાં નીચાં થઇ રહ્યાં હતાં તે પાછાં બોલ્યાં, "વારૂ

પણ કહે તો ખરી કે એને કેમ મારી ? તું ભલી રજેરજ જાણું છું હો !

સદા—બળી એ વાત, વરવહુની જુઠી લઢાઇ; પાછાં એકઠાં ને એકઠાં.

બપોરના લગભગ બાર વાગવાનો સમય થવા આવ્યો હતો. ફોઇબાને પાઠપૂજા કરવાં હતાં, તેને માટે વાર થતી હતી પણ ફોઇબા ખસતાં નહોતાં.

ફોઇબા—અલી, પણ પછી આગળ શું થયું તે તો કહે !

સદા—એક દિવસ હું ગામ ગઈ હતી. રામલાલ બહાર ગયા હતા અને ગંગા ભાભી ઘરમાં રાંધતાં હતાં. રોજ તો ન્હાવાનું પાણી હું મુકું પણ તે દિવસે તો ગંગા ભાભી રસોઈ કરીને મેડે જઈ પેલું હરમાનીયું વગાડવા બેઠાં અને પાણી પાણીને ઠેકાણે રહ્યું. રસોઇમાં દેવતા હોલવાઈ ગયો અને ઉંના પાણીના ચુલામાં પણ બિલાડાં આળોટે. રામલાલ બહારથી આવ્યા. ભૂખ તો કકડીને લાગી હતી. શિયાળાનો દહાડો હતો એટલે પાણી પણ ઘણું ઉનું જોઇએ. ઘરમાં પેસતાં રામલાલે જોયું તો બારણાં ફટાબાર–ઉઘાડાં ! રસોડામાં જઇને જુયું તો કુતરૂં રોટલો મટમટ ખાય. કાન દઇને સાંભળ્યું તો મેડી ઉપર હરમાનીયું વાગતું સંભળાય. ઘણાએ ઘાંટા પડયા પણ વાજાની લેહેમાં કોણ સાંભળે. કુવરાને હડે હડે કરતા, ગુસ્સે થતા રામલાલભાઇ મેડીએ ગયા. “ આ શું વગાડે છે, નીચે તો કુતરાએ બધી રસોઇ અભડાવી છે. ” એમ બોલી ઉઠયા. ગંગા ભાભી નીચે દોડયાં. કપડાં કહાડીને રામલાલભાઈ નીચે ન્હાવાને આવ્યા, અને બોલ્યા: “ લાવ, હું ન્હાઇ તો લઉં; અને તું મને ઉંના પાણીને ચુલે દુધનાં બે ચોપડાં કરી આપ. હશે ચાલશે. ” જઇને જુવે છે તો પાણી ટાઢુ હીમ જેવું. ન મળે દેવતા ઉંના પાણીના દેગડા નીચે કે ન મળે રસોઇમાં. રામલાલ બહુજ ચીડાયા. એક તો ભુખ અને બીજી રીસ. પછી પુછવુંજ શું !

ફોઇબા—હેં, ગંગાને મારી, હેં.

સદા—ના, ત્યાર પૂજા કરી. બળ્યું એમનું હરમાનીયું, જ્યારથી એ ઘરમાં આવ્યું છે ત્યારથી આના આજ ફજેતા. ના જુવે દહાડો, ના જુવે રાત; અમે ચાકર માણસ દેખતાં પણ હુંકારા હુંકારા કરે અને વખતે–કુંહ–નથી જ કહેતી.

ફોઇબા—મારેય પણ ખરો. મુંઆ રાંડના ત્યારે શું કરવાને પરણુતા હશે.

સદા—હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. શું કરે! કોને કહે? બા, હવે તો જાઇશ બહુ વાર થઇ.

ફોઇબા—પણ અલી તું તો ગામ ગઇતી; તે તેં શી રીતે જાણ્યું? બહુ જબરી.

સદા—ગંગાભાભી રામલાલ ભાઇનાં નહીં હોય એટલાં મારાં છે. એમણે હું આવી એટલે મને તરત કહ્યું. હવે તો બા, હું જાઇશજ.

ફોઇબા—હા, બા, આવજે હોં. આ તું આવી ત્યારે દહાડો ગયો. નહીં તો ગમતું નહોતું. આવતી રહેજે, તું આવું છું ત્યારે ઠીક લાગે છે

સદા ગઈ અને એની પુઠ વેગળે દેખાઇ એટલે પ્રિયંવદા બોલી ઉઠી: "એવાં માણસોને બહુ બોલાવવાં નહીં કે ચ્હડાવવાં નહીં. હલકાં માણસો! પારકાના ઘરની આમ આપણે કુથલી સાંભળીને શું કામ છે?"

ફોઇબા ન્હાઇને પૂજાપાઠ કરવાને બેઠાં. પ્રિયવંદા રસોઇ કરતી કરતી ત્યાં આવી હતી તે પોતાને કામે ચાલી ગઇ. રસોઇ કરી, સૌને જમાડીને તે પાછી ફોઇબા પાસે આવી અને મહાભારત લઇને વાંચવા બેઠી.

મહાભારતમાં કથાનો પ્રસંગ આ પ્રમાણે હતો.—તહેવારનો દિવસ હતો. ગાંધારીને ઐરાવત હાથીનું પૂજન કરવું હતું. દુર્યોધન રાજાની માતા એટલે એને તો સાધનની શી ખોટ હતી! એણે તો માણસો પાસે માટીનો સુંદર અને કદાવર હાથી બનાવરાવ્યો. તેને ખુબ શણગરાવ્યો અને પછી તેનું પૂજન કરવાનો વિચાર કર્યો. કંઇ પણ સાધન વિનાની સતી કુંતાને પણ તેજ દિવસે હસ્તીપૂજન કરવાનું હતું. પણ તેના છોકરાઓનું કંઇ રાજ્ય નહોતું એટલે એને ત્યાં સાધન શી રીતે હોય? ગાંધારી ગર્વ ધરતી હસ્તીનું પૂજન કરવા લાગી અને બિચારી કુંતા નિસાસો નાંખતી બેશી રહી. નગરમાં સૌ ગાંધારીનાં વખાણ કરવા લાગ્યાં અને કુંતાને "એ તો કુંતી શેની પણ કુત્તી છે" એમ કહેવા લાગ્યાં. મધ્યાન્હનો સમય થવા આવ્યો. કુંતા નિરાશ થઇને બેઠી હતી. એટલામાં અર્જુન ઘેર જમવાને આવ્યો.

પ્રિયવંદાને વાંચતે વાંચતે ઘણોજ રસ પડ્યો. તે બબડી ઉઠી: " મોઈ રાંડ, પેલી સદા, એણે આવીને મને ખોટી કરી, એની કુથલી સાંભળવામાં વખત નકામો ગયો. હુંયે પણ શું કરૂં ! ફૈબા પાસે બેઠેલી તે ઉઠીને જઉં તો એમને ખોટું લાગે. કહેશે 'જુવો બહુ ડાહ્યાં થઇ ગયાં, એમને અમારી વાતો શેની ગમે !' હશે પણ જે થયું તે ખરૂં."

પ્રિયંવદાએ આગળ વાંચવાનું શરૂ કર્યું.

અર્જુને કુંતાને નિરાશ થઇને બેઠેલી જોઇને પુછ્યું: " મા, તું આજે કેમ ઉદાસ છે ? "

કુંતાએ જવાબ આપ્યો: " મારે ઐરાવત હાથીનું પૂજન કરવું છે, પણ આપણે ઘેર કંઇ સાધન છે ? ગાંધારી હસ્તીપૂજન કરે છે અને લોકોએ મને 'બિચારી બાપડી,' અને આખરે 'એ તો કુંતી શેની પણ કુત્તી છે,' એમ કહેવા માંડયું છે. એથી નિરાશ થઇને હું બેઠી છું."

માતાનાં આવાં વચન સાંભળીને અર્જુનનું લોહી ઉકળી આવ્યું. તેનું ક્ષત્રિયપણું સતેજ થયું. તેની નસેનસમાં વીરત્વ વ્યાપી રહ્યું. તે બોલી ઉઠ્યો: " મા, માટીનો ઐરાવત હાથી બનાવીને સૌએ પૂજે, પણ ઇંદ્રના ઘરનો સાક્ષાત્ ઐરાવત હાથી તને આણી આપું તોજ હું તારો પુત્ર ખરો."

અર્જુન ત્યાંથી નીકળ્યો, સ્વર્ગમાં ગયો અને ઈંદ્ર પાસે ઐરાવત હાથી આપવાનું કહાવ્યું. સરત એટલીજ હતી કે સ્વર્ગમાંથી હાથીને ઉતરવાને તેનો ભાર ઝીલી શકે એવી નીસરણી જોઇએ; અને તે બંનેનો ભાર અદ્ધર ઝીલી શકે તેવા તેને મજબુત ટેકા જોઈએ. અર્જુને કહ્યુ: " નીસરણી કરાવો અને આ મારા બે બાહુ છે તે તેના ટેકા સમજજો."

ઇંદ્રે નીસરણી તૈયાર કરાવી અને અર્જુને તેની નીચે બે હાથના બે ટેકા દઈ નીસરણીને અદ્ધર ઉભી રાખી, અને ઐરાવત હાથીને પૃથ્વી ઉપર ઉતાર્યો. ત્રીજા પહોરનો સમય થવા આવ્યો ત્યાર પહેલાં તો કુંતાની પાસે ઐરાવત હાથીને રજુ કરવામાં આવ્યો. કુંતાના હર્ષનો પાર રહ્યો નહીં. તેણે ઐરાવત હાથીનું પૂજન કર્યું. સૌ લોકો ચકિત થઈ ગયા અને કહેવા લાગ્યા: " કુંતી તે કુંતીજ અને કુત્તી તો પેલી ગાંધારી."

વાંચતે વાંચતે પ્રિયંવદા વિચારવા લાગી: " વાહ, ધન્ય છે, આ પ્રતાપ અર્જુનના બાહુબળનોજ છે. તેના બ્રહ્મચર્યનોજ છે. "

વળી તેનું અંતઃકરણ કહેવા લાગ્યું: " વળી સાથે સાથે કુંતાને પણ ધન્ય છે. એણેજ આવા પુત્રો ઉત્પન્ન કર્યાને ! ધન્ય છે એ માતાને ! ભારતવર્ષમાં આવાં રત્નો પાકશે ત્યારેજ ભારતનો ઉદય થશે. આર્ય માતાઓ આવાં રત્નોને જન્મ આપશે ત્યારેજ તેમણે પોતાનું કર્તવ્ય કર્યું એમ લેખાશે.પોતાનું ચારિત્ર્ય ઘડી પુત્રોનું ચારિત્ર્ય ઘડનાર માતા સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છે, તેજ ખરી વિદુષી છે; તેજ ખરી સુધરેલી છે. "

સાયંકાળ થવા આવ્યો અને પ્રિયંવદા વાંચવાનું બંધ કરી, ઓસરીમાં જઇ, બિપિનચંદ્રની રાહ જોતી હિંચકે બેઠી. એ વખતે પીયુષકાન્ત ઓસરીમાં આમતેમ ટહેલતો હતો.

એટલામાં મૃણાલિનિ દોડતી દોડતી ઘરમાં આવી. મૃણાલિનિમાં હજી બાળચેષ્ટાએજ વાસ કરેલો હતો. તેની ઉમર લગભગ બાર તેર વર્ષની થવા આવી હતી તો પણ હજી તે જાણે કે એક બાળકજ હોય તેવી મુગ્ધ હતી. પોતાનો અભ્યાસનો સમય અભ્યાસ કરવામાં ગાળ્યા પછી તે પોતાનો બધો સમય હાસ્ય વિનોદમાંજ ગાળતી. બાર તેર વર્ષની તે બાળા હતી પણ એક ન્હાના પાંચ છ વર્ષના બાળકની માફક તે રમતી, દોડતી, અને કુદતી. કોઇનું ન્હાનું છોકરૂં દેખે તો તેને લઇને તે રમાડવા મંડી જાય, તેને ચુંટલા ભરે, તેને બોલાવે, ચલાવે, રમાડે, તેને લઇને આખા ઘરમાં દોડાદોડ કરી મુકે, વખતે કોઇના ખોળામાં પરાણે મુકી દે અને પાછું ઝટ લઇને લઇ લે. આમ મૃણાલિનિના હાસ્યવિનોદથી તેનું આખું ઘર ગાજી રહેતું હતું.

મૃણાલિનિ દોડતી દોડતી ઘરમાં આવી અને તરતજ પાછી ગઇ. તેને દોડતી જોઇને પ્રિયંવદા તેની પાછળ પાછળ બહાર ગઈ. જુવે છે તો ઘરના ઓટલા આગળ મોટો ધુળનો ઢગલો કરી ઓટલા ઉપર ચઢી ચઢીને મૃણાલિનિ ભુસકા મારતી હતી, અને પોતાની કેટલીક બેનપણીઓ જોડે રમતી હતી. મૃણાલિનિનો બાંધો મજબુત હતો, અને તેમાં વળી ખાધેલ પીધેલ શરીર એટલે એના અવયવો ચૌદ પંદર વર્ષની બાળા હોય તેવા દેખાતા હતા. પ્રિયંવદા બહાર

આવી એટલે એને જોઇને મૃણાલિનિ સામી ઉભી રહી અને બે હાથની મુઠીઓ વાળી, તેમને હડપચીએ અડકાડીને ખડખડ હસી પડી. પ્રિયંવદાએ તેને જોઈ, તેના અવયવો ઉપર તેની દૃષ્ટિ સહજ પડી ગઈ અને તે પીયુષકાન્તને કહેવા લાગી.

"પીયુષભાઇ, આ ઉકરડાને વધતાં તે વાર લાગે! આ વાઘણને તે કોણ જાણે કોણ વશ રાખશે! એને કેવોએ વર મળશે! એનું લગ્ન ક્યાં થશે!"

આમ કહેતી કહેતી પ્રિયંવદા પાછી ઘરમાં ચાલી ગઇ, પણ તેના મનમાં એના એજ વિચારો ઘોળાયા કરવા લાગ્યા. તે પાછી બહાર આવી. અત્યાર સુધી પ્રિયંવદાને મૃણાલિનિના લગ્નનો કદી વિચાર પણ આવ્યો નહોતો. નાની ઉમરમાંથી કન્યાઓને પરણાવી દઈ તેમનો ભવ બગાડવો એ તેના વિચારથી તદ્દન વિરૂદ્ધ હતું.

પીયુષકાન્ત તેને જોઈને કહેવા લાગ્યો: "ભાભી, લગ્નની ઉતાવળ શી છે? હાલના સમયમાં આપણા હિંદુ સંસારમાં નાનાં નાનાં વરવહુઓ, ઢીંગલા ઢીંગલીઓ નજરે પડે છે. છોકરો નિશાળમાં ભણતો હોય, એક પાઇ પણ કમાતો ન હોય, માબાપ પાસેજ પોતાનાં કપડાંલત્તાં માગતો હોય, પુરેપુરો પરતંત્ર હોય, એવામાંજ તેનો વિવાહ કરવામાં આવે અને થોડા દિવસ પછી લગ્ન કરી બાર તેર વરસની કન્યાને તેની વહુ કરીને ઘરમાં આણવામાં આવે. નખ જેટલો વર અને નખ જેટલી વહુ એ બંનેનો સંસાર શરૂ થાય અને તે જોઇને માબાપ રાજી થાય. વર પોતાનાં માબાપ પાસે ચોપડીઓના પૈસા માગે કે વહુને માટે સારૂં ગવન લેવાને માગે? તેમાં વળી સીમંત આવીને ઉભુ રહે. "પ્રભુએ સારો દિવસ દેખાડયો" એમ માબાપ બોલે. પણ ખરી રીતે તે છોકરાનો ભવ બગડવાની શરૂઆત થઇ, ભણવા ગણવાનું નેવે મુકાયું; સીમંતની ન્યાતો થાય; સંધ્યાકાળે જમણવાર થાય. વર હોય તે ધોતીયાનો લાંબો કછોટો મારે, પાછળ છોગાં રાખે, માથે વાળ હોળીને પટીયાં પાડે, હાથે વીંટી અને કોટમાં દોરો પહેરે, પીરસવાને રહે અને ચાર બૈરાં બેઠાં હોય ત્યાં તો ખાસકરીને હસે, ટાયલું, ટીખળ, બોલે અને પોતાની હોંશીઆરી બતાવે! આ તમારો સંસાર!

"થોડા વખત પછી છોકરૂં થાય, જંજાળ વળગે, છોકરૂં

ટાઢમાં ધ્રુજતું દેખાય, તેને ગરમ કપડાં જોઇએ, વર બિચારો પરવશ, માબાપ કરે તે થાય, સાસુ વહુને મેંણાં મારે; " તારો બાપ આટલું ન કરે કે ! " એમ કહેવા માંડે. આ તે સારો દિવસ પ્રભુએ દેખાડયો કે નઠારો દિવસ ?

" છોકરો બાપ થઇને બેઠો, ભણી રહ્યો, સંસારના બંધનમાં બંધાયો, કમાવાને ફાંફાં મારે, પણ સંસાર બંધન સઘળે આડુંને આડુંજ આવે. તે શરીરે સુકાય, મનમાં મુંઝાય. શું કરવું તે તેને સુઝે નહીં. આવી સ્થિતિ જે પ્રજામાં ચાલી રહી હોય તે પ્રજાનો ઉદય શી રીતે થાય ? "

જે ભારતવર્ષમાં એક વખત અનેક સંયમી, અને મનોનિગ્રહવાળાં સ્ત્રીપુરૂષો, બ્રહ્મચારીઓ બ્રહ્મચારિણીઓ, તપસ્વીઓ, તપસ્વિનીઓ, વિદ્વાનો, વિદુષીઓ, વીરો અને વીરાંગનાઓ અહીં તહીં નજરે પડી આવતાં હતાં, તે ભારતવર્ષમાં આજે સોળ સત્તર વર્ષનાં છોકરાઓ બાપ થઇને ફરતા અને તેર ચૌદ વર્ષની છોકરીઓ કેડમાં છોકરૂં ઘાલીને જતી નજરે પડે છે એથી વધારે દુઃખજનક શું ? માબાપ એમ સમજે છે કે છોકરાને પરણાવી દઇએ, લ્હાવો લઇએ; છોકરીનાં માબાપ કન્યાકાળ વહી જાય છે, ચાલો પરણાવી દઇએ, એમ ઇચ્છે છે; હું ફલાણાની વહુ, આ ફલાણો મારો વર, એવા વિચાર દસ અગીઆર વર્ષની ઉમરે છોકરી કરતી હોય, વળી તેની સાહેલીઓ પણ પરસ્પર એક બીજાના વરનું નામ લઇને એક બીજાને શરમાવતી હોય, નાનાં નાનાં ઢીંગલાં લગ્ન કરે, અને માબાપ થઈ નેબેસે, એ કેવો દુષ્ટ રિવાજ છે. આવાં ઢીંગલાંનાં છોકરાં પણ ઢીંગલાં જેવાં નિર્માલ્યજ પાકે એમાં નવાઇ શી ! આવાંનાં છોકરાં બળહીન, બુદ્ધિહીન, વિદ્યાહીન, અને તેથી દ્રવ્યહીન થઇ રહે એમાં દોષ કોનો ? શિક્ષણની પદ્ધતિઓ અનેક વાર બદલો, અનેક યુક્તિઓ રચો, પણ મૂળમાંજ પેઠેલા આ સડાને જ્યાં સુધી ટાળવામાં નહીં આવે ત્યાંસુધી સઘળા પ્રયત્નો વ્યર્થ છે નાનાં ઢીગલાં જેવાં માબાપની કમતાકાત, અને કમઅક્કલ, છોકરાંમાં ઉતરે છે અને તેઓ તનનાં અને બુદ્ધિનાં નિર્માલ્ય પાકે છે. આ વાતને પ્રિયંવદા બરાબર સમજતી હતી અને મૃણાલિનિની બાબતમાં એવી ભુલ ન થાય તેને માટે આગળથીજ સાવચેત રહેતી હતી.

પ્રિયંવદા મૃણાલિનિ વિષે વિચાર કરતી હિંચકે બેઠી હતી અને ધીમે ધીમે હિંચકા ખાતી હતી. એવામાં બિપિનચંદ્ર ઘેર આવ્યો. પતિને જોઇને પતિવ્રતા ઉભી થઇ અને બિપિનચંદ્ર હિંચકા ઉપર બેઠો એટલે તેની સામે તે ભીંતને અઢેલીને ઉભી રહી અને ધીમેથી પુછવા લાગી;

" આજ તમે બહુ મોડા આવ્યા ? "

" હા, મને આવતાં જરા વાર થઇ ગઈ."

" પણ રોજ કરતાંએ આજ વધારે વાર થઇ છે."

" હા, એતો સરકારી કામ છે; કોઇવાર વધારે પણ રોકાવું પડે."

આ પ્રમાણે બંને જણ વાત કરતાં હતાં એટલામાં મૃણાલિનિ પાછી ઘરમાં આવી.

બિપિનચંદ્રને ખોળતી ખોળતી તે જ્યાં બંને બેઠાં હતાં ત્યાં આવી પહોંચી. તેણે કાછડો વાળેલો હતો. તેના હાથ, અને પગ ધુળ વાળા થઇ રહેલા હતા. તેના રેશમ જેવા સુંવાળા અને ચળકતા કેટલાક વાળ તેની કમળ જેવી આંખો ઉપર આવી રહ્યા હતા. આવી સ્થિતિમાં તે આવી અને બંનેની સામે ગુપચુપ ઉભી રહી. એકદમ તેણે તાળી પાડી અને કુદકો મારીને તે જરા પાસે આવી અને હા, હા, હા, કરીને હશી પડી. વાતમાં ભંગાણ પડયું. બંનેએ તેના સામું જોયું. મૃણાલિનિ બહારથી તેના સખીઓ પાસેથી કંઇક શિખી લાવી હતી તે તેણે "બિપિનભાઇ, બિપિનભાઇ સાંભળો" એમ કહીને બોલવા માંડયું. તે બોલીઃ " આઠ રોટલા ખાશો ?" બિપિનચંદ્રે "ઉંહ" કહ્યું. વળી તે બોલીઃ " ઘડો પાણી પીશો ?" ફરીથી બિપિનચંદ્રે કહ્યું "ઉંહ". છેવટે મૃણાલિનિએ પુછ્યુંઃ "વાઘથી બ્હીશો ?" શો જવાબ આપવો તે બિપિનચંદ્ર સમજી ગયો અને હસતે હસતે બોલ્યોઃ "ના." એટલે મૃણાલિનિએ પાસે આવી તેની આંખો આગળ મોટી તાળી પાડી; બિપિનચંદ્રે જરા આંખો મીંચી ને ઉઘાડી, એટલે મૃણાલિનિ બોલી ઉઠીઃ " એ બ્હીન્યા." પછી તે એક ક્ષણવાર સામું જોઇને ઉભી રહી અને પછી બે પગે સાથેજ કુદતી કુદતી ચાલી ગઇ.

પ્રિયંવદા તેની પાછળને પાછળ જ જોઇ રહી અને બોલીઃ "મોઇ રાંડ, એને એમ ભાન છે કે હું બાર તેર વરસનો મોટો હીઝડો થઇ છું."

પણ ઉપર કહ્યું છે તેમ મૃણાલિનિ હજી મુગ્ધાજ હતી. તે જાણતીજ નહોતી કે તેની ઉમર બાર તેર વરસની થઈ છે. હજી તે બાળાજ હતી. સર્વ જગત તેના નિર્દોષ માનસિક રંગમાંજ રંગાયલું તેને લાગતું હતું. હજી બાલ્યાવસ્થાનોજ આનંદ સર્વત્ર વ્યાપી રહેલો તેને ભાસતો હતો. તેને મન સૌ કુદતાં, રમતાં અને હસતાંજ દેખાતાં હતાં. પ્રિયંવદા પણ તેના મનમાં આવોજ ભાસ કાયમ રાખવાનો પ્રયાસ કરતી હતી કારણકે તેનામાં દુનિયાદારીનો ઉડતો પવન સંચાર કરવા ન પામે.

જતે જતે મૃણાલિનિ પાસેના ઓરડામાં એક ખુરશી ઉપર પડયા પડયા ગૌરીશંકર વર્તમાનપત્ર વાંચતા હતા ત્યાં ગઇ. સામી જઇને ઉભી રહી. ડોસાએ તેના સામી નજર કરી. તેનો કાછડો વાળેલો અને ધુળવાળા હાથ જોઇને ગૌરીશંકર બોલી ઉઠયા: " તું બહુ તોફાન કરે છે. તને મારવી પડશે હોં ! "

" હેં મને મારશો ! "

" હા, તને તો શું પણ તારા બિપિનભાઇને પણ હું તો મારૂં. તું જાણું છું ? "

" હેં, હેં; બિપિનભાઇને તો શું મારો. એ તો મોટા છે. એ તો કમાઇને રૂપિઆ લાવે છે અને તમે તો બેઠા બેઠા ખાવ છો, અને વળી કચકચ કરો છો તે તો જુદી. "

" કચકચ તો કરીએ સ્તો ! "

" ત્યારે અમે પણ તોફાન કરીએસ્તો. તમારે બધામાં જીવ અને કચકચ કરવી અને મારે કશામાં જીવ નહીં અને તોફાન કરવું. શું કરીએ. ઘરડાં કચકચ કરે અને બાળકો તોફાન કરે. બંનેના સ્વભાવ પડયા. " પોતાનો કાછડો છોડતી, ધુળવાળા હાથ ખંખેરતી અને જરા ખભા ચઢાવતી બાળા બોલી ઉઠી.

મૃણાલિનિનું કહેવું સાંભળીને ગૌરીશંકર ચુપજ થઇ ગયા. " મોઇ, રાંડ, એને જીતાય તેમ નથી. એણે તો મને બોલતો બંધ કર્યો. " આમ મનમાં બરબડતા ગૌરીશંકર પાછા વાંચવા મંડી ગયા અને મૃણાલિનિએ ત્યાંથી ચાલવા માંડયું. તેને જતી જોઇને વળી ડોસા મનમાં વિચાર કરવા લાગ્યા: " કોણ જાણે એને કેવોએ વર મળશે અને એ કેવુંએ ઘર માંડશે ! "

હાલમાં કન્યાની કેળવણીની બાબતમાં જોઇએ તેટલું લક્ષ અ-પાતું નથી. ઉલટું છોકરીને તેનો ભવ શી રીતે બગાડાય તે જાણે કે કેટલાંક માબાપ શીખવતાં હોય એવું તેમનું વર્તન હોય છે એમ કહીએ તો અતિશયોક્તિ નહીં ગણાય. પ્રથમ છોકરીને નિશાળે મુક-વાની કાળજી નહીં. મુકી હોય તો તેને ભણાવવાની કાળજી નહીં. બાપ પોતાના કમાવાની ધુનમાંજ ફરતો હોય. મા ઘરના કામકાજમાં કે ખોટા વ્હેમ અને અર્થ વગરના રિવાજો પ્રમાણે ન્યાતજાતમાં રોવાને કે કુટવાને કે કોઇ માંદાની આસપાસ બેઠેલાં બૈરાંમાં બેશી વાતો કરવામાં કે નવરાશના વખતમાં ચાર ભેગાં થઇને કુથલી કર-વામાં પોતાનો સમય ગાળતી હોય. એટલે કન્યાની કેળવણી તરફ જોઇતું લક્ષ હાલમાં અપાતું નથી. તેમાં વળી નાનપણથીજ કન્યાનો વિવાહ કરે. દસ વર્ષની થવા આવે એટલે હવે પરણાવી ઘો એજ વાત. કન્યાની પાસે તેના વર સંબંધી વાતો કરે, તેની સાસુનું, સસરાનું ઘસાતું બોલે, વળી કોઇ કન્યાની પાસે તેના વર સંબંધી ટોળ કરીને તેને ખીજવે અને જે વાતો તેને કાને ન લાવવી જોઇએ તે આણે; કન્યા વળી કંઇક હસતી, કંઇક શરમાતી, કંઇક મોં મર-ડતી, " ઉં, ઉં, નહીં વળી, નહીં વળી, " એમ કહેતી પણ મનમાં તો રાજી થતી ન્હાશી જાય. આમ નાનપણથીજ કન્યાના હૃદયમાં દુનિયાદારીનાજ વિચારો નાંખવા, તેની આગળ કુથલી કરી તેને કુથલી કરતાંજ શીખવવું એતે ભવ બગાડવા જેવું નહીં તો બીજું શું ? આથી વધારે ખોટું તે બીજું શું હોય ?

જે આર્ય પ્રજા પોતાના બ્રહ્મચર્યને માટે વખણાતી. જેનાં બાળકો, છોકરાઓ, અને છોકરીઓ, વીસ કે પચીસ વરસ સુધી બ્રહ્મચર્ય પાળતાં, અરે, કેટલાંક તો અખંડ બ્રહ્મચારીજ રહેતાં, તે આર્ય પ્રજામાં લગનની વાતો બાળકના આઠમા કે દસમા વર્ષથીજ થાય, એ આર્ય પ્રજાની કેટલી બધી અધોગતિ બતાવે છે ? તેમાં લગ્ન તે વળી એક મશ્કરી કે ફારસજ ! લગ્નમાં વળી થતાં ખર્ચ ! છોકરાની કે છોકરીની કેળવણીમાં તેટલો પૈસો ખરચતાં આચકો ખવાય, પણ તેમના લગ્નમાં લાખો રૂપિઆ ઉરાડાય, અને દેવાં પણ કરાય, એ આર્ય પ્રજાની માઠી વલેજ સૂચવે છે !

પ્રાચીન સમયમાં જ્યારે બાળલગ્ન થતાં નહોતાં, કન્યાઓ

જ્યારે લગભગ વીસ વરસ સુધી અને છોકરાઓ પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળતા હતા ત્યારે ભારતવર્ષમાં વીરપુરૂષો અને શૂરવીર સ્ત્રીઓ અને પેદા થતી હતી. ત્યારેજ અર્જુન, અભિમન્યુ, બભ્રુવાહન, જેવા યોદ્ધાઓ નજરે પડતા હતા. ત્યારેજ અનેક પરાક્રમી ક્ષત્રીયાણીઓ, રજપુતાણીઓ રણમાં અહીં તહીં ઘુંમતી દેખાતી હતી. બ્રહ્મચર્યના પ્રભાવથી મધ્યકાળમાં પણ સતી સોનરાણી, શૂરવીર લાલબા, અને રાજસિંહની પરાક્રમી માતા વગરે આર્ય લલનાઓનાં નામ હિંદના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલાં છે.

એજ બ્રહ્મચર્યના પ્રભાવથી હિંદમાં સીતા, તારા, દમયંતી, મંદોદરી જેવી સતીઓ પાકી છે અને પોતાના બ્રહ્મચર્યના પ્રભાવથીજ તેમણે પોતાનું પાતિવ્રત્ય સાચવ્યું છે. એજ બ્રહ્મચર્યના પ્રભાવથી આર્યમાતાઓએ શૂરવીર પુરૂષોને જન્મ આપ્યો છે. તેના દાખલાઓ ઇતિહાસમાં મોજુદ છે. બ્રહ્મચર્યના પ્રભાવને આર્ય પ્રજા આજે ભુલી ગઇ છે; અજ્ઞાનરૂપી અંધકારમાં તે આજે ડુબી રહી છે ! અફસોસ !

મૃણાલિનિને સત્તર અરાઢ વરસ સુધી બ્રહ્મચર્ય પળાવવું, તેને સારી કેળવણી આપી, તેનામાં શુદ્ધ આર્ય સંસ્કારોને જગાડવા, તેમને ખીલવવા, અને સુમાર્ગ વાળવા એવો પ્રિયંવદાનો દૃઢ નિશ્ચય હતો. પ્રથમ કેળવણી, અને જ્ઞાન, પછીજ બીજું બધું થઇ રહેશે એવા તેના વિચાર હતા. બાળાને તે નિશાળે મોકલતી, વળી ઘેર શિક્ષક રાખીને તેને ભણાવતી, અને પોતાને નવરાશ હોય ત્યારે પોતે પણ તેને લઇને બેસતી અને કંઇ કંઇ શિખવતી મૃણાલિનમાં બીજા ખોટા સંસ્કારો પડે નહીં તેને માટે તે બહુજ સાવચેત રહેતી. ઘરમાં તે કોઇની કુથલી કરતી નહીં અને ચાર બૈરાં ભેગાં મળીને કુથલી કરતાં હોય ત્યાં તેને જવા દેતી પણ નહીં. પોતે ઘરનું કામકાજ કરતી, વાંચતી અને મૃણાલિનિ પાસે વંચાવતી. ઘરમાં સૌને કહી દીધું હતું કે કોઇના લગનની, વિવાહની, કે એવી દુનિયાદારીની વાતો મૃણાલિનિ પાસે કરવી નહીં. પોતે તો તે કરેજ શાની. મૃણાલિનિ આગળ તેના વિવાહની વાત પણ કોઇને કરવા દે નહીં. દુનિયામાં લગ્ન કે વિવાહ એવી કંઈ વસ્તુ છે એવો વિચાર પણ મૃણાલિનિના હૃદયપટ ઉપર ન આવવા દેવો [illegible]

મૃણાલિનિની ઉમર તેર ચૌદ વરસની થઈ એટલે તેને સંભાળવી, તે શું વાંચે છે તે જોવું, કયાં બેસે છે ઉઠે છે તે તપાસવું, તેને ઘરનું કામકાજ શિખવવું, ટુંકામાં મૃણાલિનિની સાથે ને સાથેજ રહેવું અને તેના ચારિત્ર્યને ઘડવું એજ કામ પ્રિયંવદા લઇ બેઠી હતી. આથી કરીને નવરાશના વખતમાં ચાર ભૈરાં જોડે વાતો કરવાને પણ તે જાય નહીં, અર્થ વગરના ન્યાતજાતના રોવા કુટવાના રિવાજોમાં તે ઝાઝો જીવ ઘાલે નહીં, અને વખતે ન ચાલતે જવું પડે તો તરત પાછી આવે. કવચિત્ પ્રિયંવદા મૃણાલિનિનું મન વાંચનમાં પરોવાવતી, કવચિત્ તેની સાથે વિદ્યાવિનોદ તે કરતી, કવચિત્ નિર્દોષ આનંદમાં તેનો સમય ગળાવતી, કવચિત્ રામાયણની કથા, મહાભારતનું વૃત્તાંત, અનેક સ્ત્રીઓનાં ચરિત્રો તેની પાસે તે વાંચતી, અને આધુનિક સમયના લેખકો, તથા કવિઓની કૃતિઓમાં તેને રસ લેતી કરતી. અનેક બાબતો તેની આગળ તે કહેતી અને તેનું મન આમ સર્વદા સુસંસ્કારોમાં રોકાયલું રાખતી. મૃણાલિનિ જાણે નહીં અને તેને ભારે પડે નહીં તેવી રીતે પ્રિયંવદા તેની પાસે અનેક સંયમો પળાવતી, તેના મનમાં ધાર્મિક સંસ્કારો નાંખતી, સાદાઇ શિખવતી અને તેના જીવનને ઉંચે માર્ગે ચહડાવતી.

કુંમળા ઝાડને વાળીએ તેમ વળે. નાનપણથીજ જો બાળકનું મન સારે માર્ગે વાળ્યું હોય, તેમાં જો સદ્‌ગુણ, પવિત્રતા, અને જ્ઞાનનો વાસ કરાવ્યો હોય, અને ખોટી બાબતોથી તેને દૂરજ રાખ્યું હોય તો તેનું ચારિત્ર્ય તે પ્રમાણેજ ઘડાય અને આખા જન્મારામાં તે તે પ્રમાણેજ વર્તન કરી રહે. નાનપણમાં પડેલા સંસ્કારોની અસર બાળકના હૃદય ઉપર સચોટ પડી રહે છે અને તે કેમે કરી ભુસાતી નથી. આ વિષયમાં માબાપોની કેટલી જવાબદારી છે તે થોડાકજ સમજતા હશે. માબાપનું જોઇનેજ છોકરાંઓ શિખે! છોકરાંની પાસે કેમ બોલવું, કેમ વર્તવું, તેમની પાસે કેવી વાતો કરવી, કેવી ન કરવી, શું વાંચવું, શું વંચાવવું, તેમને કયાં જવા દેવાં, કયાં ન જવા દેવાં, તેમનાથી શું દૂર રાખવું, તેમનું ચિત્ત સર્વદા શેમાં લગાડેલું રાખવું કે ભવિષ્યમાં તેઓ સારાં નીવડે; માબાપે પોતાનું ચારિત્ર્ય કેવું ઘડવું કે તે જોઇને છોકરાં પણ પોતાનું ચારિત્ર્ય ઘડતાં શિખે; વગેરે વગેરે બાબતોને જોઇએ તેટલી મહત્તા આજકાલ આપવામાં આવતી નથી એ ઘણું શોચનીય છે!

માત્ર પ્રિયંવદાજ આ બાબતમાં સઘળું કરતી એમ નહોતું. પિતાનું કર્ત્તવ્ય છે કે છોકરાંને વાંચવાના વિષયો અને પુસ્તકો, પસંદ કરવાં. તેમને મંગાવવાં અથવા તો તેમને પુસ્તકાલયમાંથી મંગાવી આપવાની યોજના કરવી. વળી બાળકોને તેમના અભ્યાસ વિષે હમેશ પુછવું; કંઈક ઉત્સાહભર્યા, કંઈક ઠપકા ભર્યા, શબ્દો તેમને કહેવા અને તેમની કેળવણી સંબંધી તપાસ રાખવી. વળી તેણે છોકરાંને કંઇ કંઇ ખાસ કરીને પોતે જાતેજ શિખવવું, કારણકે ભાડુતી માસ્તરો તો ભાડુતીજ હોય છે. બાળક માબાપ પાસે ઘણા પ્રેમથી શિખે છે. પિતાએ શિખવેલું થોડુંક પણ અત્યંત ભાવવાળું અને ભાવનાવાળું હોવાથી છોકરાંના હૃદયમાં તે ઝટ લઇને ઠસે છે અને છોકરૂં “ મારા બાપા મને શિખવે છે ” એમ ઉમંગ આણી, ગર્વ ધરી, હોંસથી અને આનંદથી શિખે છે. ભાડુતી માસ્તરનું તેને મોં ગમતું નથી; પોતાના પિતા પાસે અને બાઇ બેહેનોની સંનિધિમાં બાળક “ જુવો હું વાંચું ? જુવો મેં કેવું લખ્યું છે ! ” એમ કહીને હસતે મુખે વાંચે છે, લખે છે, અને ખરૂં પડે એટલે રાજી થઇને કુદે છે, અને કરડી નજરવાળો ભાડુતી માસ્તર વેઠ ઉતારવાને માટે આવે તે વખતે બાળકનું મોં જાણે કે લીંબડાનો રસ પીધો હોય એવું કટાણુંજ થઇ રહે છે. તેની પાસે તે ઘણો ઉલ્લાસ ધરતું નથી.

આથી કરીને બિપિનચંદ્ર મૃણાલિનિને માટે અનેક વિષયો, ને પુસ્તકો પસંદ કરતો, અને તેની પાસે વંચાવતો. નવરાશના વખતમાં જ્યારે સઘળું કુટુંબ જમી પરવારીને એક ખંડમાં બેઠું હોય ત્યારે તે ખાસ કરીને કંઈ કંઇ વાંચતો અને મૃણાલિનિને સમજાવતો. આખું કુટુંબ પણ તે સાંભળતું અને તેમાંથી કંઇક સાર ગ્રહણ કરતું. વળી ઘણુંખરૂં દરરોજ સવારમાં કંઇક ને કંઈક તેની નજરે લાવતો, તેની અવલોકન શક્તિને ખીલવતો અને તેના હૃદયમાં વિદ્યારસ રેડતો.

હાલમાં માબાપો છોકરાંને નિશાળે મુકી પોતે કૃતકૃત્ય થયાં એમ સમજે છે. છોકરાંને નિશાળે મુકયાં એટલે તેમણે પોતાની ફરજ અદા કરી અને હવે કંઇ કરવાનું નથી એમ તેઓ માને છે. છોકરો ભણે છે કે નહીં તે વળી છ સાત મહિને એકાદ વખત જુવે !

એના નશીબમાં હશે તો ભણશે એમ બોલે ! બિચારાં છોકરાં ભણવાનાં હોય તો ભણે ! મા સંસારના રગડામાં રગડાય અને બાપ લક્ષ્મીદેવીની પૂજામાંથી નવરો ન થાય અથવા નવરા થવાની ઇચ્છા પણ ન કરે. એકાદ માસ્તરનું ટોળું છોકરાંને વળગાડી આપે. તેને વળી કોઇ દિવસ પુછે કે, " કેમ કીકો ઠીક ચાલે છે ને ? " માસ્તર વળી ના શું કરવાને કહે ! એ તો ઠોકે જ: "હમણાં તો વળી એનો અભ્યાસ બહુજ સારો થાય છે. કંઇક ચાનક લાગી હોય એમ જણાય છે. " બાપ જરા મોં મલકાવતા, જરા ફુલાતા બોલે, " ઠીક, ઠીક. " પરીક્ષાના દિવસ આવે એટલે માસ્તર પરીક્ષકની ખુશામત કરીને કે છોકરા પાસે કૉપી કરાવીને પાસ કરાવે અને એનાએજ માસ્તર પાછા છોકરાના બાપ પાસે આવીને વધામણી ખાય: " ભાઇ પાસ થયા છે. " બાપ ફુલાય, ખુશી થાય. આમ ને આમ છોકરાં કાચાં ને કાચાં વર્ગ ચઢે અને ઉપલાં ધોરણોમાં જ્યાં વગ ચાલે એવું ન હોય ત્યાં પાછાં પડે. આખરે પરિણામ એ આવે કે બાપ લાખો રૂપિઆ એકઠા કરે પણ છોકરાં કેવળ ઠોઠ ઉઠે. અથવા વખતે પરીક્ષાઓ પાસ કરે પણ તેમનામાં ઉંડા જ્ઞાનનો કે ચારિત્ર્યનો છાંટાએ મળે નહીં.

મનહરપુરમાં કન્યાશાળા હતી અને ત્યાં છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરાવવામાં આવતો હતો. વળી કનકપુરમાં પણ કન્યાશાળા હતી અને તેથી કરીને મૃણાલિનિને થોડાંક વર્ષ મનહરપુરમાં અને કનકપુર જાય ત્યારે ત્યાં નિશાળે મોકલીને છઠ્ઠા ધોરણ સુધીનું ભાષાજ્ઞાન પ્રિયંવદાએ પ્રાપ્ત કરાવ્યું હતું. મૃણાલિનિએ છઠ્ઠું ધોરણ પસાર કર્યું ત્યાર પછી એને નિશાળેથી ઉઠાડી લેવામાં આવી અને પ્રિયંવદાએ તેની આગળની કેળવણી માટે અભ્યાસક્રમ ગોઠવ્યો અને ઘણુંખરૂં પોતેજ અને કોઇવાર બિપિનચંદ્ર પોતાની વ્હાલી દિકરીને ઇચ્છા પ્રમાણે વિદ્યાદાન આપી કેળવી રહ્યાં હતાં.

આપણી શાળાઓમાં અપાતી કેળવણી અધુરી છે. તે માત્ર પોપટીયું ભાષાજ્ઞાનજ આપે છે. કેળવણી સંસ્કારી હોતી નથી. કન્યાઓના હૃદયમાં ઉચ્ચ સંસ્કારોને ઉત્પન્ન કરે, તેમને ખીલવે, અને દૃઢ કરે એવું કાંઇ તેમાં હોતું નથી. તેમાં ખરી નીતિ અને ધર્મની કેળવણીની ખામી છે. ગૃહવ્યવસ્થા, કરકસર, સાદું જીવન, કે થોડે પૈસે સંસાર કેમ ઠેલવો, એ વિષે તેમાં કંઇ પણ શિખવાતું નથી. હિંદુ-

સ્તાનની તવારીખમાં પ્રખ્યાત થઇ ગયેલાં સ્ત્રી પુરૂષોનાં ઉત્તમ ચરિત્રો તેમની આગળ ધરાતાં નથી. આથી કરીને તેમનામાં ધૈર્ય કે ધાર્મિક વૃત્તિવાળું મન ઉત્પન્ન થતું નથી. પરિણામ એ આવે છે કે આપણી શાળાઓમાં કેળવાયલી કન્યાઓમાં ઉંડું જ્ઞાન, ગાંભીર્ય, ગૃહવ્યવસ્થા, કરકસર, સાદાઇ, ગૃહિણી તરીકેના ધર્મ, કે ઉત્તમ માતા તરીકેના ધર્મ, આમાંનું કંઇપણ આવતું નથી. ટુંકામાં કહીએ તો આપણી કેળવણી પાશ્ચાત્યોનું અનુકરણ કરવામાંજ આવી રહેલી છે. મૃણાલિનિનું હૃદય સંસ્કારી બને, ઉંડા જ્ઞાનનાં મીઠાં ફળ તે ચાખે, તેનામાં શુભ સંસ્કારો દૃઢ થાય અને ભવિષ્યમાં ગૃહિણી તરીકે અને ઉત્તમ માતા તરીકે તે પોતાની ફરજો બજાવતી થાય તેવી કેળવણી તેને આપવાનો તેની માતાએ ઠરાવ કર્યો.

મૃણાલિનિના ઉંમર બાર તેર વરસની થવા આવી એટલે પ્રિયંવદાએ કોઈ કોઇ દિવસ તેની પાસે રસોઈ કરાવવા માંડી. વખતે તે તેની પાસે પુંજો વળાવતી, અને કોઇ વખત લોટો, પવાલું, તો કોઈ વખત થાળી કે વાડકો તેની પાસે મંજાવતી. એને ટેવ પડે અને કોઇ દિવસ એને ભારે ન પડે અથવા એને ઘરનું કામ હલકું ન લાગે એટલા માટે પ્રિયંવદા તેની પાસે ઘરકામ કરાવતી, ઉંચું નીચું મુકાવતી, અને બધાંને બેસવા ઉઠવાના ઓરડામાં સઘળી વસ્તુઓ વ્યવસ્થાસર ગોઠવાવતી. મૃણાલિનિ સુઘડ બને અને ઘરમાં બધું નિયમસર ગોઠવેલું રાખે તેને માટે તે કાળજી રાખતી. નોકરો નોકરોનું કામ કરે, પણ રોજ સવારમાં બિપિનચંદ્રને પીવાનું દુધ ઉકાળવું, અથવા તો ઘરમાં કોઇ માંદું હોય તો તેને બરાબર દવા આપવી, બેસાડવું, ઉઠાડવું, વગેરે વગેરે કામકાજમાં હોંશીયાર કરવાને પ્રિયંવદા મૃણાલિનિને કેળવી રહી હતી.

ઘરમાં ગૌરીશંકર રોજ બુમો પાડતા હતા: “ભાઇઓ, સાદાઇ રાખો; તમને આગળ ઉપર ઘણુંજ નડશે. બુટ, પાટલુન, કોલર અને નેકટાઇમાં પૈસા ન બગાડો! ઝીણાં ધોતીયાં કે ચેકનાં બુટ પહેરીને સુધરેલા છો એમ ન માનો, તેમાં પૈસા ન ખરચો. આપણો સાદો દેશી પોશાક ધારણ કરો. જાડું હોય તોપણ ચલાવી લ્યો. જાડું પણ આપણું ધોતીયું સારૂં; પહેરવું હોય તો પહેરાય, ઓઢવું હોય તો છેડો કહાડીને ઓઢાય, વખતે હાથ કે મોં લ્હોવું હોય તો આગળ પાટલીના વળમાં લ્હોહીએ તો કંઇપણ જણાય નહીં; પાટલુન ઉપર ડાઘા

માલમ પડે; વારેઘડીએ ધોબીને આપવું પડે અને જરાક ફાટે એટલે નકામું! અને આ તમારાં ખર્માસ! બમણું કપડું જાય, શીલાઇ વધારે અને ધોવડામણુ વધારે. ભાઇ, સંભાળીને ચાલજો નહીં તો જાડું એ પહેરવાને નહીં મળે. સાદું જીવન ગાળો, નહીં તો ઘરમાં ઘી વગર ખાશો પણ કોલર નેકટાઇને તમારાથી છોડાશે નહીં. બ્રહ્મરાક્ષસ વળગ્યો તે વળગ્યો."

ગૌરીશંકરનો સ્વભાવ જરા વધારે ધાંટા પાડવાનો હતો પણ પ્રિયંવદા જેવી સમજુ સ્ત્રી તેમાંથી બહુજ ઉંડો બોધ લેતી હતી. પોતે સાદું જીવન ગાળતી, અને તેની તેજ સાદાઇ મૃણાલિનિમાં ઉતરે તેની કાળજી રાખતી. છોકરીને ખોટાં લાડ કરવાં કે જેથી એનું ભવિષ્ય બગડે એવું તે કદી કરતી જ નહીં. ધર્મ વગર ચારિત્ર્ય ઘડાતું નથી; ચારિત્ર્ય વગર ઉદય નથી; **यतो धर्मः ततो जयः** એમ પ્રિયંવદાનું અંતઃકરણ તેને સર્વદા કહી રહ્યું હતું. તે હવે મૃણાલિનિ પાસે ધાર્મિક પુસ્તકો વંચાવતી અને તેનું ચિત્ત પૂજાપાઠમાં લાગે એવી યોજનાઓ ઘડતી. કારણકે પ્રિયંવદાનું એમ માનવું હતું કે ધાર્મિક વૃત્તિઓ ગમે તેટલી સારી ખીલવાય પણ તે વૃત્તિઓને જો પૂજાપાઠરૂપી બાહ્ય સ્વરૂપમાં ન અણાય તો ચિત્ત બરાબર નિર્મળ અને દઢ થઇ શકતું નથી. આપણું શાસ્ત્ર કહે છેઃ **चित्तस्य शुद्धये कर्मः** ચિત્તની શુદ્ધિને માટે કર્મ કરવાનાં છે. મનુષ્યને એ ચિત્તશુદ્ધિની કેટલી બધી જરૂર છે તે આ સન્નારી સતી પ્રિયંવદા બરાબર સમજતી હતી.

સઘળી ઉંચી કેળવણી પણ માતૃભાષામાંજ આપવી; તે ઇંગ્રેજીમાં લીધાથી આપણું કુટુંબ અને આપણી વચ્ચે આચાર, વિચાર અને વર્તનમાં મોટો ભેદ પડી જાય છે અને વખતે વૈમનસ્ય ઉભું થવાનો પ્રસંગ આવે છે; વળી પરદેશી ભાષાનો નકામો બોજો મન ઉપર પડે છે; માતૃભાષાના પૂર્ણ જ્ઞાન વગર ઉંડું જ્ઞાન અને ગાંભીર્ય આવી શકતાં નથી; અભ્યાસક્રમમાં પણ જેમ બને તેમ આપણા દેશના આચાર વિચારોને અને આપણી ઉચ્ચ ભાવનાઓને અનુસરતાંજ પુસ્તકો પસંદ કરવાં; એવા એવા અનેક વિચારો બિપિનચંદ્રના મનમાં વસી રહ્યા હતા. આપણા દેશનું ગૌરવ જેથી સમજાય, આપણા વીર પુરૂષોનાં ચરિત્રો વંચાય, અને આપણે આપણી ભૂમિમાં જ, અને આપણા વિચારોમાં જ કેળવાઇએ છીએ એવું મનમાં ભાન થાય એવા પ્રકારનું શિક્ષણ આર્યબાળાઓને આપવું એવો બિપિનચંદ્રનો

અભિપ્રાય હતો. ઇંગ્રેજીને તિલાંજલિજ આપવી એવો તેનો નહોતો. બીજી ભાષા તરીકે ઇંગ્રેજી શિખવવું અને સહેલાં ઇંગ્રેજી વંચાય, ઇંગ્રેજોની રીતભાત તથા રાજ્યબંધારણ અને સ બરાબર સમજાય, તેમના આશયો, તેમનું ચારિત્ર્યબળ, સમા અને ગૃહવ્યવસ્થાનો ખ્યાલ વિદ્યાર્થીઓને બરાબર આવે ઇંગ્રેજી જ્ઞાન તેમને આપવું અને જેથી ઇંગ્રેજોની ટાપટીપનું અ ન થાય, તેમના સદ્‌ગુણોનેજ મનમાં ઠસાવાય અને બાળકના "હું હિંદુ છું" એવી ભાવના સદાએ જાગૃત રહે એવી શિ યોજના ઘડવી, એમ બિપિનચંદ્રનું ધારવું હતું.

આથી કરીને માતૃભાષાનું ઉંડું જ્ઞાન મેળવાય, તેનું ગદ્ય પદ્ય રસથી વંચાય અને સમજાય તેને માટે સારા લેખકોનાં અને પ્રાચીન કવિઓનાં કાવ્યો પસંદ કરાયાં. તે શિવાય ઇતિહાસ, તેની આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ, સમાજસેવા, વ્યવસ્થા, સાદું જીવન, વગેરેને લગતાં પુસ્તકો મૃણાલિનિના મુકવામાં આવ્યાં. સાથે સાથે ઇંગ્રેજીનું ભાષાજ્ઞાન થાય અને પુસ્તકો તથા વર્તમાનપત્રો તે વાંચી શકે અને પોતાની મેળે આગળ વધારવું હોય તો વધારી શકે એવો બંદોબસ્ત પણ ક આવ્યો.

પ્રિયંવદાને સંસ્કૃત તરફ પક્ષપાત હતો. તે બોલી ઉઠી: " ભૂમિનું પ્રાચીન ગૌરવ, તેની શુદ્ધ અને ઉચ્ચ ભાવનાઓ, રહસ્યો, નીતિમય સિદ્ધાંતો, જગતમાં અદ્યાપિ પર્યંત પણ ગણાયલું તત્ત્વજ્ઞાન, આ સર્વ સંસ્કૃત ભાષામાંજ છે. આપણાં શાસ્ત્રો, સ્મૃતિઓ, તેમાંજ લખાયલાં છે. સંસ્કૃત ભાષા હિંદમાં લિત સઘળી ભાષાઓની માતા છે. આર્ય પ્રજાનો તે એક ખજાનો છે. આર્યોનાં પરાક્રમો, વિદ્યા કળાથી તે ભરપુર છે. ના વીરપુરૂષો અને વીરાંગનાઓનું યશોગાન તેમાંજ છે. કા ભવભૂતિ જેવા મહાન્ કવિઓની કૃતિઓ પણ તેમાંજ છે. એમાં તો શું પણ સમસ્ત જગતમાં અનુપમ ગણાતાં કાવ્યો, યણ અને મહાભારત પણ સંસ્કૃતમાંજ લખાયલાં છે. જે ભણ્યું નથી તે આર્યપ્રજાનું ગૌરવ સમજી શકતુંજ નથી. આર્ય શક્તિઓ, તેની મહત્વાકાંક્ષાઓ, તેની ઉન્નતિના માર્ગો, તેમાં પ્રોત થઈ રહેલું ધાર્મિક જીવન, આ સર્વને જાણવાને સં

અભ્યાસ આવશ્યક છે. સંસ્કૃતના અભ્યાસ વગર હિંદનું ભાવી જીવનું ઘડવું વ્યર્થ છે. સંસ્કૃત ભાષાજ સંસ્કારી, નિર્મળ અને પવિત્ર છે. તેના અભ્યાસીને તે પવિત્ર કરે છે. ભાષાંતરો ગમે તેટલાં વાંચો પણ મૂળની વાત તો જુદીસ્તો."

અભ્યાસક્રમમાં સંસ્કૃતને સ્થાન ન આપવું એવો કાંઇ બિપિનચંદ્રનો વિચાર નહોતો. પણ એ વાતજ અજાણ્યે તેના ખ્યાલની બહાર જતી રહી હતી. પ્રિયંવદાના કહેવાથી તેને સાંભરી આવ્યું અને તે બોલ્યો:

"ઠીક સંભાર્યું! હું તો ભુલી જ ગયો હતો તારી કેળવણીમાં પ્રથમ સ્થાન સંસ્કૃતનેજ મેં આપ્યું હતું ને? સંસ્કૃત શિખ્યા વગર આપણે આર્ય પ્રજાનું ગૌરવ સમજી શકતાં નથી. સંસ્કૃત વગર આપણામાં સ્વાભિમાન, સ્વદેશપ્રીતિ, અને ઉચ્ચ ભાવનાઓ આવવાં અશક્ય છે. ખરી વાત છે કે સંસ્કૃતના અભ્યાસીનું જીવન કંઇક અંશે વધારે ઉચ્ચ સંસ્કારવાળું અને નિર્મળ બને છે!"

આ પતિપત્ની આમ વાટાઘાટ કરતાં હતાં. પાસે ઓરડીમાં પીયુષકાન્ત ઇંગ્રેજી પુસ્તકો વાંચી રહ્યો હતો. તેની સાથે તેના બીજા બે ત્રણ વિદ્યાર્થીબંધુઓ પણ બેઠેલા હતા. પ્રિયંવદા અને બિપિનચંદ્રના શબ્દો તરફ સૌનું ધ્યાન પરાણે પરાણે ખેંચાતું હતું. પોતાનુંવાંચવાનું પડતું મુકી સૌ તેમની પાસે ગયા. ઇંગ્રેજી ભાષાથી અંજાઇ ગયેલા આધુનિક સમયના વિદ્યાર્થીઓ ઇંગ્રેજીનો કક્કો ખરો કરવાને આગળ આવ્યા. પીયુષકાન્ત બોલી ઉઠયો: "સંસ્કૃત આપણી એક આંખ છે અને બીજી આંખ તો ઇંગ્રેજી છે. બંને આંખોએ જોઇએ ત્યારે જ જોયું કહેવાય. એક આંખે જોવું એ જોવું અધુરૂંજ કહેવાય. હાલ તો ઇંગ્રેજી આપણી બીજી તો શું પણ એમાંની એક વધારે શક્તિવાળી આંખ થઇ પડી છે. ઇંગ્રેજી વિદ્યાએજ આપણને જોતા કર્યા છે. નહીં તો આપણે ગાઢ અંધકારમાં ઉંઘતા હોત. તમારે એને બી.એ. નથી કરવી?

પ્રિયંવદા—મારે એને નોકરી કરવા ક્યાં મોકલવી છે? નોકરી માગવા જેને જવું હોય તેને બી. એ. થવાની જરૂર છે. મારે એને વકીલ, બારીસ્ટર, ધારાસભાની સભાસદ કે પ્રાસદ્ધ વક્તા કરવી નથી. એ બધું સાંપ્યું તમને પુરૂષોને. મારે એને પુસ્તકપંડિત બનાવવી નથી. બી. એ. થયા વગર શું સુશિક્ષિત થવાતું નથી કે? એને વિદ્યાનો રસ લગાડવો અને એના ચારિત્ર્યને ઘડવું એજ મારો હેતુ છે.

પીયુષકાન્ત—સ્ત્રીઓએ સમાજસેવા કરવી ન જોઇએ ?

પ્રિયંવદા—બુદ્ધ, શ્રીશંકરાચાર્ય, નાનક, કબીર, ચૈતન્યે શું સમાજની સેવા નથી કરી ? તેઓ ઇંગ્રેજી ક્યાં ભણ્યા હતા ? બી. એ. થયા વગર શું જ્ઞાન આવતું નથી અને સમાજસેવા થતી નથી ? તમારા બધાએ ગ્રેજ્યુએટો શું સમાજસેવા કે દેશસેવા કરે છે કે ? એતો કોક વિરલાજ. બીજા તો માત્ર પોતાનું પેટજ ભરેછે અથવા સમાજસેવા કે દેશસેવાને બ્હાને કીર્તિનીજ પૂજા કરેછે. તેઓ તો કીર્તિનાજ ભુખ્યા હોય છે. જે કેળવણીથી બુદ્ધ, શંકરાચાર્ય અને નાનક ઉત્પન્ન થયા તે કેળવણીજ મારે એને આપવી છે. જે કેળવણીએ ગાર્ગી, મૈત્રેયી, સીતા, પેદા કર્યાં તે કેળવણીથી હું એને વિભૂષિત કરીશ. તમે ઇંગ્રેજી ભણેલાઓ બધા એકઠા થાવ, પણ શંકરે અથવા નાનકે જે કાર્ય કર્યું છે તેનો સોમો ભાગ પણ તમારાથી થઇ શકવાનો નથી.

પીયુષકાન્ત અને તેના મિત્રો સાંભળી રહ્યા અને ગુપચુપ પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા.

મૃણાલિનિનો અભ્યાસક્રમ ગોઠવાયો. તેમાં ઇંગ્રેજી, સંસ્કૃત, અને ભરત શિવણને પણ સ્થાન આપવામાં આવ્યું. થોડોક વખત માસ્તર રાખીને તેને ઇંગ્રેજી વગેરે શિખવવામાં આવ્યું પણ ઘણું ખરૂં તો તે તેનાં માબાપની પાસેથીજ શિખતી. માતૃભાષાનું તેને ઉંડું જ્ઞાન થાય, મોટા મોટા લેખકો અને કવિઓની કૃતિઓ તેના મગજમાં રમી રહે, અને બીજું પણ વિવિધ જ્ઞાન માતૃભાષાદ્વારા તેના મગજમાં ઉતરે, તેમ કરવામાં આવતું હતું. સંસ્કૃતમાં ઉત્તરરામચરિત, રઘુવંશ, વગેરે શિખીને આગળ ઉપર તે ઉપનિષદોનો સાર સમજવાને શક્તિવાન થાય તેવી યોજના કરવામાં આવી હતી. સાથે સાથે ભરત, ગુંથણ, શિવણમાં પણ તેનું મન પરોવરાવાતું અને કામ વગર નકામાં નહીં બેશી રહેવાની તેને ટેવ પાડવામાં આવતી હતી.

માબાપની દેખરેખ, અભ્યાસક્રમની યોજના, ગૃહકેળવણી, અને મુખ્યત્વે કરીને નજર આગળ પ્રત્યક્ષ જણાતા પ્રિયંવદાના ચારિત્ર્યથી મૃણાલિનિમાં કંઇક ગાંભીર્ય અને ઠાવકાશ આવતાં જતાં હતાં. પ્રિયંવદાની પવિત્રતા, ધાર્મિકતા, અને ઉંડું જ્ઞાન, મૃણાલિનિના હૃદયને અડકવા લાગ્યાં અને તેમાં તે ઉતરવા લાગ્યાં. ક્ષણે ક્ષણે પ્રિયંવદાની શાંત અને નિર્મળ મૂર્તિ મૃણાલિનિની નજર આગળ

ખડી થતી અને તેને સારે માર્ગે દોરતી. બાળા રમતે, કુદતે, પ્રિયંવદાને સંભારતી; "પ્રિયંવદા જાણશે તો કેવું કહેશે! હવે તે આ હોય એમ બોલશે!" એવું તે મનમાં લાવતી. ધીમે ધીમે બાળા રમવાનું, કુદવાનું ભુલી જવા લાગી. પ્રિયંવદા તરફ વ્હાલ અને માનથી તે જોવા લાગી. પ્રિયંવદાના જેવુંજ જ્ઞાન મેળવું, એમના જેવીજ ડાહી થઉં, એવું એના મનમાં થવા લાગ્યું. પણ હજી પણ એનો નિર્દોષ બાલ-સ્વભાવ કવચિત્ કવચિત્ જણાઇ આવતો. એક વખત પ્રિયંવદાને સ્હામેથી આવતી જોઈ, અત્યંત વ્હાલ આણી, તે તેને બાઝી પડી. અને બોલી ઉઠીઃ "તમે મને બહુ વ્હાલાં લાગો છો!" "સારૂં, બેશ, બેશ, હવે ગાંડી; આ તે ગાંડછા શી? ખશ વેગળી" એમ બોલતી પ્રિયંવદા તેના હાથમાંથી છુટીને ચાલતી થઇ.

કહેવત છે કે "માબાપ તેવાં છોકરાં." છોકરાં દેખે તેવું શિખે. માબાપના ચારિત્ર્યની અસર તેમનાં છોકરાં ઉપર કેટલી બધી થાય છે. અને તેમાં વળી માતાની અસરનો તો પાર જ નથી. કારણ કે બાપ કામકાજે બહાર જાય છે અને છોકરાં આખો દિવસ માતાની પાસેજ રહે છે. આથી કરીને માતાએ કેટલાં બધાં સદ્‌ગુણી, સસ્કારી, અને વિદ્યાવંત થવાની જરૂર છે! માતામાં ઠાવકાશ હોય, ગાંભીર્ય હોય, તેનો પોતાનો વખત ગૃહવ્યવસ્થા, અને સારા વાંચનમાં ગળાતો હોય, તો તેનાં છોકરાં પણ તેવાંજ ઉઠે. પણ માતા જો પોતાનો સમય બહાર ભટકવામાં અને કુથલી કરવામાં ગાળતી હોય, તોપછી તેના છોકરાં સારાં કયાંથી ઉઠે? છોકરાં સારાં નીવડે કે નઠારાં તેની જવાબદાર માતાજ છે. માતાએ પોતાનું વર્તન એવું કરવું કે જેથી છોકરાં સારાંજ થાય.

પિતાની જોખમદારી આથી કમી થતી નથી. પેટને અર્થે હજાર કાવત્રાં કરનાર પિતા પુત્રને સદ્‌ગુણી થવા ગમે તેટલી શિખામણ દે પણ તે વ્યર્થ છે. આજકાલ શાળાઓમાં ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાને પોકારો થઈ રહ્યા છે. પણ ઘરમાં બાપને ફેશનની ટીશીયારીમાં તણાઇ જતા, અપ-ટુ-ડેટ રહેતા, "સિરટ" ની લહેજત લેતા, ધર્મને ધતીંગ ગણતા, પૈસાનેજ પરમેશ્વર તરીકે પુજતા, છોકરાં એમ જુવે તોપછી શાળાઓમાં ગમે તેટલું ધાર્મિક શિક્ષણ આપો પણ તે છોકરાં ધાર્મિક શી રીતે થાય! છોકરાં આખો દિવસ કંઇ શાળામાંજ રહેતાં નથી. તેમનું ચારિત્ર્ય ઘડવામાં જેમ શિક્ષક જવાબદાર છે તેમ તેથી પણ વધારે માબાપ જવાબદાર છે.

---

# પ્રકરણ ૧૨ મું.

## સંસ્કારી મૃણાલિનિ.

શુકલ પક્ષનો ચંદ્રમા જેમ દિવસે દિવસે વૃદ્ધિને પામતો જાયછે તેમ મૃણાલિનિનું શરીર અને બુદ્ધિ વૃદ્ધિને પામતાં હતાં. તેની ઉંમર હવે લગભગ ચૌદ પંદર વર્ષની થવા આવી હતી. તેનાં માબાપ તેને વિદ્યામૃત ચખાડતાં હતાં અને તેના હૃદયમાં શુભ સંસ્કારોને નાંખતાં હતાં. તેમણે તેને અનેક પુસ્તકોની સત્સંગતિનો રસ લગાડયો હતો. સદ્‌વિદ્યા રૂપી કલ્પવૃક્ષનો વાસ તેના હૃદયમાં થઇ રહ્યો હતો. ગુજરાતી સાહિત્યનો ઉંડો અભ્યાસ તેણે કર્યો હતો. સાથે સાથે તે ઇંગ્રેજી શિખી હતી અને સસ્કૃત સાહિત્યમાં પ્રવેશ કરી તેની જુદી જુદી શાખાઓનાં રહસ્ય સમજવાને તે મથતી હતી સંસ્કૃત વિદ્યાથી તેનું મન પવિત્ર અને ધાર્મિક બન્યું હતું, અને તેમાં જરા વૈરાગ્યની છાયા પડા હતી. પણ મૃણાલિનિ હજી બાળાજ હતી અને તેથી તેની પવિત્રતાનું તેને કંઇક અભિમાન હતું. દુનિયામાં તેના કરતાં કોઈ વધારે પવિત્ર અને શુદ્ધ હશેજ નહીં એમ તેના મનમાં અહંકાર ઉત્પન્ન થતો અને એ અહંકાર વડેજ તે અપવિત્ર મનુષ્યો તરફ દૃષ્ટિ નાંખવા જેટલું પણ સહન કરતી નહોતી. અપવિત્ર મનુષ્યો સામે તે ધિક્કારથી જોતી અને મનમાં મલીન વિચારને લેશ માત્ર પણ અવકાશ આપતી નહીં. એથી કરીને તેનો ચહેરો પ્રતાપી, તેની નજર જરા કરડી, અને તેનું શરીર અક્કડ જણાતાં.

ધર્મથી ઉદ્‌ભવેલી પવિત્રતાની જાણે કે તે સાક્ષાત્ મૂર્તિ હોય, મુક્તાફળથી જાણે તેનું શરીર ઘડાયલું હોય, અને મૃણાલથીજ જાણે એના અવયવો રચાયલા હોય, તેવી તે દેખાતી હતી. પોતાની દેહના પ્રભાવથી જાણે અન્યને આંજી નાંખતી હોય, પોતે જે ધવલ વસ્ત્ર ધારણ કરતી હતી તેના અતિ ધવલ પ્રકાશથી અન્યને ધોળી દેતી હોય, અને પોતાના મુખ ઉપરના તેજપુંજથી પવિત્રતાને અહીં તહીં પ્રસારતી હોય, તેમ તે જણાતી હતી. એનું રૂપ, વિનય, દાક્ષિણ્ય, મધુર વાણી, દૃઢ વ્રત, શાંતિ અને પવિત્રતાથી તે કોઇ મોટી તપસ્વીની હશે એવો જોનારને ભાસ થતો હતો. પ્રિયંવદાની પ્રભુભક્તિ

તેનામાં ઉતરી આવી હતી. તે હંમેશાં શિવપૂજન કરતી અને પૂજા કરી રહ્યા પછી ઉઠીને જ્યારે તે બહાર આવતી ત્યારે વાતાવરણમાં તેની પવિત્રતાનાં રજકણો જાણે ઉડી રહ્યાં હોય અને પવન પણ તેની પવિત્રતા રૂપી સુગંધથી સુવાસિત થયો હોય એમ સર્વ કોઇને લાગતું હતું. તેનું ખરૂં બ્રહ્મચર્ય તેના મુખ ઉપરના તેજપુંજનું કારણ હતું. પોતાના મુખ ઉપરના તેજપુંજથી પવિત્રતાને અહીં તહીં પ્રસારતી હોય, દુષ્ટ જનને એક ક્ષણવાર પણ તેની પાસે ટકવા દેતી ન હોય, અને ભાગ્યેજ કોઇની સામે દષ્ટિપાત કરતી હોય, તેમ તે દેખાતી હતી. તેનું શરીર નાજુક હતું તોપણ કામ કરવાથી કસાયલું હતું. ઇંગ્રેજી વિદ્યાથી તે કંઇક સ્વતંત્ર વિચારની થઇ રહી હતી. તેમાં સંસ્કૃત વિદ્યાએ જરા વૈરાગ્યનો ઉમેરો કર્યો હતો. આખો જન્મારો કુંવારી રહેનારી ઇંગ્રેજ અને અમેરિકન બાળાઓનાં દષ્ટાંતોએ તેના મગજને કંઇક ચગડોળે ચ્હડાવ્યું હતું તેથી, તથા પોતાની કેટલીક સખીઓને સંસારમાં દુઃખી જોઇને, અને કેટલીકને અત્યંત પરાધીનતા ભોગવતી નિહાળીને, ગમે તેવા પુરૂષને પતિ તરીકે સ્વીકારવા કરતાં મીરાંબાઇની માફક સ્વતંત્ર જીવન ગાળવાનું તે વધારે પસંદ કરતી હતી.

મૃણાલિનિ હવે મોટી થઈ છે એમ જાણી વળી બધાં એના વિવાહ સંબંધી વાતો કરવા લાગ્યાં. સૌ સૌના અભિપ્રાય વગર માગ્યે દર્શાવવા લાગ્યાં. પૈસાનેજ જોનારી શિવલક્ષ્મીએ એક ધનવાન પણ પીસ્તાળીસ વર્ષના વિધુરને પસંદ કર્યો. તે પોતાનો મત ખરો ઠસાવવાને મોટા ઘાંટા પાડીને બોલવા લાગ્યાં ? "હા, શું ખોટું કહીએ છીએ ? ઘેર અઢળક પૈસો છે. છૈયું નથી અને છોકરૂંએ નથી. બેઠી બેઠી ખાશે. ચાકર છે, નોકર છે, રસોઇઆ છે; પછી તે શું જોઇએ ? એના નશીબમાં હશે તો એ સો વર્ષનો થશે. અગર જો એનું માથું દુઃખશે તો આ એનું ઘર છે, બાર છે, પૈસો છે, ટકો છે. બીજું શું જોઇએ ? નાના, જુવાન શોધીએ છીએ અને મરી જાયછે, ત્યારે શું કરીએ છીએ ? માબાપ તો વચમાં દલાલ છે. એ તો છોકરીનું નશીબ જોઇએ."

નલિનિ પોતાનું દુઃખ મન આગળ ખડું કરીને કહેવા લાગીઃ "જુવો તો કોઈ સારો, ભણેલો, ગણેલોઃ અને ઠાવકો જોજો. વ્યસની કે ઉડાઉ હશે અને પૈસો ગમે તેટલો હશે પણ તે ધુળની ધુળ ડોસો ડોકરો જોશો તો દિકરી તમારે માથેજ પડી એમ સમજજો. બીઓ શું માત્ર પૈસાથીજ સુખી થાય છે કે ? "

સરિતાદેવી અને ગૌરિશંકરની મરજી એવી હતી કે મૃણાલિનિનું લગ્ન કોઈ તેનાથી થોડા મોટા યુવાન જોડે થાય. "વરકન્યા તો નાનાં નાનાં હોય તે શોભે. એ જોડું કેવું સુંદર દેખાય. નાનાં નાનાંને લગ્નનો લ્હાવો અને હોંસ હોય, બાકી મોટા તો જાણે એક વેઠ ઉતારવી હોય એમ વેઠ ઉતારે છે. આપણે બારણે એવું હોંસીલું અને શોભીતું જોડું અમે ઘરડાં આંખે જોઇએ અને પછી મરીએ તો ઠીક." એમ સરિતાદેવી કહેવા લાગ્યાં.

એટલામાં ગુમાનકાકીનો ધુધવાટો શરૂ થયો. ગુમાનકાકીની દીર્ઘદૃષ્ટિએ એમાંની એકે વાત કબુલ કરી નહીં. તે બોલ્યાં; "ના, ડોસો ને ડાબલો જોશો નહીં. છોકરીને શું કુવામાં નાખવી છે કે ? એનો ભવ બગાડવો છે? ડોસાને પરણીને તે કોણ સુખી થયું છે ? માથે તાલ હોય અને ડોસો ખુંપ મુકીને પરણવા આવે. એ તે વરકન્યા કે બાપ અને દિકરી? દીવો લઇને કુવામાં શા માટે પડવું ? છોકરીને ભણાવી, ગણાવી શું કરવા ? ડોસાની ચાકરી કરવા ? ડોસાને દોરવા ? ડોસાને પરણાવીને એના સૌભાગ્યની વાત એના નશીબ ઉપર રાખો છો ત્યારે ગરીબ યુવાનને પરણાવી એની સમૃદ્ધિની વાત એના નશીબ ઉપર કેમ નથી રાખતાં ? એના નશીબમાં હશે તો એ રાણી જેવું સુખ ભોગવશે. આપણે તો કોઈ ભણેલો અને ડાહ્યો જોવો. વર કુળવાન અને ઘરનો સુખી જોઇએ. પણ આવા ઘણે ભાગે અભણ કે વ્યસની હોય છે. આપણે વચલો માર્ગ લ્યો. કન્યાથી દસ વર્ષે મોટો, વિદ્યાવાળો શાણો અને મધ્યમ સ્થિતિવાળો હોય તો આપણે એ લાખ રૂપિઆનો. વરમાંથી ઘર નીકળશે, ઘરમાંથી વર નહીં નીકળે. સરિતાભાભી કહે છે તેમ નાનાં નાનાં વરકન્યા આંગણે શોભે તો ખરાં, પણ લગ્ન કંઈ ઢીંગલા ઢીંગલીની રમત નથી. આંગણે શોભ્યાં તેમાં શું વળ્યું ? સંસારની ઘટમાળમાં દીપી નીકળે ત્યારે તો દીપ્યાં કહેવાય."

બિપિનચંદ્રની સ્થિતિ મધ્યમ હતી. તેની પાસે જોઇએ તેટલું દ્રવ્ય ન હતું. તેની ન્યાતમાં કેટલાક કુળવાન અને હોંશીયાર યુવાનો હતા, પણ બિપિનચંદ્રની મધ્યમ સ્થિતિ જોઇને તેઓ મૃણાલિનિ સાથે લગ્ન કરવાની હા પાડતા નહોતા. ખરી વાત છે કે શ્રીમંતની લાત સૌ કોઈ ખાય પણ ગરીબનો એક શબ્દ પણ ન સાંભળે. કન્યાનાં માબાપ વરપક્ષથી સારી પહેરામણી મળતી હોય તો સઘળાં વેવાઇના

ઘરના બે ચાર કટુ શબ્દો સહન કરે, અને થોડો ત્રાસ પણ માથે વ્હોરી લે. સર્વ કોઇ દ્રવ્યને ચ્હાતું હતું અને તેની આગળ વિદ્યા અને પવિત્રતા ઉતરતાં ગણાતાં હતાં. આથીકરીને મૃણાલિનિનો ભાવ કોઈ પણ સ્થળે પુછાતો ન હતો.

આમ થોડા દિવસ વહી ગયા. ત્યારબાદ શિવલક્ષ્મીએ એક ચાળીસ વરસના મનુષ્યને શોધી કહાડયો. તે પુરૂષ ધનવાન હતો પણ બીજવર હતો. તેનામાં વિદ્યા ઝાઝી ન હતી. તેની સાથે મૃણાલિનિને પરણાવવાનો તેમણે નિશ્ચય કર્યો. પ્રિયંવદાને આ વાતની ખબર પડી. તેનાં સાસુ, નણંદ, દિયેર, વગેરે એ વાતને ચરચવા લાગ્યાં. સરિતાદેવી અને નલિનિ તેમાં અનુમોદન આપવા લાગ્યાં. પ્રિયંવદાને આ વાત બીલકુલ ગમી નહીં. મૃણાલિનિના વિવાહ સંબંધી વિચાર તેના મનમાં કદી આવતો નહીં અને વખતે આવતો તો "હજી શી ઉતાવળ છે" એમ કરીને તે એ વિચારને મનમાંથી કહાડી નાંખતી. પણ ફોઇબા મનમાં એમ સમજતાં હતાં કે ઘરમાં તે સૌથી મોટાં છે અને તેથી એમની ફરજ છે કે એમણે મૃણાલિનિને ઝટ પરણાવી દેવી. આવી બાબતોમાં આગળ પડીને કંઇક કરવું એથીજ એમનું મોટાપણું જણાઈ આવે એમ તે માનતાં. "અમે મોટાંએજ સમજવું જોઇએ, નાનાં તે શું સમજે? છોકરી હવે ઉંમર લાયક થઇ, હવે તે એને કયાંસુધી કુંવારી રાખવી?" એમ તે કહેતાં અને આમ બોલીને પોતાનું મોટાપણું દર્શાવતાં અને સૌને માટે એમને ઘણી કાળજી છે એમ જણાવતાં.

જ્યારે મૃણાલિનિએ એ વાત જાણી ત્યારે તેને તો એના ઉપર અત્યંત ધિક્કાર આવ્યો. તેની લજ્જાએ તેને વારી પણ તેના સુશિક્ષિત હૃદયથી બોલ્યા વગર રહેવાયું નહીં; "એવા વૃદ્ધ મનુષ્યને હું કદી પરણનાર નથી. ભલે હું કુંવારી રહીશ. અજ્ઞાની જોડે મારો જન્મારો નહીં બગાડું." આમ બોલીને તે સૌની પાસે બેઠી હતી ત્યાંથી ઉઠીને ચાલતી થઇ, અને પાસેજ એક નાનો વાડો હતો તેમાં જઇને એક ઝાડ ઉપરથી લટકતા હિંચકા ઉપર બેશીને હિંચકા ખાવા લાગી. તે સૃષ્ટિનું સૌંદર્ય નિહાળવા લાગી. ભૂમિ એવી રમણીય હતી કે તેના મનમાં તેના નિયામક પરમાત્માનું સહજ ભાન થઇ આવતું હતું. "મીરાંબાઇની માફક ઇશ્વરભક્તિમાંજ જીવન ગળાય તો પણ શું!"

એમ એના મનમાં આવ્યું. આ વખતે પરમાત્મા શિવાય કોઇને તે ગણતી ન હોય તેમ સ્વતંત્ર વિચારની તે દેખાતી હતી. મૃણાલિનિમાં સ્વતંત્ર વિચારે વાસ કરેલો હતો, પણ તેની ઇશ્વર પ્રત્યેની પ્રેમલક્ષણા ભક્તિએ તે સ્વતંત્ર વિચારને અમુક હદમાંજ રાખી, નમ્ર કરી નાંખ્યો હતો તેથી તે જાણે કે નમી ગયેલી પ્રેમલતિકા હોય તેવી જણાતી હતી. મૃણાલિનિનું મન દુઃખાયલું જોઇ તેની એક સખી જયા તેની પાસે આવી અને બોલી; "બહેન, જરાકે મનમાં મુંઝાઈશ નહીં. ઇશ્વરે ધાર્યું હશે તે થશે."

"મારા મનમાં તો એ વિષે કદી વિચાર પણ આવતો નથી. આ તો ફોઇબા વગર સમજ્યે આગળ પડીને ડાહ્યાં થાય છે અને પરાણે પરાણે એવી બાબતમાં મારો જીવ ઘલાવે છે.' મૃણાલિનિએ જવાબ આપ્યો.

"હશે, ઇશ્વર આપણો બેલી છે, તે સારૂંજ કરશે."

"સારૂં કરશે કે ખોટું કરશે, એનો અત્યારથી વિચારજ શો! આ સ્વતંત્રપણે બેશીએ છીએ, ઉઠીએ છીએ, સારૂં સારૂં વાંચીએ છીએ, એમાં કેવું સુખ છે! હું તો કુંવારીજ રહીશ."

"તારે માથે એવું શું દુઃખ પડયું કે તું આવા વિચાર કરે છે?"

"દુ:ખની વાત તો ઠીક છે, પણ બહેન, મને કુંવારાં રહેવાનું મન છે. મીરાંબાઈ રહ્યાં હતાં કની."

"બહેન, સદાએ કુંવારાં રહેવું મુશ્કેલ થઇ પડશે. તું હજી નાની છું. તને દુનિયાની હજી કંઇ ખબર નથી."

"કેમ, બહેન, એમાં શી હરકત આવવાની છે? મારા બિપિનભાઇ એક દિવસ કહેતા હતા અને મેં પણ વાંચેલું છે કે અમેરિકામાં સ્ત્રીઓ પાંત્રીસ કે ચાળીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે છે. તેઓ સુશિક્ષિત, ચંચળ, સ્વતંત્ર વિચારની, અને હિંમતવાન હોય છે. કોઇપણ બે સ્ત્રીઓ એકલી એક દેશથી બીજા દેશમાં જઇ શકે છે, તેમને કોઇ ઇજા કરી શકતું નથી, અને તેમની પવિત્રતામાં ખામી કહાડવાની કોઇથી વાત પણ કરાતી નથી. તેઓ પોતાના મનની લાગણીઓ બીજાને ભાગ્યેજ જણાવે છે, વિપત્તિમાં ધૈર્ય રાખે છે અને શુદ્ધ ક્ષત્રિયાણીઓ પેઠે તેઓ ભયરહિત રહે છે. આ તેમના બ્રહ્મચર્યનો અને વિદ્યાનોજ પ્રભાવ છે. આપણા દેશમાં પણ ગાર્ગી,

સરસ્વતિ, મૈત્રેયી વગેરે સ્ત્રીઓ ઘણી થઈ ગઈ અને તેઓ પણ નિર્ભયપણે અહીં તહીં ફરી શકતી હતી. શકુંતલાને કણ્વ ઋષિએ સ્વાતંત્ર્યમાં જ ઉછેરી હતી. હાલમાં આપણે એવા દાખલાઓ આ પાતાલવાસિનીઓ—અમેરિકાની સ્ત્રીઓ—માંજ જોઇએ છીએ."

"એ બધી વાત તો ખરી, પણ શકુંતલા, મૈત્રેયી વગેરેને આખરે તો પરણવાની જરૂર પડી હતી. તેઓની વિદ્યા અને તપ ક્યાં અને તારી ક્યાં? તારો તો માત્ર સ્મશાનવૈરાગ્ય હોય એમ મને લાગે છે."

મૃ૦—હું પણ બ્રહ્મચારિણી રહીશ તો વધારે વિદ્યા પ્રાપ્ત કરીશ, અને વધારે વિદ્યા પ્રાપ્ત કરીશ તો પછી વિદ્યાથી અવિદ્યા ઉપર જય મેળવાશે. તપ પણ હું કરીશ. કોઇ દિવસ તમે મને તપ કરતી જોશો; અને એક દિવસ ગાર્ગી, મૈત્રેયીમાં મારી ગણના થશે.

જયા—પણ બ્હેન, તું નથી જાણતી કે ઇંદ્રિયોને વશ કરવી એ કામ ઘણું જ કઠિન છે. મન ઘણું પ્રમાદિ છે. તેને મારવું એ જેવાં તેવાંનું કામ નથી. આપણા જેવાં નબળાં પોચાં પ્રાણીઓનું એ કામ ન હોય. આખરે માનવી પ્રકૃતિને વશ થવાનું જ.

મૃ૦—એ કાર્ય કઠિન છે પણ સાધ્ય છે. એમ ન હોય તો વિદ્યાનો જય અવિદ્યા ઉપર હોય જ ક્યાંથી? અને વિદ્યાથી અજ્ઞાનનો નાશ થાય છે અને ચિત્ત શાંત બને છે એ વાત જ જુઠી પડે!

જયા—તું હજી અનુભવ વગરની વાત કરે છે. મોટા મોટા ઋષિમુનિઓ પણ એમાં તો ગોથાં ખાઈ ગયા છે, તોપછી તારો એમાં શો હિસાબ?

મૃ૦—શુકદેવજી જેવાએ અખંડ બ્રહ્મચર્ય પાળ્યું છે. તેમને લોભાવવાને રંભાએ ઘણુંએ કર્યું પણ તેનું કંઇ ચાલ્યું નહીં. શુકદેવજી જેવાઓના પણ દાખલાઓ ક્યાં નથી? સરસ્વતી કુંવારી જ રહી હતી ને? બ્હેન, ન્હાનેથી મ્હોટાં થવાય છે. પ્રયાસ કરતે કરતે સઘળું સાધ્ય થાય છે. બ્રહ્મચર્ય પાળીને વિદ્યા પ્રાપ્ત કરીશ તોપછી બ્રહ્માનંદ આગળ વિષયાનંદ શુન્યવત્ થઈ રહેશે.

જયા—પ્રયાસ કરતે ચુકી તો આમાંથીએ રહીશ ને તેમાંથીએ રહીશ.

મૃ૦—ચુકીશ તો યોગભ્રષ્ટ થયેલી ગણાઇશ. એટલે તો સંસ્કાર દૃઢ થઇને રહેશે; અને તે કદી ભુંસાશે નહીં. કૃષ્ણ પરમાત્માએ ગીતામાં

કહ્યું છે કે न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति. ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો. આ જન્મમાં નહીં તો પેલા જન્મમાં પણ ઇષ્ટવસ્તુને પ્રાપ્ત કરીશ.

**જયા**—તારૂં જ્ઞાન માત્ર પોપટીયું જ છે. જરા ભગવદ્‌ગીતા શિખ્યાં કે મોટાં જ્ઞાની થઇને બેઠાં. મહાભારતના દાખલા આપવા સહેલ છે પણ તે પ્રમાણે વર્તવું ઘણું કઠણ છે.. પણ આટલું બધું કરીને તું શું કરવા ધારે છે? તારા જેવું એક સુવાસિત પુષ્પ જંગલમાં રહી એકલું કરમાઈ જશે.

**મૃ૦**— જંગલમાં એકલું રહીને પણ જ્યારે તે ખીલશે ત્યારે તેમાંથી સુવાસ નીકળશે અને પાન્થજનોને તેની સુગંધ મળશે. એટલો પણ લાભ છે અને એ લાભ શું કંઈ જેવો તેવો છે?

**જયા**—તારા વિચારોને હું સમજી શકતી નથી.

**મૃ૦**—લ્યો ત્યારે ચોખ્ખે ચોખ્ખું કહી દઉં છું. મારે મીરાં-બાઈના માફક કુંવારાં રહેવું છે; એમાંજ હું સ્વતંત્રતા માનું છું.

**જયા**—સ્વતંત્રતાનો અર્થ એવો નથી કે નિરંકુશપણે વર્તવું. કોઈ મુરબ્બીને તાબે રહી મનુષ્ય જો ન્યાયને રસ્તે યથેચ્છ વર્તન કરે તો તેમાં તે સ્વતંત્રતાને ભોગવે જ છે. બિપિનચંદ્રને પરણીને પ્રિયંવદા શું પોતાની જાતને પરતંત્ર માને છે? ના; ઉલટું તેથી તે પોતાની જાતને અલંકૃત થયેલી માને છે. મોટા મોટા યોગીઓને પણ કોઈ વસ્તુ જોડે પ્રેમ કરવો પડે છે. આ સૃષ્ટિમાં એકે પદાર્થ એવો નથી કે જેમાં પ્રેમનો વાસ ન હોય. મુનિઓને પણ સંસારમાંથી જીવ કહાડીને આત્મામાં પરોવવો પડે છે. મનુષ્યને કંઇ ને કંઇ પ્રેમનું સ્થાન તો જોઇએ જ.

**મૃ૦**—હું પણ આત્મામાં જ પ્રીતિ કરવા ઇચ્છું છું.

**જયા**— બેશ, મોટી જ્ઞાની થઇ ગઇ છું તે. પરણ્યા વગર તે કોઇને ચાલ્યું છે? એમ કહેને જે ઇંગ્રેજી પુસ્તકો વાંચીને તારૂં મગજ કંઈક બ્હેકયું છે. પણ બહેન, તેમનો સંસાર જુદો અને આપણો જુદો. તેમને એવું ફાવે, આપણને તો ન ફાવે.

**મૃ૦**—ગમે તેવા પુરૂશની સાથે પરણવું એના કરતાં કુંવારાં રહેવું એ વધારે સારૂં.

**જયા**--પરણવું એ સ્વર્ગની સીઢીએ ચ્હડવા જેવું છે.

**મૃ૦**—એ સ્વર્ગે ન ચ્હડાય તો ઘણું જ પસ્તાવા જેવું છે?

જયા—પસ્તાવા જેવું છે કે નહીં એ તો અનુભવ કર્યે જણાય.

મૃ૦—સંસારનો તો અનુભવ કડવો જ હોય.

જયા—સૌને કંઈ કડવો જ અનુભવ થતો નથી.

મૃ૦—ઘણાને તો કડવો જ થાય છે.

જયા—કડવા ઓસડથી જેમ સુખ થાય છે તેમ કડવા અનુભવથી ચારિત્ર ઘડાય છે. સંસારને છોડીને જે જંગલમાં જાય છે તે બાયલા છે. તેમાં રહી તેની સ્હામે લ્હડી વિજયી નીવડે છે તે શૂરા છે.

મૃ૦—જેમને માથે આવી પડયું હોય તે તેનો કડવો અનુભવ ભલે લે અને સંસાર સામે લ્હડે, પણ હું જાણી જોઇને એવી જંજાળમાં શા માટે પડું ?

જયા—સંસાર સદ્દ્ગુણની શાળા છે. સંસારનું કષ્ટ સહન કરવામાં જ તપશ્ચરણ રહેલું છે, નહીં કે તેનાથી દૂર ન્હાસવામાં.

મૃ૦—પણ તમે આટલું બધું કરીને મને સંસારમાં હોમવાને શા માટે ઇચ્છા કરો છો?

જયા—મનુષ્ય સદાએ આવી કુંવારી સ્થિતિમાં નિશ્ચળ રહી શકતું નથી. તેના વિચાર આખરે બદલાય છે અને તે વખતે તે ભયંકર સ્થિતિમાં આવી પડે છે. તારી સ્થિતિ એવી ભયંકર નીવડે નહીં તેને માટે અત્યારથી જ હું તને ચેતવણી આપું છું. પરણેલી અવસ્થામાં રહી વિદ્યા કયાં પ્રાપ્ત નથી કરાતી? આત્મજ્ઞાનને માટે એકલાં રહેવું એ તો સ્વાર્થ છે. વસ્તીમાં રહી જગતનું ભલું કરવું એજ યોગ્ય માગ છે. આપણાં શાસ્ત્રોએ પણ પ્રથમ ગૃહસ્થાશ્રમી થવાનું અને પછી સંન્યાસ લેવાનું કહેલું છે.

મૃ૦—જગતનું કલ્યાણ કરવાને માટે મનુષ્યે સંસારમાં રહેવું એમ તમે કહેતાં હો તો તે મારે કબુલ છે; બાકી સંસાર સંસારને માટે જ માંડવો એ મને પસંદ નથી. સૌનું સુખ દુઃખ જાણી, સર્વનું કલ્યાણ કરવાને યત્ન કરવો, એમાં પુરૂષની મદદની જરૂર છે. વળી સંસાર સ્નેહને ઢાળવાનું ક્ષેત્ર છે. એટલા માટે જ હું કંઇક અંશે લગ્નની અગત્ય સ્વીકારૂં છું, બાકી નહીં.

જયા—હા, ત્યારે તેમ. સ્ત્રી આગળ ઉપર નિરંકુશ ન બને, તેનામાં અહંકાર ઉત્પન્ન ન થાય અને તે અધોગતિને પ્રાપ્ત ન કરે, તે માટે તેને માથે સારા વિદ્વાન્ પતિરૂપી નેતાની જરૂર છે. નહીં તો યુવાવસ્થા-

ને પ્રાપ્ત થયેલી સ્ત્રીની સ્થિતિ તોફાની સમુદ્રમાં મુકાયલા ખલાસી વગરના વહાણ જેવી છે. તે ગમે ત્યાં ઘસડાઇ જાય છે.

મૃ૦—એ તો ખરૂં; પણ અત્યારથી તે લગ્નના વિચાર શા ?

જયા—ત્યારે તું ખિન્ન કેમ દેખાય છે?

મૃણાલિનિ ખડખડ હશી પડી. જાણે કંઇ જ બન્યું નથી એમ તે પ્રસન્ન જણાવા લાગી અને બોલીઃ "તમે આટલાં બધાં અધીરાં કેમ બની ગયાં છો? મને આટલું બધું શા માટે સમજાવો છો?"

જયા—ક્રોધમાં ને ક્રોધમાં તું કુંવારાં રહેવાનો નિશ્ચય કરી નાંખું અને સંસારમાં એકલી રહી, મનસ્વી બની, તારા ભવને બગાડું, તેને માટે મને કાળજી થાય છે, માટે આ ભાંજગડ કરવી પડે છે. સંસારમાં ઘણાંએ આવા વિચાર કરીને આડે માર્ગે દોરાયાં છે અને પોતાનો ભવ બગાડયો છે.

મૃ૦—મારે માટે એવી કાળજી કરશો નહીં. હું એવી મૂર્ખ નથી.

એમ કહીને પાછી મૃણાલિનિ ખડખડ હશી પડી. જયાએ તેના બે હાથ ઝાલ્યા અને તેને ખેંચીને ઘરમાં લઇ ગઇ. ઘરમાં ફોઇબા બેઠાં બેઠાં ભાગવત વાંચતાં હતાં. તેમની આગળ બીજાં બધાં બેઠાં હતાં. જયા તેને ત્યાં લાવી અને બોલીઃ "જુઓ ફોઇબા, આ મૃણાલિનિ એટલી બેઠી બેઠી ગાંડા ગાંડા વિચાર કરે છે.

ફોઇબા—બોઇ. મને તો એનું મોં ગમતું નથી. એ તો મનસ્વી થઇ ગઇ છે.

મૃણાલિનિ—મેં શું તમારૂં કહ્યું ન કર્યું કે તમે મને મનસ્વી કહોછો? હું તમારા ઠાકોરજીને માટે દાડમ ફોલી આપું છું; બદામની મીંજો કહાડી આપું છું અને તમે પ્રસાદ ધરાવી લ્યો છો ત્યારે તમને ખાવા લાગું છું!

એમ બોલીને મૃણાલિનિ હશી પડી. એવામાં ત્યાં પ્રિયંવદા, બિપિનચંદ્ર વગેરે આવી પહોંચ્યાં અને તેમના દેખતાં ફોઇબા આંખો કહાડી મૃણાલિનિને કહેવા લાગ્યાં.

ફોઇબા—બોઇ, મડમડી. મડમડી જ થવાની છું.

મૃણાલિનિ—હા, હું તો મડમડી થઇશ અને વિલાયત જઇશ.

જયા—વિલાયત જઇને તું શું કરીશ?

મૃણાલિનિ—વધારે ભણીશ.

જયા—વધારે ભણીને તારે શું કરવું છે? તારે કયાં કમાવા જવું છે?

મૃણાલિનિ—ત્યારે વેપાર કરીશ અને કંઈક કંઈક વિલાયતથી આણીશ. મૃણાલિનિ હસતે હસતે કહેવા લાગી.

જયા—ત્યારે અમારે માટે પણ કંઈક કંઈક લાવજે, બ્હેન.

મૃણાલિનિ—પરદેશથી હું લાખો રૂપિઆનો માલ લાવીશ. મોતીના અને સોનાના દાગીના પ્રિયંવદાને આપીશ. એક ખાસ્સો અરબ્બી ઘોડો–આકાશમાં ઉડે એવો પાંખોવાળો–પીયુષકાકાને આપીશ; અને બિપિનભાઇને માટે એક સુંદર કલમ લાવીશ; અને તે એવી કે બિપિનભાઈ વિચાર કરે કે તરત એની મેળે જ લખ્યે જાય. પછી એમણે આખો દિવસ કરવું મનન, અને કલમને આખો દિવસ કરવું લખાણ !

આ! સાંભળીને સૌ ખડખડ હશી પડયાં. હસતે હસતે પાછી જયા તેને કહેવા લાગી: “પણ બધાંનેએ માટે કંઇક કંઈક લાવવું જોઇએ !”

પીયુષકાન્ત—હા, હજી ફોઇબા અને વારા દાદા એ જણ બાકી રહ્યાં.

મૃણાલિનિ—ફોઇબાના ઠાકોરજીને માટે સાકર ને માખણ લાવીશ. કહે છે કે વિલાયતનું માખણ બહુ સારૂં હોય છે !

સૌના હસવાનો પાર રહ્યો નહીં. એકલાં ફોઇબાએ જરા મોં મરડયું અને બોલી ઉઠયાં : “ મોઈ.”

મૃણાલિનિ—અને દાદાને સારૂ એક ‘ ફોનોગ્રાફ ’ લાવીશ; અને તે એવું કે ચાવી આપી એટલે બોલ બોલ કરે અને દાદાને બોલવાની (કચકચ કરવાની) મહેનત મટી જાય.

ગૌરીશંકર પણ હસતા હસતા સાંભળી જ રહ્યા. મૃણાલિનિનું હૃદય શુદ્ધ હતું અને તે જે કંઇ બોલતી તે નિર્દોષપણે-ભોળા ભાવથી જ બોલતી. વળી બિપિનચંદ્રની તે એકની એક છોકરી હતી. એટલે તેના ઉપરનો કંઈક વ્હાલ, કંઈક તેની અટકચાળું બોલવાની ટેવ, ગમ્મતી સ્વભાવ, અને નિખાલસપણાને લીધે તેના બોલ નિર્દોષ ગણાતા અને વળી ટીખળ તરીકે જ લેખાતા. મૃણાલિનિના બોલવાથી કોઇને ખોટું લાગતું નહીં અને ‘ એ તો એનો એવું બોલવાનો સ્વભાવ છે ’ એમ કરીને સૌ હસી વાળતું. થોડીક વાર સુધી સૌ હસતાં હસતાં એક બીજાની સામે જોઇ રહ્યાં અને સંભારી સંભારીને

હસવા લાગ્યાં. " મોઇ, આ છોકરી શું કરે છે? " એમ આશ્ચર્ય-ની નજરથી કેટલાંક તેના તરફ જોવા લાગ્યાં. મૃણાલિનિ કંઇક હસતું પણ ઠાવકું મોં રાખીને બધાંના તરફ જોવા લાગી. એટલામાં પાછી જયા બોલી ઉઠી: " પણ તને કયો ધંધો બારે ગમે? "

મૃણાલિનિ—શેરીએ શેરીએ ફરીને હીરાની બંગડીઓ વેચવાનું મને બહુ ગમે; કેમકે બધે ફરાય તો ખરૂં.

પીયુષકાન્ત—પછી, બીજું તને શું કરવું ?

મૃણાલિનિ—મને આપણા બગીચામાં માળીનું કામ કરવું ગમે: કેમકે કામે થાય અને રમાય, અને લુગડાં મેલાં થાય તો પ્રિયંવદા મને વઢે નહીં.

પ્રિયંવદા હશી પડી અને વિચાર કરતી મૃણાલિનિ તરફ જોઇ રહી. આવી રીતે મૃણાલિનિ હજી પણ સૌને હસાવીને રાજી કરતી અને પોતાના હાસ્યવિનોદથી આખું ઘર ગજાવી મૂકતી. તે જ્યારે ઘરમાં હોય ત્યારે આખા કુટુંબમાં ' આનંદ, આનંદ ' થઈ રહેતો; દિલગીરી, ઝેર કે વેર તેની આગળ ઉભાં રહેતાં નહીં. તે કંઇ કંઇ બોલતી, સૌનું મન રીઝવતી અને તેની પાસે બેઠેલાં કે ઉભેલાં ક્ષણવાર જગતની સઘળી ચિંતાઓ ભુલી જતાં અને આનંદના ઓઘમાં ન્હાતાં પોતપોતાને કામે વળગી જતાં.

---

# પ્રકરણ ૧૩ મું.

## મનહરપુરમાં લગ્નની ધામધુમ.

ઉપર આપણે જોયું છે કે બિપિનચંદ્રને અરવિંદલાલ નામના એક કાકા હતા. તેમને ઉષા નામની એક દિકરી હતી. કનકપુરમાં બધાં ભરાઇને બેઠાં હતાં તે વખતે મનહરપુરથી એક કંકોતરી આવી. તે કંકોતરી અરવિંદલાલને લખેલી હતી. તેમાં " ઉષાનું લગ્ન વૈશાખ સુદી ત્રીજને દિવસે નિરધાર્યું છે માટે તે શુભ પ્રસંગે બધાં મનહર-પુર જરૂર આવજો " એમ લખેલું હતું.

કંકોતરી વંચાઇ. ઉષાનો વિવાહ, તેમાં અરવિંદલાલને વેઠવી પડેલી મુશ્કેલીઓ વગેરે ઉપર ચર્ચા થવા લાગી. ખાસ કરીને ફોઈબા તેના ઉપર અનેક ટીકાઓ કરવા લાગ્યાં. મૃણાલિનિ મનહરપુર જવાના હર્ષમાં ને હર્ષમાં આમતેમ ફરવા લાગી શું પહેરવું અને શું ઓઢવું તેનો તે વિચાર કરવા લાગી. પ્રિયંવદા સામાન બાંધ-વાની ચિંતામાં પડવા લાગી. ફોઇબા તેમના ઠાકોરજીને પાછા શી રીતે લઇ જવા તેનો વિચાર કરવા લાગ્યાં. " પારકે ઘેર, જો કે ભાઇનું ઘર છે તોપણ, મારા ઠાકોરજીને બરાબર વખતસર ભોગ ધરાવાશે નહીં " એમ તે બબડવા લાગ્યાં. આખરે લગ્નના બે ચાર દિવસ બાકી રહ્યા એટલે બિપિનચંદ્ર સિવાય સર્વ મંડળી મનહરપુર જવાને નીકળી અને કેટલાક દિવસે ત્યાં પહોંચી.

અરવિંદલાલને ઘેર લગ્નની તૈયારીઓ થતી હતી અને વર-રાજા, વેવાઇ, જાન વગેરેની આવવાની રાહ જોવાતી હતી. હવે ચાલો આપણે જોઇએ કે ઉષાનો વિવાહ ક્યાં થયો હતો અને શી રીતે થયો હતો.

મનહરપુરથી કેટલાક માઇલ દૂર વીરપુર નામનું એક ન્હાનું રાજ્ય આવેલું હતું. ત્યાં ચંદુલાલ નામનો કારભારી હતો. કારભારી-ને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ ધીરેન્દ્રલાલ હતું અને પુત્રીનું નામ મદકલિકા હતું. ઘણુંખરૂં એમ બને છે કે પૈસાદારનાં છોકરાં લાડકેલાં અને જાડી બુદ્ધિનાં હોય છે. દીવા પાછળ જેમ

અંધારૂં હોય છે તેમ મોટાનાં છોકરાં ઘણુંખરૂં કુસંગી, નિરક્ષર અને આડે માર્ગે વળેલાં હોય છે. શ્રીમંતાઇની છાયામાં ઉછરેલાં બાળકો નિરસ અને પ્રેમહીન નીવડે છે. મોટાઇનું તેમને અભિમાન હોય છે. એ અભિમાન તેમને વિદ્વજ્જનોથી દૂર રાખે છે અને તેથી શ્રી-મંતાઇના ગર્વમાં ફસાયલાં મનુષ્યો સદા અભણ રહી અધમતાને પોષે છે, વ્યસની બની બીજાને બનાવે છે, અને વિષયી બની વિષયા-નંદનો સ્વાદ સર્વને ચખાડે છે. એ બિચારાં કાવ્યના રસનો કે જ્ઞાનના અમૃતપાનનો સ્વાદ શું જાણે ? કે દિવ્ય પ્રેમની મસ્તીમાં તેઓ શું મ્હાલે ? કારભારી ચંદુલાલનાં છોકરાં પણ તેવાં જ નીવડયાં હતાં.

ધીરેન્દ્રલાલની ઉમ્મર આશરે નવેક વર્ષની થવા આવી એટલે તેને નિશાળે મુકવામાં આવ્યો હતો. ગુજરાતી પાંચ ચોપડીઓ તેણે પુરી કરી એટલે તેને ઇંગ્રેજીમાં બેસાડવામાં આવ્યો. તેને ઘેર ભણા-વવાને એક માસ્તર રાખવામાં આવ્યો. ધીરેન્દ્રલાલ વખતે પરીક્ષા-માં પાસ થતો અને વખતે નપાસ પણ થતો. પણ મોટાનું છોકરૂં એટલે તેને એકદમ વર્ગ ચઢાવીને ઉપલા કલાસમાં બેસાડી દેવામાં આવતો. આમ કરતે કરતે તે મેટ્રીક કલાસમાં આવી પહોંચ્યો.

તેના માસ્તરસાહેબે હવે તેને કેટલાંક નવાં નવાં પુસ્તકો વાંચ-વાની અને તેનું જ્ઞાન વધારવાની સલાહ આપી. તેથી ધીરેન્દ્રલાલ ઘણુંખરૂં લાઇબ્રેરીમાં જતો અને ત્યાંથી કેટલાંક પુસ્તક લાવીને વાંચતો. હાલમાં તેની ઉમ્મર સત્તર અરાઢ વર્ષની થવા આવી હતી. એક દિવસ એવું બન્યું કે તે લાઇબ્રેરીમાં ગયો, લાઇબ્રેરી એક સુંદર જગ્યા ઉપર બાંધવામાં આવેલી હતી. લાઇબ્રેરીના આંગણામાં ઉભે ઉભે જોતાં અપૂર્વ શોભા તેની નજરે પડતી હતી. આસપાસ એક મોટો બાગ કરવામાં આવેલો હતો. તેના ચક્રાકાર ન્હાના ન્હાના રસ્તા તેની દૃષ્ટિ આગળ આવી રહેલા હતા. એક બાજુએ લીલા ઘાસમાં કોતરી કહાડેલાં મહાપુરૂષોનાં નામથી તેનાં ચક્ષુઓ આકર્ષાતાં હતાં. બીજી બાજુએ શિથિલ વસ્ત્ર ધારણ કરીને ઉભી રહેલી એક યક્ષિણી તેના મુખમાંથી નીકળતી જળની ધારાવડે ભૂમિને સિંચતી જણાતી હતી. લાલ, પીળાં અને કેસરી પુષ્પથી આચ્છાદિત થયેલા લતાકુંજ અહીં તહીં આવી રહેલા હતા. લાઇબ્રેરીની અંદરની બાજુએ બે મોટ

ટેબલો હતાં અને તેની આસપાસ આઠ દસ ખુરશીઓ મુકવામાં આવી હતી. એક ટેબલ ઉપર ઇંગ્રેજી માસિકો તથા વર્તમાનપત્રો મુકવામાં આવ્યાં હતાં, અને બીજા ઉપર ગુજરાતી માસિકો અને વર્તમાનપત્રો હતાં. બાજુ ઉપર ચાર મોટાં પુસ્તકોથી ભરેલાં કબાટ ઠવીને મુકવામાં આવ્યાં હતાં. ધીરેન્દ્રલાલે આજે સઘળાં કબાટ લાઇબ્રેરીઅન પાસે ઉઘડાવ્યાં અને દરેક પુસ્તકનું નામ બરાબર ધ્યાન દઇને વાંચવાનું શરૂ કર્યું. માત્ર નામ ઉપરથી પુસ્તક સારૂં છે કે નહીં તે જાણવાનો તે પ્રયાસ કરવા લાગ્યો. તેમાં નહીં ફાવવાથી તેણે પુસ્તકના પુઠા ઉપરથી તેની કિંમત આંકવા માંડી. નવલકથાકારો પોતાનાં પુસ્તકોને ચળકતાં પાકાં પુઠાંથી બંધાવી તેના ઉપર સુંદર સોનેરી અક્ષરો કોતરાવે છે અને તેથી તેમની નવલકથાઓ મધ્યમ બુદ્ધિવાળાં સ્ત્રીપુરૂષોને સહેલાઇથી આકર્ષે છે. ધીરેન્દ્રલાલની બાબતમાં પણ તેમજ બન્યું. લાઇબ્રેરીમાં આવાં સુંદર પુઠાંવાળી ઇંગ્રેજી નવલકથાઓ કેટલીક હતી. તેમનો બાહ્ય દેખાવ તથા તેમનાં નામ જોઇને ધીરેન્દ્રલાલે તેમાંથી એક પુસ્તક લીધું. તેનું નામ The Lovers meet (પ્રેમી જોડાની ભેટ) હતું. આ પુસ્તક લઇને તે લાઇબ્રેરીની બહાર આવ્યો અને ઘર ભણી જવા નીકળ્યો.

રસ્તે ચાલતાં ચાલતાં એક સુંદર બગીચો તેની નજરે પડ્યો. ત્યાં બેશીનેજ પેલું પુસ્તક વાંચવાનું તેને મન થઈ આવ્યું તેથી એક બાંક ઉપર બેશી પગ ઉપર પગ ચઢાવીને તેણે વાંચવાનું શરૂ કર્યું. એ વખતે ત્યાં એક પણ માણસ નહોતું. પુસ્તકમાં વર્ણવેલા પ્રેમની કથા વાંચીને તરૂણાવસ્થામાં પ્રવેશ કરનાર ધીરેન્દ્રલાલ જાણે કે શુદ્ધ પ્રેમમાં પોતે પ્રવેશ કરતો હોય એમ પોતાની જાતને માનવા લાગ્યો. જેમ જેમ એણે આગળ વાંચવાનું શરૂ કર્યું તેમ તેમ પુસ્તકમાં વર્ણવેલો પ્રેમવિનોદ તેના મન ઉપર વિલક્ષણ અસર ઉત્પન્ન કરવા લાગ્યો.

તેના મનમાં અનેક વિચારો આવવા માંડ્યા. આ વખતે પોતે પરણેલો નથી એ વાતથી તે મુંઝાવા લાગ્યો, અને તેના મનમાં પરણવાની ઇચ્છાનાં અંકુર પહેલી જ વારનાં ફુટવા લાગ્યાં. આવી સ્થિતિમાં ધીરેન્દ્રલાલ બેઠો છે એટલામાં એના માસ્તર ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. ધીરેન્દ્ર વાંચવામાં તલ્લીન થઇ ગયેલો હતો. તેણે માસ્તરને જોયા નહીં પણ માસ્તર તેની પાસે જઇને કહેવા લાગ્યા:

"શાબાશ ધીરેન્દ્રલાલ, લાઇબ્રેરીનો તમે ઘણો સારો ઉપયોગ કરો છો તે જોઇને મને ઘણો આનંદ થાય છે. તમને લાઇબ્રેરીમાં 'સ્પેક્ટેટર' મળ્યું કે?" એમ બોલીને માસ્તર તે બાંક ઉપર જ બેઠા.

માસ્તરસાહેબે જરા ઉંચા થઇને પુસ્તકનું નામ શું છે તે જોઇ લીધું, અને કહેવા લાગ્યાઃ "હા, ઠીકઃ હા, ઠીક; લાઇટ લીટરેચર! ભાષાને માટે એ તમને વખતે ઉપયોગી થઇ પડશે, પણ જો ભાષા સારી અને શુદ્ધ જ કરવી હોય તો તમારે 'ટૅટલર', 'સ્પેક્ટેટર' વગેરે વાંચવું જોઇએ."

માસ્તરસાહેબ મનમાં સમજ્યા કે આ 'લાઇટ લીટરેચર' વાંચનારના ચારિત્ર્યને પણ 'લાઇટ' (હલકું) જ બનાવી મુકે છે. પાશ્ચાત્ય દેશોમાં જનસમૂહ સારગ્રાહી હોવાથી આવું વાંચન સમાજને સુધારે છે; પણ હિંદુ જનસમાજ હજી એટલો બધો કેળવાયલો નહીં હોવાથી તે માત્ર કથાના રસનું જ પાન કરે છે. વળી નવલકથાઓનું વાંચન હિંદુઓને અપરિચિત છે. આ તો નવયુગમાં પાશ્ચાત્ય પ્રજાઓએ મોકલેલા પવનની માત્ર લહરી છે. આથી આવી નવલકથાઓના વાંચનથી સમાજ આડે માર્ગે દોરાય છે.'

ધીરેન્દ્રને આ વખતે માસ્તર ઉપર ઘણી રીસ ચઢી. આ પીડા વળી ક્યાંથી આવી, એમ તે પોતાના મનમાં બોલવા લાગ્યો. વળી નાઇલાજે પુસ્તક બાજુ ઉપર મુકીને તે જવાબ આપવા લાગ્યોઃ "ઇંગ્રેજી 'લીટરેચર' (સાહિત્ય)માં જુની વાતો કરતાં નવી વાતો વાંચવી એ વધારે સારૂં છે એમ મને લાગે છે. સાહેબ! આપણે 'અપ-ટુ-ડેટ' રહેવું જોઇએ!"

"હા, હા, તેમાં કાંઈ જ શંકા નથી." માસ્તર સાહેબ હસતે હસતે બોલ્યા. માસ્તર સાહેબ ઇંગ્રેજી પુસ્તકોના મોટા અભ્યાસી હતા. સાયંકાળનો વખત થતો ત્યારે તે લાઇબ્રેરીમાં જતા અને ત્યાં ઇંગ્રેજી વર્તમાનપત્રો તથા માસિકો ત્રણ ચાર કલાક સુધી વાંચતા અને રાતે તથા સવારે ઇંગ્રેજી પુસ્તકો વાંચીને તેમાંથી જ્ઞાનનો સંગ્રહ કરતા. આમ હોવાથી ઘણી કવિતાઓ તથા મહાન ઇંગ્રેજી ગ્રંથકારોનાં વચનો તેમને કંઠે થઈ ગયા જેવાંજ હતાં. જાણે ધીરેન્દ્રને મૃદુ ઠપકો દેતા હોય તેમ માસ્તર સાહેબ જરા આંખના ડોળા કહાડીને બોલવા લાગ્યાઃ "અરે, તેમાં બીલકુલ શક નથી, પણ જો પરીક્ષામાં પાસ થવું હોય તો આવાં પુસ્તકો વાંચવથી શો ફાયદો?"

ધીરેન્દ્રલાલે પુસ્તકને પોતાની બગલમાં માર્યું અને માસ્તરસાહેબની સામો ઉભો રહીને જવાબ દેવા લાગ્યોઃ "સાહેબ, આખો દિવસ 'સ્કવેર રૂટ' (વર્ગમૂળ) અને 'ક્યુબરૂટ' (ઘનમૂળ) પાછળ માથું ફોડયા પછી 'સ્પેકટેટર' કે 'ટૅટલર' વાંચવાનું મગજ ક્યાંથી લાવું? આખો જન્મારો શું ભણવામાંજ ગાળવાનો છે? થોડો હાસ્યવિનોદ કે પ્રેમવિનોદ પણ મનુષ્યને જોઇએ!"

માસ્તરસાહેબ તેના મનની વાત હવે સમજી ગયા; તેથી તેમણે વધારે પંચાત કરી નહીં અને છાનામાના ધીરેન્દ્રલાલની મા કૃષ્ણલક્ષ્મીને સઘળી હકીકત કહેવાને ચાલ્યા ગયા.

ધીરેન્દ્રલાલ હજી બાંક ઉપર જ બેશી રહ્યો હતો. તે પોતાના મનમાં હવે વિચાર કરવા લાગ્યોઃ "મારૂં હવે લગ્ન થાય તો ઠીક. આખો દિવસ આ માસ્તર મારો જીવ ખાઇ જાય છે. મારે મારી ઓરડીમાં એની સાથે પુરાઇ રહેવું પડે છે. હું પરણું તો પછી મારી ઓરડીમાં આવવાનો એમનો અધિકાર નષ્ટ થઇ જાય. અને લગ્ન થવાથી શું મારો અભ્યાસ બગડશે?" આમ થોડીકવાર વિચાર કરીને તે ઉઠયો, ઘેર ગયો, અને એક આરામ ખુરશી ઉપર છાનોમાનો સુઇ ગયો.

માસ્તર સાહેબે આવીને ધીરેન્દ્રલાલની માને સઘળી હકીકત કહી સંભળાવી. કૃષ્ણલક્ષ્મી તે વેળા જ "ફલાણાની છોકરી લઇએ તો કેમ, પેલાની છોકરી તો ઠીક, પણ જરા કાળી અને ઉંચી છે, કોઈ સારા ઘરની કન્યા મળે તો ઠીક." એમ તેમ વાતો કરવા લાગ્યાં.

એટલામાં ધીરેન્દ્ર ખુરશી ઉપર પડયો પડયો આ સાંભળીને બોલવા લાગ્યોઃ "નહીં, નહીં, મારે લગ્ન જ કરવું નથી. કોણ જાણે કેવુંએ ઢોર લાવીને મારે ગળે બાંધશો. કોઇ હિડિંબા બિડિંબા લાવવી છે કે શું?"

કૃષ્ણલક્ષ્મીએ જરા ગુસ્સે થઇને જવાબ આપ્યો: "તારે શી પંચાત! છોકરાઓએ આવી બાબતમાં શામાટે લક્ષ આપવું જોઇએ? આટલી બધી પુછપરછ શામાટે કરવી જોઇએ? એકાદ કન્યા ઘેર આવશે એટલે જોજે તે કેવી છે તે!"

ધીરેન્દ્રલાલ હવે ચૂપ થઇને બેઠો. તે રાતે સુતો પણ આખી રાત તેને લગ્નનાં જ સ્વપ્ન આવ્યાં. લાઇબ્રેરીમાંથી આણેલું પુસ્તક

તાના ઉશીકા તળે મુકીને જ તે સુતો હતો. " પ્રેમની દુતેલ "
પ્રેમી જોડાની ભેટ " વગેરે વગેરે તે ઉંઘમાં બરબડવા લાગ્યો.
ો બડબડાટ સાંભળીને ઘરમાં સઘળાં માણસ જાગી ઉઠ્યાં. કૃષ્ણલક્ષ્મીને
ીસ ચ્હડી અને તે બોલ્યાં: " કોણ જાણે કયું પુસ્તક ઉશીકા તળે
મુકીને સુતો છે. આખી રાત બડબડાટ કરે છે. એ પુસ્તક નાંખી દે
અને ઉંઘ નિરાંતે ને બીજાંને જરા ઉંઘવા દે."

પુત્રને પરણાવવાના કાંઇક વિચારમાં અને કાંઇક હર્ષમાં કૃષ્ણ-
લક્ષ્મીને પણ આખી રાત ઉંઘ આવી નહીં. સામાન સુમનની તૈયારી
કરવી, પાપડને માટે સગાંસંબંધીને બોલાવવાં, કાપડવાળાને ઉત્તમ
પાઘડીઓ અને કસબી સાડીઓને માટે કહેવરાવવું, જાનમાં કોને
કોને આમંત્રણ કરવું, લોટ કેટલો દળાવવો, વગેરે બાબતોનો વિચાર
કરતાં આખી રાત ચાલી ગઈ અને પરોઢીયું થયું; તેથી તે ઉઠયાં
અને રોજનું કામ કરવા લાગ્યાં.

વાંચનાર ! ધીરેન્દ્રનો વિવાહ ક્યાં કરવો તે તો હજી નક્કી
થયું નથી ત્યાર પહેલાં કારભારી ચંદુલાલના ઘરમાં આવી ધામધુમ
ચાલી રહી હતી. આ વખતે ઉષા કે જેનું લગ્ન ધીરેન્દ્ર જોડે થવાનું
હતું તેને ઘેર શા શા બનાવો બની રહ્યા હતા તે જોવું જરૂરનું
છે. બિચારી ઉષાને તેર વરસ પુરાં થઇને ચૌદમું બેઠું પણ હજી
સુધી તેનો વિવાહ થયો નહોતો. અરવિંદલાલ અને તેમનાં પત્ની
યશોદા ઉષાનો વિવાહ કરવાને અથાગ શ્રમ લેતાં હતાં. જ્યાં કોઈ
બતાવે ત્યાં માગું મોકલતાં, પણ ઉષાનું નસીબ કોણ જાણે કેવુંએ
હશે કે એક પણ ઠેકાણેથી હા આવે જ નહીં. કોઈ જગ્યાએ વરનો
વાંધો નીકળે તો કોઇ જગ્યાએ કન્યામાં ખોડ કહાડવામાં આવે, ને
કોઇ જગ્યાએ પહેરામણીનું નક્કી ન થાય. એમ અનેક તરેહની
અડચણો આવે અને વિવાહની વાત જ મારી જાય. તેમાં વળી 'દુકાળમાં
અધિક માસ' એ કહેવત પ્રમાણે સિંહસ્થનું વર્ષ આવ્યું એટલે
ઉષાના દુર્ભાગ્યનો પાર જ રહ્યો નહીં. સિંહસ્થ બેસતા પહેલાં ઉષાનો
વિવાહ કરવો જોઇતો હતો. તેના લગ્નની કાળજીને લીધે તેનાં મા-
બાપને પુરૂં અન્ન પણ ભાવતું નહોતું. એ કાળજીમાંથી છુટવાનો હવે
એકજ ઉપાય રહ્યો હતો. તે એ કે કેટલાંક માબાપ કરે છે તેમ તેનું
લગ્ન કોઈ સાઠ વર્ષના ઘરડા ડોસા સાથે કરવું કે કોઇ અભણ કે

વ્યસની તરુણ સાથે એને પરણાવવી કે કોઈ કસાઈને ઘેર બાંધીને માબાપે પોતાને કૃતકૃત્ય થયાં એમ સમજવું. અરવિંદલાલને માથે આ મહાન્ સંકટ આવી પડયું હતું. એક બાજુથી દિકરીના વિવાહની ચિંતા અને બીજી બાજુથી નિષ્ઠુર સમાજની નિંદાનાં વાગ્બાણનો અવિરત વર્ષાવ: આ પ્રમાણે અરવિંદલાલના ઉપર બેવડો માર પડવા માંડયો હતો.

મનહરપુરમાં આશરે પાંચસો ઘરની વસ્તી હતી. તેમાં આશરે સાડ શીતેર ઘર બ્રાહ્મણનાં હતાં. આ બ્રાહ્મણો ઘણે ભાગે ગોરપદું કરતા હતા, અને વિવાહ સંબંધી કામકાજમાં અગ્રેસર થઇને ફરતા હતા. પ્રાચીન કાળથી ચાલતું આવે છે તેમ ગામના લોકો તેમના ઉપર વિશ્વાસ રાખતા અને તેમને ભરોંસાનાં કામ સોંપતા. આથી બ્રાહ્મણોજ જાણે વિવાહ કરવામાં કર્તાહર્તા હોય એમ થઇ રહેતું અને જુના જમાનાની શ્રદ્ધાળુ સ્ત્રીઓ **ब्रह्मवाक्यं जनार्दनः** એ કહેવત પ્રમાણે તેમનો બોલ ઉથામતી નહોતી. આમ હોવાથી બ્રાહ્મણોનું બોલવું વજનદાર ગણાતું અને તેમની ચર્ચાથી સર્વ કોઈ ડરતું હતું. સંધ્યાકાળનો વખત થતો ત્યારે એ સર્વે બ્રાહ્મણો તથા બીજાં સ્ત્રી પુરૂષો નીલકંઠ મહાદેવનાં દર્શન કરવાને જતાં અને ત્યાં થોડીવાર બેશીને ગામગપાટા હાંકતાં હતાં. નીલકંઠ મહાદેવનું વિસ્તીર્ણ દેવાલય, તેની આસપાસ આવેલી સુંદર અને વિશાળ ધર્મશાળા, વચમાં આવેલો રમણીય ચોક, અને જરા બહાર દૃષ્ટિ નાંખતાં નજરે પડતી લીલાં ખેતરોની હારો, આ સઘળી શોભાને લીધે તેમને ઝટ લઇને ત્યાંથી ઉઠવાનું મન થતું નહોતું, અને અનેક વિષયો ઉપર ચર્ચા ચાલ્યા જ કરતી હતી. મુંબઈ સરખા શહેરમાં લોકો પોતાના ધંધામાં એટલા બધા ગરક થઇ ગયા હોય છે કે પોતાનો પાડોશી કોણ છે તે જાણવાની પણ તેમને ફુરસદ મળતી નથી. ગામડાંમાં તેથી ઉલટું જ માલમ પડે છે. કામધંધા વગરતાં ઘણાં માણસો અહીં મળી આવે છે અને તેઓ એક બીજાના ઘરની કુથલી કરવામાં સઘળો વખત ગાળી નાખે છે. આજે મનહરપુરમાં પણ તેમજ બન્યું હતું.

વખત સાયંકાળનો હતો. ઘણીખરી મંડળી નીલકંઠ મહાદેવનાં દર્શન કરવા ગઈ હતી, અને ત્યાં જ ગપાટા મારવા બેઠી હતી. આ મંડળીની અંદર ભિક્ષુક બ્રાહ્મણોનો મોટો ભાગ હતો. કેટલાક

પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ નવરા હોવાથી ત્યાં આવ્યા હતા અને વાતમાં ટાપશી પુરતા હતા. આજ આ મંડળીની કટાક્ષ બિચારી ઉષા તરફ હતી. આ મંડળીનું પ્રમુખસ્થાન બાળંભટજી નામના એક બ્રાહ્મણને આપવામાં આવ્યું હતું. ભટજીએ ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરી હતી અને હાથમાં બેરખો લઇને મુખથી "નમઃ શિવાય, નમઃ શિવાય" ઉચ્ચારતા હતા. મનુષ્ય ગમે તેવો અભણ હોય, કાણો હોય, બહેરો હોય કે બોબડો હોય પણ જો ભટજી મહારાજને તેણે ઠરાવેલી ફી આપી કે તેનું લગ્ન થયું સમજવું. અત્યાર સુધીમાં તેમણે એવાં કેટલાંક લગ્ન પોતાની હોંશિઆરાથી કરાવી આપ્યાં હતાં. તેમનાં આવાં કામને લીધે તેમને સરકારે એક વખત વગર ભાડાની કોટડીમાં પણ મોકલ્યા હતા, પણ ભટજી મહારાજ હજી એ વાતને છોડવા નહોતા. થોડાક દિવસ ઉપર જ એમણે પાંચસો રૂપિઆ લઇને એક અડતાળીસ વરસના કામાંધ પુરૂષ સાથે એક દસ વરસની કન્યાને પરણાવી આપી હતી. સઘળી મંડળી વાતોના ગપાટા મારી રહી હતી એટલામાં રામચંદ્ર કરીને એક બીજો બ્રાહ્મણ ત્યાં આવીને બેઠો. તેને જોઇનેજ ભટજી મહારાજ બોલી ઉઠયા કે,

"કેમ રે, રામચંદ્ર ! આટલી બધી વાર કેમ થઈ? કંઇ લાડુ બાડુના બેતમાં હતો કે શું? હં, આખા ગામનો ગોર તો જાણે તું જ ! તું અમારે ભાગે કંઇ આવવા દેવાનો છું, ભાઇ !"

રામચંદ્ર હસતો હસતો બોલ્યો: "ભટજી કાકા, તમારા જેવા વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણને મુકીને એક પણ કાર્ય થાય ખરૂં ? આજે અરવિંદલાલને ઘેર કેટલાક પરોણા મુંબઇથી આવ્યા છે તેમને મારા કુટુંબની ખબર અંતર પુછવા ગયો હતો. તે અમારા સસરાના ઘરની નજીકમાંજ રહે છે. પણ ભટજી કાકા, અરવિંદલાલના ઘરમાં હું પેઠો તે વેળા બારણામાં એક મોટી તાડ જેવી ઉંચી સ્ત્રી ઉભી હતી. તે તેમનાં વહુ હશે એમ જાણીને મેં તેમને પુછ્યું; "અરવિંદલાલ ઘરમાં છે કે ?" પણ મારી ભૂલ થઇ; તે તેમની દિકરી ઉષા હતી. અહોહો, તે કેવડી મોટી બાયડી થઇને રહી છે ! અને હજી અરવિંદલાલ તેના લગ્નનું નામ પણ દેતા નથી. શિવ ! શિવ ! મુંબઈ અને પુનાના સુધારકો પણ કન્યાને એવડી મોટી કરતા નથી ! આ તો ગજબ !"

મંડળીમાંથી એક સભ્ય ગૃહસ્થ બોલી ઉઠયા; " અરવિંદલાલ શું ઓછા સુધારક છે કે ? છોકરીને મોટી કરી, મુંબઇ મોકલી, ' યસ ફ્યસ ' કરવાનું શિખવીને પછી એક સાહેબ સાથે તેનું લગ્ન કરવાનો તેમનો બેત હશે ! "

આખી મંડળીમાં હસાહસ થઈ રહી. ભટજી મહારાજના જમાઇ તેમની સાથે જ બેઠા હતા તે બોલી ઉઠયા: " અરે તેમ નહીં; અરવિંદલાલ ઘણા ભગવતી છે. છોકરીને મોટી કરીને કોઇ સાધુ–"

પણ તેમનું બોલવું પુરૂં થયું નહીં. આ મંડળી એટલી તો બુદ્ધિશાળી હતી કે જમાઇરાજ અરધું બોલ્યા કે તરતજ તેમનો ઉદ્દેશ સમજી લઇ તે એકવાર ફરીથી હસવા લાગી અને જમાઈરાજને " શાબાશ, શાબાશ " એમ કહેવા લાગી.

ભટજી અત્યારસુધી ચુપ રહ્યા હતા પણ હવે તેમનાથી બોલ્યા વગર રહેવાયું નહીં. ભસ્મના ત્રિપુંડથી વિભૂષિત થયેલા તેમના વિસ્તીર્ણ લલાટ ઉપર ક્રોધનાં ચિહ્ન હવે દેખાવા લાગ્યાં. તેમનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. ભવાં ચ્હડાવીને મોટા સ્વરથી ભટજી બોલી ઉઠયા; " અરે, આપણા દેશની આટલી બધી વિપન્નાવસ્થા થવાનું કારણ જો પુછો તો અરવિંદલાલ જેવાનો ભ્રષ્ટાચાર જ છે. મરકી આ દેશમાં હમેશનું રેઠાણુ કરીને જ રહી છે. એક બે વર્ષે દુષ્ટ દુકાળ આપણી મુલાકાત લેવાનું ચુકતો જ નથી. દિવસે દિવસે આપણી મહત્તા નાશ પામતી જાય છે, આ સર્વનું કારણ આ ભ્રષ્ટ લોકો જ છે. આ લોકો ઇંગ્રેજી શામાટે શિખતા હશે! પોતાની કન્યાઓને મોટી શામાટે કરતા હશે! બધો જમાનો જ બદલાવા લાગ્યો છે. અમારી જુની આંખોથી આ ભ્રષ્ટાચાર જોઇ શકાતો નથી. રામચંદ્ર! આ બધો કળીનોજ પ્રભાવ છે, ખરે! આપણા વ્યાસમુનિએ આ બધું ભવિષ્ય પહેલેથી જ ભાખી રાખ્યું છે. તેમણે પદ્મપુરાણમાં સ્પષ્ટ જ કહ્યું છે કે જ્યાં ત્યાં કળીયુગ વ્યાપી રહેશે અને અધર્મ ચારે પાસ ફેલાશે. આ વખતે તો આપણા જુના હિંદુ રાજા જોઇએ; તે હોત તો આ અરવિંદલાલ જેવાને હાથીને પગે બાંધીને ક્યારના એ કચડી નાંખ્યા હોત!"

રામચંદ્ર જરા હસતો હસતો કહેવા લાગ્યો; "ઉધાડું જ છે, યથા રાજા તથા પ્રજા. ભટજી મહારાજ શું કહું! ખરૂં પુછો તો

ઇંગ્રેજી વિદ્યા અને ઇંગ્રેજી ભણેલાઓની સોબત જ આ ભ્રષ્ટાચારનું મુખ્ય કારણ છે. આવી સોબતથી જ અરવિંદલાલે ઉષાને આટલી મોટી કરી છે."

બાળંભટજીનો મિજાજ હાથમાં રહ્યો નહીં. તપખીરની ચાર પાંચ ચપટીઓ સુંધી નાક બાક લોહી નાંખીને પાછા તે બોલવા લાગ્યા: "અરવિંદલાલને એ ચાર શિખામણો દેવી એવા ઇરાદાથી હું પરમ દિવસે તેમને ઘેર ગયો હતો! ઉષા ઘણી મોટી થઈ ગઈ છે, હવે તો એનું લગ્ન કરી નાંખવું જોઇએ,એમ જ્યારે મેં એમને કહ્યું ત્યારે તે મોં ફેરવીને બોલવા લાગ્યા; "હું એને શું કરૂં? છોકરી મોટી થઇ માટે શું તમારી પેઠે કોઈ વૃદ્ધ પુરૂષને પરણાવી દેવી?"

આ સાંભળીને બાળંભટજીના જમાઈ વચ્ચે બોલી ઉઠયા: "શું હું ઘરડો છું? અરે, બેવકુફ! ઘરડો કોણ છે તે તને બતાવવું પડશે."

ભટજીએ પાછું બોલવાનું શરૂ કર્યું; "તે વખતે મને એટલો બધો ક્રોધ ચ્હડયો કે કાંઈ પુછશો જ નહીં. છોકરીને મોટી હાથી જેવડી કરવી તેના કરતાં આઠ નવ વરસની કન્યાને કોઇ વૃદ્ધ પુરૂષ જોડે પરણાવવી એ હજાર દરજ્જે સારૂં છે એમ બોલીને હું પાછો ફર્યો. કહો ભાઇ, છોકરીને મોટી કરવી તેના કરતાં કોઈ વૃદ્ધને પરણાવવી એ વધારે સારૂં નથી? પછી કન્યાના નસીબમાં હોય તે થાય, પણ કન્યાકાળ તો વીતે નહીં ને! કન્યાકાળ વીત્યાનું બહુ પાપ છે. અરવિંદલાલને એ મહાપાતકને માટે રૌરવ નરકમાં પડવું પડશે."

ઘણાખરા બ્રાહ્મણો બોલી ઉઠયા; "શાબાશ ભટજી, શાબાશ; તમે જીવો છો ત્યાં સુધી આપણો સનાતન ધર્મ સુરક્ષિત છે. વાહ વાહ! વાહવાહ! વાહવાહ!"

એટલામાં રામચંદ્રે પુછ્યું; "ત્યારે અરવિંદલાલને ન્યાતબહાર મુકવાનો આજ્ઞાપત્ર ખટપટ કરીને શંકરાચાર્ય પાસેથી શામાટે લાવતા નથી?"

"શંકરાચાર્ય પાસેથી આજ્ઞાપત્ર આણવા જેવું અરવિંદલાલનું પાપ નથી. કન્યા ચૌદ વરસની કર્યા બદલ શંકરાચાર્ય કશું જ કરી શકનાર નથી." મંડળીમાંથી એક જણ બોલી ઉઠયું.

"ત્યારે તેમના ઉપર ભટજીનો આટલો બધો કોપ શામાટે?" બીજા એક જણે સવાલ કર્યો.

આ પ્રશ્નનો સરળ ઉત્તર આપવાનું સામર્થ્ય ભટજીમાં નહોતું.

તેથી **शेषं कोपेन पूरयत्।** એ ન્યાય પ્રમાણે ડોળા કહાડીને, નાકનાં નસકોરાં ફુલાવીને અને ખોટો ડોળ કરીને ભટજી આમતેમ જવાબ દેવા લાગ્યા.

આ શંખપુરાણ અહીં ચાલવા માંડયું એટલામાં બીજી બાજુએ ગામની થોડી સ્ત્રીઓ ભેગી થઇને વાતો કરવા લાગી. સુધારકો હિંદુ સમાજ ઉપર એવો આક્ષેપ મુકે છે કે સમાજની સ્ત્રીઓ અને પુરૂષો સરખી રીતે કેળવાયલાં નથી. શિક્ષણ, અનુભવ, બુદ્ધિમત્તા, ઇત્યાદિ બાબતમાં સ્ત્રીઓ કદાપિ પુરૂષની બરાબરી કરી શકતી નહીં હોય પણ પરનિંદા કરવામાં સ્ત્રીઓ પુરૂષોની બરાબરી કરી શકે છે એટલુંજ નહીં પણ તેમનાથી ચ્હડી પણ જાય છે. આ વિષયમાં તેમનો વેગ કલાકમાં સાઠ માઇલની મુસાફરી કરનારી રેલ્વેના કરતાં પણ અધિક હોય છે. સંસારરૂપી ગાડું ચલાવવામાં તે પુરૂષોને બરાબર મદદ કરી શકતી નથી, પણ કુથલીની ગાડી હાંકવામાં તેઓ ઘણી સહાય કરે છે. નીલકંઠ મહાદેવમાં ભરાયલી સ્ત્રીસમાજની મુલાકાત લેવાથી આ બધું સ્પષ્ટ સમજાશે.

બહાર પુરૂષમંડળી જે સુશ્લાધ્ય કાર્ય કરી રહી હતી તેમાં અંતઃકરણપૂર્વક સહાય કરવાને આ સ્ત્રી પાર્લામેન્ટની દરેક સભાસદ ઉત્સુક બની રહી હતી. ઉષાનું અત્યાર સુધી લગ્ન થયું નથી તે મહા અપરાધ બદલ તેનાં માબાપ ઉપર વાગ્બાણનો વરસાદ તેણે વર્ષાવી મુકયો હતો.

"પણ તમે જાણો છો કે, ગંગા બ્હેન? પણ જો જો તમે કોઇને કહેશો તો નહીં ને? આજે મને ધનકોર બ્હેન કહેતાં હતાં કે અરવિંદલાલની ઉષા 'મારે તો કોઈ સાહેબનેજ પરણવું છે,' એવી હઠ લઇને બેઠી છે; અને તેમના એક દોસ્તદારે તેને સાહેબ સાથે પરણાવી આપવાનું કબુલ પણ કર્યું છે; તે ચાર પાંચ દિવસમાં મુંબઇ જવાની છે." એક બહુબોલકણી સ્ત્રી બોલી ઉઠી.

"અરે બાઇ, તમે તો કંઈ ઠેકાણા વગરનું બોલો છો. હિંદુની છોકરીને તે વળી સાહેબ વર હોય! બાકી, આ કળીયુગમાં શું થશે અને શું નહીં થાય એનો નિયમ નથી. પણ બાઇ, અરવિંદલાલને અને ઉષાની માને આ કેવી રીતે પસંદ પડતું હશે!" એક બીજી સ્ત્રી બોલી ઉઠી.

"અરે એમાં વળી પસંદ પડવાનું શું? સાહેબ લોકનું રાજ્ય, અને તેમાં સાહેબ જમાઇ; સારો ફુટડો નખેતર જેવો, અને પાંચસોનો પગારદાર હોય પછી શેણે પસંદ ના પડે, બહેન!"

એક પુખ્ત ઉમ્મરની સ્ત્રી નાકનાં નસકોરાં ફુલાવી મોં મરડી-ને બોલી; "મને તમારૂં બોલવું ખરૂં લાગતું નથી. વળી એમ તે હોતું હશે! કાલે જ અરવિંદલાલ એક વર વિષે તપાસ કરવા માટે વીરપુર ગયા હતા."

"હું ક્યાં કહું છું કે મારૂં કહેવું ખરૂં જ છે. મેં તો જે સાંભળ્યું છે તે તમને કહું છું, બહેન! મને મોટું આશ્ચર્ય લાગે છે, ઘરમાં છોકરી આવડી મોટી થઇ અને માના મોંમાં અન્ન કોણ જાણે કેવી રીતે પેસતું હશે! મોઈ એની મા. એને તે છોકરીની એટલી બધી ક્યાં કાળજી છે? પહેરી ઓઢીને ફર્યાં તેમાં શું? કામમાં તો ઢારકો મળે નહીં. હું નવ વર્ષની હતી પણ મારા લગ્નની ચિંતામાં ને ચિંતામાં મારી મા અડધી થઇ ગઈ હતી; અને આ તો મોટી ધાબડધીંગા જેવી વધ્યા જ કરે છે."

"તે બિચારી શું કરે? રાંડ ઉષાનું નશીબ જ એવું. આ ધન-કોરની છોકરી અગીઆરમે વર્ષે પરણી અને ચૌદમે વર્ષે શીમંત આવ્યું. બધાંનાં નશીબ એવાં સારાં ક્યાંથી હોય!" ગંગાબ્હેને કહ્યું.

"નશીબ વળી કેવું! મેં તે દિવસે મુદ્દામ અરવિંદલાલને સૂચવ્યું હતું કે ઉષાને પેલા હરિલાલ વેરે પરણાવો. પણ તેમની વહુ, બા, શી જબરી બાયડી; એને તો કોઇએ પહોંચી ન વળે. મોટું તોબરા જેવડું મોં કરીને કહે છે શું, 'વર ન મળે તો શું વિદ્યાર્થીને પરણા-વાય? મારી ઉષાને તો સારૂં પૈસાદાર સાસરૂં જોઇએ.' લે, હવે વિદ્યાર્થીનું એ ઠેકાણું નથી. પરણી હોત તો આજે બે છોકરાંની મા થઇને બેઠી હોત!" ભટજી મહારાજનાં વહુ બોલી ઉઠયાં.

ગંગાબહેન ફરીથી બોલ્યાં; "અરે, આપણે અમથી બીજાની કુથલી કરીને શું કરવું છે? અરવિંદલાલ પોતાની છોકરીને આખો જન્મારો કુંવારી રાખશે તોપણ આપણું શું જવાનું છે? એટલું તો ખરૂં કે, દિવસે દિવસે કળીયુગનું જોર વધતું જાય છે. હવે તો વીસ વીસ વર્ષની મોટી હેડંબાઓ નજરે પડે છે. જે નહીં થાય તે ઓછું."

સમાજ! સમાજ! આ શબ્દની વ્યાખ્યા કોશકાર ગમે તે કરે

પણ તેના ગુણદોષનું દિગ્દર્શન કરાવનારી વ્યાખ્યા કરવાને હજી કોઇ પણ શક્તિવાન થયું નથી. એક ગ્રંથકારે સમાજને સહસ્રમુખવાળા રાવણની ઉપમા આપી છે. પણ વિશ્વમાં કોઈ પણ ઉપમાથી તેનું યથાર્થ વર્ણન કરી શકાય તેમ નથી. સમાજ તે સમાજ જ છે. તે વાઘ નથી કે સર્પ નથી, પણ વાઘ અને સર્પ કરતાં પણ એનું બળ અધિક છે. સમાજની ચર્ચાના ઝેર આગળ સાપનું પણ ઝેર કંઇ હિસાબમાં નથી. વાઘના તીક્ષ્ણ નખની શક્તિ સમાજના વાગ્બાણની શક્તિ આગળ નહીંવત્ લેખાય છે. મનુષ્ય ભિક્ષુક હો કે લક્ષાધિપતિ હો, પણ તે સમાજથી બ્હીતો જ ફરે છે. દૃષ્ટિએ પડે ત્યાં સુધી જ વાઘનો કે સર્પનો ભય લાગે છે પણ સમાજનો ભય તો સર્વ કાળમાં એકસરખોજ રહે છે. મનુષ્ય ગમે તેવો ડાહ્યો હોય પણ તેના કૃત્યો ઉપર ટીકા કરવાને પોતાની લાયકીનો વિચાર કર્યા વગર સમાજ ન્યાયાધીશનું પદ ધારણ કરીને બેસે છે.

સમાજની કેવી વિલક્ષણ શક્તિ છે ? ગામમાં ચાલેલી લોકનિંદાની અસર અરવિંદલાલ જેવા પુત્રીવત્સલ બાપ ઉપર થોડી ઘણી પણ થયા વગર રહી નહીં. સમાજની શિક્ષા જેવી બીજી કોઇપણ શિક્ષા સખત નથી. પીઠપર પડતા ચાબુકના પ્રહારની અસર થોડેક કાળે નષ્ટ થાય છે પણ આપણી પાછળ કરવામાં આવેલી નિંદાનો ઘા જલદી રૂઝાતો નથી. અંધારી કોટડીમાં રહેવાનું મનુષ્ય કબુલ કરશે પણ ધોળે દહાડે ન્યાતબહાર કે સમાજ બહાર રહેવાનું તેને પસંદ પડશે નહીં. તોપનો ગોળો સહન કરવાની શાકત મનુષ્યમાં કદાચ આવતી હશે પણ જાતભાઇઓના ઉદ્દગારો તે વેઠી શકતો નથી. વખતે વિષ પેટમાં પચી જાય છે પણ અપમાન પચી જતું નથી. આનું પરિણામ એ આવ્યું કે આ સઘળા કલંકનું અને અપમાનનું કારણ ઉષા જ છે એમ અરવિંદલાલ હવે માનવા લાગ્યા. તેના તરફ તેમનું હૃદય હવે ધીમે ધીમે કઠોર બનતું ગયું. “ઘણાંએ ફાંફાં મારૂં છું પણ કંઇજ બનતું નથી. આમાં કોનો દોષ ? અવશ્યમેવ ઉષાનો જ ! તેનું ભાગ્ય જો સારૂં હોત તો મારે આટલા બધા ન્યાતના ટપલા શામાટે ખાવા પડત ? એના નશીબનો જ વાંક !” એમ વારંવાર તે પોતાના મન સાથે ભાંજગડ કરવા લાગ્યા.

દુર્ભાગી ઉષાનો આટલો આ જ દોષ હતો એમ નહોતું. તે

મજબુત બાંધાની છોકરી હતી. ઉષા વગર ગામમાં બીજી ઘણીએ છોકરીઓ હતી; પણ તેના જેવી મજબુત, સુંદર અને શરીરે ભરાવદાર કોઇપણ નહોતી, આ પણ એક મોટો અને અક્ષમ્ય અપરાધ તેની બાબતમાં થઇ પડયો હતો. તે ઠીંગણી રહી હોત, શરીરે અશક્ત હોત અને તેનું કાઠું નાજુક હોત તો દયાળુ સમાજ તેને લગ્નને માટે આટલાં મહેણાં મારત નહીં; પણ બિચારી ઉષા શું કરે! એમાં પણ તેનું કંઇ ચાલે તેમ નહોતું.

ભોળા દીલના અરવિંદલાલ એનો પણ ઉપાય કરવા લાગ્યા. ઉષાને એક જ વાર ભોજન કરવા દેવું એવો તેમનો હુકમ થયો. મીઠા અને પૌષ્ટિક પદાર્થો તેના ખાવામાંથી બંધ થયા. જે તાજું અને ગરમ કરેલું દુધ એને દરરોજ પાવામાં આવતું હતું તેનાં દર્શન હવે આઠે દિવસે એકજ વાર તેને થવા લાગ્યાં. આ પ્રમાણે કુદરત ઉપર જય મેળવવાનો પ્રયત્ન શરૂ થયો. નિષ્ઠુર સમાજ! તને સાષ્ટાંગ પ્રણામ! કેવળ તારા જ પ્રભાવથી અરવિંદલાલ જેવા પ્રેમાળ પિતાને પોતાની પેટની દિકરી તરફ નિષ્ઠુર આચરણ કરવાનો હૃદયવેધક પ્રસંગ આવી પડયો!

આ પ્રમાણે કેટલાક મહિના ચાલ્યા ગયા, પણ ઉષાના વિવાહનું કંઈ નક્કી થયું નહીં.

અરવિંદલાલ થાકીને બેઠા. "હવે તો હરિ કરે તે ખરૂં" એમ નિશ્વાસ નાંખવા લાગ્યા. એક મહાન કવિ કહે છે, "અવળાનું સવળુ કરો છો શામળીયા, જો જન જાયે હારી;" તેમ પુરૂષપ્રયત્ન નિષ્ફળ થયો અને પ્રભુ તરફ દૃષ્ટિ થઇ ત્યારે સર્વે સાધન સફળ થવા લાગ્યાં. પરમાત્માની ગતિ વિલક્ષણ છે. તે કયા સમયે, કયા સુયોગથી, કયા સૂત્રથી, ભાવી વરવધૂનાં હૃદયને જડી દે છે તે કહેવાને માનવી સમર્થ નથી. આજસુધી અરવિંદલાલ અને તેમના મિત્રોએ ઉષાને માટે સારૂં સાસરૂં ખોળવાને ઘણીએ જગ્યાએ જોડા ફાડયા અને ટાઢ તડકો વેઠયો પણ એક પણ ઠેકાણે ઉષાના વિવાહનું નક્કી થયું નહીં. પણ તે જ આ વખતે જુઓ! કોઈના ધ્યાનમાંએ નહોતું પણ કેવળ ઇશ્વિરેચ્છાથી એક ક્ષણવારમાં ભાવી વરવધૂના વિવાહની દૃઢ ગાંઠ બંધાઇ ગઇ. જે કાર્ય અસંખ્ય માનવીઓના પ્રયત્નથી સાધ્ય થયું નહીં તે એક ક્ષણમાંજ પરમાત્માની કૃપાથી સહજ બની ગયું.

અરવિંદલાલ ઘણીએ વાર વીરપુર ગયા હતા અને ધીરેન્દ્રલાલના વિવાહ સંબંધી તેમણે અનેકવાર ચંદુલાલને કહ્યું હતું. પણ “ છોકરો હજી ન્હાનો છે; લગનની શી ઉતાવળ છે; એના ભણતરમાં ખામી આવે; અત્યારથી તેને ગળે વિવાહની શૃંખલા શામાટે ઘાલવી જોઇએ; ” વગેરે વગેરે જવાબ તેમને સાંભળવા પડયા હતા. લોકવાયકાથી હવે તેમને માલમ પડયું. હતું કે કૃષ્ણલક્ષ્મી એક યોગ્ય કન્યાની શોધમાં છે. એથી અરવિંદલાલે ઉષાને માટે માગું મોકલ્યું. ચંદુલાલને આ વાત પસંદ પડી પણ કૃષ્ણલક્ષ્મીએ કન્યાના પીયેરની સ્થિતિ વિષે પુછપરછ કરવા માંડી. ચંદુલાલે તેમની ખાત્રી કરી આપી કે અરવિંદલાલનું ઘર કુળવાન અને નામાંકિત ગણાય છે. પણ કૃષ્ણલક્ષ્મીથી બોલ્યા વગર રહેવાયું નહીં.

કૃષ્ણ૦—પણ તેમની સ્થિતિ કેવી છે ?

ચંદુ૦—તે તો જરા મધ્યમ.

કૃષ્ણ૦—નારે, બાપ; મારે તો ભર્યા ઘરની વહુ જોઇએ. વળગણીએ લુગડાં શોધતી વહુ આવે એ તે કેમ વેઠાય ? અને પહેરામણીનું ?

ચંદુ૦—એવી બાબતો આપણે શા માટે જોવી જોઇએ ? આપણે ત્યાં શી ખોટ છે ?

કૃષ્ણ૦—ના તે કેમ જોઇએ ? પહેરામણીમાં ચીંથરૂં પહેરાવે તો ન્યાતજાતમાં લાજી મરાય. આપણું ઘર, આપણું કુળ, આપણી સાથે રાજારજવાડાનાં માણસ આવે; આપણો મોભો કેમ સચવાય ?

ચંદુલાલે પોતાની પત્નીના મનનું અનેક પ્રકારે સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો પણ કૃષ્ણલક્ષ્મીને તેથી સંતોષ વળ્યો નહીં. બીજી કેટલીક કન્યાઓનાં પણ માગાં આવ્યાં હતાં પણ કૃષ્ણલક્ષ્મી તેમાંએ પણ કંઇ ને કંઈ વાંધો કહાડતાં હતાં. એકવાર તે પોતાની દિકરી મદકલિકાને કંઇક ગર્વથી કહેવા લાગ્યાં:—

“ આપણાં તો કારભારીનાં ઘર; આપણું છોકરૂં તો ઘોડીયામાંથી ઝડપાય; આ મારી અને તારા બાપની સગાઇ તો અમે માના પેટમાં હતાં ત્યારથી જ થઈ હતી. મોટાંનાં ઘર પછી શી રીતે જણાય ! ”

મદકલિકા—પણ બા, આપણો ધીરૂ તે કંઈ કુંવારો રહેવાનો

છે ? એ નહીં પરણે તો પછી પરણશે કોણ ? એને માટે માગાં તો બહુએ આવે છે પણ આપણે ' આ નહીં ને આ ' કરીએ છીએ તેમાં વાર લાગે છે.

કૃષ્ણ૦—પણ મારે એ જીવતલાલની દિકરી તો જોઇએ નહીં.

મદકલિકા—નારે, એ એઠવાડો કોણ લે ? બે આંકડા ભણી તેમાં શું ? પણ જોઈ હોય તો કાળી કુબજા.

કૃષ્ણ૦—અને માબાપનું ઘર પણ સબધું નહીં જો ! આપણે ઘેર આવે અને વળગણી શોધતી આવે એ કેમ વેઠાય ?

મદકલિકા—પેલા અંબાલાલની છોકરી છે તો રૂપાળી પણ એનો બાપ બિચારો પચ્ચીસનો મહિનો લાવે છે અને ખાનારી તો ધાડ !

કૃષ્ણ૦—ના, મારા ધીરૂને સાસરૂં તો સબધું જોઇએ.

મદકલિકા—આપણા ઘરને છાજે એવા ધ.ની હોય તો જ હા કહેવાની, નહીં તો નહીં.

છેવટે એક ન્હાના રાજ્યના ન્યાયાધીશની એકની એક છોકરી-ને માટે માગું આવ્યું. એ છોકરી રંગરૂપે એટલી બધી સુંદર નહોતી. પણ એકની એક છોકરી એટલે સઘળી મિલકતનો વારસ ધીરેન્દ્ર થશે એમ સર્વે માનવા લાગ્યાં. છોકરીનો બાપ રજવાડામાં એક અમલદાર છે અને શ્રીમંત છે એ વાત સૌના મનમાં ગોઠી ગઇ. આ જગ્યાએજ ધીરેન્દ્રનો વિવાહ કરવો એવો કૃષ્ણલક્ષ્મીનો નિશ્ચય થયો. પણ ધીરેન્દ્રના મનમાં પૈસા કરતાં રૂપલાલસા વધારે હતી. કોણ વધારે ખુબસુરત છે તે ખોળી કહાડવાનો એ હવે પ્રયત્ન કરવા લાગ્યો. તે અનેક બ્હાનાં કાઢવા લાગ્યો. મદકલિકા જાણી ગઇ કે ધીરેન્દ્રને ન્યાયાધીશની છોકરી ગમતી નથી. તે કૃષ્ણલક્ષ્મીને કહેવા લાગી: " પણ બા, મારો ધીરૂભાઇ તો કહે છે કે ' હું તો એવી ગમાર અને અભણને નહીં પરણું. ન આવડે બોલતાં કે ચાલતાં, કે ન આવડે ફરતાં હરવાં. ગામડીયાં તે શું સમજે ! "

કૃષ્ણ૦—હા બહેન, આપણા ધીરૂ જોડે ઉભી રહે અને શોભે એવી કન્યા મારે તો જોઇએ.

મદકલિકા—હાસ્તો; ખાસ્સી રૂપાળી હોય અને પીયેરની સુખી હોય; બંને કહેને !

કૃષ્ણ૦—હાસ્તો; ઘરમાં ફરે અને કોઇ મોટાના ઘરની વહુ છે એમ ન જણાય ત્યારે શા કામનું ? દેખાવડીએ જોઇએ અને સોને મઢેલીએ જોઇએ.

મદકલિકા—હાસ્તો; નહીં તો આપણાં ઘરને લજવે. માટે તું, બા, એટલું તો જોજે કે ધીરૂભાઇને પૈસાદાર સાસરૂં મળે. પણ બા, ધીરૂભાઇને તો આમાંનું કશુંએ ગમતું નથી હો કે ! એ તો કહે છે કે મને પસંદ પડે તેને હું તો પરણું.

કૃષ્ણ૦—એને તો મડમડી લાવવી હશે. આજકાલના છોકરા વહી ગયેના; નહીં હિંદુમાં ને નહીં મુસલમાનમાં; ન હોય જાતનું અભિમાન કે ન હોય કુળનું અભિમાન; ઘરનો મોભો કે વટ તો જાળવે જ શેના ? મરજીમાં આવે તેમ વર્તે; બાયડીઓમાં બેશીને વાતો કરે; ત્યાં જ પોતાની ચાલાકી બતાવે; અને તેમાંથા જો કોઈ જરા બોલવે ચાલવે અને ટાપટીપમાં પાંશરી જોઈ કે તેને પરણવાનું મન કરે.

વાંચનાર ! આ પ્રમાણે માદિકરીનો સંવાદ ચાલતો અને તે બંને ધીરેન્દ્રને અમુક ઠેકાણે પરણાવવો છે એમ મનથી નક્કી કરતાં. પણ ધીરેન્દ્ર વળી જુદીજ યુક્તિઓ રચતો હતો. અનેક બ્હાનાં બતાવીને તેણે હવે કેટલીક કન્યાઓની છબીઓ મંગાવરાવી. એ બધી કન્યાઓમાં ઉષા ઘણી ગોરી અને રૂપવાન હતી. તેની છબી જોતાંજ ધીરેન્દ્રનું મન આકર્ષાયું અને પરણું તો એનેજ પરણું એમ તે નિશ્ચય કરીને બેઠો. કૃષ્ણલક્ષ્મી એક દિવસ તેની પાસે આવ્યાં અને પેલા ન્યાયાધીશની છોકરી વિષે વાત કરવા લાગ્યાં. એ ઠેકાણે વિવાહ થાય તો કેટલો મોટો ફાયદો થાય એ વાત મીઠું મરચું ભભરાવીને કહેવાનું તેમણે શરૂ કર્યું. છોકરીની છબી તેની પાસે આણીને તેના રૂપનું તે અનેક પ્રકારે વર્ણન કરવા લાગ્યાં. પણ ધીરેન્દ્રની દૃષ્ટિ એ મિથ્યા વર્ણનથી છેતરાઈ નહીં. ઉષાનું સ્વરૂપ અને તેની કરૂણ મૂર્તિ તેની દૃષ્ટિ આગળ સર્વદા ખડી થવા લાગી. હવે બીજો કંઇ પણ ઉપાય નથી એમ જાણીને ધીરેન્દ્રે સ્પષ્ટપણે પોતાની માને કહ્યું, " મા, તું ખોટું લગાડીશ નહીં. હવે બીજું ઠેકાણું ખોળવાની ભાંજગડમાં તું પડીશ નહીં. મેં મારા વિવાહનું સ્થળ નક્કી જ કરી મુકયું છે. મારે આ જ કન્યા જોઇએ. " એમ કહીને તેણે ઉષાની છબી કૃષ્ણલક્ષ્મી તરફ ફેંકી.

પોતાનો છોકરો આમ જક લઇને બેસશે અને તેમનું કહ્યું સાંભળશે જ નહીં, એવો વિચાર કૃષ્ણલક્ષ્મીને સ્વપ્નામાં પણ આવ્યો નહોતો. આ બાબતમાં છોકરાએ મર્યાદા મુકી અને સ્પષ્ટવક્તા થયો એ જુના જમાનાની કૃષ્ણલક્ષ્મીને જરાએ ગમ્યું નહીં અને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યાં: "અરે, તમે છોકરાં જ જ્યારે આમ શરમ મુકીને પોતપોતાના વિવાહ કરી લેશો તો પછી અમારા જેવાં ઘરડાંનું ઘરમાં કામ જ શું છે?"

ધીરેન્દ્ર—મા, તું ગુસ્સે થઇશ નહીં. પુત્ર મોટો થયા પછી તેની વૃત્તિની આડે આવવાથી માબાપને શો ફાયદો છે? તમને એમાં નફોએ નથી અને નુકશાન પણ નથી. તો પછી મને મારૂં ધાર્યું શામાટે કરવા દેતાં નથી? મારે પૈસાની જરૂર નથી. આપણે ત્યાં શી ખોટ છે?

પોતાનું હવે અપમાન થશે એમ જાણીને કૃષ્ણલક્ષ્મી ચૂપ થઈ ગયાં, અને થોડી વાર પછી બોલ્યાં, "ભલે ભાઈ, તમે જુવાનીયા હવે તમારે વડીલોને શામાટે પુછવું પડે? તું કહીશ તે ઠેકાણું અમારે કબુલ છે, થયું? પણ, ભાઇ, તે કેટલી પહેરામણી આપશે? અને તેમને ત્યાં આપણને બરાબર માનપાન મળશે?"

ધીરેન્દ્ર—તે હું બરાબર કહી શકું નહીં. તમારે પહેરામણીની બહુ સારી આશા રાખીને શું કામ છે? ઉંધી એની પહેરામણી; નહીં આપે તો શું બગડી જશે?

કૃષ્ણલક્ષ્મી કંઇ બોલ્યા વગર ચાલ્યાં ગયાં અને તેમણે આ સઘળી હકીકત ચંદુલાલને કહી સંભળાવી. તેમને પણ ધીરેન્દ્રનું આ વર્તન પસંદ પડયું નહીં. એક મોટો નિસાસો મુકીને ચંદુલાલ બોલ્યા: "ધીરેન્દ્ર આવી વર્તણુકવાળો થશે એમ આપણા સ્વપ્નામાં પણ કદી આવ્યું નહોતું. પણ એમાં એનો વાંક નથી. જમાનો જ હવે બદલાઈ ગયો છે. વડીલ મનુષ્યોએ કાળને અનુસરીને પોતાનું માન પોતે જ રાખતાં હવે શિખવું જોઇએ. આપણું લગ્ન થયું ત્યારે શું હું જાતે તને પસંદ કરવા આવ્યો હતો? આપણાં માબાપે જ આપણું લગ્ન કર્યું. તેથી આપણું શું ખોટું થયું? ઇશ્વરની ઇચ્છાથી આપણો સંસાર ખાસ્સો ચાલ્યો અને આપણે આ દિવસ જોવાનો વારો આવ્યો. હવે કાળ બદલાઈ ગયો છે. હવે એ લાજ અને શરમ ક્યાં છે?

કૃષ્ણલક્ષ્મી—પણ ન્યાયાધીશનું સોના જેવું ઘર શું હાથથી જવા

દેવું ? મને લાગે છે કે એમાં ધીરેન્દ્રને શું પુછવું છે ? તે જ ઠેકાણું નક્કી કરી નાંખ્યું એટલે થયું.

ચંદુલાલ—તેમ કરવું મને ઠીક લાગતું નથી, ધીરેન્દ્રની ઇચ્છા પ્રમાણે જ થવા દો. એને જો એમાં જ સુખ લાગતું હોય તો એના સુખની આડે આપણે શા માટે આવવું જોઇએ ? ઇશ્વરે આપણને શું કમી આપ્યું છે કે આપણે બીજાના પૈસાની આશા રાખવી ? ન્યાયાધીશનું ઘર છે તે તો સારૂં પણ એની ઇચ્છા નથી એટલે બધું નકામું. એની મરજી વિરુદ્ધ એનો વિવાહ કરી દેવો એ મને બીલકુલ ગમતું નથી. તેમ જો કરીએ તો એનો આખો જન્મારો ખરાબ થાય અને આપણા સંસારમાં અશાંતિનાં બીજ રોપાય. ગમે તેમ થાય પણ આપણા એકના એક છોકરાના સુખની આડે આવવું મને ઇષ્ટ લાગતું નથી.

પતિના આ ઉપદેશથી પણ કૃષ્ણલક્ષ્મીના મનનું સમાધાન થયું નહીં. ધનનો લોભ તેમના મનમાંથી જવો અશક્ય હતો. ઘણા પ્રયાસ વડે કરીને તેમણે પોતાનો અસંતોષ મનમાં ને મનમાં દાબી રાખ્યો. કૃષ્ણલક્ષ્મીના આ ગુપ્ત અસંતોષ અને કોપનો તીવ્ર આઘાત આગળ ઉપર બિચારી નિરપરાધી ઉષાને ભોગવવો પડયો હતો. ગમે તેમ કરીને ચંદુલાલે આ વખતે તેમની પાસે હા કહેવરાવી અને ઉષાનો વિવાહ ધીરેન્દ્રલાલ સાથે થયો.

અરવિંદલાલે પુત્રીના લગ્નનો દિવસ નક્કી કર્યો. તેમને ઘેર હવે લગ્નની તૈયારીઓ થવા માંડી. ઘઉં, ઘી, ગોળ, ખાંડનાં બડાનાં અપાયાં. એક મહિના પહેલાંથી સગાં વ્હાલાં નોતરે આવ્યાં. રોજ વારાફરતી મિષ્ટાન્ન ઉડવા લાગ્યાં. મોટાં ઘર કહેવાય એટલે જેમ વધારે વપરાય, ઢોળાય, ફેંકાય, બગાડાય, તેમ ઘરની વડાઈ મનાય. કોઈ પણ વાતમાં જરાક પણ કરકસર, યોગ્ય મર્યાદા, નીતિ દર્શાવાય નહીં. સંકોચની વાત તો થાય જ નહીં; રખેને ખોટું દેખાય; રખેને જશ આવે નહીં; ન્યાતજાતમાં ખોટું જણાય; ઘર પ્રમાણે વાપરવું પડે; એવા એવા અનેક વિચારો અરવિંદલાલ અને યશોદાના મનનાં તર્યા જ કરતા. લગ્નને માટે કાપડીયાને બોલાવવામાં આવ્યો; કાપડીયાએ એકના ચાર કરીને માલ આપવા માંડયો. મોટાં ઘર કહેવાય એટલે ભાવતાલ પુછવો કે તેની રગઝક કરવી એ હલકું ગણાય; નોતરે આવેલાં સગાંવહાલાંની નજરમાં ખોટું દેખાય. તેથી કાપડીયો આપે તે જ ભાવે સર્વ લેવાયું,

ઘરમાં મુકાયું અને દરજીઓને બેસાડીને તેનાં નવીન તરેહનાં, ભપકાદાર–અપ ટુ ડેટ્–કપડાં શીવડાવવામાં આવ્યાં. દરજીએ પણ 'ટકાની ડોશી અને ઢબુ મુંડામણુ' એ ન્યાયે જ વર્તન કર્યું. પછી ઘર ધોળાવવું, રંગાવવું વગેરે કાર્યો કરવાનું અરવિંદલાલે આદર્યું.

લગ્નનો દિવસ વૈશાખ સુદ ત્રીજનો હતો. તે પહેલાં સાત આઠ દિવસથી અરવિંદલાલને ઘેર જમણવાર ચાલ્યા જ કરતો હતો. ફરતા ફરતી જમણો થતાં. ચરૂના ચરૂના બફાતા; ઘી, તેલ, ઢોળાતાં; અને ટાઢું વધે તે ઉકરડે નંખાતું. રાતે બિચારો કોઇ ગરીબ કે ભિખારી માગવાને આવે તો, "જા રાંડના, તારે માટે કંઇ રસોઇ કરી મુકી છે?" એમ કહીને ઘરનાં બારણાં વાશી દેવામાં આવતાં અને સવારે તેનું તેજ ઉકરડે જતું.

લગ્નના શુભ પ્રસંગે પુણ્યાર્થે કાંઇ પણ બ્રહ્મભોજન કરવું એવો અરવિંદલાલનો વિચાર હતો. તેથી ત્રણ દિવસ પહેલાં ગામના બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા. તે વખતે યશોદા કહેવા લાગ્યાં: "ગોર તો આપણા ઘરના છે; પેલા બાળંભટ તો આપણે ઘેર આવે છે જાય છે; કાશીરામ જોશી તો સ્વભાવના બહુ સારા છે અને રસ્તામાં જતાં હોઇએ તો "કેમ છે બહેન" એમ કહીને બિચારા બોલાવ્યા વગર રહે નહીં. એમને તો નોતરૂં જરૂર કરજો. પેલો ભોગીલાલ તો આપણે ત્યાં ફેરો ધાંટો ખાય છે; પેલા ગોવિંદ શુકલ તો આપણને ઘણા કામ લાગે છે; પેલા રામશંકર વૈદ્ય આપણી ઉષાને ઘણું ખરૂં ચુરણની ગોળીઓ આપે છે; માટે એમને તો નોતરૂં કર્યા વગર ચાલે જ નહીં." આમ ભૂદેવોની યોગ્યતા બાજુએ મુકી તેમની ઉપયોગિતાનો વિચાર કરી તેમને નોતરાં દેવાનો વિચાર થયો અને કોઇ પાંચ હજારની પુંજીવાળા, કોઇ વાડી વજીફાવાળા, કોઇ ધનાઢ્ય, કોઇ શ્રીમંતાઇનો ડોળ ઘાલનારા, કોઇ શરીરે કડાં, કંઠીઓ, દોરા, વીંટીઓ પહેરનારા, કોઈ શરીરે લઠ્ઠ, અને રોજ લાડુનાજ ખાનારા, કોઈ ખાઇ ખાઇને ધરાઇ રહેલા ને ખાધા પછી જમાડનારની માત્ર નિંદાજ કરનારા, અને કેટલાક આશારામ ભટ થઇ, આળસુ બની, યજમાનવૃત્તિ ઉપરજ મોંઢું વિકાસીને બેશી રહેનારા અને સવાર પડે એટલે નોતરાની વાટ જોઇને જ ઘરમાં ચુલો સળગાવનારા ભૂદેવોને જમવાને આમંત્રણ મોકલવામાં આવ્યાં.

બધાંને નોતરાં દેવાઇ રહ્યાં એટલે વળી અરવિંદલાલ બોલી ઉઠ્યા:

"પેલા બોધા પંડયાને તો નોતરૂં દેવાનું આપણે ભુલી ગયા. મોટું કામ તો ભુલ્યા. જરૂર પડે છે ત્યારે આપણે તેમને ત્યાંથીજ વ્યાજે રૂપિઆ લાવીએ છીએ."

યશોદાએ જવાબ આપ્યો: "હા, હા, એમને ઘેર નોતરાં કરો. એ પણ પુણ્યનું જ કામ છે." સાંજે બધા જમવાને આવ્યા; જમણમાં કાંઈ પણ કહેવા જેવું હતું નહીં. તેમાં એકે પ્રકારની ખામી નજરે આવતી નહીં. બ્રાહ્મણો જમી જમીને ઘેર જતા હતા અને અરવિંદલાલ એક ઓટલે બેઠે બેઠે તેમને દક્ષણા આપતા હતા. દક્ષણા લેતે લેતે કોઈ 'મહારાજ, આપને જશ છે;' કોઇ 'ભાઇ એમને ઘેર ક્યે દહાડે ખોટું થયું છે;' 'વાવરે તેને જશ કેમ ન આવે;' કોઇ 'ઘરડાંઓની પુણ્યાઇ છે મહારાજ;' એમ કહેતા કહેતા દક્ષણા ઓટીએ ખોસતા હતા. કેટલાક, "વાહ, શાકભાજી, અથાણાં, રાયતાં, ચટણી, સૌ સાહિત્યમાં કંઇ મણા જ નહોતી;" એમ બોલતા બોલતા દક્ષણાનો સ્વીકાર કરતા હતા. એક પછી એક દક્ષણા લઇને પેટ ઉપર હાથ વડે પંપાળતા પંપાળતા સૌ બ્રાહ્મણો પોતપોતાને ઘેર જવા લાગ્યા.

એટલામાં કેટલાક ભિખારીઓ અરવિંદલાલને ઘેર વરો છે એમ જાણી કંઇ વધ્યું ઘટયું હોય તો તે લેવાને ત્યાં આવ્યા. ભિખારીઓને ત્રણ ચાર દિવસના લાંઘા હતા. મારવાડ તરફથી દુકાળના માર્યા તે આવ્યા હતા. ગામમાં વરો છે એમ જાણી અરવિંદલાલનું ઘર પુછતા પુછતા તે તેમની પાસે આવ્યા અને બોલ્યા: "મહારાજ, ત્રણ ચાર દિવસના ભુખ્યા છીએ, મારવાડથી આવીએ છીએ, કંઈ અન્નની દયા કરો, ઘણું પુણ્ય થશે." અરવિંદલાલ ગુસ્સો કરીને બોલ્યા, "ભોગ તમારા, તમે કંઇ બ્રાહ્મણ છો; આ તો બ્રહ્મભોજન છે; તમને ખવરાવે શું પુણ્ય થાય?" આમ કહીને તે બિચારાઓને કહાડી મુકવામાં આવ્યા. એટલામાં વેવાઇના લાગતા વળગતા કેટલાક માણસો તેમને ઘેર પરોણા તરીકે આવી પહોંચ્યા. તેમને રાતના બાર વાગ્યે શીરો શેકીને તેમણે ખવરાવ્યો; પણ પેલા દુકાળીઆ સામું જરા જોયુંએ નહીં. આમ અરવિંદલાલને ઘેર બ્રહ્મભોજન થયુ; નામ ત્યારે બ્રહ્મભોજન-પણ ખરૂં તો લાગતા વળગતા ભૂદેવોનું ભોજન થયું પણ પેલા બિચારા મારવાડના દુકાળીઆઓને મુષ્ટિ અન્ન પણ મળ્યું નહીં.

અરવિંદલાલને ઘેર પુત્રીના લગ્નની તૈયારીઓ ચાલી રહી હતી. ઘરને લીંપાવવું, ધોળાવવું, રંગાવવું વગેરે કામ જેને તેને સોંપી દેવામાં આવ્યું હતું. તે થઈ રહ્યા પછી કોઇ સ્થળે સાદડીઓ, કોઇ સ્થળે શેતરંજીઓ, કોઇ ઠેકાણે ગાલીચાઓ પથરાયા. કોઇ સ્થળે અપ–ટુ–ડેટ ફેશન પ્રમાણે ખુરશીઓ તથા ટેબલો ગોઠવાયાં; ઉપર 'સીલીંગ' જડાવી ત્યાં હાંડીઓ, ઝુંમરો લટકાવવામાં આવ્યાં. ભીંતો ઉપર અનેક તરેહના ભપકભર્યા રંગ લગાડાયા અને તેમના ઉપર જાત જાતના મોટા તકતા ટાંગવામાં આવ્યા. સઘળો સામાન વિલાયતી જ વાપરવામાં આવતો. અરવિંદલાલ પોતાને ચુસ્ત હિંદુ કહેવરાવતા, સ્વદેશી કારીગિરિના પોતે ઉત્તેજક છે એમ સૌને મનવતા, મોટાં મોટાં કારખાનાં ઉભાં કરવાનો સૌને બોધ આપતા, પણ દેશી દીવા-સળીની એક પેટી પણ ઘરમાં ઘાલતા નહીં. તેમનું ઉત્તેજન માત્ર કારખાનાં ઉભાં થાય, પોતાનો પૈસો ગતે ઘલાય, અને એમાંથી એમને એ પૈસાની કમાણી થાય અથવા કશું નહીં તો સારૂં વ્યાજ મળે તેટલા માટેજ હતું.

યશોદાનો પુરેપુરો આગ્રહ હતો કે લગ્ન વખતે એક સારૂં 'બૅન્ડ' તૈયાર રાખવું તથા તે વેળાએ નાચ પણ કરાવવો. અરવિંદ-લાલે કંઇક તેનું મન મનવવાને અને કંઇક પોતાની હોંસ હોવાને લીધે ત બંને વાતો કબુલ રાખી અને તેને માટે આગળથી બંદોબસ્ત કરવામાં આવ્યો. આ રીતે ઘણી ધામધુમથી ઉષાનાં લગ્ન થયાં. અનેક જમણવારો થયા. નાચ, રંગ, તમાશા, જલસાઓ થયા. વેવાઇઓને સારી પેઠે પહેરામણી આપવામાં આવી. સાત આઠ દિવસ વેવાઇને રાખીને પછી વરકન્યા, જાન વગેરેને વિદાય કરવામાં આવ્યાં.

અરવિંદલાલને ઘેર લગ્નની મોટી ધામધુમ થઇ. હજારો રૂપિઆ ખરચાયા, વેરાયા, લુંટાયા. કેટલાક ન્યાતવાળાઓએ તેમને જશ આપ્યો. કેટલાક કહેવા લાગ્યા, "એમાં તે શું કર્યું; છે ને વાવર્યું એમાં તે શી નવાઈ કરી!" કેટલાક તેમની ઉદારતાનાં વખાણ કરવા લાગ્યા ત્યારે કેટલાક કહેવા લાગ્યા, "બધુંએ ભોર મુકી દીધું; હવે અરવિંદલાલ ખાલી ખમ થઇને રહ્યા છે; કમાશે ને ખાશે ત્યારેસ્તો. લોકો તો ચાર દિવસ વાહવાહ કહીને ચાલ્યા ગયા, પણ હવે અર-વિંદલાલને જવાબ દેવો ભારે પડશે. હવેજ બધુંએ જણાશે. એ તો બાંધી મુઠી લાખની હતી." કેટલાક બ્રાહ્મણો અરવિંદલાલના બ્રહ્મ-ભોજનને મોટા પુણ્યનું કાર્ય સમજવા લાગ્યા અને તેમની સ્તુતિ

કરવા લાગ્યા. કેટલુંએ મળ્યા છતાં પણ ગોરનું મન પુરેપુરૂં મનાયું નહોતું તેથી તે બરબડવા લાગ્યો: "ગમે તેમ પણ અરવિંદલાલમાં કળીજુગની અસર આવી છે, નહીં તો આમ છેક ગોરને મડતો ન મુકે." કળીયુગની અસર સજમાનમાં આવી હતી કે ગોરમાં આવી હતી તેનો ક્યાસ વાંચકવૃંદ જ કરી લેશે.

લગ્ન થયા પછી લગનના ખરચનાં બીલ ચુકવાયાં. લગ્ન માટે જે 'બૅન્ડ' આણવામાં આવ્યું હતું તેના રોજના સો રૂપિઆ ઠર્યા હતા અને દસ બાર દિવસ તે રાખવામાં આવ્યું હતું તેથી તેના તો હજાર બારસેં રૂપિઆ તેને વિદાય કરતી વખતેજ તેના હાથમાં મુકવા પડયા હતા. વૈદ્ય, વકીલ અને વેશ્યા તો કદી ઉધાર રહેજ નહીં; તેથી નાચનારી ગુણિકાને પણ સાતસેં આઠસેંની રકમ મળી ત્યારે જ તે ત્યાંથી ખશી હતી. બે ચાર દિવસ થયા પછી ગામના કણીઆ, ગાંધી, મોચી, તેલી, તંબોળી પોતપોતાનો હિસાબ લઇને અરવિંદલાલને ઘેર આવવા લાગ્યા અને હિસાબ તપાસી તપાસીને તે તેમને પૈસા ચુકવવા લાગ્યા સોના પૈસા અપાયા પછી અરવિંદલાલે અડસટ્ટો કહાડયો તો દસ બાર હજારનો ખર્ચ થયો છે એમ જણાયું. ઘરના નામ પ્રમાણે તો આ હજી ઓછું છે એમ અરવિંદલાલ સૌની આગળ ડોળ કરીને કહેવા લાગ્યા.

એટલામાં બહારથી એક માણસે અંદર આવવાની વરધી કહાવી. લગ્નના હિસાબ કિતાબ તપાસવામાં રોકાયલા છે એમ અરવિંદલાલે તેને કહેવરાવ્યું. પેલા માણસે બહુ જરૂરનું કામ છે એમ કહાવ્યું, ત્યારે વળી 'આવવા દો' એવા શબ્દો તેમના મોંમાંથી નીકળી ગયા. તે માણસ ઘરમાં આવ્યો અને એક ટીપ તેમની આગળ મુકી. નજીકમાં આવેલું એક ગામડું આગથી બળી ગયું હતું અને તેનાં માણસો ઘરબાર, લુગડાં લત્તાં, ખાવા પીવા વગરનાં થઇ રહ્યાં હતાં. એક પરગજુ સ્વભાવનો માણસ તેમને માટે ઉઘરાણું કરતો હતો અને તેને માટે થએલી ટીપ લઇને કંઇ તેમાં ભરાવવાને અરવિંદલાલ પાસે તે આવ્યો હતો.

ટીપ જોઇનેજ અરવિંદલાલ બોલી ઉઠયા: "હેં, હેં, હેં, હમણાંજ અમારે ત્યાં લગ્ન ગયું છે તેથી હાથ જરા બીડમાં છે; લ્યો આ બે રૂપિઆ; ટીપમાં અમારૂં નામ બામ લખશો નહીં. આ આપ્યા તે લ્યો."

પેલો આવેલો માણસ તો દિંગ્મૂઢ જ બની ગયો. તે મનમાં

વિચાર કરવા લાગ્યો કે મોટા ગૃહસ્થ આમ છેક બે રૂપિઆ જ ધરે છે! "રહેવા ઘો, રહેવા ઘો;" એમ કહીને પેલો માણસ ચાલતો થયો.

અરવિંદલાલને ઘેર હમણાંજ લગન ગયું છે માટે તે નિમિત્તે તે કાંઇકિ નામના કરશે એમ જાણીને ગામમાં આવેલા અનાથાશ્રમનો સેક્રેટરી તેમની પાસે આવ્યો અને અનાથીઆઓને માટે કંઇ દાન કરો એમ કહેવા લાગ્યો. "હમણાંજ એક જણ એક ટીપમાં ભરાવી ગયો અને વળી તમે આવ્યા: હું તો એકલો અને તમે તો ઘણા; હમણાંજ છોકરીનાં લગન ગયાં છે તે તો તમે જાણો છો; અનાથીઆંને છોડી મુકો, તેમનું નશીબ તેમની પાસે છે; તમે આ નકામી ઉપાધિ માથે શા માટે વ્હોરી છે!" આમ અનેક વાતો અરવિંદલાલ કરવા લાગ્યા.

એટલામાં વેવાઇનો ગોર વેગળેથી આવતો જણાયો. તે ઘરમાં આવ્યો અને બેઠો. ગોરને જોઇને અરવિંદલાલ પ્રસન્ન થઇ ગયા, ફુલીને ફાળકો થયા, અને બોલી ઉઠયા: "કેમ ગોર મહારાજ; કેમ આજે કૃપા કરી?" ગોર મહારાજ હવે કહેવા લાગ્યા: "આપની દિકરીનાં લગ્ન થયાં અને અમને તમારા નામ પ્રમાણે દક્ષણા મળી નથી; આપનાં મોટાં ઘર; આપના બાપદાદાએ તો ખૂબ નામના કરી છે; તમારાં પેલાં બહેનનાં લગ્ન થયાં ત્યારે વેવાઇનો ગોર તો ન્હાલ થઈ ગયો હતો; મારા દાદા પણ મને એજ વાત કહેતા હતા; એતો સ્વર્ગમાં છે અને હું તો અહીં છું પણ ખરૂં કહું છું મહારાજ! અમારો તો હક્ક છે. કલ્યાણ થાવા" ગોર હાથ જોડીને બોલવા લાગ્યો.

અરવિંદલાલ ઘણા ખુશી થઇને કહેવા લાગ્યા: "મારા ધ્યાનમાં છે; એ વાત હું ભુલી ગયો નથી; હું વિચાર જ કરતો હતો કે ગોર મહારાજ હજી કેમ નથી આવ્યા. હેં, હેં, હેં, તમારો તો હક્કજ છે ને! મારા ધ્યાનમાં છે." અરવિંદલાલ હસતે મુખે બોલવા લાગ્યા. આમ બોલતે બોલતે તેમના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો અને તેમના શરીરનાં આઠે અંગ હર્ષથી ઉછળી રહ્યાં.

અરવિંદલાલ મનમાં વિચાર કરવા લાગ્યા: "ગોર અને ભાંડ બરાબર; એમને ઓછું પડે તો આખા ગામમાં અપકીર્તિ ફેલાવે, અને અપજશનાં પોટલાં બંધાવે; અને આપણે ઘેર આવેલો જશ ધૂળધાણી થઇ જાય."

એક ગુમાસ્તાને બોલાવી અરવિંલાલે કાનમાં કહ્યું કે ગોરને શાલ પાઘડી અને બસેં રૂપિઆ રોકડા આપજે. ગોર અને ગુમાસ્તો

ઘરમાં ગયા; ગોરે શરપાવ તથા રૂપિઆ લીધા અને શેઠ પાસે આવી હસતે મુખે "જય થાવ મહારાજ;" એમ બોલીને તે ચાલતો થયો.

ગોરનું ગજવું ભરાયું પણ પેલા અનાથીયાંના સેક્રેટરીને આપવા એક રાતી પાઈ પણ મળી નહીં!

ગોર ગયા અને વિજળીના દીવાવાળો પોતાનું બીલ લઇને આવ્યો. નાચ, રંગ, તમાશા, વરઘોડા વગેરેમાં મળીને પાંચસેં દીવા તેણે પુરા પાડયા હતા અને તેથી આઠસેં કે હજાર રૂપિઆનું બીલ કહાડીને તે આવ્યો હતો. અરવિંદલાલે બીલ જોયું અને તેના રૂપિઆ આપી દેવાનો હુકમ કર્યો. બત્તીવાળાએ બીલ ઉપરાંત ઇનામ માગ્યું અને તેને તે પણ તે રાજી થાય તેટલું અપાવવામાં આવ્યું. એટલામાં અરવિંદલાલને ઘેર લગ્ન ગયું છે એમ જાણીને ગામની મ્યુનિસિપાલીટીના કેટલાક સભાસદો તેમને ત્યાં આવ્યા અને ગામમાં કેટલેક ઠેકાણે ફાનસો નથી અને રાતે લોકોને જવા આવવાને ઘણી અડચણ પડે છે માટે ચાર પાંચ ફાનસોનું ખર્ચ આપો તો તમારા નામનાં તે ફાનસો મુકવામાં આવે એમ નમ્રતાથી કહેવા લાગ્યા.

"એવે રસ્તે કોણ જવાનું છે? ને જે જશે તે હાંથમાં ફાનસ લઇને નહીં જાય? નહીં તો ગામમાં ઢંઢેરો પીટાવો કે એવે રસ્તે કોઈ જાય નહીં! એવી બધાંની કાળજી આપણે કયાં રાખ્યા કરીએ? બત્તી વગર અંધારામાં જાય તો પડે, આખડે, તેમાં આપણે કેમ કરીએ!" અરવિંદલાલે અનેક યુક્તિઓ રચીને જવાબ દેવા માંડયા. સભાસદોએ તેમને ઘણુંએ સમજાવ્યા પણ અરવિંદલાલ એકના બે થયા નહીં. આખરે તે થાકીને વ્હીલે મોંઢે પાછા ગયા. આમ વિજળીના દીવાવાળાને આઠસેં કે હજાર અને વળી તે ઉપર સારૂં ઇનામ અપાયું પણ ગામના સાર્વજનિક રસ્તા ઉપર ચાર ફાનસો મુકાવામાં નહીં. હિંદવાસીઓની ઉદારતા અને સખાવત કેવે આડે માર્ગે વહે છે તે આ ઉપરથી સહજ સમજાશે.

ઉષાનું લગ્ન થયું; વરકન્યા, વેવાઈ, જાન વગેરે વિદાય થયાં; પણ અરવિંદલાલે પ્રિયંવદા, મૃણાલિનિ વગેરેને થોડા વધારે દિવસ રાખ્યાં. પછીથી ચોમાસું આવ્યું અને કનકપુર જવાનો રસ્તો પાણી અને કાદવ કીચડથી ભરાઇ ગયો હતો તેથી પ્રિયંવદાએ પોતાનું ઘર ઉઘાડયું અને ત્યાં તે નવરાતર સુધી રહ્યાં.

# પ્રકરણ ૧૪ મું.

## નવરાત્રીના દિવસો.



અરવિંદલાલને ઘેર નવરાતરનો ઉત્સવ ઘણા આનંદ અને ઠાઠથી ઉજવાતો. અરવિંદલાલ દેવીના ઉપાસક હતા અને તેથી કરીને નવરાતરના દિવસોમાં તે પોતાને ઘેર ઘણી ધામધુમ કરતા. તે પ્રસંગે પોતાનાં સગાંવ્હાલાંને તે તેડાવતા અને એમને ઘેર મોટો ઓચ્છવ થઈ રહેતો.

મનહરપુર ઉત્તર ગુજરાતમાં આવેલું હતું. તેની નજીકમાં આબુ અને આરાસુરના પહાડો હોવાથી ગામનાં ઘણાં માણસો અંબાજીનાં દર્શન કરવાને વારંવાર જતાં અને દેવી તરફ ભક્તિભાવ રાખતાં. નવરાતરના દિવસોમાં ગામના ઘણાખરા લોકો પણ દેવીની સ્થાપના કરતા અને પવિત્ર રહી ભજનકીર્તનમાં દિવસો પસાર કરતા. નવરાતરના દિવસોમાં આખા મનહરપુરમાં આનંદ વ્યાપી રહેતો. ગામના લોકો પોતાનાં ઘર લીંપીગુપીને સ્વચ્છ કરતા અને અંદર તથા બહાર સાથીઆ કહાડતા. સ્ત્રીઓ, પુરૂષો અને છોકરાં નવાં નવાં કપડાં ધારણ કરતાં. ઘરની જુવાન વહુઓ તરેહ તરેહવારનાં ચિત્રો કહાડતી અને ઘરને શણગારી મુકતી. તે રોજ સવારમાં વ્હેલી ઉઠતી, ન્હાતી, ધોતી અને દેવીને માટે પૂજાની સામગ્રી ઘણા ઉલ્લાસથી એકઠી કરતી. ગામમાં પાઠશાળાઓ અને નિશાળો બંધ થતી. કેટલાક લોકોને ઘેર રાત્રીના સમયમાં રામાયણ મહાભારતાદિનાં આખ્યાનો કહેવાતાં અને કોઇ સ્થળે દેવી ભાગવતની કથા વંચાતી. આ મહોત્સવમાં લોકો દેવીનું પૂજન કરતા અને તેના અનન્ય ભક્તો દેવીના ગુણ ગાઇ તેની ઉપાસનામાંથી શુદ્ધ મોક્ષધર્મને ગ્રહણ કરતા. પુરૂષો અને સ્ત્રીઓ અપવાસ કરતાં અને આખો દિવસ ભજન સાંભળતાં. હિંદુઓને આવા મહોત્સવ જેવાં કાર્યો ઘણાં પસંદ હોય છે. આ મહોત્સવમાં સ્ત્રી પુરૂષો પૂર્ણ પ્રેમથી એકબીજાની શુશ્રુષા કરતાં. આવે પ્રસંગે વીરરસ કાવ્ય અને પુરાણોમાંથી લીધેલા બનાવોનાં નાટકો ભજવાતાં અને તે પ્રેક્ષકનાં હૃદય ઉપર ભારે અસર ઉપજાવતાં, અને તે અસર એક જમાનાથી તે બીજા જમાના સુધી તેમનાં મન ઉપર કોતરાઈ

રહેતી. મનહરપુરમાં આ સમય દાન, ધર્મ કરવાનો અને સગાં સંબંધીઓની સાથે સ્નેહ વધારવાનો ગણાતો.

દેવીપૂજા, એ શબ્દ શું સુચવે છે? એ માત્ર દેવીની પ્રતિમાની ઠાલી પૂજા નથી પણ તે મનુષ્યના હ્રદયને બાલવત્ સરળ, મિલનસાર, અને નિરપરાધી બનાવી દેવાની ક્રિયા છે. દેવીની અંદર સમસ્ત જગતનો સમાવેશ થાય છે અને તેમાં રહેલી સમષ્ટિનું પૂજન કરવાનું એ શિખવે છે. આ વખતે દૂરસ્થ તથા સ્વર્ગસ્થ અનેક સ્ત્રીપુરૂષો ભક્તોની કલ્પનામાં તરી આવે છે. જે એક વખત કાનને અત્યંત પ્રિય થઇ પડેલા પણ હાલમાં નષ્ટ થઇ ગયેલા તેવા અનેક સ્વરોના ભણકારા તેમના કાનમાં વાગી રહે છે. પોતાના દીર્ઘાયુષ્યને માટે દેવીના આભારી થતા ભક્તો ગતાયુ જનોની યાદગિરિમાં અશ્રુપાત કરે છે. વર્તમાન અને ભૂત, દૃશ્ય અને અદૃશ્યને એક સાંકળથી જોડી દેનારી સ્મૃતિં દુર્ગાદેવીના ભક્તોમાં ઉત્પન્ન થઈ રહે છે અને તેની ઉપાસના થકી આ ક્ષણભંગુર સંસારની કષ્ટમય જંજાળને વહન કરવાનું નવું સામર્થ્ય તેમનામાં આવે છે.

પણ આવા મહોત્સવમાં ભાગ લેનાર દરેક જણ દેવીનો ઉપાસક હોતો નથી. આવા પ્રસંગને કેટલાક માત્ર મોજશોખ મારવામાંજ ગાળે છે. આ ઉત્સવ માત્ર દેવીના ઉપાસકોમાંજ સદાચરણની અભિવૃદ્ધિ કરે છે. મનહરપુરમાં આવાજ પુરૂષો નવરાત્રીના દિવસોમાં ઘણું પુણ્યદાન કરતા. પરસ્પરના કજીયા, ઇર્ષ્યા, અને કંકાસને તેઓ ત્યજતા અને ભ્રાતૃભાવ વધારી જનસમૂહ સાથેના પ્રેમને ગાઢ કરતા. વિજયાદશમીને દિવસે વળી દેવીની પૂજા ઘણા ઠાઠથી કરવામાં આવતી અને તેની કૃપા સંપાદન કરવાને લોકો અનેક સ્તુતિઓ બોલતા. પરસ્પર ભ્રાતૃભાવ અને પ્રેમ રાખવાની તેઓ પ્રતિજ્ઞાઓ લેતા. ત્યાર બાદ દરેકજણ એકબીજાને નમન કરતું અને અનેક વસ્તુઓ ભેટ તરીકે આપતું. સગાં અને વ્હાલાં, મિત્રો અને પાડોશીઓ એકબીજાને ભેટતાં અને આવતા વર્ષમાં તેવો ને તેવોજ પ્રેમ કાયમ રાખવાનું વચન આપતાં. જુવાનો વૃદ્ધોને પાય લાગતા, અને વૃદ્ધો તેમને અનેક આશિર્વાદો આપતા. આ વિધિ માત્ર કૃત્રિમ નહોતી. આ વિધિ વખતે સૌ કજીઆ તથા વેરને ભુલી જતાં અને નવેસરથી સ્નેહથી જોડાતાં. વેરભાવથી જુદા પડેલા મિત્રો, ભાઇઓ અને પાડોશીઓ એ પવિત્ર

દિવસોમાં વૈરબુદ્ધિનો ત્યાગ કરતા અને ફરીથી મળતા હળતા. એકજ દેવીની પૂજામાં એકત્ર થયેલાઓ-શત્રુઓ-મિત્રો-જાણે કે દેવીની પૂજાથી તેનો ક્ષમાનો ગુણ ધારણ કરી રહ્યા હોય તેમ સઘળાઓને એ વેળાએ ક્ષમા આપતા અને સ્નેહથી જોડાતા.

યુરોપમાં જાવ કે અમેરિકામાં જાવ, દરેક દેશ કે જાતિના ધર્મોના કર્મમાર્ગનું અવલોકન કરો, પણ દુર્ગાપૂજાની વિધિ જેવી માર્મિક, હૃદયભેદક, ચિત્તાકર્ષક અને નિત્ય ફળદાયક વિધિ હિંદુસ્તાન વગર અન્ય સ્થળે ભાગ્યે જ જડી આવશે. તેમાં ભાગ લેનારના હૃદયને તે નીતિમય, પ્રેમમય, અને નવીન બલયુક્ત કરી મુકે છે. આ જગતમાં દૃશ્ય થતાં મનુષ્યોની સેવા કરવાનો સંકલ્પ કરાવ્યા પછી તે સ્વર્ગસ્થ મનુષ્યોની પવિત્ર સ્મૃતિ કરાવે છે, અને તેમના તરફ માનની લાગણીથી જોવરાવે છે. શાંતિ, અભેદબુદ્ધિ, પવિત્રતા, સમત્વ, ભ્રાતૃભાવ અને ઉચ્ચ અભિલાષાઓ આ આદ્યશક્તિ દુર્ગાદેવીના પૂજનથી હિંદુ પ્રજામાં પ્રસરી રહે છે. આવા પ્રાચીન મહોત્સવોના પાલનથી હિંદુઓના સદ્‌ગુણો જળવાઈ રહે છે. શાંતિ, મમતા, વીરતા, દૃઢતા, અને સમતાને દેવીપૂજાથી ઘણું પોષણ મળે છે. તેના જેવા મહોત્સવોથીજ પ્રજાનો સંપ અને એકતા ટકી રહે છે. આજકાલ એવા મહોત્સવોનું બરાબર પાલન કરવામાં આવતું નથી; પણ ટુંકી બુદ્ધિથી જોનારાઓ આવા મહોત્સવરૂપી ઐક્યવર્ધક વૃક્ષનાં મૂળ પ્રજામાંથી કહાડી નાંખવાને ભલે પ્રયાસ કરે, પણ હિંદ! તું તેમની અવગણના કરી એકે અવાજે પોકાર કરજે કે ખરા આર્યત્વમાંજ હિંદુઓનું કલ્યાણ સમાયલું છે; આર્યત્વમાંજ તેમનું ઐક્ય રહેશે અને તેજ તારા તનુજોને તારી સેવામાં ટકાવી રાખશે. દેવીપૂજા તને શું શિખવે છે? દુર્ગાદેવીએ અસુરોને હણ્યા. દૈવી સંપત્તિએ આસુરી સંપત્તિ ઉપર જય મેળવ્યો. ઉદાત્ત વિચારોએ અધમ વિચારોનો પરાજય કર્યો!

નવરાત્રીના દિવસોમાં અરવિંદલાલે બિપિનચંદ્ર, પીયુષકાન્ત, વગેરેને મનહરપુર તેડાવ્યા હતા. પ્રિયંવદા, મૃણાલિનિ વગેરે તો ત્યાં હતાં જ. વળી નવરાત્રીના દિવસો હોવાથી હૃષીકેશચંદ્ર તથા તેની બહેન બકુલ પણ મનહરપુર આવ્યાં હતાં. અરવિંદલાલની દિકરી ઉષા પરણીને તરત સાસરે ગઇ હતી. નવરાત્રીના દિવસોમાં તે પણ મનહરપુર આવી હતી. અરવિંદલાલે પોતાનાં ઘણાંખરાં સગાં સ્નેહીઓને

આમંત્રણ મોકલીને તેડાવ્યાં હતાં અને તેથી કરીને તેમના ઘરમાં ઘણાં માણસોનો જમાવ થઈ રહ્યો હતો. મનહરપુરમાં હવે પ્રિયંવદા, ઉષા અને બકુલ ભેગાં થયાં હતાં. ઉષા અને બકુલ લગભગ સરખી ઉમરનાં હતાં; પ્રિયંવદા તેમનાથી મોટી હતી; પણ ન્હાનપણથી તેઓ એકબીજાને ઘેર જતાં આવતાં હતાં, તેથી મોટાં થયા પછી પણ તેમનો એકબીજા તરફનો પ્રેમ કાયમ રહ્યો હતો અને જાણે તેઓ ન્હાનપણની સખીઓ હોય તેમ એકબીજા પ્રત્યે વર્તતાં હતાં. એ ત્રણે જ્યારે ભેગાં થતાં ત્યારે અનેક વાતો કરતાં અને એકબીજાને પ્રેમભર્યાં વચનોથી અનેક આશાઓ આપતાં. સંસારની કાળજી, ચિંતા અને જંજાળમાં તે ન્હાનપણનો સ્નેહ ભુલી ગયાં નહોતાં. લાંબા વિયોગ પછી આ પહેલીજ વારનાં તેઓ મળ્યાં હતાં અને તેથી પોતાના ઘરસંસારની, સુખદુઃખની, અને પોતાને માથે પડેલી વિપત્તિઓની વાતો કરવામાં એ ત્રણે સખીઓએ કેટલોક કાળ ગાળી નાંખ્યો.

અરવિંદલાલને ઘેર નવરાત્રીના દિવસો ઘણી ધામધુમથી પસાર થવા લાગ્યા. રોજ તેમને ઘેર પૂજાપાઠ થાય; બ્રાહ્મણો વેદના મંત્રોનો ઉચ્ચાર કરે; ભજન મંડળીઓ આવે અને ભજન કરે; અરવિંદલાલના ઘરમાં ત્રીસ ચાળીસ બ્રાહ્મણો રોજ ચંડીપાઠ કરવા જણાય; બપોરે તેમને માટે ફરાળ તળાય અને રાતે તેમના ભોજનને માટે રસોઇ તેયાર થાય; સાધુ, સંતો, અને ગરીઓ અરવિંદલાલનું ઘર પુછતા પુછતા આવે અને તેમની સખાવતનો લાભ લે. અરવિંદલાલ માનતા કે દેવીની કૃપાથી તેમને સમૃદ્ધિ મળેલી છે અને તેથી નવરાત્રીના દિવસોમાં તે બહોળે હાથે પુણ્યદાન કરતા અને અનેક સાધુ સંતો અને નિરાધાર મનુષ્યોને સંતોષતા. કંઇક શ્રદ્ધા અને કંઇક કીર્તિલોભથી તે દાન કરતા અને વધારે તો પોતાનો મોભો જાળવી રાખવાને તે હજારો રૂપિઆ ખરચી નાંખતા. તેમની સખાવતથી તેમનું નામ ચારે બાજુએ થઇ રહ્યું હતું અને તેને લીધે અસંખ્ય માણસો એ નવરાત્રીના દિવસોમાં તેમને ઘેર આવતા અને તેમનું આતિથ્ય સ્વીકારતા.

ઉપર આપણે જોયું છે કે અરવિંદલાલને યશોદા નામની સ્ત્રી હતી, તે શરીરે જરા સ્થૂલ અને ઠીંગણી હતી. યશોદા ગોરવર્ણની અને સ્વરૂપવાન હતી, પોતાના પતિની સમૃદ્ધિને છાજે તેવાં અમૂલ્ય વસ્ત્રાભૂષણો તે ધારણ કરતી. તેના શરીર ઉપરના સુંદર દાગીના તેના સૌંદર્યને વધારે

શણુમારતા હતા. શરીરે તેના હાથ મોતીની બંગડીઓથી અલંકૃત હતા. અને પગે રૂપાનાં સાંકળાં તેણે પહેરેલાં હતાં. તેના ભવ્ય કપાળની વચમાં સૌભાગ્યસૂચક મોટો કુંકુમનો ચાંલ્લો તેણે કરેલો હતો, યશોદા સ્વભાવે સાદી અને ભોળી હતી. તે મિલનસાર હતી. સૌની સાથે ઝટ લઇને તે ભળી જતી અને સૌના ઉપર અંતરનો વ્હાલ રાખતી, પણ પતિની સમૃદ્ધિને લીધે તેની રીતભાત અને ચાલનો ભપકો જરા પણ ઓછો નહોતો અને તેથી પ્રથમ જોનાર અજાણ્યાને તે કંઇક ગર્વીષ્ઠ જણાતી. તેનું ગૌર અને સ્થૂલ શરીર, ભવ્ય દેખાવ, શરીર ઉપરનાં કિંમતી ઘરેણાં, ઠમક ઠમક ચાલવાની છટા, અને સહેજ ગર્વીષ્ટપણાની છાપ, એ બધાને લીધે તે કોઇ શ્રીમંતની સ્ત્રી હોય તેમ જોનારાઓને લાગતું હતું.

બિપિનચંદ્ર અને પીયુષકાન્ત ઉષાના લગ્ન વખતે આવ્યા નહોતા; તેમને પોતાને ઘેર આવેલા જોઇને આ ભોળી અને વ્હાલસોઈ યશોદાના હર્ષનો પાર રહ્યો નહીં. તે બધાંને દરરોજ જમાડવામાં અને તેમની આગતાસ્વાગતા કરવામાં આનંદ લેતી. તે સૌની સંભાળ લેતી અને કોઇને કોઇપણ વાતે ઓછું આવવા દેતી નહીં. પણ તેમ કરવામાં તે કોઇ કોઇ વખત પોતાની શ્રીમંતાઇ, અને ઘરનો ઠાઠ તથા વૈભવ સૌની નજરે લાવવાનો પ્રયાસ કરતી અને કોઈ કોઇ વાર મીઠા પણ મદથી ભરેલા શબ્દો તે બોલતી. આત્મસ્તુતિ તેને વ્હાલી હતી અને તેથી પોતાનાં વખાણ થાય તેવું કરવાનું તે ચુકતી નહીં. છતાં પણ યશોદાનું બોલવું ચાલવું સદાએ સભ્યતાથી ભરેલું હતું; તેનો સ્વભાવ નમ્ર અને સુશીલ હતો; કોઈની નકામી નિંદા કરવી તેને ગમતી નહીં; પોતાના બોલથી પણ કોઈના મનને દુભવવું એને પસંદ નહોતું; પોતે ભલી અને પોતાનું ઘર ભલું; પતિની સમૃદ્ધિ, વૈભવ અને ઠાઠમાં મગ્ન રહેતી, અખિલ વિશ્વ ઉપર અમી દૃષ્ટિ નાંખતી, સાદી, ભોળી, પવિત્ર અને ભાગ્યવતી સ્ત્રીઓમાંની યશોદા એક હતી.

બિપિનચંદ્ર અને પીયુષકાન્તને જોઇને તે ઘણા વ્હાલથી બોલી ઉઠી: "ભાઇ, તમે હવે ભણ્યા ગણ્યા, મોટા થયા, નોકરી ચાકરીએ વળગ્યા, છૈયાં છોકરાંવાળા થયા; આ કાકી તમને કોઈ દિવસ યાદ પણ આવે છે ખરી? ન્હાનપણમાં તો કાકી કાકી કરતાં મોં સુકાતું હતું."

બિપિન૦—શું કરીએ! સંસારના રગડામાં પડયા એટલે આવ-વાની નવરાશ મળતી નથી.

"નવરાશ શેની મળે! ગરજ સરી એટલે વૈદ્ય વેરી! આજ કાલના જુવાનીયાઓને અમારા જેવાં જુના જમાનાનાં ઘરડાંની શી તમા છે?"

"તમા તો કેમ ન હોય?"

"ચાલો, પણ આ વખતેયે આવ્યા તે ઠીક કર્યું. તમે જુવો છોને જે નવરાત્રીના દિવસોમાં અમારે ઘેર કેટલું બધું કામ હોય છે?"

યશોદા હિંચકે નવરી બેઠી બેઠી હિંચકા ખાતી હતી પણ જાણે કે ઘણા કામમાં હોય તેવો ડોળ કરીને ઉપર પ્રમાણે બોલી.

"નવરાશ નહીં તેથી, બાકી શા માટે ન આવીએ!" પીયુષ-કાન્તે જવાબ આપ્યો.

"નવરાશ લાવવી પડે; ઘરનાં છોકરાં ન આવે તો કોણ આવે અને કામ કરે? તમે જુવો છો ને કે આ દિવસોમાં અમારે ત્યાં કેટલું ખરચ થાય છે, કેટલું રંધાય છે, અને કેટલા બ્રાહ્મણોને ભોજન કરાવાય છે તથા કેટલા મનુષ્યોને અન્નવસ્ત્ર અપાય છે?" પોતાની મોટાઇનો કંઇક ડોળ કરતી યશોદા બોલવા લાગી.

"આવો ખરચ ન કરો તો શું? આ ખરચ શું નકામો નથી? એમાં તમારો કેટલો બધો પૈસો અને વખત નકામો જાય છે." ઇંગ્રેજી પાઠશાળાનો વિદ્યાર્થી પીયુષકાન્ત કંઈક અશ્રદ્ધાની લાગણીથી એકદમ વચમાં બોલી ઉઠયો.

યશોદાએ ધીમેથી પણ કંઇક આશ્ચર્યથી જવાબ આપ્યો: "આ શું નકામો ખરચ કહેવાય? ઘણા સારા સારા વિદ્વાન, પવિત્ર અને જ્ઞાની બ્રાહ્મણોને અહીં ભોજન કરાવાય છે અને દાન દક્ષિણા અપાય છે. સાથે સાથે નિરાધાર અને ભુખે મરતાં મનુષ્યોને અન્નવસ્ત્ર અપાયછે."

કેવળ વ્યવહારીક દૃષ્ટિથી જોનાર અને અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને લગાડીનેજ દરેક વસ્તુની તુલના કરનાર પીયુષકાન્તને તેની કાકીનું બોલવું ગમ્યું નહીં. તેને અર્થશાસ્ત્રના નિયમો પ્રમાણે આ સઘળું ઉડાઉપણું લાગ્યું. તે મનમાં બરબડયો, "This is all unproductive consumption." યશોદાને તે કહેવા લાગ્યો: "ન્યાતવરો એ માત્ર એક રાતનું વાળું છે. તેમાં લાખો રૂપિઆ લોકો ઉરાડી દે છે અને કેટલો બધો પૈસો દેશની મુડીમાંથી ઓછો થાય છે. એનો

વ્યય કંઈક નવું ઉદ્યમ કરવામાં કર્યો હોય તો દેશની આબાદી વધે. રોટલી નાંખીને ભીખારીઓને પાળવા તેના કરતાં તેમને ઉદ્યોગનું સાધન કરી આપવું એ વધારે સારૂં છે.”

“ તમારી–ઇંગ્રેજી ભણેલાઓની–પૈસા ખરચવાની રીત જુદી; બાકી તમેએ પૈસા તો તેટલા ને તેટલાજ નકામા ઉડાવો છો. તમે ખરચો છો મોજશોખમાં અને માત્ર પેટ ખાવામાં. નાટક ચેટક જોવામાં અને સારાં કપડાં પહેરવામાં તમે લાખો રૂપિઆ ખુવો છો. તમે જાતેજ ખાવ છો અને અમે બીજાને ખવરાવીએ છીએ અને ખાઇએ છીએ. એટલો ફેર.” યશોદા જાણે ટાણો મારતી હોય તેમ ભ્રકુટી ચ્હડાવીને કહેવા લાગી.

“ એ તો મોટો ફેર.” બિપિનચંદ્રે વચમાં ટાપશી પુરી.

“ અમારો પૈસો ગરીબ લોકોને અન્નવસ્ત્રનું દાન કરવામાં વપરાય છે, તેથી પુણ્ય થાય છે. વળી ઋષિઓ જેવા પવિત્ર બ્રાહ્મણો કે જે આખી જીંદગી વેદાધ્યયન, ઈશ્વરપૂજન અને તપશ્ચર્યા કરવામાં ગાળે છે, તેમનું પોષણ કરવામાં પણ તે વપરાય છે. તેમનું પોષણ કરવું એ ગ્રહસ્થાશ્રમીનો ધર્મ છે. દાતાને પરમેશ્વર આપે છે. તમારે કશું કરવું નહીં અને બીજાની ટીકા કરવી.” સહેજ ઠાવકું મોં રાખીને ગંભીરતાથી યશોદાએ જવાબ આપ્યો.

તેની કાકીનું બોલવું સાંભળીને બિપિનચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો. પાશ્ચાત્ય કેળવણીથી રૂહભવેલા પીયુષકાન્તના વિચારો ખોટા છે એમ તેને સમજાયું. યશોદા એક સાધારણ સ્ત્રી છે પણ તેના વિચારો આર્યપ્રજાની ઉંડી લાગણીઓ દર્શાવે છે એમ તેને લાગ્યું અને તે આશ્ચર્ય પામતો અને વિચાર કરતો તેના તરફ જોઈ રહ્યો. ફરી ફરીને તે યશોદાના વિચારોની તુલના કરવા લાગ્યો અને તેમની મહત્તા ઉપર વિચાર કરી રહ્યો. થોડીવાર પછી તે બોલી ઉઠયો:–“ કાકી, તમારૂં કહેવું ખરૂં છે. નિઃસ્વાર્થપણે અધ્યયન કરનાર અને કરાવનાર આવા પવિત્ર બ્રાહ્મણવર્ગની દરેક પ્રજાને જરૂર છે. જે પ્રજામાં એવો વર્ગ નથી અથવા છે છતાં પણ તેનો બરાબર સત્કાર થતો નથી તે પ્રજામાંથી ધર્મ અને નીતિનો ધીમે ધીમે હ્રાસ થતો જાય છે. પઠન અને પાઠન, યજન અને યાજન, બ્રાહ્મણ જાતિનું કર્ત્તવ્ય છે. વિદ્યાનો ખજાનો સાચવી તેના ભંડારી થવું અને જન-

સમૂહમાં તેનો પ્રચાર કરવો એ તેની ફરજ છે. ઉદરપોષણમાં તેઓ જો પોતાનો વખત ગાળે તો વિદ્યોપાર્જનમાં એટલી ન્યૂનતા રહે. માટેજ અન્ય જ્ઞાતિઓએ તેમનો નિર્વાહ કરવો આવશ્યક છે. યૂરોપ અને અમેરિકામાં પણ એવો સાક્ષરવર્ગ સ્વાભાવિક રીતેજ બંધાઇ રહ્યો છે. મૅક્સમુલર, ડ્યુસન, શોપનહુર, એમર્સન અને કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ જેવાઓ તેના અગ્રેસરો લેખાયા છે. આ વર્ગ વિદ્યાવૃદ્ધિમાંજ પોતાનો કાળ ગાળે છે અને પ્રજાવર્ગ તેમના નિર્વાહ-નાં સાધનો પુરાં પાડે છે. હિંદુઓનો અસલ રિવાજ તો બરાબર છે પણ પ્રશ્ન માત્ર એટલોજ છે કે હાલમાં તેવા સાક્ષરજીવનવાળા તપસ્વી બ્રાહ્મણો કયાં છે ? ”

“ પણ તેને બદલે લોકોને વ્યવહારિક જ્ઞાન આપવામાં દ્રવ્ય ખરચાય તો શું ખોટું ? ” પીયુષકાન્તે ઉત્તર આપ્યો.

“ આપણાં શાસ્ત્રોએ આધ્યાત્મિક જ્ઞાનને સૌથી શ્રેષ્ઠ ગણ્યું છે. માટે એ આધ્યાત્મિક જ્ઞાન આપનાર તપસ્વી બ્રાહ્મણોને જે દાન આપવામાં આવે તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. અન્ય દાનો ગૌણ છે. તેં મહા-ભારતમાં વાંચ્યું છે ? એકવાર દુર્વાસા ઋષિ નગ્ન હતા. પાસે લંગોટી પણ નહોતી. દ્રૌપદીએ તે જોયું અને તેણે પોતાના અમૂલ્ય વસ્ત્રનો એક છેડો ફાડીને તેમને લંગોટી કરવાને આપ્યો અને તેમની નગ્ના-વસ્થા દૂર કરી. દુર્વાસા મહા જ્ઞાની અને તપસ્વી હતા. તેમણે દ્રૌપદીને આસિર્વાદ આપ્યો: “ તેં મારી લાજ રાખી, તો પ્રભુ તારી લાજ રાખશે. ” એ આશિર્વાદથી દુર્યોધનની સભામાં જ્યારે દ્રૌપદીનાં ચીર ખેંચાયાં ત્યારે પ્રભુએ તેનાં અનેક ચીર પુરાં કર્યાં. જ્ઞાની પુરૂષને દાન કરવાથી ફળ હજારગણું મળે છે. માટે એ દાન સૌથી શ્રેષ્ઠ.”

“ ઠીક, એ વાત તો ઠીક છે, પણ આવા ઉત્સવો કરીને તમારે શું કરવું છે ? Is it not waste of money, time, and energy ? ” પીયુષકાન્ત જરા ભાર દઇને કહેવા લાગ્યો.

બિપિનચંદ્રે કહ્યું: “ આવા ઉત્સવો આપણી પ્રાચીન ઉચ્ચ ભાવનાઓના પોષક છે. નવરાત્રી જેવા અવસરો, યજ્ઞ, યાત્રાદિ એ ભાવનાઓને જાગ્રત કરે છે. તે જનસમૂહને એકત્ર થવાના પ્રસંગો છે.

તે પ્રજાજીવનના આવિર્ભાવો છે. જ્યાં પ્રજાજીવન આમ આવિર્ભાવ-ને પામતું નથી ત્યાં તે નષ્ટ થઇ જાય છે. એ અવસરોને ઉજવ-વાને ખરચેલો પૈસો પ્રજારૂપી વૃક્ષને જળસિંચનની ગરજ સારે છે."

આમ વાત ચાલતી હતી એવામાં પાછી યશોદા વચમાં બોલી ઉઠી: " બિપિનચંદ્રને તો નોકરી ચાકરી રહી એટલે એને તો રજા ન મળે, પણ, પીયુષ તું આવી વખતે અમારે ઘેર કેમ ન આવું ? ગઈ સાલ અમે મહારૂદ્ર કર્યો અને તને ઘણાએ કાગળો લખ્યા પણ તું આવ્યો નહીં. એવી વખતે તું કામ ન લાગે તો પછી ક્યારે લાગે ? તે વખતે અમારે ઘેર મોટી ધામધુમ થઇ રહી હતી. અમારે માથે કામનો બોજો એટલો બધો હતો કે તેની હું શી વાત કહું. ગામના બ્રાહ્મણો, સાધુ, સંતો, તો હોય જ પણ આઠ દસ ગાઉ દૂરનાં ગામડાંમાંથી પણ હજારો લોકો અમારે ત્યાં આવતા: તપેલાં તો સવારથી તે સાંજ સુધી ચુલા ઉપર ચ્હડેલાં જ રહેતાં; સૌને ખવરા-વવું, પીવરાવવું; રાતના દસ અગીઆર વાગ્યા સુધી આવીને આવીજ ધમ્માચકડી. "

યશોદાને આત્મસ્તુતિ પસંદ છે એમ જાણી પીયુષકાન્ત જરા ટોળથી કહેવા લાગ્યો: " હા, મુંબઇ સુધી પણ તમારા મહારૂદ્રની વાત આવી હતી. તે વખતે હું મુંબઈ હતો. બ્રાહ્મણો કહેતા હતા કે તમે બહુ દ્રવ્ય ઉરાડયું. "

એ સાંભળીને ભોળી યશોદા રાજી થઇ અને તેનું મોં મલકાઈ ગયું. તેણે જવાબ આપ્યો: " હા, ભાઇ શું કરીએ ! અમારૂં ઘર જુના વખતનું, કુળવાન ઘર કહેવાય; અમારે અમારા મોભા પ્રમાણે ખરચવું જ પડે ! "

આટલું કહીને યશોદા પોતાના ઘરની આવક, ખર્ચ, વૈભવ, ચાકર, નોકર, ગુમાસ્તાઓ વગેરે સંબંધી વાત કરવા લાગી અને વાત કરતે કરતે તે ગર્વથી કુલાવા લાગી. પીયુષકાન્ત થોડીવાર સુધી તો ગમ્મતની ખાતર સાંભળી રહ્યો પણ છેવટે તેને સાંભળવાનો કંટાળો આવ્યો અને ત્યાંથી ઉઠીને તે ચાલતો થયો. બિચારો બિપિન-ચંદ્ર તો સભ્યતાની ખાતર ત્યાંને ત્યાંજ બેશી રહ્યો અને " હા " " હા " કરવા લાગ્યો. કેમે કરી યશોદા એની વાતનો છેડો લાવે નહીં. એ છટાદાર ભાષણ ઘણા વખત સુધી ચાલ્યું. બિપિનચંદ્ર

" હા " " હા " કરે એટલે એને વધારે ઉત્તેજન મળે અને એ પોતાની વાત લંબાવ્યા કરે.

બિપિનચંદ્રને યશોદાની વાતો પરાણે પરાણે ઘણા લાંબા વખત સુધી સાંભળવી પડી, પણ એટલામાં તેના સારા નસીબે સંધ્યાકાળનો વખત થયો અને પ્રિયંવદા, બકુલ, વગેરે સ્ત્રીઓનું ટોળું ત્યાં આવીને એકઠું થયું અને યશોદાની વાતોમાં ભંગ પડયો. નવરાત્રીના દિવસો હોવાથી સઘળી સ્ત્રીઓ અરવિંદલાલને ઘેર ગરબા ગાવાને આવી હતી. તેમને જોઇને યશોદા બહાર આવી અને ઘણા આનંદથી ગરબા ગાવાને માટે તૈયારી કરાવવા લાગી.

અરવિંદલાલની છોકરી ઉષા શણગાર સજીને ઘરમાંથી નીકળી. તેણે માબાપ અને સાસરાના ઘરને છાજે એવા સુંદર અને મૂલ્યવાન અલંકારો પહેરેલા હતા. એનું લગ્ન સારા પૈસાદાર અને મોભાવાળા કુટુંબમાં થયેલું હતું અને તેથી કરીને એના શરીર ઉપર હીરામોતીના દાગીના વધારે જોવામાં આવતા હતા. જરા જરા સંધ્યાકાળ થઇ આવી એટલે સૌ સ્ત્રીઓએ માતાજીનું પૂજન કર્યું અને કુંકુમની અરચાથી લલાટોને વિભૂષિત કરી, જાણે કે દેવાંગનાઓ સ્વર્ગમાંથી ઉતરી આવી હોય તેવી દેખાતી સર્વેએ બહાર આવીને ગરબો ગાવાનો શરૂ કર્યો.

પ્રથમ ઉષાએ ગાવા માંડયું અને બાકીનાંએ ઝીલવા માંડયું.

આનંદે રમીએ, અંબા તારા ચાચરમાં રમીએ.

આદ્ય શકિતએ માત ભવાની, અમ્બા પદે નમીએ—અંબા.
આરાસુરમાંહિ વસે ભક્તજનની, સેવક થઇ વસીએ—અંબા.
શંખ ચક્ર શુલાંકુશ હસ્તે ધર્યા છે, કમલ નયન જોઇએ—અંબા.
પન્નગ વેણી અને માધુરી વાણી, અવિચળ સુખ ગ્રહીએ—અંબા.
કંકણ યુક્ત—અ—અ—અ—

ગાતે ગાતે આગલી કડી નહીં સાંભરી આવવાથી ઉષા અડધું બોલીને એકદમ અટકી ને હશી પડી; એટલે બધાંએ પણ ખડખડ હશી પડયાં, અને ભેગાં થઇ ગયાં. મોટી હસાહસ થઇ રહી. "અલી, હવે તું ગા, અલી હવે તું ગા." એમ એક બીજાને કહેવા લાગ્યાં.

એમ કરતે કરતે મૃણાલિનિનો વારો આવ્યો અને તેણે ગાવાનું શરૂ કર્યું.

સખી આજ હર્ષની વાત કહું,
ઉમયાપદમાં હરનિશ વિચરૂં;
સખી સ્હાય આરાસુરીનીજ ગણું,
હરનીશ શીવા તણું ધ્યાન ધરૂં.

પણ ચિત્તમાં ખેદ અનેક થયા,
દિન પાંચ કે સાત તેમાંજ ગયા;
સખી દેશ ડુબ્યો તમ સ્વારથમાં,
નહીં એક રહ્યો પરમારથમાં.

સહુ બાલ તરૂણ વળી વૃદ્ધ થયા,
પણ દિન તો તેમ ને તેમ વહ્યા;
સરખી કૃતિ સર્વની હું તો લહું,
નહીં એકનું કામ જરાકે ચહું.

સહુ સ્વાર્થમાં લીન થઇ જ રહ્યા,
ધનના ઢગલા પરદેશ ગયા;
સખી સહેલ વાત મુજને તો જડી,
દુરગાની કૃપાથીજ આવી પડી.

નીજ દેશનો માલ હવે તો ગ્રહો,
મમ એટલી શીખ હૃદેમાં લહો.

ગરબો પુરો થયો, સૌ એકબીજાની સામું જોઈ રહ્યાં, અને મનમાં વિચાર કરવા લાગ્યાં કે આટલી નખ જેવડી મૃણાલિનિએ બધાંને આ શું કહ્યું. સૌ વાતો કરવા લાગ્યાં: " અલી, તું સમજી કે, એની ગરબીમાં તો વળી કંઇ મમ રહેલો છે. " વળી બીજી બોલી: " એમાં મર્મ શેનો જે, એ તો ગાવું તે ગાવું. " આમ કરતે કરતે પાછાં સૌ ભેગાં થયાં અને બધાંએ મળીને પ્રિયંવદાને કહ્યું: " હવે તમે કંઇક ગાવ. " પ્રિયંવદાએ નીચે પ્રમાણે ગરબો શરૂ કર્યો.

નવ રમ્ય સુગંધિત પુષ્પ વને,
હસતાં સખી વૃક્ષ અનેક કને;

જુઇ જાઇ ગુલદાવદી ચંપક ને,
મધુ માલતી વેલ ગુલાબ અને.

વળી મોગરાએ કરી પુષ્પઘટા,
રહી કેસરની તૃણમાંય છટા;
બન્યો બાગ અહીં સખી રમ્ય ઘણો,
હરે તાપ સહુ નરનારી તણો.

પતિવ્રત્તતણું ઉપવન ગ્રહો,
સદ્‍ગૂણ રૂપી તહીં પુષ્પ લહો;
દુરગોત્સવમાં કરો માળ હવે,
પતિને અરપો જઇ ઘેર તમે.

પ્રિયંવદાનું ગીત પુરૂં થયું. બીજા કોઇએ હવે ગાવાની ઇચ્છા જણાવી નહીં અને તેથી ગરબો બંધ કરવામાં આવ્યો અને સૌ પોતપોતાને ઘેર જવા લાગ્યાં.

બીજે દિવસે અરાવંદલાલે પોતાનાં સઘળાં સગાંવ્હાલાંને જમવાને નોતર્યાં.

અરવિંદલાલનું કુટુંબ બહોળું હતું. તેમાંએ વળી તેમનો જુના જમાનાનો કુટુંબવત્સલ, ઉદાર અને કીર્તિલોભી સ્વભાવ એટલે આઘેનાં સગાંઓને પણ તે પોતાનાં નજીકનાંજ સગાં ગણુતા અને તેમને જમવા ખાવાને વારે ઘડીએ નોતરતા, અને કેટલાંકને તો પોતાને ઘેરજ રાખતા અને તેમનું ભરણપોષણ કરતા. એથી કરીને તેમના ઘરમાં ઘણાં માણસોનો સમૂહ એકઠો થતો. અરવિંદલાલ ઘણા જુના વિચારના માણસ હતા અને ખવરાવ્યે પીવરાવ્યે ઉદાર હતા; ઘરમાં રહેનાર નિરાધાર સગાંઓથી તે કદી કંટાળતા નહોતા અને મનમાંએ પણ તેમની વિરૂદ્ધ કદી લાગણી ધરતા નહોતા. જુના જમાનાથી ચાલતા આવેલા એ હિંદુઓના રિવાજને તે વધારે પસંદ કરતા અને તેને બરાબર વળગી રહેતા. ખરેખરા હિંદુ તરીકે તે "એ મારાજ કુટુંબનાં માણુસો છે, મારેજ એમની સંભાળ લેવી જોઈએ" એવો વિચાર કરતા અને તેમનું મન કદી દુઃખવતા નહીં. હાલના જમાનાના સ્વાર્થબુદ્ધિથી દોરાયલા કેટલાક લોક તેમને આ વિષે કહેતા પણ તે પોતાનાં નિરાધાર સગાંઓને ઘરમાંથી કદી ખસેડવાનો વિચાર પણ કરતા નહોતા અને

ઉલટા તેવી નીચ બુદ્ધિ સામે તિરસ્કાર દર્શાવતા. નિરાશ્રિતને આશ્રય આપનાર હિંદુ લોકોના અવિભક્ત કુટુંબના રિવાજના ફાયદા તે જાણતા અને માબાપથી, કે ભાઇઓથી જુદા રહેવું તેને નીચ સ્વાર્થ બુદ્ધિ તે ગણતા.

ગામમાં અરાવંદલાલ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ ગણાતા. ઘણા લોકો તેમની સલાહ લેવાને આવતા અને તે સૌને ખરી સલાહ આપતા. પોતાની સમૃદ્ધિમાંનો કેટલોક ભાગ તે ધર્માદા કહાડતા અને તેમાંથી લોકોને માટે વાવ, કુવા, તળાવ વગેરે બંધાવતા. વળી ખેડુતોને તે ધીરધાર કરતા અને સંકટ સમયે તેમને મફત મદદ પણ કરતા. પણ તેમ કરવામાં પરમાર્થ કરતાં કીર્તિનો તે વધારે વિચાર કરતા. આથી કરીને અરવિંદલાલનું એસાન ઘણા માણસો ઉપર થતું પણ તેને માટે તે કદીએ મનમાં ગર્વ ધરતા નહીં અને સૌને પોતાના કુટુંબનાં માણસ હોય તેમજ ગણતા. એમના આવા સ્વભાવ-ને લીધે ઘણા માણસો એમને ઘેર આવતા જતા, અને એમની જોડે ઓળખાણ પીછાણ રાખતા. અરવિંલાલ એ સૌની જોડે મમતા અને પ્રીતિ રાખતા અને પોતાને ઘેર જમણવાર હોય તો તેમને બધાને પણ નોતરતા. આજે તેમાંના ઘણા ‘રાને તેમણે નોતર્યા હતા.

બિપિનચંદ્ર વગેરે મંડળી અરવિંદલાલને ઘેર આવી તે વખતે તે પોતાને માટે બંધાવેલી ખાસ બેઠકમાં બેશીને પાન ચાવતા હતા અને ગામના આમંત્રિત ગૃહસ્થો તથા ખેડુતો સાથે ગામ ગપાટા હાંકતા હતા. ખેડુતો સાથે ભળવા હળવામાં પણ એમને ન્હાનમ લાગતી નહીં. તે તેમને કુશળ વર્તમાન પુછતા અને તેમના સુખ-દુ:ખની વાતો સાંભળતા. તેમનું નિખાલસ હૃદય તેમના સુખે સુખી થતું અને દુ:ખથી દ્રવતું. તેમનું દુ:ખ ભાગવાને તે કંઇક કીર્તિ લોભથી અને કંઇક દયાથી તત્પર થતા અને અનેક આશાઓ આપીને તેમને સંતોષતા. આવી સ્થિતિમાં અરવિંદલાલ બેઠા હતા ત્યાં બિપિનચંદ્ર વગેરે આવ્યા અને અરવિંદલાલે સૌને “ આવો ” કહીને બેસાડયા.

ઘરની અંદરની બાજુએ સગાં વ્હાલાંને માટે રસોઇ થતી હતી અને બહાર ગામના લોકોને માટે જુદું રંધાતું હતું. બિપિન-

ચંદ્ર વગેરે મંડળીને ઘરની અંદર લઇ જવામાં આવી. એક ખંડમાં સર્વે પુરૂષો જમવાને બેઠા અને બીજા ખંડમાં સઘળી સ્ત્રીઓ બેઠી. સૌના આવવાથી ઉષાને ઘણો આનંદ થયો. ઉષા સ્વભાવે ભલી હતી. તેની માનું શ્રીમંતાઇનું અભિમાન તેનામાં કંઇક ઉતરી આવ્યું હતું અને તે કોઇક વાર મગરૂર જણાતી. પણ પિતાનાં માન, પદવી અને સમૃદ્ધિ, પોતાના સાસરાની દોલત, વગેરેથી તેની સ્નેહની ઉદાર લાગણીઓ જરા પણ ઓછી થઇ નહોતી. તે હસતે હસતે પ્રિયંવદાને કહેવા લાગીઃ "ભાભી સાહેબ, આજે તમે અમારૂં ઘર પાવન કર્યું."

"પાવન તો અમે થયાં કે ઘણે વર્ષે ઉષાબહેન મળ્યાં. નહીં તો ઉષા બહેનનાં દર્શન ક્યાંથી? અને તે ક્યાંથી હોય? કારભારીનાં ઘર એટલે અમારા જેવાંને મળવા આવવાની તસ્દી કોણ લે?" પ્રિયંવદાએ ભોળે ભાવે જવાબ આપ્યો.

પણ એ જવાબથી ઉષાને પોતાનું સાસરૂં વગેરે સાંભરી આવ્યું અને એના મનમાં કારી ઘા લાગ્યો. ઉષા અતિ ગોરી અને સ્વરૂપ-વાન હતી. અંગ ઉપરના હીરા માણેકના દાગીનાથી તેનું સૌંદર્ય વધારે ખીલી નીકળતું હતું. તેના ભવ્ય કપાળ ઉપર હીરાની પાંદડી-વાળી બંદી શોભતી હતી. હાથે હીરા મોતીની બંગડીઓ તેણે પહેરી હતી. તેની છાતી ઉપર મોટાં મોતીનો સુંદર હાર લટકી રહ્યો હતો. ઉપર આપણે જોયું છે કે ઉષાનું લગ્ન એક ન્હાના રાજ્યના કારભારીના દિકરા સાથે થયું હતું. પણ ઉષા સાસરાની શ્રીમંતાઇનું સુખ ભોગવતી હતી પણ તેને સંસાર સુખ જરાએ નહોતું. તેનો પતિ ધીરેન્દ્રલાલ વ્યસની અને વિષયી હતો તેથી બિચારી ઉષાને તેના તરફથી અનેક ત્રાસ સોસવા પડતા હતા. એ સઘળી વાત અગાળ ઉપર કહેવાશે; અહીં તો એટલુંજ કહેવું બસ થશે કે ઉષા સર્વ વાતે સુખી હતી પણ પતિ તરફનું સુખ તેને જરાએ નહોતું. આથી કરીને તેના સાસરાની વાત સાંભળી એટલે ઉષાને પોતાનું સઘળું દુઃખ સાંભરી આવ્યું અને તેનો ચહેરો નિસ્તેજ થઇ ગયો.

પ્રિયંવદા મનમાં વિચાર કરવા લાગીઃ "શું આવી સુંદર; પૈસાદાર અને સુખી સ્ત્રીના મનમાં પણ ગુપ્ત ચિંતાઓએ વાસ

કર્યો હશે !" તેણે ઉષાના ભવ્ય કપાળ ઉપર વારંવાર જોયા કર્યું.

રાંગોળી પુરીને જમવાની બેઠક બનાવવામાં આવી હતી અને તેની અંદર જમવાને માટે સુંદર નમુનેદાર ચાંદીના તાટ મુકવામાં આવ્યા હતા. તેમની બાજુએ જુદા જુદા પ્રવાહી પદાર્થો લેવાને ન્હાની ન્હાની ચાંદીની વાડકીઓ ગોઠવવામાં આવી હતી. દરેક જણને પાણી પીવાને ચાંદીનો લોટો તથા પવાલું આપવામાં આવ્યાં હતાં. રસોઇઆઓએ જુદી જુદી જાતનાં શાક, પકવાન વગેરે લાવી લાવીને તાટમાં પીરસવા માંડયાં. બીજી વસ્તુઓનો પણ પાર નહોતો. જુદી જુદી જાતનાં અથાણાં,તરેહ તરેહનાં રાયતાં, ચટણીઓ પણ પીરસાવા લાગ્યાં.સઘળું પીરસાઇ રહ્યું અને સર્વેએ જમવાની શરૂઆત કરી.

જમતે જમતે પ્રિયંવદાએ અલંકારથી વિભૂષિત એવા ઉષાના શરીર તરફ વારંવાર જોયા કર્યું. તેના મુખ ઉપર કોઇ કારણને લીધે ગ્લાનિ છવાઇ રહેલી છે એમ તેને હવે ભાસ્યું. પ્રથમ તો પ્રિયંવદા ધારતી હતી કે જગતમાં ઉષાના જેવું સુખી કોઇ હશે જ નહીં. તેના શરીર ઉપરના દાગીના જોઇને તેણે મનમાં નક્કી કર્યું હતું કે ઉષાને કોઇ પણ પ્રકારનું દુઃખ છે જ નહીં. પણ પ્રિયંવદા છેતરાઇ હતી. ઉષાને તેને સાસરે અનેક ત્રાસ સોસવા પડતા. સાસુનું કે નણંદનું મહેણું સહન કરવું પડતું. પૈસાનું સુખ તેને હતું પણ ઇતર સુખ તેને ન હતું. અત્યારસુધી પ્રિયંવદા જાણતી નહોતી કે ઉષાના મનનું દુઃખ તેના શરીર ઉપરના હીરાના તેજમાં અદૃશ્ય થઇ રહેલું છે.

પ્રિયંવદાએ ઉષાને અનેક પ્રશ્ન કર્યા. કેટલાકના ઉત્તર તેણે આપ્યા અને કેટલાકના બરાબર ન આપ્યા. તેના સાસરાની વાતમાં ઉષા ઘણું કરીને કાંઇ પણ બોલતીનહોતી. પણ પ્રિયંવદાએ નરમાશ, મિઠાશ અને પ્રેમથી તેના મનની કંઇક વાત જાણી લીધી. તે હવે મનમાં વિચાર કરવા લાગીઃ "કાકાજી અને કાકીજી ઉષાને મોટે ઘેર પરણાવીને ઘણાં ખુશી થાય છે પણ તે જાણતાં નથી કે તેનું હૃદય હમેશાં ચિંતાતુર રહે છે. એકલો પૈસો મનુષ્યને શું સુખ આપી શકે ? તેનામાં મનુષ્યને હૃદયની શાંતિ આપવાની સત્તા છે ? જડ વસ્તુ સૂક્ષ્મ શરીરની વાસનાઓને કેવી રીતે સંતોષી શકે ? જડનો પ્રભાવ જડ ઉપર ચાલે,

બાહ્ય સુખને તે ઉપજાવે, પણ અંતરના સુખની સાથે તેને કંઈજ સંબંધ નથી. તે સુખની હદ પૈસાથી આંકવી એ અણસમજણનું કામ છે. દ્રવ્ય નહીં પણ સામાનો સ્નેહાર્દ્ર ભાવ આપણામાં એ સુખ ઉત્પન્ન કરે છે. બિચારી ઉષા, સંકડી ઉષા, તારે આ સુખ છે કે નહીં તે મારે હજી ખોળી કહાડવાનું છે. ( નિશ્વાસ નાંખીને. ). તપાસ કરતાં કોણ જાણે શું એ માલુમ પડશે. ” પ્રિયંવદાની આંખમાં આંસુ આવવા લાગ્યાં પણ ક્ષણવાર બીજી વાત્તમાં જીવ પરોવી હિંમત રાખીને તેણે તે ખાળી રાખ્યાં.

જમણ સમાપ્ત થયું અને સૌ પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. પ્રિયંવદા પોતાને ઘેર ગઇ પણ તેના મનમાં દિવસ અને રાત એના એજ ઉષાના વિચારો આવ્યા કર્યા. તેણે ફરીથી બીજે દિવસે ઉષાની પાસે જવાનો વિચાર કર્યો. ગમે તેમ કરીને એના મનની ગુપ્ત ચિંતાઓને જાણી લેવી અને બને તેટલો પ્રયત્ન કરીને તે ચિંતાઓને દૂર કરવી એવો નિશ્ચય તેણે મનમાં કર્યો. રાતે ઘણા અફસોસની સાથે તે વિચાર કરવા લાગી કે સોના રૂપાના દાગીના કે મોતી માણેકનાં જવાહીરોને પહેરનારને જગત સુખી માને છે પણ તેમાં તેની કેવી ભૂલ છે.

ઉષાના દુઃખથી દુઃખિત થયેલા હૃદયવાળી પ્રિયંવદા બીજે દિવસે સવારમાં વહેલી ઉઠી અને ઘરનું સઘળું કામકાજ તેણે જલદીથી આટોપવા માંડયું. તેનાં સાસુ પૂજા કરવાને ઉઠવાની તૈયારીમાં હતાં; તેમના ઉઠતાં પહેલાં તો પ્રિયંવદાએ તેમને જે જે વસ્તુઓ જોઇએ તે સઘળી એકઠી કરીને પૂજાનો સામાન કર્યો અને સાસુને માટે ઉનું પાણી મુકીને તે પૂજાનાં વાસણ સાજવા લાગી. તે કર્યા પછી સાસુને ન્હવરાવીને દુધવાળી દુધ લાવી એટલે સર્વને માટે દુધ તથા ચાહ તૈયારી કરી રાખ્યાં; અને રાંધવાનું કામ તેણે શરૂ કરવા માંડયું. આમ વગર માગ્યે સર્વની જરૂરીઆતો પુરી પાડવાની તૈયારી કરીને પ્રિયંવદા સ્વસ્થ ચિત્તથી પતિના ઉઠવાની રાહ જોતી બેઠી. બિપિનચંદ્ર ઉઠયો એટલે તેની પાસે હાજર રહી અને નણંદ, મૃણાલિનિ, વગેરે ઉઠયાં એટલે એમને પણ જોઇતું કરતું આપ્યું. આવી ડાહી વહુને જોઇને સરિતાદેવી ઘેલા જેવાં થઇ જતાં અને “ મારા ગરીબના ઘરનું રત્ન, ” “ મારા સંસાર રૂપી સમુદ્રનું નાવ ” એવા

એવા વ્હાલભર્યા શબ્દો બોલતાં. વળી મનમાં ઓછું આણીને કોઇ-વાર કહેવાં: " મારા ઘરમાં આવું રત્ન છાજશે કે નહીં ? "

સરિતાદેવીના મનમાં આમ અનેકવાર પ્રેમના ઉમળકા આવતા અને તે આવી શાણી વહુથી પોતાની જાતને સુખી માનતાં. "તમેજ મારા ઘરમાં લક્ષ્મી છો, તમારાં પવિત્ર પગલાંએ ઘરમાં વાસ કર્યો છે તેથી મારો બિપિન દ્રવ્યમાં રોળાશે, લક્ષ્મી સ્ત્રીના નસીબની છે, તમને ગરીબ જોઇને મેં આણ્યાં હતાં પણ તમારાથી હું ભાગ્યશાળી થઇ બેઠી છું;" આવા આવા ઉદ્ગારો પણ તે કવચિત્ કહાડતાં. બપોરનો સમય થવા આવ્યો એટલે પ્રિયંવદાએ સૌને જમાડયાં, પોતે જમી અને પછી પાછી વાસણ માંજવાને બેશી ગઇ. આ વખતે નલિનિ તેની પાસે ગઇ અને " મારાં મીઠાબોલાં ભાભી, મીઠું બોલી બોલીને આમ સટકી જાવ છો પણ કેવાં પકડયાં છે ? આજ તો વાસણ હુંજ માંજીશ; તમારે એકલાંએજ ડાહ્યાં કહેવરાવવું છે કે ? " એમ બોલીને પ્રિયંવદાના હાથમાંથી તેણે સઘળાં વાસણ લઇ લીધાં અને માંજી નાંખ્યાં.

હવે પ્રિયંવદાએ બકુલને તેડવાને મોકલ્યું અને તે આવી એટલે એ, નલિનિ અને મૃણાલિનિ તેની સાથે ઉપાને ઘેર જવાને નીકળ્યાં. રસ્તામાં પ્રિયંવદાએ કહ્યું, "બકુલ, તું બહુ દિવસે મનહર-પુરમાં આવી. "

" હું વારે ઘડીએ કેવી રીતે આવી શકું, બહેન ? અમારૂં કુટુંબ મોટું, ઘરમાં કામકાજ પણ ઘણું હોય છે અને આવક ટુંકી રહી એટલે વારે ઘડીએ આવવા જવાના પૈસા કયાંથી લાવીએ ? " બકુલે જવાબ આપ્યો.

પ્રિયંવદા—શું તારા પતિની આવક એટલી બધી ઓછી છે કે તેમનાથી તારા આવવા જવાનું ખર્ચ પણ ઉપાડી ન શકાય ?

બકુલ—આવક તો ઓછી છે જ અને તેમાંએ વળી અમારે કેટ-લુંક દેવું છે.

પ્રિયંવદા—પણ મેં તો સાંભળ્યું છે કે તારા પતિ અમલદા-રોને મોટાં મોટાં ખાણાં આપે છે અને મોજશોખમાં પૈસા ઉડાવે છે. જો એમ કરીને એ દેવું કરતા હોય તો તારે એમને કહેવું જોઇએ.

બકુલ—હું બિચારી ઘરની વહુ, એટલે મારાથી એમને શી રીતે કહેવાય ?

પ્રિયંવદાને આ વાત પસંદ પડી નહીં. પતિના રાજ્યમાં દિવાન પદ ધારણ કરી રહેલી પ્રિયંવદાના મનમાં ઉદ્વેગ થઇ રહ્યો. છતે પૈસે પણ બકુલને વેતરૂં કરવું પડે અને તેના પતિ તેનો કંઇ પણ ઉપાય ન કરે અને તેને કોઇવાર પણ પીયેર જવા ન દે એ વિચારથી તેનું મસ્તક ભમવા લાગ્યું અને તે બોલી ઉઠી; "તમે તમારા ખર્ચની કાંઇ હદ રાખતાં કેમ નથી ? તું તારા પતિને એ બાબતમાં સલાહ આપી ન શકું ?"

બકુલ—એ ઘરના મુરબ્બી, એમને કહેવાની હિંમત હું કેવી રીતે ધરી શકું ?

પ્રિયંવદા—બકુલ, આ તારી વાત સાંભળીને મારૂં હૈયું દુઃખાય છે. "એમને કહેવાની હિંમત હું કેવી રીતે ધરી શકું" એ શબ્દો સાંભળીને મારૂં મગજ ભમી જાય છે. સ્ત્રીનો દરજ્જો શું એક નોકર જેવોજ છે કે તે પતિને તાબે રહ્યા છતાં પણ તેને ખરી બાબતમાં કશું કહી ન શકે ? પતિ આડે માર્ગે જાય છતાં પણ એક સ્ત્રી પોતાના પતિને વારી ન શકે ? જે સ્ત્રીનામાં આટલી હિંમત નથી તેને હું સ્ત્રી તરીકે ગણુતી જ નથી. તે પોતાની ફરજ બજાવે છે એમ હું માનતીજ નથી. પતિ ઘરનો રાજા છે અને સ્ત્રી તેનો મંત્રી છે. મંત્રીનો દરજ્જો રાજાથી જેટલો ઉતરતો છે તેટલોજ સ્ત્રીનો પુરૂષથકી ઉતરતો છે. એક પ્રધાન રાજાને જે કાંઈ કહી શકે છે તેટલુંજ એક સ્ત્રી પોતાના પતિને કહી શકે છે. આથી પણ વધારે મહત્તા સ્ત્રી ધરાવે છે. ગમે તેટલું પણ પ્રધાન રાજાનો એક નોકર છે, પણ સ્ત્રી તો પુરૂષની સુખ દુઃખની ભાગીયણ છે. યોગ્ય સલાહ આપતી વખતે તે અબળા નથી પણ સબળા સિંહણ છે. તેના યોગ્ય શબ્દોના પ્રભાવ સામે પુરૂષનું બળ ટકતું નથી. હા, વાત એટલી જ છે કે આપણે આપણી મર્યાદામાં રહીને યોગ્ય સલાહ આપવી જોઇએ.

પ્રિયંવદા, બકુલ, મૃણાલિનિ, વગેરે ચાલતાં ચાલતાં અરવિંદલાલના ઘર પાસે આવી પહોંચ્યાં. એ વેળાએ ઉષા કંઈ કામસર બહાર આવી હતી; તેણે તે બધાંને જોયાં અને "આવો" કહીને તે તેમને ઘરમાં તેડી ગઇ.

ઘરમાં થોડીવાર બેઠા પછી પ્રિયંવદાએ કહ્યું: "ઉષા, તું હજી બેચાર દિવસ રહીશને ?"

ઉષા—હા, રહીશ તો ખરી, પણ આ મનહરપુરમાં તો મારાથી ગુંગળાઈ મરાય છે. અહીં તો ક્હીંએ પણ જવાય નહીં અવાય નહીં. મુંબઇમાં તો અમે ગમે ત્યાં હરીએ ફરીએ. અહીં તો ઘરના મોભા પ્રમાણે લાજશરમ પાળવી પડે છે.

પ્રિયં૦—લાજશરમ સ્ત્રીઓનું ભૂષણ છે.

ઉષા—વળી ઘરમાં માણસ પણ કેટલાં બધાં ? બાપા જુના વિચારના છે અને એ સગાંવ્હાલાંને ઘરમાં એકઠાં રાખે છે. એમને કુટુંબને અવિભક્ત રાખવું બહુ ગમે છે. મને એ જરાએ ગમતું નથી. તમારૂં કુટુંબ પણ અવિભક્તજ છે ને! તમારા ઘરમાં મારાથી તો એક ઘડી વાર પણ ન રહેવાય. અમે તો મુંબઈમાં જુદાંજ રહીએ છીએ. ઉમર લાયક થયા પછી મનુષ્યને માથે અંકુશ શામાટે જોઇએ ? તેની સ્વતંત્રતાની આડે આવવું એ તેના સુધારા વધારામાં અડચણકર્તા થઈ પડે છે.

પ્રિયં૦—તમે જેને સ્વતંત્રતા કહો છો તેને અમે નિરંકુશપણે યથેચ્છ વર્તન કહીએ છીએ. એ યથેચ્છ વર્તનમાં અનુભવની ખામી રહેલી હોય છે અને તેથી તે આડે માર્ગે દોરે છે. વૃદ્ધ અને અનુભવી માબાપની સંભાળ નીચે રહી તેમનો અનુભવ અને આપણી વિચારશક્તિ બંનેનું મિશ્રણ કરીને આપણું આચરણ બાંધીએ તો પરિણામ સારાં જ આવે. સંયુક્ત કુટુંબમાં જરા પરતંત્રતા છે પણ તેમાં દુરાચરણ ગ્રહણ કરવાનો સંભવ નથી. વળી સંકટ સમયે તેમાં આપણું પોષણ થાય છે અને આપણે એકલાં પડતાં નથી. તમારી પેઠે રહીએ અને ન કરે નારાયણ અને કંઇક આડું અવળું થાય તો આ દુનિયામાં આપણો બેલી કોણ ? સંયુક્ત કુટુંબમાં અશક્ત અને નિરાધારનું પોષણ થાય છે અને કુટુંબનાં દુઃખી માણસોનું તે આશ્રયસ્થાન બની રહે છે. એ વ્યવસ્થામાં ગુપ્ત હેતુ સમાયલો છે. એથી પરસ્પર પ્રેમ વધે છે. તેમાં મનુષ્યનું હૃદય કેળવાય છે અને આખરે તે જગતને કુટુંબ સમાન ગણતાં શિખે છે. દુનિયામાં આવીને હળીમળીને ચાલવું અને એક બીજાને મદદ કરવી એ શિવાય મનુષ્યનું બીજું કર્ત્તવ્ય શું છે ? સંયુક્ત કુટુંબ એ બંને સદ્‌ગુણોને કેળવવાનું વિશાળ ક્ષેત્ર છે.

ઉષા—પણ તમારાથી કંઇ જવાય નહીં અવાય નહીં. અમે

તો અમારી મરજી માફક જઈએ અને આવીએ.

પ્રિયંવદા—ઉષા, તું હજી જાણતી નથી કે સંયુક્ત કુટુંબમાં આપણે માથે વડીલો હોય છે તે આપણને સારે માર્ગે જ દોરવાનો પ્રયત્ન કરે છે. ક્યાં જવું અને ક્યાં ન જવું એ આપણાં વડીલો વધારે સમજે છે. સ્રીજાતિને રક્ષણની જરૂર છે અને તે આવી સંસ્થાઓ ઘણી સારી રીતે પુરૂં પાડે છે. નિશાળમાં ભણતું છોકરૂં શિક્ષકના હાથ નીચે જેવી પરતંત્રતા ભોગવે છે તેવીજ આ પરતંત્રતા છે. નિશાળની પરતંત્રતાથી બાળકને આખરે જેમ ઘણું સુખ પ્રાપ્ત થાય છે તેમ આ સંસ્થામાં ઘડાયલું મનુષ્ય પાકું અનુભવી, ગંભીર, અને સુખી બની રહે છે. આપણા હિંદુ સંસારમાં સ્રીને પ્રથમ છૂટ આપવામાં આવતી નથી પણ મોટી વયે તે સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને માન ભોગવે છે. બહેન, હાલમાં જુવાનોને પોતાનાં માબાપ કે ભાઇભાંડુંની ગંધ ગમતી નથી તેથીજ તેઓ આને પરતંત્રતા કહે છે. હાલમાં કેટલાક જુવાનો પોતાનાં માબાપને છોડીને જુદા રહે છે. માબાપનું કહ્યું કરવા જેટલી પણ સહનશીલતા તેમનામાં નહીં હોવાથી તેઓ તેમને ત્યજે છે, અને સ્વાર્થવૃત્તિને પોષે છે. તેમનામાં કુટુંબ પ્રત્યે સ્નેહ નહીં હોવાથી તેમનું હૃદય શૂન્યવત્ બને છે અને સ્નેહનું પરિણામ સ્વદેશાભિમાન તેમનામાં બીલકુલ આવતું નથી. આ પ્રમાણે હોવાથી હિંદુ સંસારમાં આજકાલ સ્નેહ ઓછો થતો જોવામાં આવે છે અને અનેક ગરીબ, નિરાશ્રિત, અને વિધવાઓની દશા તરફ પહેલાં જે લક્ષ અપાતું હતું તે હવે ભાગ્યે જ આપવામાં આવે છે.

ઉષા—પણ બહેન, આપણે એવું શું ચાલીએ કે આપણે કોઈ દિવસ બીજાનાં આશ્રિત થવાનો વારો આવે ?

પ્રિયંવદા—ઉષા, બધા દહાડા સરખા હોતા નથી. બધાંનું નશીબ સારૂં હોતું નથી. જગતમાં કોઇ સંપૂર્ણ સુખી નથી અને કોઇ સંપૂર્ણ દુઃખી નથી. સુખ અને દુઃખ બંને સૌને માથે સરજાયલાં છે. આજ કોઈનો વારો તો આવતી કાલ આપણો વારો. પ્રભુ કોઇનો ગર્વ ટકવા દેતો નથી. રાવણ સરખા ધૂળમાં રોળાયા તો આપણો શો હિસાબ? તારા પતિ પાશ્ચાત્ય સુધારાના અગ્રેસર અને તારે ત્યાં ઘણો પૈસો એટલે તને સહજ આવા વિચાર આવે અને તું આવા

મદથી ભરેલા બોલ બોલું.

ઉષા—પણ તમારી કુટુંબવ્યવસ્થામાં મનુષ્યો આળસુ તો બને અને કંઇ સુધારો વધારો પણ ન જ કરે !

પ્રિયંવદા—અમારા જેવી કુટુંબ વ્યવસ્થામાં રહેલાં સ્ત્રીપુરૂષો પોતપોતાની ફરજો બજાવવાને હમેશાં તત્પર હોય છે, કારણ કે તેમને માથે વડીલો હોય છે તે તેમને આલસ્યમાં પોતાનો કાળ નિર્ગમન કરવા દેતાં નથી. વળી અમારે ત્યાં કસાયલું મનુષ્ય કોઇ જગ્યાએ ભારે પડતું નથી અને જ્યાં જાય ત્યાં સમાઈ જાય છે. તારા વિચારો પાશ્ચાત્ય પ્રજાના વિચારો દર્શાવે છે. તે વિચારો પાશ્ચાત્ય પ્રજાને અનુકૂળ હશે, પણ તે આપણી સંસ્થાઓને અનુકૂળ નથી. હવે જો આપણે આપણી સંસ્થાઓમાંથી છુટાં પડવા માગીએ તો ઘણો અનર્થ થાય. તારા પતિ એકલા મુંબઇમાં રહે છે અને મરજીમાં આવે તેમ ચાલે છે અને તારે અનેક ત્રાસ સોસવા પડે છે એ આપણી જુની સંસ્થાના નિયમોના ઉલ્લંઘનનુંજ પરિણામ છે.

પ્રિયંવદાએ જરા સહેજ જ ઇસારો કર્યો પણ ઉષાના હૃદયમાં ઘણું લાગી આવ્યું. તેની મુખમુદ્રા ઉપર ગ્લાનિ છવાઇ રહી. પોતાના પતિનું વર્તન પાશ્ચાત્ય વિચારોનુંજ પરિણામ છે એવી હવે ઉષાની ખાત્રી થઈ. પ્રિયંવદાના સાધારણ ઝુંપડામાં પણ કેટલો સ્નેહ અને સુખ છે તેનો આબેહુબ ચિતાર હવે તેના મગજમાં ખડો થવા લાગ્યો.

વળી પ્રિયંવદા બોલી: “બહેન, આજે પાશ્ચાત્ય પ્રજા પણ આપણા જેવીજ સંસ્થાઓ રચવાનો પ્રયાસ કરે છે. ઘણાં કુટુંબોએ એકઠાં રહેવું, કુટુંબની દરેક વ્યકિતએ પોતાની કમાણી એક વડીલના હાથમાં આપવી, એ વડીલ દરેક વ્યકિતને તેના ભરણપોષણ જેટલું આપે અને બાકીના પૈસા દરેકને તેની કમાવાની શકિત પ્રમાણે વહેંચી આપે, વગેરે વગેરે વિચારો હવે પાશ્ચાત્યોને પણ લાભદાયી લાગવા માંડયા છે. કુટુંબનાં અશક્ત, લુલાં, પાંગળાં કે આંધળાં મનુષ્યોને વગર મહેનતે અન્નવસ્ત્ર મળે એવી કુટુંબવ્યવસ્થા રચવાને હવે પાશ્ચાત્યો મથે છે. એવી વ્યવસ્થા આપણી કુટુંબવ્યવસ્થાનું રૂપાંતરજ થશે. આપણી પ્રાચીન કાળથી ચાલતી આવતી અવિભક્ત કુટુંબની યોજના એકજ પુરૂષને અત્યંત સુખ આપવા કરતાં કુટુંબનાં સઘળાં

માણસોને સુખ વહેંચી આપવાનો વધારે વિચાર કરે છે.

"કેળવણી પામેલાઓ વિલાયતી સંસારની બહારની મોહિનીથી એટલા બધા અંજાઇ ગયા છે કે પોતાના ધર્મને અને સંસારને યુરોપિયન સ્વરૂપ આપવાને તેઓ કુદી રહ્યા છે. તેમજ લગ્નની બાબતમાં યુરોપિયનોની માફક ઇચ્છાવરનું ધોરણ દાખલ કરવાને તેઓ આગ્રહ કરે છે. વેદ, ઉપનિષદો, ઉપર તેમને કશી શ્રદ્ધા રહી નથી. હિંદુ ઋષિઓએ સંસારી બંધારણોમાં ધર્મને પ્રધાનપદ આપી સંસારી જીંદગી માટે જે અમુક અંકુશો નક્કી કર્યા છે તે અંકુશોનો બોજો એ સુધરેલાઓને અસહ્ય લાગે છે અને સંસાર પ્રકરણમાં વ્યક્તિની સ્વતંત્રતાનું બળ વધારવાને તેઓ મથે છે. પણ બહેન, આપણા સંસારનું બંધારણ વ્યક્તિના સુખનેજ મુખ્ય ગણતું નથી, આખા કુટુંબના સુખનોજ તે વિચાર કરે છે અને આખા કુટુંબનું નહીં કે એક વ્યક્તિનું–સુખ સધાય એવે માર્ગે ચાલવાની દરેક મનુષ્યને ફરજ પાડે છે. પોતાનુંજ–વ્યક્તિનુંજ સુખ સાધવાના વિચારોથી પશ્ચિમમાં અતિ લોભ, તૃષ્ણા, અને નીચ વૃત્તિ સર્વત્ર પ્રસરવા માંડયાં છે. એનું પ્રથમ પરિણામ વ્યાપારીઓ અને મજુરો વચ્ચેના ભારે કલહમાં જણાઈ આવ્યું છે."

ઉષા ચુપ થઈ ગઇ. તેનાથી એક અક્ષર પણ બોલાયો નહીં. તે પ્રિયંવદાના સામું ટગર ટગર જોઇ રહી. તેનું સુશિક્ષિત હૃદય, બુદ્ધિ અને શાંત ચહેરો ઉપર તે વિચાર કરવા લાગી. બિપિનચંદ્ર જેવા પતિની મહત્તા પોતાના શ્રીમંત પણ અભણ પતિ સાથે તે સરખાવવા લાગી અને સાક્ષર જીવનનો ઉચ્ચ આનંદ, તેની રસિકતા, અને સ્નેહાર્દ્ર ભાવનો કયાસ કરવા લાગી.

વાંચનાર! ઉષાના પતિ વિષે કંઇક જાણવું આવશ્યક છે. માબાપને ઘેર પુષ્કળ સમૃદ્ધિ હોવાથી ધીરેન્દ્રલાલ પોતાનું જીવન મોજશોખમાંજ ગાળતો હતો. ઉષા ઘણીજ સ્વરૂપવાન હતી તેથીજ તે તેની સાથે પરણ્યો હતો. પણ જેમ જેમ ઉષાની વય વધતી જતી હતી તેમ તેમ તેનું ચિત્ત તેના તરફથી ખસતું જતું હતું. વરસની સાથે ધીરેન્દ્રની રૂપલાલસા વધતી હતી અને પ્રતિવર્ષ તેનામાં વિષય સુખની તૃષ્ણા વધારે ને વધારે બળવાન થતી જતી હતી.

દ્રવ્ય તારી સત્તા અલૌકિક છે! તારી મોહજાળમાં લપટાયલા દયા, ક્ષમા, પ્રેમ કે સ્વદેશપ્રીતિને તુચ્છ ગણે છે. અજ્ઞાન, લોભ, ઉડાઉપણું, હૃદયશૂન્યતા અને અવિવેક તારાં બાળક છે. સ્વાર્થ તારો પોષક છે. તું તારા ભક્તોને કેવા છેતરે છે! તેમને તેમની ભગિની, ભ્રાતા, સગાં, સહોદર તરફ કેવા વિમુખ કરે છે! તારી કેફમાં સપડાયલા બિચારાઓ જાણતા નથી કે તેમનો ઉદય તેજ તેમનું પતન છે. નિરક્ષરતા તારી સહધર્મચારિણી છે. ગર્વ તારો સાથી છે. વ્યસન અને વિષયાનંદ તને ઘણાંજ પ્રિય છે. તારા અનન્ય દાસો જાણતા નથી કે દુનિયામાં તેઓ અધોગતિને પામતા જાય છે. તેઓ સ્વાર્થ, અધમતા, વ્યસન અને નિરક્ષરતામાં પોતાનું જીવન ગાળી અવસાન સમયે “હાય! કાંઇ ન જોયું, કાંઇ ન જાણ્યું” એમ કલ્પાંત કરતા કાળને વશ થાય છે. તારા ઉપર વિદ્યારૂપી અંકુશની ખરી જરૂર છે, નહીં તો તું તારા દાસને અધમમાં અધમ બનાવી મુકે છે.

ધીરેન્દ્રની બાબતમાં પણ તેમજ થયું હતું. દ્રવ્ય અને જુવાની બે એકઠાં થયાં એટલે પુછવુંજ શું! દ્રવ્યથી ઉદ્ભવતું ઉન્મત્તપણું, જુવાની, અને પાશ્ચાત્ય સુધારાની મોહિની એ ત્રણેથી સ્વછંદ બનીને તેણે પોતાનાં માબાપ અને સગાં સહોદરથી જુદા પડીને મુંબઈ જેવા શહેરમાંજ રહેવાનું વધારે પસંદ કર્યું હતું. કોઇ કોઇ વાર તે પોતાને ગામ જઇ આવતો ખરો પણ ઘણો વખત તો મુંબઇમાંજ ગાળતો. વ્યસનમાં તે ચકચુર રહેતો અને નાચરંગમાં ઘણા પૈસા ઉડાવતો. દોસ્તદારોને એકઠા કરીને તે મિજબાનીઓ આપતો અને ગાનતાનમાં ગુલતાન રહેતો. વ્યસનમાં અને મોજશોખમાં તે કોઇ કોઇ વાર પોતાની પત્નીને પણ ભુલી જતો અને રાતનો વખત ગમે તે સ્થળે ગાળતો.

થોડીવાર પછી ઉષા પ્રિયંવદાને કહેવા લાગીઃ “તમે કોઇ વાર મુંબઈ આવો તો કેમ? અમારો આરસપહાણનો બંગલો, સુંદર બાગ, બગીચા, વગેરે જુવો અને અમારી ઘોડાગાડીમાં બેશી મુંબઇ જેવા શહેરમાં ફરી સુખનો લ્હાવો લ્યો.”

એ સાંભળીને પ્રિયંવદા હશી પડી, અને બોલીઃ “આરસપહાણના બંગલાઓ, સુંદર બગીચાઓ, અને ઘોડાગાડીઓજ સ્ત્રીઓને સુખી કરતાં હોય તો તું કેમ સુખી થતી નથી? મને મારી સામાન્ય સ્થિતિમાં જે આનંદ છે તે આનંદ તેં સ્વપ્નામાં પણ જોયો નહીં

હોય. મને મારી સ્થિતિથી પૂર્ણ સંતોષ છે. મારે જેવું છે તેવુંજ મને ભવોભવ મળજો. મારા ઘરમાં જે સુખ અને શાંતિએ વાસ કરેલો છે તેવી શાંતિ અને સુખ રાજાને પણ નહીં હોય. શું પૈસોજ માણુસને સુખ આપે છે ?"

ઉષા—હાય, હાય, તેમ હોય તો તમારી ઉષા જેવું સુખી જગતમાં બીજું કોઇ હોત જ નહીં.

આમ બોલતે બોલતે ઉષાનો ચહેરો ઉતરી ગયો અને તેની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં.

બકુલ—બહેન પ્રિયંવદા, મનુષ્યને કાંઈ પૈસાથીજ સુખ નથી. બિપિનચંદ્ર પાસે અમુલ્ય વિદ્યા અને સદ્‌ગુણ છે. એજ તમારા સુખનો ભંડાર છે. એજ કલ્પવૃક્ષ છે. સદાચરણ મોટામાં મોટી કામધેનુ છે. એમાં અખંડ સુખનો પ્રવાહ વહી રહેલો છે. મારા ભાઈ હૃષીકેશચંદ્ર કહેતા હતા કે બિપિનચંદ્ર એક મોટા ઋષિ છે. બહેન, તમારા જેવું સુખ તો પૈસદારને પણ નહીં હોય !

પ્રિયંવદા—મારા પતિને માટે હું ઘણી મગરૂર છું. મહર્ષિઓની આગળ આવીને રાજાઓ નમન કરે છે પણ તેમને કોઈ દિવસ રાજા થવાનો વિચાર સરખોએ આવતો નથી. સત્તાને તેઓ તૃણ સમાન લેખે છે. મારા પતિ ઋષિ જેવા સદાચારી, પવિત્ર અને વિદ્યાવિલાસી છે; તેમની પત્ની થવાને તેમણે મને લાયક ગણી છે એ એમનો મારા ઉપર મોટો ઉપકાર છે. મનુષ્યની કિંમત પૈસાથી થતી નથી, પણ તેના ગુણથી અને શુભ કર્મથીજ થાય છે. પૈસાથી કિંમત આંકનાર મનુષ્યો અધોગતિને પામતાં જાય છે. નીતિ અને ધર્મથીજ મનુષ્યની કિંમત અંકાય છે. જેવું એક વ્યક્તિને માટે તેવુંજ પ્રજાઓને માટે.

પોતાના પતિના સદ્‌ગુણ, વિદ્યા, અને પવિત્ર કૃત્યોથી ઉદ્‌ભવતા હર્ષથી ઉભરાઇ જતી હોય તેવી પ્રિયંવદાને નિહાળીને ઉષા તો તેની આગળ સ્તબ્ધજ બની ગઇ. પોતાને પૈસા વગર બીજી એકે રીતે મગરૂર થવાનું નથી અને તે પૈસો અહીં તૃણવત્ લેખાય છે એમ તેને લાગ્યું. તેનું મન ઉદાસ થઇ ગયું. એટલામાં પ્રિયંવદાએ તેને પુછ્યું: "ઉષા, તું મુંબઇ ક્યારે જવાની છું ?"

ઉષાએ જવાબ આપ્યોઃ " બે ચાર દિવસ પછી જઈશ જ તો!" આમ બોલતે બોલતે ઉષાનું હૃદય ભયથી ધડકવા લાગ્યું, અને તેના મુખ ઉપર ચિંતાનાં ચિન્હ છવાઇ રહ્યાં. પ્રિયંવદા તે સમજી ગઈ અને ફરીથી પુછવા લાગીઃ " ઉષા, તું કેમ ભયભીત થયેલી લાગું છું ? "

ઉષા સાદી, ભોળી અને પવિત્ર હતી, પણ તેનામાં વિદ્યામૃતની ખામી હતી રામાયણ કે મહાભારત તેણે કદી વાંચ્યાં કે સાંભળયાં નહોતાં. સીતા, તારા, દમયંતી, મંદોદરી વગેરે સતીઓનાં વૃત્તાંતો કે જે હિંદુ સ્ત્રીને શુદ્ધ આર્યા બનાવવામાં સાધનભૂત થાય છે તે તેને કાને કદી પડયાં નહોતાં. તેણે મુંબઇમાં અનેક નાટકો જોવામાં, તેનાં ગાયનો વાંચવામાં અને ચોપાટી ઉપર ફરવામાં પોતાનું જીવન ગાળયું હતું. આથી તેનામાં એક પણ ઉચ્ચ સંસ્કાર દૃઢ થયો નહોતો. આવા દૃઢ સંસ્કાર વગર ધૈર્ય પ્રાપ્ત થતું નથી અને તે બિચારી ઉષા-નામાં ન હોય તો તેમાં આશ્ચર્ય શું !

ઉષાએ જવાબ આપ્યોઃ " હું મુંબઈ જઇશ પણ ઉલટો જીવ દુઃખમાં નાંખીશ. મુંબઈમાં મારી વલે શી થાય છે તે તો હુંજ જાણું છું. તે મને સાંભરી આવે છે અને હું ભયથી કંપુ છું "

પ્રિયંવદા—ભયથી કંપવું શા માટે, ઉષા? સંસારમાં ઘણાંને માથે દુઃખ પડે છે અને વળી કોઈ દિવસ આપણે માથે પણ પડે. સહનશીલ બની, ધૈર્ય રાખી, આ સંસારની વિપત્તિઓ સામે આપણા સદ્દવર્તનને ઉભું કરવું એજ સ્ત્રીજાતિનું કર્તવ્ય છે. આપત્તિમાં હિંમત-ને માટે સ્ત્રીઓ વખણાયલી છે. તે આપણી સ્વાભાવિક હિંમત તારામાં નથી? સીતાજીએ કેટલું બધું ધૈર્ય ધરીને રાવણ જેવા રાક્ષસના મકાનમાં પણ દિવસ ગાળ્યા હતા. તેમનું અનુકરણ તું કેમ કરતી નથી? તેમના પવિત્ર પ્રભાવ આગળ રાવણ તેતું રાક્ષસપણું ભુલી જતો હતો, તો તારે તો તારા પતિના ઘરમાં રહેવાનું છે; તારા પતિની ચાલ તને કોઈ પણ રીતે નીતિવિરૂદ્ધ લાગતી હોય તો તે તારે સુધારવાની છે. પતિની આજ્ઞાનું બરાબર પાલન કરીને સ્ત્રી પોતાના પતિને કોઇ બાબતમાં શું કંઇ કહી ન શકે?

ઉષા—બહેન, તમે કહો છો તે ખરૂં છે. પણ મારી બાબતમાં તેમ બનશે કે નહીં તેની મને શંકા છે.

પ્રિયંવદા—તેં એકેવાર પ્રયાસ કર્યો હોય અથવા તેં તારી

ફરજ બજાવી હોય એમ મને લાગતું નથી. અનુભવ કર્યા પછી તું મને કહેજે. સ્ત્રી પોતાના સદ્દવર્તનથી શું ન કરી શકે? જેમ સ્ત્રીને પુરૂષ વગર ચાલતું નથી તેમ પુરૂષને સ્ત્રી વગર પણ ચાલતું નથી. એકના વગર બીજું અધુરૂંજ જીવન ગાળે છે. બંને એક બીજાના ગુણો ગ્રહણ કરીનેજ સંપૂર્ણ રીતે નીતીવાન્ અને જ્ઞાનવાન્ થાય છે. સંસારની રચના ઉપર વિચાર કરતાં, આપણી આસપાસ કુદરતના બનાવોને નિહાળતાં અને જે નિયમથી આ દુનિયામાં સઘળી ચીજો પ્રગટ થાય છે અને વૃદ્ધિને પામે છે તેને તપાસતાં જે એક વસ્તુની આપણને પુરવારી મળે છે તે એ છે કે આ સંસારના મોટા ચક્રરને ચાલુ ગતિમાં મુકવાને સ્ત્રી અને પુરૂષ બંનેએ પોતાનો સમાન હિસ્સો આપવો પડે છે. એ હિસ્સો આપતાં બંનેએ સાથેજ રહેવું પડે છે. દરેકના બજાવવાના ભાગ જો કે જુદા જુદા છે તોપણ બંનેનો એકેક સાથે એવો નિકટ સંબંધ છે કે જો સ્ત્રી અગર પુરૂષ પોતાનો ભાગ ન આપે તો આખું સંસારચક્ર ઉંધું વળી જાય. આથીજ પરમાત્માએ બંનેના સંપૂર્ણ સુખ અને સુધારાનો આધાર એકમેકના ઉપર રાખેલો છે. જે ગુણ એકમાં હાજર છે તે બીજામાં ગેરહાજર છે. એકની જરૂરીઆત બીજું પુરી પાડે છે. પુરૂષ હિંમતવાન, જોરાવર, મહેનતુ અને મજબુત હોય છે. સ્ત્રી નાજુક, નમ્ર અને વિશ્વાસુ હોય છે. પુરૂષ લોભથી કંઈ પણ કાર્ય કરે છે, સ્ત્રી માત્ર પ્રેમવૃત્તિથીજ કરે છે. સ્ત્રીનું બળ ધૈર્ય અને પવિત્રતામાં છે; પુરૂષનું બુદ્ધિમાં છે. સ્ત્રી પુરૂષના કરતાં વધારે ઇશ્વરી અંશો ધરાવે છે અને સુગૃહિણી તરીકે જો તે પોતાની ફરજ બજાવે તો તે સંસારને સ્વર્ગ બનાવી મુકે. ઉષા, તેં આ સઘળા સ્ત્રી જાતિના સદ્દગુણોનો ઉપયોગ તારા સંસારની સુધારણામાં કર્યો છે? હું ધારૂં છું કે તારી મગરૂરી તેની અંદર આડે આવતી હશે!

• ઉષા—બહેન પ્રિયંવદા, અત્યાર સુધી અમે અમારૂં જીવન માત્ર મોજ શોખમાંજ ગાળ્યું છે. એક પણ ઉચ્ચ ભાવનાનો અમે અમારા હૃદયમાં વાસ કરાવ્યો નથી. સવાર સાંજ અને બપોર ઇંદ્રિયસુખની જ વાતમાં અમે ગાળીએ છીએ. આખા દિવસમાં તો શું પણ આખા વરસમાં એક ક્ષણવાર પણ સાહિત્ય કે તત્ત્વજ્ઞાનની વાત અમે કરી નથી કે ઇશ્વરનું નામ લીધું નથી. મારા ઘરમાં તેવું કરવાનો પ્રસંગ પણ આવતો નથી. ઉપર ઉપરની સભ્યતા અને સુધારાના ડોળમાં

અમે આમ તેમ ફરીએ છીએ. કપડે લત્તે સારાં થઇને ફરીએ અને મીઠું મીઠું બોલીએ એટલે સમાજમાં અમને મહત્ પદવી પ્રાપ્ત થાય છે. મનના માલિન્યને કોઈ જોતું નથી. બહારના ભપકામાં તે બધું ઢંકાઈ જાય છે. સમાજમાં બધાં આવાંજ એકઠાં થાય એટલે કોણ કોને કહે. ખરૂં સદ્વર્તન શોધવાનો કોઈ પ્રયાસ કરતું નથી. આમ દંભને પણ માન અને ઉત્તેજન મળે છે. જો હિંદુસમાજ તેને ધિક્કારતી હોય તો દુરાચારી એકદમ સુધરી જાય. પણ હિંદુ સમાજ આવી ઝીણી અને મહત્ત્વની બાબતોને ધ્યાનમાં લેતી નથી. માત્ર ઉપર ઉપરના ડોળને અને સત્તાનેજ તે ભજે છે. આપણને માહિતી છતાં આપણે કેટલા દુરાચારી મનુષ્યોને ન્યાત બહાર મુકયા ? તેમની સમૃદ્ધિ અને સત્તાથી અંજાઇને આપણે તેમના અનાચારને પણ સહન કરીએ છીએ. હિંદુ સમાજની આ વ્યવસ્થા; આ જ આપણી અધોગતિનું મૂળ છે. અમારી બાબતમાં પણ આમ જ થયું છે. માઠાં પરિણામ હવે આજ સમજાય છે; અને તે પણ હું એકલીજ સમજુ છું.

પ્રિયંવદા—તારા પતિ હજી જરાક પણ સુધરવાનો પ્રયાસ કરતા નથી ?

ઉષા—વધારે અધમ સ્થિતિને પ્રાપ્ત ન કરે તો સારૂં. સુધરવાની તો વાતજ કયાં કરવાની છે! એમાં હું પણ એકલી શું કરી શકું ? તેમની આખી મંડળી એક બાજુએ અને હું બીજી બાજુએ.

પ્રિયંવદા—જ્યાં સુધી તેં ખંતથી તેમને સુધારવાનું હાથ ધર્યું નથી ત્યાં સુધી હું એ બાબતમાં કંઇજ વધારે કહી શકતી નથી. બહેન, પ્રયાસ કરજે અને ઇશ્વર સૌ સારાં વાનાંજ કરશે. હિંમત હારીશ નહીં.

ઉષા—મેં સાંભળ્યું છે કે બિપિનચંદ્ર કંઇ કામ સારૂ મુંબઈ આવવાના છે. તમે પણ તેમની જોડે આવશો તો મારા જીવને ઘણું સુખ થશે. બકુલને પણ ચાર દિવસ તેડાવીશું. આપણે ભેગાં રહીશું. જે ભેગાં રહ્યાં તે ખરાં. પછી કાલે શું થશે તે તો પ્રભુ જાણે.

આમ બોલતે બોલતે ઉષાએ ઉંડો નિશ્વાસ મુકયો અને તેની આંખમાં આંસુ આવી ગયાં. એ જોઇને પ્રિયંવદાને શંકા ઉત્પન્ન થઇ. તે મનમાં વિચાર કરવા લાગી: “ શું ઉષા કંઈ આડું અવળું કરવાનો વિચાર કરતી હશે! શું આપઘાત કરવાનો કે સંસારને ત્યજવાનો તે ઇરાદો રાખતી હશે ! અસહ્ય વેદનાથી મનુષ્ય ગાંડું ઘેલું થઈ

જાય છે અને તે વખતે તે ગમે તે કરી બેસે છે. શું ઉષાનો પતિ વ્યસની અને વિષયી હશે? આર્ય સંસાર કે જે એક વખતે નમુનેદાર ગણાતો હતો તેની આવી માઠી હાલત! સમાજની અંદર શું આમ સડો પેશી ગયો હશે? ઉજળાં વાજળાં થઇને ફરતાં સ્ત્રી પુરૂષોમાં આમ અધમતા ગુપ્ત રીતે વાસ કરી રહેલી હશે? તેમનાં હૃદયમાં સ્વાર્થ, ગુમાન, નિરક્ષરતા અને અનાચાર જ ભરાઈ રહેલાં હશે? બારીક રીતે અવલોકન કરતાં આપણને માલમ પડે છે કે એક રાષ્ટ્રની ચઢતીનો આધાર સામાન્ય કુટુંબ, સામાન્ય પુરૂષ, અને સ્ત્રી અને તેઓનાં બાળકો એક મોટી પ્રજા થવાને માટે જેવા લાયક શહેરીઓ થવા જોઇએ તેવાં થાય છે કે નહીં તે ઉપર કેવળ રહેલો છે. જો આ વાતને ઘટતું માન આપવામાં આપણે પછાત પડીએ તો પછી અધળો સંગીન સુધારો જે નીતિના પાયા ઉપર રચાયલો હોવો જોઇએ તેનું તોલ કરવામાં પછાત પડેલા ગણાઇએ અને દિવસે દિવસે અધોગતિને પ્રાપ્ત કરતા જઇએ! હિંદ! તેં આ વાતને કેટલું વજન આપ્યું છે? ”

ઉષાના બોલવામાં એવું કંઇક હતું કે જેથી તેના હૃદયમાં ગુપ્ત ચિંતા અને દુઃખ રહેલાં છે એમ ભાસ થતો હતો. પ્રિયંવદાએ સાડી વડે તેની આંખો લોહી નાંખી અને તેને દિલાસો આપ્યો. ઉષાનું મુખ જોઇને પ્રિયંવદાના તથા બકુલના મનમાં ખેદ ઉત્પન્ન થયો અને સૌ શોકાતુર બનીને ચુપ બેશી રહ્યાં.

આમ સર્વે બેશી રહ્યાં હતાં એટલામાં બહાર મહોલ્લામાં એક સ્ત્રી અને બે પુરુષો ભજન ગાતાં ગાતાં આવ્યાં. તેમનો અવાજ બધાં બેઠાં હતાં ત્યાંસુધી આવ્યો અને મૃણાલિનિ અને નલિનિ એકદમ ઉઠીને બહાર ગયાં અને ભજન સાંભળવા લાગ્યાં. ભજન કરનારી સ્ત્રીએ અને પુરૂષોએ ગળામાં તુળશીની માળાઓ પહેરી હતી અને કપાળમાં ચંદનનું તિલક કર્યું હતું. સ્ત્રીના હાથમાં મંજીરા હતા અને પુરૂષોના હાથમાં એકતારા હતા. સ્ત્રી પેલા બે પુરૂષોની સામે બેઠી હતી અને મંજીરા પોતાના માથા ઉપર ફેરવી ફેરવીને વગાડતી હતી અને ગાતી હતી. મૃણાલિનિ અને નલિનિ તેમનું ભજન સાંભળીને બહુ રાજી થયાં અને પ્રિયંવદા વગેરેને બોલાવવાને અંદર ગયાં. મૃણાલિનિ સૌને કહેવા લાગી.

મૃણા૦—ચાલો તો ખરાં, બહાર એક સ્ત્રી કેવું સારૂં ભજન કરે છે તે સાંભળો તો ખરાં!

બકુલ—તને એવું એવું બહુ ગમે છે. સાધુડી થઇ જા. તારૂં બોલવું ચાલવું બધું સાધુડી જેવુંજ દેખાય છે તો!

મૃણા૦—તમે પરણ્યાં એટલે સંસારમાં લપટાયાં. આજે મારે આમ થયું અને કાલે મારે ફલાણું થયું હતું. આખો દિવસ ચિંતામાં ને ચિંતામાં. અમે પરણ્યાં નથી એટલે સાધુડી જેવાંજ છીએ તો! જુઓ પેલી સાધુડીનું હૃદય કેવું આનંદથી ઉભરાય છે.

આમ બોલતે બોલતે મૃણાલિનિ ખડખડ હસી પડી, અને બે હાથની મુઠીઓ વાળી ભેગા કરીને પોતાના મોં આગળ ધરી રહી. તેની આંખોમાં હાસ્ય રમી રહ્યું. જાણે કે સંસારથી કંટાળી ગઇ હોય અને ભજનથી હૃદયને શાંત કરવા ઇચ્છતી હોય તેમ ઉષા પ્રથમ ઉભી થઇ અને તેણે બહાર જવા માંડ્યું.

એટલામાં બકુલ પાછી બોલી ઉઠી: " અલી મૃણાલિનિ, જા, તું એકલીજ જઇને સાંભળ. તારે તો કુંવારાં રહેવું છે અને મીરાંબાઈ જેવાં થવું છે તેથી તું એ ભકતાણી પાસેથી એક બે ભજન શિખી લે. મંજીરા વગાડવાનું પણ શિખજે, હોં કે!"

મૃણા૦—તે તો મને આવડે છે.

આમ કહીને મૃણાલિનિ ભક્તાણી જેવો ડોળ કરીને હાથથી ચુચકીઓ વગાડતી, હાથને આમ તેમ માથા ઉપર ફેરવવા લાગી. સૌની સામે તે કદળી જેવી રમણીય દેખાતી ઉભી રહી અને તેના બે હાથ જાણે કે તાજાંજ ફુટેલાં પવનના સપાટામાં આમ તેમ હાલતાં કેળનાં બે પાંદડાં હોય તેવા સુંદર જણાવા લાગ્યા.

બકુલ—હવે તો બરાબર સાધુડી બની. એકાદ લુગડું તારી આગળ પાથર એટલે અમે બધાં પાઇ પૈસો નાંખીએ.

મૃણાલિનિ જરાક શરમાઇ ગઇ. તેનાથી ઉંચું જોવાયું નહીં. ફરીથી હસતે હસતે બકુલ બોલી: "અલી બહેન એ તો ઠીક, પણ આ બધું તું ક્યાં શિખી?"

મૃણા૦—ક્યાં તે કોઇનું જોઇને સ્તો! ગામમાં હરીએ ફરીએ અને આપણી નજરે આવું કોઇ પણ દિવસ ન પડે? અને વળી એમાં શું નીચું છે જે તમે બધાં હસો છો?

બકુલ—નીચું તો નહીં, એ તો ઘણું ઉંચું જ કહેવાય!

બધાં હસતાં હસતાં એમાં ટાપશી પુરવા લાગ્યાં. મૃણાલિનિએ હવે જરાક હિંમત ધરીને પણ હજી નીચું જ જોઇને જવાબ આપ્યો; "નીચું હોય તો સાધુ સંન્યાસીઓને લોકો માન કેમ આપે છે?"

બકુલ—ખરા સાધુ સંન્યાસીઓ જેટલું જ્ઞાન અને ભક્તિ હોય તો આમ શેરીએ શેરીએ ભટકવું ન પડે. આમ ભટકવું અને ખરાં તપસ્વી થવું એમાં ફેર છે.

મૃણા૦—ત્યારે અમને એવાં રખડનારાં ગણજો, જાવ! એમાં શી ચોરી કરીએ છીએ જે! એ રખડનારાંએ બિચારાં પરમેશ્વરનું નામ જ લે છે ને; બીજું શું કરે છે?

બકુલ—પણ તું એકદમ શી રીતે શિખી ગઇ, હેં?

મૃણા૦—એક વાર જોયું ને શિખી.

બકુલ—ઓ બાપરે! આ તો જબરી. એને એકવાર જોયે બધું આવડે, એકવાર સાંભળ્યે એને બધું સંભરે, અને વળી હાજરજવાબી તો એનાજ બાપની. એકે બોલમાં એ બંધાતી નથી.

પ્રિયંવદા વિચાર કરતી જોઇ રહીઃ "મૃણાલિનિનું હૃદય શિક્ષિત છે. પવિત્રતાનું એને ગુમાન છે, એકજ વાર જોયાથી તે સઘળું શિખી જાય છે, એકજ વાર સાંભળવાથી એને બધું યાદ રહે છે, અને એના વિચાર સ્વતંત્ર છે. તે કોઇની પકડી પકડાતી નથી. એને વર કેવોએ મળશે! સાસરીયાંમાં એ નિરપરાધી બાળકીના નિર્દોષ અને સત્ય બોલ વખતે દોષરૂપ ગણાવાનો પ્રસંગ આવશે અને એને અનેક ત્રાસ સોસવા પડશે."

બકુલ—પ્રિયંવદા બહેન, શા વિચારમાં પડયાં?

પ્રિયંવદા—કંઈ નહીં, આ મૃણાલિનિના જ વિચાર તો. બીજા શા હોય? એ હવે ઉમરલાયક થઈ અને એને હવે પરણાવવી જોઇએ.

બકુલ—હવે તે જે થવાનું હશે તે થશે, એના વિચાર અત્યારથી શા?

પ્રિયંવદા—હવે તે એ કંઇ નાની છે, બહેન?

બકુલ—એનું હૃદય કેવળ નિર્દોષ અને પવિત્ર છે. દુનિયાદારીનો પવન એને હજી બીલકુલ લાગ્યો નથી. એટલું પાંશરૂં છે.

પ્રિયંવદા—એને મીરાંબાઈ થવું છે, સાધુડીની માફક એને અહીં

તહીં ભટકવું છે, એ તે શી ઘેલછા ! મંજીરા વગાડતાં તો એ શિખી છે, ઘરમાં એકલી એકલી આમ તેમ એ ફરે છે, અને એને કોઇની બ્હીક પણ લાગતી નથી. હજી તો એને કંઇ કંઈ શિખવાના અને જવાના વિચાર થાય છે.

મૃણાલિનિ—શું ખોટું કરીએ છીએ તે બ્હીક લાગે ? ચોરી કરીએ, જુઠું બોલીએ કે ખોટે માર્ગે ચાલીએ તો બ્હીક. નહીં તો બ્હીક શાની ? પણ પ્રિયંવદા, મને તમારી તો બહુજ બ્હીક લાગેછે કે તમે મને વઢશો.

બકુલ—અહેન પાડ તારો, નહીં તો તને હવે શું કરીએ; તને તે હવે લાકડી લઇને મરાય ?

મૃણાલિનિ—શું એવી હું નફ્ટ થઇ ગઇ છું કે મને લાકડીથી મારવી પડે ? મને એવી ન ધારશો. શું હું કહ્યાસર નથી ? આ તો તમને બધાંને દેખીને જરા ગાંડછા કહાડું છું અને ગમ્મત કરૂં છું. ન્હાનાં છીએ ત્યાં સુધી ગમ્મત કરી લઇએ. પછીથી કંઈ થવાની છે ?

બકુલ—હા, બહેન, તું હજી ન્હાની ખરીસ્તો !

મૃણાલિનિ—પરણી નથી ત્યાં સુધી, ન્હાની, ન્હાની, સાત વાર ન્હાની !

બકુલ—મોટી પંદર સોળ વરસની બાયડી, હવે ન્હાની શેણે છું ?

મૃણાલિનિ—ન્હાની તો ખરીસ્તો ; ન્હાની નહીં તો શું ફોઇબા જેવી ઘરડી ડોશી ?

બકુલ—તારે ફાવે ત્યારે તું ન્હાની થઉ અને ફાવે ત્યારે મોટી થઉં.

મૃણાલિનિ—ફોઇબા પાસેથી પ્રસાદ ખાવો હોય ત્યારે હું ન્હાની થઉં.

બકુલ—અને અમારી પાસે ગાંડછા કહાડવી હોય ત્યારે એ તું ન્હાની થઉં.

મૃણાલિનિ—ત્યારે તો ન્હાની નખ જેવડી થઈ જઉં.

બકુલ—ત્યારે મોટી ક્યારે થઉં ?

મૃણાલાન—તમારી સાથે બેશીને ડાહી ડાહી વાતો કરવી હોય ત્યારે. મને ઠાવકી થતાંએ આવડે છે, હો.

બકુલ—તને અમારી જોડે બેસવા કોણ દે ?

મૃણાલિનિ—હું ગમે તેમ કરીને બેસું તો.

આમ બોલતે બોલતે મૃણાલિનિ જરા આઘી ખસી ગઇ અને હસવા લાગી. તેની આંખોમાં કંઇ કપટ જણાવા લાગ્યું. બકુલને વ્હેમ પડયો અને તે આમતેમ જોવા લાગી. તેને માલમ પડયું કે તેના હાથની બંગડીની ખીલી નીકળી પડી છે. બધાંએ આમ તેમ શોધવા મંડી ગયાં. મૃણાલિનિ બધાંના સ્હામી ઉભી રહી રહી હસ્યા જ કરતી હતી. બધાં પાથરણા ઉપર બેઠાં હતાં અને એને બેસવાનો માગ મળ્યો નહોતો. હસમુખી મૃણાલિનિએ જેમ તેમ કરીને પોતાનો માગ કરવાનો વિચાર કર્યો હતો. પોતાની પાસે ખીલી હતી નહીં છતાં જાણે કે તે તેની પાસે હોય તેવો ડોળ કરીને તે ખડખડ હસવા લાગી. બકુલ ઉંચી નીચી થતી હતી અને ખીલી ખોળતી હતી. તે મૃણાલિનિનું હસવું જોઇને બોલી: "બોઇ છાનુંમાનું લઈ લેતાંએ શિખી!" આટલું બોલીને તે એકદમ ઉઠી અને તેણે મૃણાલિનિનો હાથ પકડયો અને ખીલી ઝુંટાવી લેવાનો પ્રયાસ કરવા લાગી. મૃણાલિનિ તેના હાથમાંથી સટકીને તેની જગ્યાએ જઇને બેશી ગઈ અને ખડખડ હસવા લાગી. ખીલી ત્યાંજ પડેલી હતી અને તે પ્રિયંવદાના હાથમાં આવી.

મૃણાલિનિ—જુવો, કેવી બેઠી છું. એ તો મારે બેસવું હતું તેથી તમને ઉઠાડયાં. બાકી ખીલી તો અહીં જ હતી.

બકુલ—આ બધાં નહોત તો હું તને ઉંચકીને બહાર ફેંકી આવત.

મૃણાલિનિ—હું પણ સમય જોઇનેજ ગમ્મત કરૂં એવી છું તો.

બકુલ એકદમ આવી અને તેના બંને હાથ પોતાના હાથથી પકડી લીધા, અને હસતે હસતે બોલી: "ચાલ, સાધુડી, બહાર ચાલ." આમ કહીને તે મૃણાલિનિને બહાર ખેંચી ગઈ. તેમના ગયા પછી પ્રિયંવદા વગેરે બહાર ગયાં અને પેલી ભકતાણીનું ભજન સાંભળવા લાગ્યાં.

ભકતાણીએ બધાને જોઇને હવે બહુ ઝડપથી મંજીરા ફેરવવા માંડયા અને કુદી કુદીને ગાવા લાગી.

સંસારીયાંમાં સુખીઓ બતાવો કોઈ, સંસારીયાંમાં સુખીઓ જીઇકોઈ
ભકતજનોમાં દુઃખીઓ બતાવો કોઈ, ભકતજનોમાં દુઃખીઓ જીઇઇઇ.

મીરાંબાઈ તારી, અહલ્યા ઉગારી, શ્યામસુંદર ગિરિવરધારી;
શરણુ પડેલાને હેતે સંભાળે એ, ભક્તવત્સલ મોરારી.—સંસારી.

ધનને સંતાપે કોઈ, કોઈ પુતરને, કોઇ ભજે સુંદર નારી;
એકે ન થાયે સુખી, ભર્યું ન ભરાયે, વિણુ કૃપા ગોવરધનધારી.—સંસારી.

સાધુરે મોહ્યા, મુનિજન મોહ્યા, તારી માયામાં કુંજવિહારી;
હૃદય કમળમાં વસો પ્રભુ મારા, એજ પુંજી છે અમારી.—સંસારી.

ભોગો ભોગવીને આવે શ્યામસુંદર, નૃપતિઓ પાસ તારી;
રામસ્મરણુમાં સુખજ દેખે, મિથ્યા સંસારની વારી.— સંસારી.

મૃણાલિનિને ભજનમાં રસ પડયો, પ્રિયંવદાના સુશિક્ષિત અંતઃકરણુમાં તે ખુંણે ખુંણે વ્યાપી રહ્યું, બકુલ અને નલિનિ તે સાંભળીજ રહ્યાં અને ઉષાના દુઃખિત હૃદયને તેથી કંઈક શાંતિ મળી, તેની ધર્મવૃત્તિ જાગૃત થઇ અને તે એક જુદીજ સૃષ્ટિમાં ફરવા લાગી. પેલી ભક્તાણીએ પાછું બીજું ભજન ગાવાનું શરૂ કર્યું:

આત્મજ્ઞાન વિના પ્રાણીને સુખ ન થાયે રે;
આત્મજ્ઞાન વિના મન વિશ્રામ ન પામે રે.

આત્મજ્ઞાન વિના કોઇ સાધે જોગની જુગતી રે;
આત્મજ્ઞાન વિચાર વિના ન પાવે મુક્તિ રે.

આત્મજ્ઞાન વિના કોઇ અડસઠ તીર્થ નહાએ રે;
કામ ક્રોધ કોરા ન રહ્યા કે મુક્તિ ન થાએ રે.

( બ્રહ્મજ્ઞાની નાગર સ્ત્રી ગવરીબાઇ. )

વળી એકચિત્ત કરી આંખો મીંચીને હરિ સાથે જાણે કે તે અદ્વૈત સાધતી હોય તેમ વૈરાગ્યથી ગાવા લાગી:—

મુજ અબળાને મોટી મીરાત બાઇ શામળો ઘરેણું મારે સાચું રે;
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હઇએ રે;
ચીત માળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે.

ઝાંઝરીઆં જગજીવન કેરાં કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતર જામીરે.

પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે.

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચું રે

( મીરાંબાઇ )

આ ભજન સાંભળીને બકુલા પાછી મૃણાલિનિને ઉદ્દેશીને બોલી ઉઠીઃ "અલી, ક્યાં ગઇ પેલી મીરાંબાઈ, આ તો તાઇજ પદ આવ્યું. તને પણ એ તો આવડતું જ હશે."

મૃણાલિનિએ જવાબ આપ્યોઃ "હા, હા, હું મીરાંબાઇ, અને એ પદ મારૂં જ. મારૂં એટલે એ મને આવડે સ્તો !"

બકુલ—અલી ત્યારે ગાઇ બતાવ જોઇએ!

મૃણાલિનિ—ઘરમાં ચાલો એટલે ગાઇ બતાવું.

સર્વે ઘરમાં ગયાં અને મૃણાલિનિએ ગાવાનું શરૂ કર્યું. પૂર્ણ આનંદના આવેશમાં તે આવી ગઇ અને બાહ્ય સૃષ્ટિને તે જાણે કે ભૂલી ગઈ હોય તેમ તેણે હરિનું ધ્યાન ધરીને એક ચિત્તથી ગાવા માંડ્યું. બધાં આશ્ચર્યથી જોઇ રહ્યાં. તે ગાઇ રહી એટલે બધાં બોલી ઉઠયાં: "આ તને કોણે શિખવ્યું? તારામાં આટલો આનંદ અને ઠાવકાશ ક્યાંથી?"

બકુલે કહ્યું: "એને ફાવે ત્યારે એ ડાહી અને ઠાવકી થાય. બધાએ ચાળા એને આવડે. બાઇ, જાણી જોઇને ગાંડછા કહાડે છે."

પ્રિયંવદાનો ભક્તિભાવ મૃણાલિનિમાં ઉતરી આવ્યો હતો. તેના બાળક જેવા પવિત્ર હૃદયમાં ભક્તિરસની રેલછેલ થઈ રહેતી પણ તારૂણ્યની મસ્તીમાં તે ઘણીવાર તણાઈ જતી અને મુગ્ધા નિર્દોષ આનંદથી નાચતી, કુદતી નજરે આવતી.

મૃણાલિનિ જરા શરમાઇ ગઈ અને તેનાથી ઉત્તર અપાયો નહીં. તેને બદલે પ્રિયંવદા જવાબ આપવા લાગીઃ "એને એવાં એવાં પદ વાંચવાનો અને મોંઢે કરવાનો શોખ છે. એ શોખ મેં એને લગાડયો છે. પરમાત્માને શરણે રહીએ અને એની ભક્તિ કરીએ એટલે ચિંતાનો નાશ થાય અને સઘળું આનંદમયજ ભાસે. આજ કાલ સ્ત્રીઓમાં ભક્તિ ઓછી થતી જાય છે. આવાં આવાં અમૂલ્ય ભજનો ગાવાનું તો એમણે માંડી જ વાળ્યું છે."

મનમાં કંઇક ગર્વ ધારણ કરીને મૃણાલિનિ એકદમ વચમાં બોલી ઉઠીઃ "અને તેને બદલે નાટકનાં ગાયનો 'સનનન સોહે સાવરીયા સ્યામ;' ગાવાનું અને હારમોનિયમ વગાડવાનું સૌએ શરૂ કર્યું છે. એટલે હૃદયમાં આનંદ કે શાંતિનો વાસ શી રીતે થાય? આ નાટકથી તો સત્યાનાશ વળવા બેઠું છે."

બધાં ખડખડ હસ્યાં અને સાંભળી રહ્યાં. એટલામાં પ્રિયંવદા બોલી ઉઠી: "ભજન વગર ચિત્તશુદ્ધિ નથી અને ચિત્તશુદ્ધિ વગર સુખ અને શાંતિ નથી."

ઉષાને આ વાત આબેહુબ ખરી લાગી. મુંબઇમાં તેના ઘરમાં અને તેની આસપાસ પાડોશીઓમાં પણ આ નાટકનાં ગાયનો જ સંભળાયા કરતાં હતાં. ઇશ્વિર સ્તવન કે ભજનની વાત તો કોઇ સમજતું જ નહોતું. આ પણ એક માઠાં પરિણામનું ચિન્હ છે એમ હવે તેને લાગ્યું. ભજનથી આજ એને જે શાંતિ મળી હતી તે શાંતિ કોઇ દિવસ તેણે અનુભવી નહોતી. ઉષા મનમાં બરબડવા લાગી: "હાર હરિનો જ," પેલી ભક્તાણીના હૃદયને તે કેવો આનંદ આપતો હતો. આ મારો હિરાનો હાર મારી છાતી ઉપર નકામો બોજો જ કરે છે. "ઝાંઝરીયાં તો જગજીવન કેરાં" જ ખરાં, તે તેને મુક્તિનું દ્વાર અપાવતાં હતાં. આ મારાં રૂપાનાં ઝાંઝર મને બેડીની પેઠે સાલે છે. આપત્તિમાં હૃદયને સોનારૂપાથી શાંતિ શી રીતે મળે? તેનામાં સુખ આપવાની શક્તિ હોય તો તે સર્વદા સુખ કેમ ન આપે? મનુષ્ય "સુખે સોની અને દુઃખે રામ" ભજે છે. એ કેવી એની ભૂલ છે. નિત્ય સુખ આપનાર તો એક શ્રીહરિ જ છે." આમ અનેક વિચાર ઉષાના હૃદયને વલોવવા લાગ્યા.

વખત ઘણો થયો હતો એટલે હવે બધાંએ ઘેર જવાને માટે ઉઠયાં. તેમની પાસેથી છુટી પડતાં ઉષાને વજ્ર સમાન ઘા લાગ્યો. સૌ પોતપોતાને ઘેર જવા લાગ્યાં. આ વખતે બધાંનાં મન કંઇક આનંદ અને કંઇક ચિંતાની વચમાં અથડાતાં હતાં.

બીજો દિવસ વિજયાદશમીનો હતો. એ દિવસે મનહરપુરમાં એક અલૌકિક અને ઘણો અસરકારક બનાવ બનતો. તે બનાવની અસર મનુષ્યોનાં હૃદયમાં ખડીને ખડી રહેતી અને તેમના વર્તનમાં સદાએ દૃશ્યમાન થતી. મનહરપુરમાં તે દિવસે બહેનો ભાઇઓને રક્ષાઓ બાંધતી અને ઘણા મનુષ્યો—દેવીના ભકતો—અમુક અમુક પ્રતિજ્ઞાઓ અને વ્રત દેવી સમક્ષ લેતા અને તે પ્રમાણે ચાલવાનું તેમનાં સગાં વ્હાલાંઓને વચન આપતા. કોઈ અમુક નહીં ખાવાની કે નહીં પીવાની, કોઇ અમુક કામ કરવાની, કોઇ આખું વર્ષ અમુક રસ્તેજ જીવન ગાળવાની પ્રતિજ્ઞા લેતું અને તે પ્રમાણે પોતાના જીવનક્રમને ઘડતું.

ઘરડીયાઓ દારૂ નહીં પીવાની પ્રતિજ્ઞા લેતા, ચોરી કરનારાઓ ચોરી નહીં કરવાની પ્રતિજ્ઞા લેતા. મનહરપુરના મનુષ્યો તેમને સમજાવી, ફોસલાવી, તેમનું હૃદય પીગળાવી, ક્વચિત્ દેવીના કોપનો ડર બતાવી, તેમની પાસે આવી પ્રતિજ્ઞાઓ લેવરાવતા અને તેમની આત્મશુદ્ધિ કરવાનો પ્રયાસ કરતા. જુઠું બોલનારા અસત્ય નહીં બોલવાનું વ્રત લેતા અને સત્યને માર્ગે જ ચાલવાનો પ્રયાસ કરતા. આમ વિજયાદશમીનો દિવસ મનહરપુરમાં એક ઘણોજ પવિત્ર અને અલૌકિક દિવસ લેખાતો હતો.

વિજયાદશમીને દિવસે સવારના આઠ વાગે અરવિંદલાલને ઘેર ઘણાં સ્ત્રી પુરૂષો એકઠાં થયાં. બિપિનચંદ્ર, પ્રિયંવદા, હૃષીકેશચંદ્ર, વગેરે સૌએ પણ ત્યાં હાજર થયાં. બ્રાહ્મણોએ શ્રીમાતાજીની પૂજા ષોડશોપચારથી કરી અને તેઓ બેઠા બેઠા વેદના મંત્રોનો ઉચ્ચાર કરવા લાગ્યા. હવે દેવી સમક્ષ પ્રતિજ્ઞાઓ લેવાની વિધિ શરૂ થઇ. પ્રથમ પ્રિયંવદા આવી. તેણે દેવીને પ્રણામ કર્યા અને " સાદું જીવન ગાળી, પતિપરાયણ રહી, ગરીબોનું દુઃખ ટાળીશ." એવી પ્રતિજ્ઞા લીધી.

તે થયા પછી બકુલ બોલી ઉઠી: "અલી ક્યાં ગઈ મૃણાલિની! હવે ડાહી અને ઠાવકી થવાની તું પ્રતિજ્ઞા લે."

મૃણાલિનિએ તરતજ જવાબ આપ્યો: " મેં તો પ્રતિજ્ઞા લીધેલી જ છે."

બકુલે કહ્યું: " ખાવાની, પીવાની અને કુદવાની, હેં ?"

મૃણાલિનિ બોલી ઉઠી: " હા, હા, એમ માનજો, જાવ! મોહે કહે કંઈ વધારે છે ?"

લગભગ બારેક વાગ્યાનો સમય થયો એટલે રક્ષાબંધનની વિધિ શરૂ થઇ. એ વિધિમાં સૌભાગ્યવતી બહેન પોતાના ભાઇને હાથે રક્ષા બાંધતી અને તેને આ વિશ્વમાં વિજયી નિવડવાને અનેક આશિર્વાદો આપતી. એ વિધિ બહુજ ચિત્તાકર્ષક થઈ રહેતી. ભાઇઓ અને બહેનો, ને સગાંસ્નેહીઓ જાણે કે પરસ્પર સ્નેહની ગાંઠથી બંધાતાં હોય તેમ તે દેખાવ ઘણો હૃદયદ્રાવક દેખાતો. તે વેળા સર્વત્ર પ્રેમ પ્રવર્તી રહેલો, અને સૌનાં મન આનંદ અને પવિત્રતાથી ઉછળતાં અને એ ભવ્ય સમારંભની અસર લાંબો વખત પહોંચતી. દર વર્ષે નવરાત્રીમાં

એ ભાવનાઓને ફરી ફરી જાગૃત કરવામાં આવતી અને તેની અસર જીવનપર્યંત ભુંસાતી નહીં.

રક્ષા બંધાવનાર ભાઇ એક બે દિવસ સુધી અપવાસ કરી દેહશુદ્ધિ કરતો અને એ દિવસોમાં દેવીની ઉપાસનામાંજ કાળ નિર્ગમન કરતો. આ પ્રમાણે અપવાસાદિ ક્રિયાથી શુદ્ધ થયેલા ભાઇને તેની બહેન રક્ષા બાંધતી. એ વખતે પવિત્ર બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરતા; ક્રિયાની શુદ્ધિ જાળવવાને બ્રાહ્મણો પણ નવરાત્રીના દિવસોમાં સંયમી અને પવિત્ર રહેતા; તેઓ કામ, ક્રોધ, લોભ વગેરેનો ત્યાગ કરતા અને વિધિ કરાવતા. રક્ષા બંધાવનાર દેવીના ભક્તો એ વિધિનો અત્યંત શ્રદ્ધા અને ભક્તિભાવથી અંગીકાર કરતા. એથી ક્રિયાનું ફળ જેવું જોઇએ તેવું મળતું અને સર્વત્ર સુખ અને શાંતિ પ્રસરી રહેતાં.

આ પ્રમાણે ભાઇઓને બહેનોએ રક્ષા બાંધી પણ જ્યારે બકુલે હૃષીકેશચંદ્રને રક્ષા બાંધી ત્યારે તે સ્થળનો દેખાવ અપૂર્વ થઇ રહ્યો. પવિત્રતા અને શુદ્ધ વાસનાઓથી ચળકતું હૃષીકેશચંદ્રનું ભવ્ય લલાટ, તેજસ્વી મૂર્તિ, ગૌર વર્ણ, તેણે પહેરેલું સાદું પણ બગલાની પાંખ જેવું ધોળું ધોતીયું, તેના ઉઘાડા શરીર ઉપર નાંખેલું એક ઝીણી કસબી કોરવાળું શ્વેત ઉપવસ્ત્ર, વિજયાદશમીને દિવસે વ્રત લઇને તે પ્રમાણે આચરણ કરવાની તેની દૃઢ પ્રતિજ્ઞાથી ઉદ્‌ભવેલું તેના શરીરનું અક્કડપણું, દેવીની પૂજામાં અવશિષ્ટ રહેલા કુંકુમથી પીળેલું તેનું કપાળ, જાણે કે પવિત્ર વિચારદ્વારા પોતાની આસપાસ પવિત્રતાને પ્રસારતો હોય તેમ ડોલતો ડોલતો ચાલી દેવીની સમક્ષ જઈ તેનું ઉભા રહેવું, ઇત્યાદિ વડે હૃષીકેશચંદ્ર આજુબાજુએ ઉભેલાં સ્ત્રીપુરૂષોનાં ચક્ષુને અલૌકિક રસપાન કરાવતો હતો.

દેવીની સમક્ષ એ ઉભો એટલે બ્રાહ્મણોએ મંત્રોચ્ચારણથી અભિષેક કર્યો; પછી રક્ષાબંધનનું કામ શરૂ થયું. બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરવા લાગ્યા. બકુલે તેના કપાળમાં મોટો ચાંલ્લો કર્યો. પછી થોડા પ્રસાદ વડે તેનું મોં ગળ્યું કરાવ્યું; પછી તેને હાથે કસબથી ભરેલી, ચળકતી શુશોભિત રક્ષા બાંધી; તેને અનેક આશિર્વાદો આપ્યા અને તેનાં ઓવારણાં લઇને ચાલી ગઇ. હૃષીકેશચંદ્ર દેવીની સમક્ષ પ્રતિજ્ઞા લઇને કહેવા લાગ્યો: " ભારત માતા, સકળ ધર્મની જનની, તારા ઋષિઓને પગલે પગલે હું ચાલીશ, તારા પ્રાચીન ગૌરવનો પુનરૂદ્ધાર

અને પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાને તત્પર રહીશ. સંયમી બનીશ. જીવન ગાળીશ. વ્યસનથી મુક્ત રહીશ. સંયમી બનવું, સાદું ગાળવું, પવિત્ર રહી આત્મશુદ્ધિ કરવા એ આર્યોનો ધર્મ છે. યં ધર્મનું હું પાલન કરીશ અને બીજાઓને તેનો બોધ આપીશ.

**र्वे सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः**

**र्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखमाप्नुया ॥"**

ામ બોલતે બોલતે હૃષીકેશચંદ્રના મનમાં દિવ્ય આનંદ વ્યાપી સત્કર્મનું ભાન અને તે કરવાને માટે લેવાતી પ્રતિજ્ઞાથી મનુષ્ય-યમાં જે અપૂર્વ ઉલ્લાસ ઉત્પન્ન થઇ રહે છે તેવો ઉલ્લાસ તેના ણુમાં પ્રસરી રહ્યો. તેના મુખ ઉપર અલૌકિક તેજ છવાઈ રહ્યું. વેશાળ નેત્રો દિવ્ય પ્રભાથી ચળકવા લાગ્યાં. તેનું ભવ્ય કપાળ, મુખારવિંદ અને આખા શરીર ઉપર ભાવી મહાપુરૂષની પવિ-ઓજસ્ જણાવા લાગ્યું.

હૃષીકેશચંદ્રે પ્રથમ પવિત્ર બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. પછીથી તે પગે લાગ્યો અને બિપિનચંદ્રનો આશિર્વાદ લેવાને તેણે યું. બિપિનચંદ્રે તેને આશિર્વાદ આપ્યો; પછી સૌ સાંભળો વિત્ર બ્રાહ્મણો તેને ઉપદેશ આપવા લાગ્યા: "જે માદક પદાર્થો-. સુદ્ધાં ગ્રહણ કરવાનો શાસ્ત્રોએ નિષેધ કરેલો છે તે આપણે ર બુદ્ધિથી મદિરા, ધુમ્રપાન વગેરે દૂષિત પ્રવૃત્તિઓદ્વારા હમેશાં છીએ. એ માદક પદાર્થોની સેવા વડે આપણે મોટું અધર્મ ીએ છીએ. માટે તેમના સેવનને અધર્મ જાણીને દ્દઢતાપૂર્વક ત્યાગ કરવો જોઇએ. બીડી, સીગારેટ, દારૂ અને બીજા માદક અધર્મરૂપ છે. માટે તે બધા ત્યાજ્ય અને અગ્રાહ્ય છે. એવી ી કરેલો ત્યાગ પવિત્ર અને ધર્માનુસાર છે. તામસિક વૃત્તિથી ક્રોધથી થયેલા ત્યાગમાં ઉચ્છૃંખલતા અને પાપરૂપના રહેલાં ર્મિક દૃષ્ટિથી થયેલો સાત્વિક ત્યાગ નિત્ય છે. અન્ય હેતુથી ત્યાગ અનિત્ય છે. વિદેશી ખાદ્ય પદાર્થો કે વસ્ત્રો ભ્રષ્ટ પદાર્થો-મણવાળાં હોવાથી અપવિત્ર છે, આર્ય શાસ્ત્રની દૃષ્ટિમાં તે છે, અને તેથી મંદિરોમાં આપણા ઠાકોરજીને તે કામ આવે ી; તેમનો પવિત્ર કાર્યમાં ઉપયોગ કરવો એ પાપમય છે. આપણે નાવેલી પવિત્ર વસ્તુઓ અને વસ્ત્રો આપણા ઠાકોરજીને પ્રિય

છે. તેમનાથી તે રાજી રહે છે અને તેમને રાજી રાખવામાં આપણું ઐહિક અને પારમાર્થિક હિત સધાય છે. એવાં અપવિત્ર વસ્ત્રાદિ જેમ દેવોને ગ્રાહ્ય નથી તેમ તે તેમના ભક્તોને પણ ત્યાજ્ય જ છે. એવા ત્યાગમાં આર્યોનું આર્યત્વ જળવાશે, ધર્મની રક્ષા થશે અને ભારતવર્ષની મુક્તિનો માર્ગ અંકાશે."

એ થઈ રહ્યા પછી બિપિનચંદ્ર વ્રતધારીનાં કર્તવ્યો વિષે કંઈ બોધ આપવા લાગ્યો.

"આ ભારતવર્ષનાં અનેક સંતાનો મરકી, દુષ્કાળ કે મોંઘવારીમાં હાહાકાર કરતાં કાળને વશ થાય છે. તેમને આપણાં કાર્યદ્વારા જો ચપટી અન્ન કે સહાય આપી શકાય તો તે ધર્મરૂપ છે. ગરીબને મુષ્ટિ અન્ન નહીં આપનાર કે નિરાશ્રિતને અન્ન વસ્ત્ર મળે તે માટે સાદું જીવન નહીં ગાળનાર અગણિત સ્વાર્થી ભારતવાસીઓ ભલે ઈશ્વરભક્ત કે દેશભક્ત થઇ ફરે, પણ સઘળું વ્યર્થ છે. મહાન્ ભક્ત તુલસીદાસે કહ્યું છે, 'દેનેકું ટુકડા ભલા, લેનેકું હરિનામ.' એજ આર્ય જનોનો પરમ ધર્મ છે. નિરાશ્રિતને શોધીને આશ્રય આપવો, રંકની વારે ધાવા તત્પર રહેવું, અને અબળાઓ અને ગાયોનું રક્ષણ કરવું એ આર્ય શાસ્ત્ર વિહિત ક્ષત્રિય ધર્મ છે, અને એ ધર્મના પાલનમાં બ્રહ્મચર્ય, શમ, દમ, તપાદિ સાધનોવડે પ્રથમ પવિત્ર થવું આવશ્યક છે.

"વ્રતધારીએ રાગ, દ્વેષ કે ક્રોધને વશ નહીં થઇ જતાં આર્ય શાસ્ત્રો પરમ જ્ઞાનની દશા દર્શાવે છે તેમ શુષ્કપર્णवत् સુકા પાંદડાની માફક સ્વદેશી ધર્મરૂપી પવન જ્યાં ઉરાડીને લઈ જાય ત્યાં વિચરવું, તેમાંજ સંતોષ માનવો અને તેમાંજ પરમાનંદ અનુભવવો. ક્રોધ કે રાગ સહિત કરેલું અધર્મમુલક કર્મ સનાતની હિંદુને શોભે નહીં. રાગદ્વેષથી મનુષ્ય કાળે કરીને સત્ત્વહીન થાય છે; સાત્વિકવૃત્તિએ આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરાય છે; અને એ આધ્યાત્મિકબળજ સર્વોપરિ, સર્વ શ્રેષ્ઠ, અને સર્વસંપાદનીય છે. માટેજ ભગવદ્‌ગીતામાં दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः, અને वीतरागभयक्रोधः થવાનું કહેલું છે."

લગભગ સાયંકાળે રક્ષાબંધનની વિધિ પુરી થઇ અને સર્વે "અંબે માતકી જય" બોલતા બોલતા ઉભા થયા અને પોત પોતાને ઘેર વિદાય થવા લાગ્યા. એ વખતે સૌનાં મન ધર્મ અને સ્વદેશની ઉંચી ભાવનાઓમાં ઉડતાં હતાં.

[ પ્રથમ ભાગ સમાપ્ત ]

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

(સાત વર્ષ થયાં નિયમિત ચાલે છે.)

વર્ષની શરૂઆત જાન્યુઆરી માસથી થાય છે; પરંતુ ગમે ત્યારે ગ્રાહક તરીકે નામ નોંધાવીને ચાલતા વર્ષનાં બધાં પુસ્તકો અર્ધી કીંમતે મેળવાય છે. વિ. પી. પોસ્ટેજ ગ્રાહકને શીર છે.

**પ્રવેશ ફીનો રૂ.** એક ગ્રાહક થતી વખતે એકજ વાર લેવાય છે.

એક વર્ષમાં વધારેમાં વધારે રૂ. ૧૦ દસની કીંમતનાં પુસ્તકો નીકળે છે એટલે ગ્રાહકને રૂ. ૫) ભરવાના થાય છે.

ગ્રાહકને "પુસ્તકમાળા"નાં ચાલતી સાલનાં **પુસ્તકો અર્ધી કીંમતે** અને પાછલી સાલોનાં **પોણી કીંમતે** મળે છે. પુસ્તકમાળાનાં નીકળે તે બધાં પુસ્તકો ગ્રાહકોને લેવાં જ પડે છે.

**છપાતાં ને તૈયાર થતાં પુસ્તકો**—(૧૯૨૨ માટે)

૩-૦-૦ **હૃષીકેશચંદ્ર**; ભાગ ૧ લો—(ઉત્તમ ગણાતી નવલકથાની હરીફાઇ કરે તેવી સામાજીક, સ્વતંત્ર નવલકથા)

૦-૮-૦ **વિજયધ્વજ** (મ. જેમ્સ એલનના પુસ્તક ઉપરથી.)

૦-૧૦-૦ **પાપીનો પશ્ચાતાપ** (કાઉન્ટ ટોલ્સ્ટોયની એક વાર્તા.)

૨-૦-૦ **હાસ્ય કથામંજરી**; ભાગ ૧ લો.

**સંવાદમાળા**—(વિદ્વાનોના સંવાદોનો સંગ્રહ.)

**મહાત્મા ગાંધીજી અને તેમના શાશ્વત લેખો:**

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નાં પુસ્તકો.

## (ઇ. સ. ૧૯૨૧ સુધીનાં)

૨-૦-૦ હાસ્યમંદિર. (રા. બ. રમણભાઈ કૃત)
૧-૮-૦ સત્યભામા અથવા પત્નીની પસંદગી (સચિત્ર.)
૦-૧૨-૦ ગોપાળ કૃષ્ણ ગોખલે. (સિલકે નથી.)
૦-૧૦-૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
૨-૮-૦ ચોખેરવાલી; ભાગ ૧-૨ (ડૉ૦ ટાગોર કૃત.)
૨-૦-૦ જર્મનની ઉન્નતિ શાથી થઇ?
૧-૧૨-૦ મુક્તિમાળા, (વેદાન્તનો સંવાદરૂપે સરળ ગ્રન્થ)
૩-૦-૦ તત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી. (મ. જેમ્મ એલન કૃત)
૦-૮-૦ પશુમાંથી દેવ યાને પુણ્યાત્માનો પંથ. "
૦-૮-૦ સ્વર્ગની સામગ્રી યાને વિચાર તેવું વર્તન.(એલનના ચરિત્ર સાથે.)
૧-૧૨-૦ રાજસ્થાનની વીરરમણી ચંદા. (ઐતિહાસિક નવલકથા)
૧-૮-૦ સુખશાંતિ વિચારણા. (સર જોન લબકના એક સામાજીક ઉત્તમ ગ્રન્થના આધારે)
૧-૬-૦ જીવન-સુધારણાના સન્માર્ગ; ભાગ -૧-૨
૩-૦-૦ ગુલામી વહેપાર, ભાગ ૧-૨ (અન્કલ ટોમ્સ કેબીન ઉપરથી.)
૨-૮-૦ ચક્રવર્તી અશોક. (ઐતિહાસિક નવલકથા)
૦-૮-૦ નીલનેત્રી (પ્રો. બેઇનકૃત નવલકથા.)
૧-૪-૦ સ્માઇલ્સકૃત કરકસર-પૈસાદાર કેમ થવાય?
૦-૮-૦ બાલગીતા. (પૂર્વાર્ધ.)
૨-૮-૦ ધર્મપાળ (બૌદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા.)
૧-૮-૦ મેવાડ-પતન (દ્વિજેન્દ્રલાલ રૉયકૃત નાટક)
૧-૪-૦ સ્વામી વિવેકાનન્દ (ગદ્ય સુન્દર નાટક)
૧-૮-૦ ગીતાપરિચય (ગીતાજી વિશે સરળ સમજુતીનો ગ્રન્થ.)
૨-૪-૦ શારદાનું સ્વાર્પણ (સામાજીક નવલકથા.)
૨-૮-૦ કથામંજરી, ભાગ ૧ લો. } વિદ્વાનોની ટુંકી વાતો.
૩-૦-૦ કથામંજરી, ભાગ ૨ જો. }
૩-૮-૦ હિન્દુ ધર્મની પાઠમાળા
૨-૦-૦ એડીસનનું જીવનચરિત્ર.
૧-૦-૦ શિક્ષાનો આદર્શ. (ડૉ. ટાગોરના લેખો.)
૨-૦-૦ ગુર્જરસાક્ષર જયંતીઓ. (વિદ્વાનોનાં વ્યાખ્યાનો)

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદકઃ-"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" અમદાવાદ.